# પ્રેમાહુતિ

## ભાગ બીજો

લેખક

-ઓડ નિવાસી-

મગનભાઇ વલ્લભભાઇ પટેલ.

::: પ્રકાશક :::

સોમાભાઇ અવિચળદાસ પટેલ.

પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૮૮. સને ૧૯૨૮

મુલ્ય દેશમાં ૨-૮-૦

પરદેશમાં શિ. ૪

૧૩૪૩૫

::: સર્વ હક્ક સ્વાધિન :::

આ નોવેલ શ્રી રામકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ મોતીલાલ રણછોડદાસે પ્રકાશકને માટે છાપી તૈયાર કર્યું.

ઠે. માળીવાડો—નડીઆદ. તા. ૧ : ૪ : ૨૮

## * પુસ્તક મળવાનાં સ્થળ *

મેસર્સ સોમાભાઇ એ. પટેલ.

નાઇરોબી, મોમ્બાસા, જંગબાર અને દારેસલામ.



મેસર્સ દવે એન્ડ કું.

કમરસીયલ સ્ટ્રીટ, મોમ્બાસા.



મેસર્સ કે. ડી. રાવલ એન્ડ કું.

મોમ્બાસા.

# અનુક્રમણિકા.

# અર્પણ પત્રિકા

પાપ નિવારીણિ

મા

ગરવી

"ગુજરાત"ને

ખોળે

—સપ્રેમ !—

માનો બાળ

મગનભાઈ.

# —અંજલી—

જે હિસતાં હૈયા સુનાં, તે આજ કોમળ થઇ રહ્યાં,
કઠીન હિયડાં જે હતાં, પુષ્પો સમાં તે થઇ ગયાં.
દિલ તટે મૃદુતા તણી, લહેરીઓ હેલાય જયાં,
તે તણાં શીત શિકરો સૌ, અમી ઝરંતાં થઇ ગયાં,

✤ ✤ ✤

કુંજે ખીલેલાં બાવરાં જે, ચરમ દિલનાં થઈ રહ્યાં,
અસ્મની તે ક્રુર સીડી, હાર પુલડાંની થતાં;
એ પુલડાંની વાસ કંઈ, હરદમ કલેવર કાપતી,
તે આજ બદલાઇ બધી, આલમ રહે છે મહેકતી.

✤ ✤ ✤

દાવ ફેંકે પ્રેમ દર્દી, બાજી પ્રભુના હસ્તમાં,
એક ચુકી દાવ બીજે. તે ઝુકે મદ મસ્તમાં;
જયાં જયાં હતાં પુષ્પો બધાં, ત્યાં ત્યાં ઉગ્યાં કંટક આખરે.
આજ તે કોમળ બની, છુટયાં અરેરે આખરે.

✤ ✤ ✤

માળા ગુંથી સ્વર્ગી પુલે, કંઇ દિલડાંના અર્કની;
મ્હેકાવવા પરિમલ જગે, તમ બ્હાવરાંના દર્દની;
સંદેશ વિદ્યુત વેગથી. પાઠવીશું નિશ—અહો,
ઓ પ્રેમીઓ! ઓ બ્હાવરાં! આલમ બધે રમતાં રહો!!

લેખક

# —એક વાત—

મારા આ પ્રયાસ માટે હવે કંઇ કહેવાનું નથી રહેતું; પણ કેટલાક બંધુઓએ મને ભાર દઇ જણાવ્યું કે આખરનો ભાગ સ્નેહ મિલનમાં લાવવો જોઇતો હતો તેવા માયાળુ અને સ્નેહાળ વર્ગને જણાવીશ કે તેમ કરવાની તો મને ઘણી હોંશ થઇ, કિન્તુ "પ્રેમાહુતી નામને લાયક ઘટના ઉપસ્થીત કરવાની હોવાથી અને તેમ કરવાથી સમાજનો ચિતાર કંઇક દરજ્જે તો રજુ થશે તેજ ભાવનાથી મ્હે આ પ્રમાણે અંત આલેખેલ છે; તો વાંચક વર્ગ ક્ષમા બક્ષશે.

આ વાર્તા છપાવવામાં જેમણે મને ઉત્તેજના દીધી છે તેવા સર્વનો ફરીથી આભાર માનું તે પહેલાં ભાઇ પુરોહિત મણીભાઇ માટે સહેજ લખીશ તો તે વ્યાજબી ગણાશે તે ઉગતા યુવાને મને સંગીત બાબત જે સલાહ આપી છે તે માટે તેનો હું રૂણી છું અંતમાં વાંચક વર્ગ હંસમતિથી મારા પ્રયાસમાંનો ફક્ત સાર ગ્રહી તે જીવનમાં ઉતારશે તો મારો તે પ્રયાસ સફળ માનીશ.

લી. સેવક

**મગનભાઇ વલ્લભભાઇ પટેલ.**

લેખકઃ

# —નિવેદન—

પ્રેમાહુતિનો પ્રથમ ભાગ જનસમુહના કરકમળમાં અર્પાયા બાદ આ બીજો ભાગ પ્રગટ કરી વાંચકવૃંદ સમક્ષ રજુ કરતાં મને અત્યાનંદ ઉદ્ભવે છે.

આ નવલકથા લેખક શ્રી મગનભાઇએ જ્યારે લખવાની શરૂ કરી ત્યારે તેનું કદ કેટલું થશે તે માત્ર અંદાજથીજ ધારી લેવામાં આવેલ હોઇ તેનો આ દ્વિતિય ભાગ કરવો પડશે એવી કલ્પના સરખી પણ ન હતી, પરંતુ જેમ જેમ તે લખાતી ગઇ તેમ તેમ તેમાં એવો એકધારો છટાદાર રસ આવવા લાગ્યો કે લેખક તેના કદ ઉપર આધાર રાખી શકયા નહિ અને ધાર્યા કરતાં કદ બમણું થવાથી આ બીજો ભાગ બહાર પાડવામાં આવે છે.

જે સજ્જનો સાહિત્ય પ્રેમી હશે, અને જેમનામાં ઉગતા લેખકોને સત્કારવાની ધગશ હશે તેવા સર્વ કોઇને ઉપરના ખુલાસાથી સંપુર્ણ સંતોષ થશે એવી હું આશા રાખું છું અને જયારે વાંચક વર્ગ વાર્તા પુરી રીતે વાંચશે ત્યારે ખસુસ તેઓને ખાત્રી થશે કે સર્વ કોઇનાં આ નવલ કથા માટે ભરેલાં નાણાંનો સદુપયોગ થયેલ છે તેમાં જરાયે શંકા નથી.

લેખકનો નવલકથા સાગરમાં પગ મુકવાનો આ પ્રથમ પ્રયાસ છે, તેમ છતાં જે શૈલી તથા ગુથણીવાળા હાવભાવોથી આ નવલકથા તેમણે આલેખેલી છે તે પ્રશંસનીય છે. અને સારી નવલકથાઓમાં તેને ખરેખર વિના સંકોચે સ્થાન આપી શકાય,

આ નવલકથા પ્રગટ કરવાનું મને જે અનાયાસે માન પ્રાપ્ત થયેલ છે તેથી તે લેખકનો, તેમજ હિંદુસ્થાનમાં તેને છપાવવાની ગોઠવણ કરવા માટે શ્રીયુત હરિભાઈ કુબેરભાઇ પટેલ; તથા શિવાભાઇ ઝવેરભાઇ પટેલનો અત્રે ઉપકાર માનવાની તક લઉં છું તેમજ આ નવલકથા સનમ શ્મશાન નામથી પોતાના ખેડાવર્તમાન પત્રમાં છાપવા માટે લેખક તરફથી રા. રા, સોમચંદ પાનાચંદનો આભાર માનું છું. છેવટે જે જે ગૃહસ્થોએ આ નવલકથાના ગ્રાહક બની લેખકને ઉત્તેજન આપ્યું છે, અને ભવિષ્યમાં આપશે તેમનો હું આભારી છું; અને આશા છે કે લેખકના પ્રયાસને દાંપત્ય ભાવ ધરાવનાર આપણો સમાજ સત્કારશેજ. ઈત્યોમ્.

મોમ્બાસા
તા. ૨૮-૧૨-૨૭

લી. સોમાભાઈ અવિચળદાસ પટેલ
પ્રકાશક.



# પ્રસ્તાવના.

ચાલુ જમાનાનાં સામાજીક વિતકોનો તાદ્દશ્ય ચિતાર આલેખતાં આ 'પ્રેમાહુતિ' નામક નવલકથાની પ્રસ્તાવના લખવાનું કાર્ય મારા શીરે આવશે એવી મને સ્વપ્ને પણ કલ્પના ન હતી; છતાં પણ આ બાલ લેખકની આજ્ઞાને હું પાછી ઠેલી શકયો નહિ. લેખકનો આવી નાની વયે આ પ્રથમ પ્રયાસ છે, છતાં ખરેખર જેમ જેમ વાર્તાનાં પાનાં મનમાં ધ્યાન દઇ તપાસતા જઇએ છીયે; તેમ તેમ તેમણે આલેખેલાં સર્વ સુત્રો તથા પાત્રોના જીવન એ તો ખરેખર હૃદય મન્થન કરી નાખે તેવી ગુંથણીથી સરજાયેલ ભાસે છે.

આજના જમાનામાં આપણે જોઇએ છીયે કે સાહિત્યકારોમાં પણ અંગત અંગતના દ્વેશને લઈ, વળી ખરેખર બીજી બાજુએ જોતાં ઉત્તેજના શકિતની ઉણપને લઇ પણ ઉગતા નવયુવકોનાં નવ જોશ કુંઠિત બની જાય છે. તેને બદલે જો સાહિત્ય રસિક વર્ગ ત્રુટીઓને ત્યજી ગુણગ્રાહી બની ઉત્તેજન અર્પવાનું શીખે તો ખરેખર આપણી ગરવી ગુજરાતના અહોભાગ્ય! સરલ અને સાદી પણ મનને ખીલવનારી ભાષામાં પ્રૌઢ કલમથી લખાયેલ સામાજીક નવલકથાઓ કોણ કહે છે કે સમાજમાં પ્રગતિને પ્રોત્સાહન રૂપ ન હોઇ શકે? અને આવા સ્થળે ખરેખર ભાઇ મગનભાઇએ આ પ્રથમ પ્રયાસ રૂપ ગરવી ગુજરાતને ખોળે મુકેલ નવલકથા તે સ્થાનને લાયક છે તેમતો વાંચક વર્ગ આપોઆપ સમજીજ શકે તેમ છે.

આપણો પ્રાચિનકાળ કેવો ચિરસ્મરણીય છે કે જેના પ્રભાવે આપણે યુગ યુગથી ઘવાતા આવ્યા છીયે, છતાં પણ દુનિયામાં ધાર્મિક બાબતોમાં ભારતનું સ્થળ અગ્રગણ્ય મનાય છે. એ પ્રાચિન જાહોજલાલીના ધર્મ બોધ પુર્વે પંશ્ચિમને શીખવ્યા છે. આવા ઉચ્ચ કોટીનાં આપણાં સાધનને ત્યજી હિંદ પુત્રો ઘણા ખરા ભાગમાં સાંપ્રતકાળે ઉલટા જઇ સ્વજાત અને કર્તવ્યથી વિમુખ બને છે. આજે આશ્રમી જીવનની પ્રણાલિકા નષ્ટ થઇ છે. આ સૌ ચીતારો લેખકના બાલ મગજમાં સ્ફુરે તે શું ખરેખર વંદનીય અને પ્રશંસનીય નથી ? ખરેખર છે જ !!

ઓ સમાજ ? જ્યારે સર્વ રીતે ઉચ્ચતાની પરાકાષ્ટાએ તું હતો, ત્યારે તારા ખોળે ભડવીરો અને ધર્મ ધુરંધરો પાકતા હતા; અને તે સમયે સતી અને સાધ્વી લલનાઓ આર્ય દેશને પાવન કરી જતી હતી. એજ સમાજના ઓ વારસો ? આપણે વર્તમાનકાળે કઇ દિશાએ દોરવાઇએ છીએ તેનો જરા ખ્યાલ કરો. હવે તો આળસ તજી કુંભકર્ણની નિદ્રા છોડેજ છુટકો છે. દેશની અભ્યુદયતા અને સામાજીક પ્રગતિને કેળવવી હોય તો વખત જેમ જેમ પોતાની પાંખ ફેરવે છે તેમજ આપણી જુની ઉતરી આવેલી કેટલીક રૂઢિઓને પણ ફેરવી નાખવીજ રહી. સારા કાર્ય માટે કડીસુતા અને વિટંબણા કોણે નથી જોઇ ? પણ દુઃખ પછી સુખ એ ન્યાયે વર્તી જો ભારતનાં સંતાન પોતાની પ્રગતિ ઇચ્છે તો જરૂર નિસંદેહ તે આપણી પાસેજ છે.

જેટલું જુનું તેટલું બધું સારૂ છે એમ માનવું તે પણ ભૂલ છે. સાધુ પરિક્ષા કરી સારાને સ્વીકારે છે અને ખોટાને ત્યજે છે; ત્યારે અસાધુ ગાડરીયા પ્રવાહે રૂઢિનો ગુલામ બની દુઃખી બની અન્યને

દુ:ખી બનાવે છે. આ સૌ ચિતારો તો લેખકની લેખીનિ આપી ગઇ છે એટલે એમાં શું લખવાનું બાકી રહે તેમ છે ?

શશીકાન્ત જેવો વકીલ રૂઢિનો ગુલામ બને છે અને તેજ રસ્તે હરિલાલ જેવો ન્યાયાધિશ પણ વળે છે; આ બે સચોટ દલીલો ઉપજાવે તેવી બીનાઓ તો ખરેખર ભાઇ મગનભાઈ એ સમાજને ટકોર મારી શરમ ઉપજાવે તેની રીતેજ ઘડી છે. ટીકાઓ નહિ ગણકારતાં સાચા હોઇ નિડરતાથી ઝુંડો ફરકાવીશું; તો ખરેખર સ્નેહનો ડંકો તૈયારજ છે. પણ કયાં છે તેવા નિડર નવયુવકો ? અત્યારે તો સર્વ કોઇને વિના ભોગે નેતૃત્વપદ જોઇએ છીયે. મીઠી વાતો રૂચે છે; અને કડવી પણ હિતદાયક બાબતો ખુંચે છે. એ આપણી નિર્બળતા છે; અને ત્યાં સુધી ભારતની આબાદી દૂરને દૂરજ છે.

અત્યારે આપણા સમાજમાં ઘણા ફેરફારો થવા જોઇએ અને જો તેમ થાય તો ખરેખર તેના તેજ પ્રભાવિ ભીમ સમા ભડવીરો ભીષ્મ જેવા નષ્ઠિક બ્રહ્મચારીઓ, પત્ની પ્રેમી રામચંદ્રો, અને ભક્તિ પ્રેમી પ્રલ્હાદો તથા સુધન્વાઓ થતાં વાર ન લાગે સમાજ ત્હારાં નરનારીઓ આવા સુપંથે કયારે વળશે ? લેખકે આલેખેલ—

"મ્હેં કાયદો તોડયો નથી, તોડયો ભલે તો છો તુટે,
કુદરત શીખાવે ચાલવું, ચાલી રહ્યો એ ચારૂને."

આ કડી કયા શુદ્ધ પ્રેમીનું દીલ નહિ ડોલાવે ! "આવા પ્રેમીઓ કયાં છે આ અવનીમાં ?" એવો કોઇ સવાલ પુછવા લલચાય તો ખરેખર પ્રસ્તુત નવલકથા તેનો જવાબજ છે આ તો નવલકથા એક કલ્પિત છે; છતાં પણ દેશના કયાએ ભાગમાં આવાં પ્રેમીઓ વિદ્યમાન તો હશે જ.

"પ્રેમાહુતિ" ની પ્રસ્તાવના પહેલા ભાગમાંજ સંપુર્ણ છે. એટલે વાંચક વર્ગ કથાનો મુખ્ય ભાગ તો એ પરથી સમજી શકે તેમ છે. ખરેખર આ નવલકથા વાંચકને સ્નેહની ભાવનાઓ અર્પશે નિડરતાના પગથીયે પણ પહોંચાડશે. સામાજીક સુધારાનો રદીયો પણ તૈયાર કરી આપશે તેમાં જરા પણ નવાઇ નથી, સર્વ કોઇને વિધ્ન વિધ દશાએ દોરનાર આ નવલકથા છે એ તેની મુખ્ય ખુબી છે.

રમાનાથ અને કાન્તા જેવાં નર નારીઓ ઉચ્ચ આદર્શનાં પુજકો હોઇ સ્વકર્તવ્ય સમજી જીવન ગાળે છે; તો તેમનાં સંતાન શશીકાન્ત અને વિનોદ તે પણ નિડર અને સારાં બને તે સ્વાભાવિક છે. છતાં પણ સમાજની પાંખમાં સપડાઇ શશીકાન્ત કર્તવ્ય વિમુખ થવા દોરાય છે એ બનાવ તો કાળજે ખુંચે તેવો છે. પારકાની દયા દિલમાં રાખી રમાનાથ તથા કાન્તા જાત્રાએ જાય છે ત્યાં પ્રસન્ન નામની એક અનાથ બાળાને ગુણિકા ગૃહેથી છોડાવી વનિતા વિશ્રામમાં મુકે છે; પણ આ પુણ્યાત્માઓ ટુંકમાંજ વાર્તાના પહેલા ભાગમાં વર્ણવેલ પ્રકરણ બીજાની દશાને પામે છે, એટલે હવે બન્ને બાળકો પિતાના મિત્રને ત્યાં ઉછરે છે ત્યાં શશીકાન્ત કુમારિ કુમુદનો હસ્ત પ્રાપ્ત કરી ભરૂચ જાય છે. આ સર્વ થતાં ઘણાં વર્ષો થાય છે તે અરસામાં અન્ય તરફનો ચાલતો ચિતાર રજુ કરવામાં લેખકે ખરેખર અનહદ કળા વાપરી છે.

મંગળા મુળ નડીયાદની કન્યા અને કાન્તાની પીતરાઇ બ્હેન ! તેનામાં તફાવત થતાં તેના શરીરે કેવી નર્કયાતનાઓ તુટી પડે છે એ શું સમાજને બોધ નહિ આપે ? હજારો વાર આપશેજ ! ચંપાનો ઇતિહાસ પણ તેવુંજ દૃષ્ટાંત છે. કાન્તિલાલ જેવો અઠંગ ઉઠાવગીર

પણ મુંબાઈના ડીરેક્ટીવોને પાણી પીવાડે છે આ સૌ બનાવો જેમ જેમ વાંચીયે છીયે તેમ તેમ નવું અને નવું કુતુહલ આપણા મગજમાં થયા સિવાય નથી રહેતું.

યથા સમયે નાનો વિનોદ પણ કુશાગ્ર બુદ્ધિ વાળો નિવડી કોલેજમાં જાય છે. ત્યાંથીજ ખરેખર લેખકનો લખવાનો આદેશ શરૂ થતાં હોય તેમ છે. મેના નામની મધુરિ કન્યાનો પ્રેમ પાત્ર બને છે; તે દરમ્યાન તો મુંબાઇમાં વેકેશન ગાળવા ગયેલ હોવાથી તે કલા નામની કોઇ કુમારિને બચાવીને તેનું દિલ આકર્ષી લાવે છે. આ પ્રીતિ ત્યજી યુવાન વિનોદ મેનામાં શુદ્ધ આચરણે અને શુદ્ધ પ્રેમે દોરાય છે તે સૌ ઇતિહાસ પ્રેમીઓને રૂદન કરાવે તેમ છે. મેનાની માંદગીમાં વિનોદની જે સ્થીતિ થાય છે તેનું વર્ણન આ બાલયુવકે કયા ભેજામાંથી કલ્પી કહાડયું, તેજ સમજવું મુસ્કેલ થઈ પડે તેમ છે. આખરે ' મ્હેં ગ્રહ્યો નથી સંસાર " અને " મ્હેં ત્યજ્યો નથી સંસાર " આ પ્રકરણો હદ વાળી નાખે છે. કલા અને મેનાને માટે સમાજથી કંટાળી તેનાથી છાનોમાનો વિનોદ મેનાને લઇ સવિતાનો પ્રેર્યો મુંબાઇમાં જાય છે પણ ત્યાં પાછી સમાજની વાત ઉપરથીજ થતાં તેનું દીલ કબજે નથી રહેતું અને આખરે તે દરિયે પડે છે; અને તેની પાછળ મેના પણ યાહોમ કરી ઝંપલાવે છે તે સૌ દેખાવો સમાજની ઉંઘ શું નહિ ત્યજાવે ?

રમાનાથે બચાવેલી પ્રસન્ન પણ કલકત્તામાં ચંપકનું પ્રેમપાત્ર બને છે તે પ્રેમ ગ્રથી પણ જોવા જેવી છે. દિલનું એકિકરણ તેજ લગ્ન એ તો તેનો સાર છે. આ જોડું પણ સમાજમાં સપડાઇ કઇ દશાયે જાય છે તે સૌ વાંચક આપોઆપ સમજી શકે તેમ છે.

અને આખરે આ લેખકે છેલ્લી વખત તો હોસ્પીટલમાં જયારે સર્વ મંડળ ભેગુ કર્યું છે ત્યારે હદ થાય છે તે સૌ ગોઠવણુ ખરેખર લેખકની કળાને નમુનોજ છે,

મેના અને કલા પ્રેમીની ફરજો તે પોતાની ફરજો ગણી તેની ગેરહાજરીમાં પોતાના દેહમાંથી રક્ત માંસ આપે છે તેજ ક્ષણે વિનોદ બાહોશ ન્યાયાધિશ બની મુકુન્દના નામે ત્યાં આવે છે તે કયા પ્રેમી દિલને નહિ રડાવે ? પ્રેમી દિલ તો જગમાં સર્વ કોઇ હોય છે. પણ આ કયો પ્રેમ તેનો ખ્યાલ ત્યારેજ આવે તેમ છે. આ ત્રિપુટિની આહુતિ તેજ "પ્રેમાહુતિ" બાલ લેખકે ફક્ત એક માસમાં લખેલ આ કથાની આવી રીતે યથાશકિત પ્રસ્તાવના કર્યા બાદ એક બાબત તરફ ઉંતરૂં તો તે અસ્થાને નહિજ મનાય.

પ્રિય ! વાંચક ! તુ સારા સારનો વિચાર કરી ચાલુ જમાનામાં આપણા ગાડરીયા સમાજમાં ત્યાજય છે તે સમજીશ અને સર્વ કોઇને સમજાવીશ ખરેખર ત્હારો તે ભગીરથ પ્રયાસ એક દિન ફળશે. ફળમાં આપણો જરાયે અધિકાર નથી; કર્મ એ આપણો મુદ્રા લેખ છે. અને લેખકનો પ્રયાસ પણ ત્યારેજ સફળ થયો તેમ તે સમજે. આપણા સમાજમાં આદી અને સચોટ પણ અમોઘ શક્તિ ધરાવનાર શૈલિ તથા ભાષાથી લખાયેલાં પુસ્તકો જરૂર સર્વને ઉપયોગી થાય તેમાં શંકા નથી. આ ન્યાય લેખકે બરાબર રીતે પોતાના દિલમાં જાળવ્યો છે; છતાંયે પણ કંઇ કંઇ ઉન્નતિની આશાએ તેમનાં હ્રદયન મન્થન બહુજ કુધાં છે તે સર્વ વિચારી ન્યાયી વાંચક વર્ગ આ તેમનો પ્રયાસ સત્કારી અન્ય

ગ્રંથનું જીવન પેદા કરવા લેખકને હોશ તો હું કહી શકું છું કે તે લેખક સમાજને ઉપયોગી થઈ પડે તેમાં જરાયે શંકા નથી.

નથી તેમનામાં હુંપદ કે નથી તેમનામાં "પ્રેમાહુતિ" આલેખવા માટે જરાયે ગર્વ! આ બાલ લેખકને જોતાં મનમાં ખરેખર થાય છે કે આ શું ઇતિહાસ તેમના મગજે ગુંથી નાખ્યો છે! કુદરતે તેમને બક્ષેલી આ શકિતને પોષવાનો અવસર ઓ ગુજરાત તારા ખોળે આવે છે તો તારા સાહિત્ય રસિકોની રસિક નામાવલિમાં તેમનું નામ સુવર્ણે અંકે લખી રાખજે! ઉણુપતો સૌમાં હોય! ઇત્યોમ...... લી૦

**ડાહ્યાભાઈ દેસાઇભાઇ પટેલ.**



# પ્રેમાહુતિ

## ભાગ ૨ જો.

---

## પ્રકરણ ૧ લું

---

### "અનાથ બાળકો."

---

"યુવાનીમાં પ્રભુ પૂજ્યા, છતાં દેદાર કીસ્મતના;
લખાયા જે લલાટોમાં કદિ તે નાજ ફરવાના."




શી વિશ્વનાથનાં દર્શન કરી આનંદસહ તેઓ કલકત્તા પાછાં આવ્યાં. અહિં લગભગ ફરીથી દશ દિન રોકવાનો તેમનો ઇરાદો હોવાથી આખરે પહેલાનુંજ મકાન ભાડે રાખ્યું, રમાનાથે કાન્તાને સૌ સ્થળ બતાવ્યાં. કલકત્તાની મોટી મોટી શેરીઓમાં આખાં વાસ-દનાં વાસદ સમાઇ જાય તેવી તે હતી, પરંતુ પોતે મુંબાઇમાં રહેલ હોવાથી કાન્તાને આ શેરીઓનો કંઇ બહુ વિસ્તાર જણાયો નહિ. આશા તથા વિનોદ માટે ભાતભાતનાં રમકડાં પણ લાવવામાં આવતાં. કાન્તા જાત્રા કરીને સંસાર પાર ઉતરી ગયેલી જાતને પૂણ્યશાળી

માની સુખે અને સંતોષે રમાનાથને સંતોષી પોતાના દિનો કલકત્તામાં પસાર કરતી હતી. પેલી બ્રાહ્મણીને ત્યાં અત્યારે પ્રસન્નનું નામ પણ ન હતું. કોઇ કોઇ વાર એ છોડી કાન્તાને યાદ આવતી ત્યારે તેનાપર ગુજરેલા સિતમ સંભાળી તેનું પોચું હૈયું કકળી ઉઠતું હતું.

આજે રવિવારનો દિવસ હોવાથી તેમને બાગમાં ફરવા જવાનું હોઇ તેઓ પહેલેથી પરવારીને અજાણ્યાં હોવાથી લગભગ સાડાચાર વાગે એક વિકટોરીઆ ભાડે કરી ફરવા માટે ગયાં. મોટા બજારમાં થઇને ગાડી જતી હતી. ત્યાં રસ્તામાં બાળકો ' મા જો પેલું રમકડું, અને બા જો પેલી ટોપી ' કહી ગમ્મત કરતાં હતાં. લગભગ અર્ધો રસ્તો કાપ્યા બાદ ત્યાંથી પાતરોનાં મકાનો શરૂ થતાં હતાં. રમાનાથે ડોળમાંજ કાન્તાને સૌ ખેલ સમજાવી દીધો. આ પાતરો નીચે રખડતા આદમીઓને આંખના ઇશારાથી અથવા તો પોતાની નાજુક ડોક હલાવી પોતા પાસે બોલાવતી હતી તે પણ કાન્તાએ જોયું. મૂળથીજ બરાબર જતન તથા સાચવણી થવાથી કલકત્તા અગર તો ગમે તે સ્થળની પાતરેનાં શરીર સારાં દેખાવડાં તથા સુંદર બને છે. તેમાંય કલકત્તાએ તો હદ કરી છે. કમાન જેવાં તીરછાં નયનથી ભલભલાને સહેજમાં ભૂલાવે તેવા દેખાવવાળી પોતાનીજ જાતિની સ્ત્રીઓ આવી કલંકિત જીંદગી ગુજારે છે તે જોઇ કાન્તાના મનમાં થયું કે નિચ સ્ત્રીઓ કરતાં હજારો દરજ્જે પુરૂષ સારા છે. પુરૂષને લલચાવવાનો ઇશ્વરી ગુણ સ્ત્રી જાતિમાં છે અને તેથી ભોળા યુવાનો તેમાં સપડાય તે સૌ બનવા જોગ છે. નિચ જીંદગી ગાળી પઇસાના મોહે પાપનાં પોટલાં ભેગાં કરી ઉંચકવાં

તે શું અધમતા નથી ? કયો પઇસો તથા મોજવિલાસની નિશાનીઓ સાથે આવવાની છે ! જે પરદેશી આટાના થોકેથોક મુખપર લગાડયા હોય છે તે સહુ આખરે જીવ જતાં ફના થવાનું છે. આ પ્રમાણે તેના મનમાં ગડમથલ થતી હતી તેટલામાં એક શાંત જગા આગળ તેના કાને ઉપલા મકાનમાંથી ચીસ સંભળાઈ.

" રમાનાથ ! જરૂર આ ચીસ પેલી બિચારી પ્રસન્ન પાડે છે. હાય હાય ! પેલો સુધિઓ પણ તેને આ નર્કયાત્રામાં મૂકી ગયો છે કે શું ? "

" મને પણ તેમજ સમજાય છે. પણ આપણે શું કરીયે ? પ્રસન્ન જેવી હજારો નાની નાની બાળાઓને છેતરીને અહિં ફોસલાવી લાવવામાં આવતી હશે. કેટલીયે તો વાતાવરણની છાપોથી આપોઆપ મોહમાં પડતી હશે. નહિતો આ પ્રમાણે વરસોનાં વરસો સુધી તેમની સંખ્યા ઘટવાને બદલે વધતી જાય છે તેનું કારણ શું ? પ્રસન્ન માટે આપણો શો ઉપાય છે ? " રમાનાથે કાન્તાને શિખામણ આપી.

" પણ પ્રભુ ! આ જગાએ ધારો કે હું હોઉં તો તમારી શી દશા બને ? "

" ઠાર કરૂં તને અગર તો હું ઝેર પી મરૂં કાન્તા. "

" શા માટે આમ કરો તે કહેશો ? "

" હા આપણે સંબંધ બંધાયો છે ત્યારથી આપણે એક બીજાને માટે પ્રણાર્પણ કરવાના છે "

" તો પ્રભુનાં સૌ બાળકો એકબીજાનાં સંબંધી નથી શું ? આપણે જે સંબંધ બાંધીયે છીયે તે તો બનાવટી છે. પરંતુ પિતા

પ્રભુએ જે ઘાટ ઘડયા છે તેમાંજ ખરી શોભા છે. એ પેલી કથાનો સાર ભૂલી ગયા ? "

" ખરેખર કાન્તા ! તારા દિલમાં પ્રસન્ન માટે થતી લાગણીથી મને આનંદ થાય છે. પણ આપણે તેમાં શું કરીયે તેમ છીએ ? વળી એ પ્રસન્ન હશે તેમ પણ આપણે શા ઉપરથી ફક્ત ચીસ પરથી અનુમાન કરી શકીયે ? '

" એમજ કહોને કે તમારે જવું નથી, અને એ બાળાને છોડાવવી નથી: " વ્યંગમાં કાન્તા બોલી.

આ કથનથી રમાનાથે એકદમ ગાડી થોભાવી. અને પોતે પાછો ચાલ્યો ગયો. જે મકાનમાંથી ચીસ આવતી હતી તે મકાન લગભગ ચારેક ફર્લાંગ જેટલું દૂર જતું રહ્યું હોવાથી તેને વાર લાગી.

આ તરફ ગાડીમાં કાન્તા પોતાનાં બાળકો સાથે રમાનાથની રાહ જોતી હતી. તેટલામાં જ તેની નજર એક પારસી યુવક પર પડી. તેને એમ થયું કે " આ પુરૂષને મ્હેં કદિ કયાંક જોયો છે. વળી તે પણ મારી સામું તાકી રહ્યો છે તેનું કારણ શું ? મુઆ આખા કલકત્તાના લોક જ બદદાનત વાળા હશે શું ? જેને તે સ્ત્રીઓ આવી જ હશે ? ગમે તેવું મોજ વળું પણ મુંબાઇ આના કરતાં ઘણું સારૂં " આ પ્રમાણે તે વિચાર કરતી હતી તેટલામાંજ પેલો પારસી ધીમે ધીમે તે તરફ આવી ગાડીવાળા સાથે બંગાળીમાં વાત કરવા લાગ્યો.

કંઇક વાતચિત કરી આખરે ગાડીવાન નીચે ઉતર્યો. અને તેણે પેલા પારસીને ઉપર પોતાની સીટ પર બેસાડી હાથમાં લગામ આપી. આ સૌ વ્યવસ્થાનો હેતુ કાન્તા સમજી નહિ. વિચાર કરે તેટલામાં

તો ગાડી ઉપડી. કાન્તા ગભરાઇ ગઇ. હાય હાય આતો ધર્મ કરતાં ધાડ આવી. રમાનાથ મને કયાંય કયાંય શોધી શોધી થાકશે. એમ પણ તેણી બોલી ગઇ તરતજ પેલા પારસીએ કાન્તાને કહી દીધું.

"કાન્તા! સહેજ પણ બોલી તો તારા છોકરાનું ખૂન કરીશ. માટે ચૂપચાપ બેસી રહે."

આ અવાજ કાન્તાએ ઓળખ્યો, "હાય પ્રભુ! આતો પેલા જુઠાં ઘરેણાં આપનાર તથા મને ફસાવનાર નવનિતલાલ!" એ શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા. તે રૂદન કરવા લાગી. કલકત્તાની પોલીસ સ્ત્રીની બરાબર તપાસ કરે છે. કોઇ સ્ટેન્ડ ઉપર પોલીસે આ રૂદન કરતી અબળાને જોયાથી ગાડી થોભાવવા વીશલ મારી પણ કોણ સાંભળે? ગાડી તો દોડી જ ગઇ.

આ તરફ દોડતો દોડતો રમાનાથ પેલા મકાને આવ્યો. નીચે ઉભેલા ભાડવાને રૂપિઓ આપી સીધોજ ઉપર ચાલ્યો ગયો ઉપર જતાં તેણે જોયું કે જેનો કરૂણ સ્વર સંભાળતો હતો તે અન્ય કોઇ નહિ પણ પ્રસન્ન પોતે જ હતી. અત્યારે તે ગરીબ દશ વર્ષની ગાય જેવી બાળા કોઇ પાપીની વાસનાનું સાધન બની બેભાન બની ગઇ હતી " રે નરાધમ! મનુષ્ય! તને આવી ફુલ જેવી કુમળી બાળા ચુંથતાં જરાયે શરમ ન આવી! અને આ પઇસાની લાલચુ પાનેરો! તમારી પણ ઇચ્છાને અને લાગણીને ધન્ય છે કે અરે ધીટકાર છે કે આમ ઉછળતાં અનાથ બાળકોને છુંદાવવામાં તમો શોભા માનો છો.' આવો વિચાર તેના મનમાં આવી ગયો. બેભાન બાળાના અવ્યવસ્થિત દેહ નજીક એક દાસી બેઠી બેઠી પવન નાખતી હતી. આ દાસીના આંખમાંથી પણ અશ્રુ વહેતાં હતાં. નર્કમાં વસતી ગમે તેવી નીચ હોય છતાં આખરે તે પણ એક સ્ત્રી હતી ને!

"આ મકાન કોનું છે! મને સત્વર જવાબ આપ?" રમાનાથે જણાવ્યું.

રૂદન કરતી ભલી દાસીએ રમાનાથને ચૂપ રહેવા કહ્યું. અને ધીમેથી હાથનો ઇશારો કરી સમજાવ્યું કે આ બાળાની દશા આવી કયા સ્થળમાં થાય? રમાનાથ ધીમો પડયો. તેને સમજાયું કે આ દાસી પણ પ્રસન્નની દયા ખાઇ રોવે છે.

મહેરબાની કરી જો તમોને દયા હોય, અને ખાસ બૂમો પાડી થાકેલ અને હારેલ આ બાળાની દયા આવતી હોય તો તેને અહિંથી ઊંચકી જાવ. હું ગમે તે જવાબ આપીશ એ રાંડ ખજાને! રડયો મુઓ એ પારસી! તેણે જરાયે દયા વગર આ છોકરીને મારી નાખી અને હાસ કહી આ રાંડ ખજાને રૂપિઆ ૨૦૦ બે ઘડીના આપી ગયો. પ્રભુ ઇચ્છાએ જ તે બચશે. નહિ તો તેણી મરીજ જશે."

રમાનાથને સહેજ પણ વિચાર કરવાનો ન હતો. તેણે દાસીના હાથમાં રૂપિઆ ૫૦ ની નોટ મૂકી દીધી. અને આ બેભાન બાળાને વ્યવસ્થિત રીતે તેને ઉપાડી નીચે ઉતર્યો. નીચે પેલા ભડવાને પણ તેણે ૧૦ રૂપિઆ આપ્યાથી તે તો એક પડદા વાળી મોટર પણ ભાડે લઇ આવ્યો નરતજ પ્રસન્નને મોટરમા લઇ જઈ રમાનાથે પોતે આવ્યો હતો તે તરફ જવા ડ્રાઇવરને સુચવી દીધું.

તે સ્થળે જતાં ગાડી ન જણાયાથી રમાનાથ ગભરાયો. "અરે આ વળી શું કુતુહલ"! તેણે નજીક ફરતા એક પોલીસને પૂછ્યું. પણ કંઇ પત્તાં તેણે આપ્યો નહિ.

આ વખતે વરસાદ પણ ચાલુ થયો હતો. એક તરફ પ્રસન્નને કોઇ દવાખાનામાં લઇ જવાની હતી અને બીજી બાજુ આમ કાન્તાનો

ઝઘડો ઉપસ્થિત થયો. આખરે તેણે સીધે રસ્તે મોટર દોડાવી. લગભગ અર્ધો કલાક તે આમથી તેમ મોટર દોડાવી થાકયો, પણ કાન્તાની ગાડી કેમે કરી જણાઇ નહિ. આખરે તેણે એક પોલીસ સ્ટેશને જઇ ગાડીનો નંબર આપી સૌ વાત જણાવી.

પોલીસ સ્ટેશને કામ પર હોનાર અમલદારે જણાવ્યું કે " હમણાંજ ટેલીફોન આવ્યો છે કે આ નંબરની ગાડી ૧૫ નંબરના સ્ટેશનેથી કોઇ છોકરો ચગદાવાથી પકડાઇ છે માટે ત્યાં તપાસ કરો."

તરતજ ડ્રાઇવરને તેમ કહેવાથી ૧૫ નંબરના સ્ટેશન તરફ મોટર લઇ જવામાં આવી. આ વખતે પ્રસન્નને સહેજ સહેજ ભાન આવતું હતું અચાનક તેણી વચ્ચે વચ્ચે બુમો પાડી તણાઇ જતી હતી રમાનાથ તેને દાબી મોટરમાં બેસી રહ્યો હતો. પેલા સ્ટેશને પહોંચતાં પહોંચતાં તે પ્રસન્નને લગભગ સાવ ભાન આવી ગયું હતું. ફક્ત તેને શરીરમાં વેદના સાલતી હતી. તેનાં વસ્ત્રો પણ રક્તવાળાં થયાં હતાં. તેણે રમાનાથને આવી સ્થીતીમાં ઓળખ્યો નહિ. પણ જ્યારે રમાનાથે તેને આશ્વાસન આપી ઓળખાણ આપી ત્યારે તેણે તેને ઓળખ્યો અને રડવા લાગી. તથા તેને છોડાવવા કાલવાલા કરવા લાગી. નિર્દોષ બાળાને ક્યાં ભાન હતું કે હવે તેણી સમાજમાં કલંકિત બની છે!

આ તરફ પંદર નંબરના સ્ટેશને કોઇ છોકરાને ચગદી નાંખી ખૂન કરવાથી પોલીસોએ બહુ મહેનતે પેલા પારસી તથા કાન્તાને પકડ્યાં હતાં. કાન્તા કહેતી હતી કે આ પારસી તેને અહિં કપટ કરી લાવ્યો છે પણ ખૂનની વાતમાં આ કોણ સાંભળે તેટલામાંજ રમાનાથ ત્યાં મોટર સાથે આવી પહોંચ્યો. તેણે નીચે ઉતરી જઇ બાળકને લઇ લીધો. કાન્તા પણ તેને ભેટી પડી શીશી રડતો હતો તે પિતાની ગોદમાં લપાઇ છાનો રહ્યો કાન્તાને સહેજ બાબત કહેવાથી

તેણી તરતજ મોટરમાં ચાલી ગઇ. પ્રસન્નને જોતાંજ તેણી સર્વ બીના સમજી ગઇ પ્રસન્ને પણ કાન્તા માસીને વળગી પડી તેને સાથે લઇ જવા માટે વિનંતિ કરી અને કાન્તાએ તેને આશ્વાસન આપ્યું. પડદા માંથી ડોકું કહાડી પ્રસન્ને પોલીસ સ્ટેશન તરફ જોયું તો તેણી તેના પર જુલમ ગુજારનાર પારસી ને જોયો. ભયભિત થઇ તેણી નિર્દોષ પણે કાન્તાને સર્વ હકીકત સમજાવી. સહેજવારમાં કાન્તા એ નીચે જઇ રમનાથને આ હેવાલ સમજાવી દીધો. રમાનાથનું દીલ ઉકળી ગયું. તેણે તેજ વખતે પારસીની ટોપી ઉતારી બે ચાર લાતો પોલીસના દેખતાંજ લગાવી દીધી. અને વડા અમલદારને સૌ હેવાલ પ્રસન્નની સાક્ષીએ કહી બતાવ્યો. આવું અઘોર કૃત્ય કર્યાથી અમલદારનો પણ મિજાજ ઠેકાણે રહ્યો નહિ. તેણે ત્રણ ગુન્હા કર્યા હતા. બાળકનું ખૂન પરસ્ત્રીનું હરણ તથા નાની પ્રસન્ન ઉપર બળાત્કાર. કાયદાની દ્રષ્ટીએ પોતાનો પતિપણ આવી કોમળ બાળાપર જુલમ ગુજારી શકે નહિ તો આતો અજાણ્યો રખડતો પારસી હતો.

આખરે કાન્તાએ સૌ સ્ફોટ બહાર પાડ્યો કે તે પારસી ન હતો પણ વેશ બદલેલ નવનિતલાલ સોની હતો. તદ્ઉપરાંત પોતાની પર તેણે વિશ્વાસઘાત કરી કરેલ સર્વ વિતકો પણ તેણે અમલદારને કહી બતાવ્યાં. અમલદારે સર્વની જુબાની લઇ બીજે દિવસેજ કોર્ટમાં હાજર રહેવા ત્રણે જણને ફરમાવી દીધું અને પારસી નવનિતલાલને કેદમાં પૂરવામાં આવ્યો.

બીજે દિને કોર્ટે આ નરાધમ નવનિતલાલને દશ વર્ષની સખત સજા અને પેલી ખન્ના પાતરને ચાર વર્ષની સાદી સજા કરી. જ્યારે રમાનાથના બહુ આગ્રહથી આ પ્રસન્નબાળા તેને સોંપવામાં આવી.

અને પેલા બુધીયાને ૧૨ માસની સજા તથા રૂપિઆ ૫૦૦ દંડ થયો. પેલી બ્રાહ્મણીયે કોર્ટમાં જાહેર કર્યું કે આ કન્યા તેની ન હતી. પણ કોઇ ગુજરાતી શેઠની હતી. તેનું નામ તે જાણતી ન હતી. બુધીયો જાણતો હતો બુધીયાને કોર્ટે ઘણી રીતે સમજાવ્યો પણ તેણે નહિ માન્યાથી ફરીથી તેને આ ભયંકર ગુન્હા માટે બીજાં પણ વરસની સખત સજા થઇ.

ત્યારબાદ કાન્તાની મરજી પ્રસન્નને પોતાની સાથે લઇ જવાની હતી છતાં રમાનાથે ત્યાંજ કલકત્તામાં વનિતા વિશ્રામમાં તેને મૂકી ત્યાં અગાઉથી રૂા ૩૦૦ આપ્યા. બાકીનું ખર્ચ દેશમાં જઇ મોકલવા તેણે કહ્યું. એક ગુજરાતી માટે કેટલો પ્રેમ !

આ પ્રમાણે બંદોબસ્ત કરી તેઓ બીજેજ દિવસે મથુરા તરફ જવા માટે ઉપડી ગયા. વરસાદ બહુ પડતો હતો, જેથી જ્યાંને ત્યાં પાણી પાણી થઇ રહ્યું હતું. પેપરોમાં છપાઈ બહાર પડતું હતું કે, " આજે તો યમુનાના કોપે અમુક અમુક ગામોનો અને અમુક માણસોનો પણ નાશ થયો. " આ સૌ બનાવો ચારે દિશામાં ફરી વળતાં આખા ભરતખંડમાં બધે કોલાહલ થઇ રહ્યો હતો અને મુંબાઇમાં બ્હેન સરલા પોતાના દિયર દેરાણી અને તેમનાં બાળકો માટે ચિંતા કરતી હતી. પરંતુ રમાનાથના પત્રો આવતા હોવાથી તે સૌ ભુલી જતી હતી. મથુરામાં પહોંચતાં તેમને પાડોશણ રૂક્ષ્મણી તથા તેનો પતિ એ બંન્ને જણ મળ્યાં. બંન્ને સહીયરોએ એક બીજાને મળી સુખ દુઃખ તથા જોયેલ તમાસાની વાતો પણ કરી રૂક્ષ્મણી એક બે દિનમાં ઘર તરફ પાછી ફરનાર હોવાથી કાન્તાએ સરલાભાભીને સૌના ખુશ ખબર કહેવડાવ્યા.

અહિંયાં પ્રભુજીનાં ધામ જોઇ લીધા બાદ બીજાં સ્થળો પણ જોયાં. વૃંદાવન પણ ચોમાસામાં જોઇ આનંદ માન્યો. વૃંદાવનમાં જતાં જતાં રમાનાથે કાન્તાને કહ્યું કે—"ત્હારો વિચાર હોય તો આપણે આ જગાએ રાસ રમીયે. પૂર્વે પ્રભુએ રાસ કર્યો હતો. અત્યારે આજ આપણે માનવીઓ રાસ કરીયે."

તે વખતે કાન્તાએ વૃંદાવનની તુળસી માથે ચડાવી રમાનાથના પગ પૂજ્યા. પરંતુ તેની જમણી આંખ ફરકતી હોવાથી તેણે કંઇ આનંદ બતાવ્યો નહિ. ત્યાંથી તેઓ ગોકુળ તરફ ગયાં. અહિં પણ પ્રભુનાં જુનાં સ્થળો જોયાં. હવે કોઇ સ્થળ બાકી નહિ રહેવાથી તેમણે ટુંકમાંજ ઘર તરફ પાછા ફરવાના કાગળો મુંબાઈ લખી દીધા. સુખ દુઃખ ભોગવી આખરે તેઓ મુશળધાર વરસાદમાં મુંબાઈની ટીકીટો લઇ ટ્રેનમાં બેઠાં.

આજે આખો દિન બહુ વરસાદ પડ્યો હતો, જેથી ટ્રેન પણ સડકના ભયે ધીમે ધીમે ચાલતી હતી. લગભગ સાંજના ચાર વાગે તો એમજ લાગતું કે રાત્રિ થઇ ગઇ છે. દંપતિ પોતાના અનુભવની વાતો કરતાં કરતાં હવે મુંબાઇની વાતોમાં ગુંથાઇ આનંદ કરતાં હતાં. તેટલામાં અચાનક ગાડી ઉભી રહી. સર્વ લોક બારીએથી ડોકાં કહાડી જોવા લાગ્યાં. ગાર્ડે નીચે ઉતરી સૌ મનુષ્યોને જણાવી દીધું કે અહિંથી હવે આગળ ટ્રેન જશે નહિ. કારણ કે પાટાને ઇજા થઈ છે. માટે આટલામાં ફાવે ત્યાં ઉતરી જઇ નજીકનાં ગામડાંમાં તેમણે મુકામ કરી લેવો. આ સ્થળેથી ચાર દિન પછી ટ્રેન જશે. તે વખતે દરેકે આવી જવું. અને જુની ટીકીટો ચાલી શકશે.

ટ્રેનને અને મુશળધાર વરસાદને ગાળો દેતા લોક ઉતરી પડ્યા

કેટલાક પાછા જવાના ઇરાદે ટ્રેનમાં જ બેસી રહ્યા. કાન્તાએ પણ પાછા જવાનો ઇરાદો બતાવ્યો; પરંતુ રમાનાથે તે નહિ ગણકારતાં ઉતરી પડી કોઇ નજીકના ગામે જવાનો નિશ્ચય કરી પોતાનો સામાન લઇ લીધો.

આ જગ્યાએથી લગભગ ચાર માઇલ છેટે એક ગામ હતું ત્યાં ઘણાં ખરાં મનુષ્યો જતાં હતાં જેથી રમાનાથ પણ પોતાની નાજુક પત્નિને લઇ ત્યાં જવા માટે ઉપડ્યો. બિચારી સ્ત્રીઓ તો આ બનાવથી બહુ કંટાળી ગઇ હતી. ચોમાસાની યાત્રા ઉત્તમ મનાય છે, માટે રમાનાથ અને કાન્તા જેવાં ઘણાં ગુજરાતીઓ સાથે હતાં.

મહા મહેનતે તેઓ માંડ માંડ તે ગામમાં પહોંચ્યાં. ગામમાં મુસાફરોને ઉતરવા એક જુની ધર્મશાળા હતી ત્યાં સૌએ મુકામ કર્યો. અને દેવતા સળગાવી શિતળતાથી કંટાળેલ મુસાફરો પોતાના દેહમાં ગરમી નાખવા લાગ્યા. વિનોદ ભૂખ્યો થવાથી રડતો હતો જેથી કાન્તાએ અને તો દૂધ લાવવા માટે રમાનાથને આગ્રહ કર્યો. પુત્ર માટે રમાનાથે જરાયે આનાકાની ન કરી અને દૂધની શોધમાં પોતાની પત્નિ તથા બાળકોને આ ધર્મશાળામાં મૂકી પોતે આ અજાણ્યા ગામમાં ગયો.

અહિં પણ આ બિચારાં ગરીબ બનેલ મુસાફરોની વિશ્રાંતિ પ્રભુને ન ગમી. હાય! મનુષ્ય ધારે છે શું? અને કુદરત કરે છે શું! તેમની યાત્રાઓ ફોગટ ગઇ. રમાનાથ ગયા બાદ ટુંકમાં જ બૂમ આવી કે યમુના નદીમાં ભારે રેલ આવવાથી આ આખું ગામ હમણાં ડૂબી જશે. માટે જ્યાં જવાય ત્યાં જીવ બચાવવા માટે નાસી જાવ. આ બૂમ સાંભળી કાન્તા તો ગભરાઇ ગઇ. રમાનાથ દૂધ લેવા માટે ગામમાં ગયા છે અને હવે અહિં પોતાની શી દશા થશે?

લોકોએ ગાંસડાં પોટલાં બીસ્રા અને ટૂંકો ત્યાંની ત્યાંજ એ ધર્મશાળાને ભાડા પેટે અર્પણ કરી નાસવા માંડયું કાન્તાએ રમાનાથની વાટ જોઇ પણ તે આવ્યો જ નહિ. ગામમાં કોલાહલ વધી પડયો. અને ગામમાંથી પણ ટોળે ટોળાં નાસતાં નાસતાં જતાં હતાં. એટલે કાન્તાની પણ ધીરજ ખુટી. હશે પ્રભુ જે કરે તે ખરૂં. મારા રમાનાથ પણ માર્ગ ભુલી કોઇ ટોળામાં બુમ સાંભળી ચાલ્યા ગયા હશે. એટલે હવે મારે અહિં થોભવું શા કામનું ? એમ ધારી કાન્તાએ વિનોદને કેડે લીધો અને શશીને એક હાથે પકડી એ ધર્મશાળાને ત્યજી દીધી. તેને ધિરજ ન રહી. અને રહે પણ શાની ?

કાન્તાને ગયે લગભગ દશ મિનિટ થઇ હશે, તેટલામાં દો દોડતો દોડતો રમાનાથ ત્યાં આવી અંધારામાં શૂન્ય જણાયાથી "કાન્તા ! શશી ! વિનોદ ! ઓ કાન્તા" એમ બૂમો પાડવા લાગ્યો. કોણ જવાબ આપે ? સૌ મુસાફરો સાથે કાન્તા બાળકોને લઇ અહિંથી ચાલી ગઇ છે. હવે તેને ક્યાં શોધવી ?

શોકીત દીલનો રમાનાથ ત્યાંજ પ્રિયાને સંભાળી એજ સ્થળે પ્રભુ તરફ હસ્ત જોડી પ્રભુને અર્ચના કરવા લાગ્યો. દૈવ જાણે ? તેની અર્ચના સાંભળી ગરૂડગામી આવશે કે નહિ ? જયારે કુદરત નિષ્ઠુર બને છે ત્યારે અમુકના પાપે આખા જગતને દંડી નાખે છે !

પાંચ મિનિટ ત્યાં રોકાઇ આખરે તે પણ ત્યાંથી ચાલ્યો ગયો તેના પગ શિથિલ બન્યા હતા. તેની ધિરજ ખૂટી ગઇ હતી. કઇ દિશામાં પ્રિયા ગઇ છે તેનો જવાબ કોણ આપે ! જે દિશા યોગ્ય લાગી તે દિશામાં તે ચાલ્યો ગયો દૈવના કોપે આ અજાણ્યો યાત્રાળુ કાન્તાની શોધમાં અવળે રસ્તે દોરવાઇ આખરે જળમાં તણાઇ ગયો. હાય ! પ્રભુ ! કાન્તાનો સિતારો ચાલ્યો ગયો ! આજે કાન્તાનો સૂર્ય અસ્ત થયો ! કાન્તાનો પ્રેમદેવ ડુબી તણાઇ ગયો. તણાતાં તણાતાં પણ

તેના મુખમાંથી "કાન્તા! શશી! વિનોદ! પ્રભુ" એજ શબ્દોનો ઘોષ થયો. પ્રભુ સાચા સ્નેહીની કદર કરી તેમને માટે સ્વર્ગમાં સદન કરાવે છે ત્યાં આગળથી આ પ્રેમઘેલો પતિ મકાનને બરાબર શણગારી અભિસારીકા કાન્તાની રાહ જોવા માટે ચાલ્યો ગયો.

અને વ્હાલા વાંચક! આજ આપણે મૂળનો સર્વ ઇતિહાસ સાંભળી બીજા પ્રકરણમાં બનેલ કુદરતના કેર સાથે જોડાઇ જઇએ છીએ. પ્રેમ ઘેલી વનિતા કાન્તાની દશા પણ આપણે જોઈ ગયા છીયે. કાન્તાને લાંબા લાંબા વખતે એક હોડી ઉપાડી ગઇ તે પણ આપણે વાંચી ગયા છીયે.

યમુનામાં પાણી ધીમેધીમે ઉતરતું હતું. અને બચી ગયેલ લોકો પોતાના માલને જોવા અને લાવી શકાય તો લાવવાની તપાસ કરતા હતા. તે અરસામાં કાન્તાએ પણ પાંચ છ દિનમાં બિચારાં અનાથ બાળકોને પ્રભુ સમાન એ બચાવનાર રામધનના ખોળે મુકી વાટ જોતા પ્રિયતમનો પંથ લીધો. તેનામાં અજબ પ્રેમ હતો એમનો તેના મરણ બાદ સૌએ કહ્યું. અને પતિ પાછળજ પ્રેમઘેલી કાન્તાએ પ્રેમાહુતિ આપી એજ વાતો આખા ગામમાં બચેલ લોકો કરવા લાગ્યા. જા! જા! કાન્તા ત્હારો સિતારો આજે મહેલને શણગારી તારી રાહ જોતો જો! પેલા પ્રભુના દિવ્ય ધામમાં ઉભો છે!

મરતી વખતે કાન્તાએ પોતાનું સ્થળ રામધનને જણાવવાથી તરતજ આ માયાવાળા જને મુંબાઇમાં તાર કરી દીધો. બિચારાં ગરીબ બાળકો અચાનક અણધારી રીતે અનાથ બની ગયાં. કોને ખબર હતી કે આ પરિણામ આવશે! જે બાળકોનાં માબાપે અનાથ પ્રસન્નને બચાવી તેને વ્યવસ્થા કરી આપી આશરો દીધો તેજ બાળકો આજે અનાથ બન્યાં! પ્રભુ ઇચ્છા બલિયસિ!

———o———

# પ્રકરણ ૨ જુ

## જ્યારે મુંબાઇમાં.

પતિ પત્નિનો આવો અણધાર્યો સ્વર્ગવાસ સુચવતો તાર જ્યારે ધેલાભાઇને મુંબઇમાં મળ્યો ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ. સરસ્વતિ મોટે સાદે, કાન્તા તથા તેના બાળકોને સંભાળી રડવા લાગી. કુમારિ કુમુદ સહેજ સહેજ સમજણમાં આવતી હતી, તે પણ રોઇ પડી. સરલાને આ ખબર મળતાં તેણે માથું કુટવા માંડયું. ટૉમસ કુક ઍન્ડ સન્સની ઑફીસમાં પણ આ આઘાતથી નોકરોને રજા આપવામાં આવી. મુંબાઇનાં આગેવાન પેપરોમાં પણ તરતજ આ ચમત્કાર વિનાનો હેવાલ છપાઇ ગયો પોતાની પાછળ ઠીક પઇસો તથા વિમાની રકમ મુકી બન્ને જણ પંખીના મેળામાંથી છુટાં પડી આ જગતની પેલી પાર ચાલ્યાં ગયાં, પરંતુ તેના અચાનક વિદાય થવાથી ઘણાં સ્નેહિઓનાં દીલ ચીરાઇ ગયાં. મુંબાઇમાં રહ્યો ત્યાં સુધી કોઇ દિવસ રમાનાથે કોઇ પણ મનુષ્ય સાથે કદે પણ તકરાર કરી નથી અથવા તો કોઇની લાગણી પણ દૂભાવી નથી. એવા સ્નેહિને કોણ ન સંભાળે?

જ્યારે પેપર દ્વારા આ બાબત આપણી પૂર્વ પરિચીત મંગળા મટી માયા બનેલ નર્તકિએ જાણી, ત્યારે તેનું દીલ પણ ચલોચાર્ય ગયું બ્હેનનાં બાળકો જીવતાં હતાં તેમની શું દશા થશે? કદાચ તેણી તેમને ઉછેરે તો ભવિષ્યમાં આ બાળકોને સમાજ ગ્રહે કે ન ગ્રહે તેની પણ

શી ખાત્રી હોઇ શકે ? કંચન તથા ચંપાએ રૂદન કરી આંસુ ઢાળતી માયાને ઘણું સમજાવી પણ આખો દિન તેણીએ શોક પાળી અન્ન પાણી પણ લીધું નહિ. લોકને નાચ માટે વાયદા કર્યા હતા, તેઓ પણ પાછા ચાલ્યા ગયા. કંચને માયા માટે ઘેલાગાંડા બનેલ ઘણા યુવાનોને વાયદા આજકાલના ટુંકા ટચ કરી બરાબર ચુસી લીધા હતા. તેઓ પણ આજકાલની રાહ જોઇ નિરાશ બની નવી આશાઓમાં વિચરી જતા હતા માયાએ બીજે દિને પણ શોક પાળ્યો. અને ત્રીજે દિને ચંપાને પોતાની દિકરી કલા સોંપી તેણી ગોકુળ મથુરાં જવા તૈયાર થઇ.

કલા પણ આ વખતે પાંચ સાડા પાંચ વરસની થઇ હતી. તેનો ચહેરો નાનપણથી જ હસમુખો અને સુંદર હોવાથી માતા માયા તે બાળકીને વશ બની ગઈ હતી. બાળકી જોઈ સમાજ તરફ ધિક્કાર વરસાવી. મોહનલાલને સંભાળી તેણી યથા મર્યાદામાં રહી નૃત્ય કરી પૈસો ભેગો કરતી, તે તો સૌ કંચનના પેટમાં હજમ થઇ જતો હતો. તેને મનમાં એમ થયેલ કે નવું મકાન રાખી પોતાનો ઇલાયદો ધંધો ચલાવવો. પરંતુ તેમ કરવામાં મુંબાઇનું વાતાવરણ આડે આવતું હતું, જેથી તેણે તે વિચાર માંડી વાળ્યો હતો. વળી કોઇ સાથે લાંબી છુટ નહિ લેતી હોવાથી આ માટે તેને સલાહ પણ કોણ આપે? છેલ્લાં બે વરસથી તો ચંપા સાથે પણ સહિયરપણાં બંધાયાથી તેઓ બન્ને એક બીજાની વાતચિતો કરી આનંદથી દિન વિતાવતાં હતાં. જ્યારે ચંપાએ પોતાનો ખરો હેવાલ માયાને કહ્યો ત્યારે માયા વેશ્યા કંચન પર ધિક્કાર વરસાવવા લાગી. માયાએ પોતાનો લાંબો પરિચય ચંપાને પણ ન આપ્યો.

માયા પોતાની બ્હેનનાં છોકરાંને સંભાળવા માટે ગોકુળ તરફ ગઇ તે પહેલાં તો ઘેલાભાઇ ત્યાં જઇ પહોંચ્યા હતા. ત્હેમણે અનાથ બાળકોને પાછાં લાવતાં પેલા અશ્રુ સારતે રામધનનો ઘણો આભાર માન્યો. અને જે સ્થળે કાન્તાના શબને બાળ્યું હતું તે સ્થળ ઉપર રૂપિઆ ૧૦૦૦૦ પોતાના ખાસ આપી એક ધર્મશાળા બનાવવા માટે ગામના આગેવાનોને નિમ્યા. ધર્મશાળાનું નામ "રમાકાન્ત મંદિર" રાખવા તેણે પોતાનો વિચાર તેમને પણ જણાવી દીધો.

શશી તથા વિનોદને લઈ ઘેલાભાઈ મુંબાઇ તરફ વળ્યા તેજ સાંજે બ્હેનનાં બાળકોને શોધતી માયા પણ ખબર કહાડી ત્યાં રામધનના મકાને આવી પહોંચી. ઘેલાભાઇની વ્યવસ્થાથી તેને સંતોષ થયો. બ્હેનની રાખ તેણે શીર પર ધરી અશ્રુ પાડયાં. અને પોતાની પાસે જુનાં પણ કિંમતી ઘરેણાં લગભગ રૂપિઆ ૧૫૦૦૦ નાં હતાં તે સૌ તેણે રામધનને સોંપી વેચવા આપ્યાં. જે રકમ મળી તેમાંથી તેણે એક સદાવ્રત પેલી ધર્મશાળા "રમાકાન્ત મંદિર" સામેજ મંડાવવા માટે રામધનને કહી દીધું. અને સર્વ વહીવટ ગામ પંચને સોંપી દીધો. આવી રીતે બ્હેનને સંભળાતી આ હતભાગિની માયા પણ મુંબાઇના પંથે પાછી વળી.

ઘેલાભાઇના ગયા બાદ સરસ્વતિએ માથું કુટી મરવા જેવી થયેલ સરલાને ઘણું આશ્વાસન આપ્યું પણ તેની કંઇ અસર થઈ નહિ. દેવ જેવો દીયેર અને દેવી જેવી દેરાણીનો સિતારો ગૂલ થવાથી સરલાનું ભાન ઠેકાણે રહ્યું નહિ.

ડૉક્ટરે સલાહ આપી કે સખત આઘાત થવાથી હૃદય પર ભારે અસર થવાના કારણે કદાચ તે બંધ પણ પડી જાય, આ વળી

એક નવો ભોગ! અને થયું પણ તેમજ. જે દિને સાંજે ઘેલાભાઇ વિનોદ શચીને લઇ મુંબાઇમાં આવ્યો તે સાંજે જ સરલાએ સરસ્વતિને કેટલીક ટુંકમાં બિના જણાવી પોતાનો દેહ છોડી દીધો. સરલા! દીયેર દેરાણીના શોકે મૃત્યુ પામેલ સરલા! જા તું પણ સ્વર્ગમાં જા! તારી સ્નેહઘેલી દેરાણી અને તારો આસાંક્તિ દીયેર રમાનાથ તારી રાહ જોઇ ત્યાં બેઠા છે તેમનો આત્મા અમર હતો; તારો આત્મા પણ અમર છે. છતાં માયા ખરેખર પ્રેમ ખાતર શા શા ભોગ આપે છે તેનો આબેહુબ દાખલો આજે તારા પ્રાણાર્પણથી પ્રાણ પોથીમાં નોંધાઇ ચૂકયો છે.

જ્યારે ઘેલાભાઈ મકાને પહોંચ્યો ત્યારે તેને ખબર મળી કે પંદર મિનિટ પહેલાં જ સરલાએ દેહ ત્યજ્યો છે. બિચારાં બાળકો તેમની રાહ જોતાં મોટી માને પણ મળી ન શકયાં. દૈવનો શો અનહદ કાળો કેર! શચીને ભાન હતું જેથી આ તે દુઃખો સમજતો; પણ વિનોદને આ સર્વનું ભાન કયાં હતું? સરલાનો પુત્ર મુંબાઇમાં ઉછરી માંદગી ભોગવતો હતો તે પણ ટુંકમાં જ વ્હાલસોઇ માતાની પાછળ ચાલ્યો ગયો. જે કુટુંબ પર દૈવ રૂઠયું હોય ત્યાં તો કાળનું બળ ચડપો ચડપ આવી પડે છે.

માયા બે દિનમાં જ મુંબાઇ આવી. તેણીયે ઘેલાભાઇને ત્યાં જઇ ઓળખાણ સિવાય જ આ બાળકોને પ્રેમથી નવરાવ્યા અને પોતાનો પરિચય તેણે કોઇને આપ્યો નહિ. ઘેલાભાઈએ બાળકોને ઉછેરવા માટે પોતાની ઉમેદ રાખ્યાથી માયાએ આનંદ માન્યો, અને પોતાના વાસે ચાલી ગઇ. છતાં અવર નવર બાળકોની સંભાળ તથા કુશળતાની ભાળ રાખતી હતી. આવી રીતે કોઇ નર્તકિ આવા

બાળકો પર આટલું બધું વ્હાલ દેખાડતી હતી તેથી ઘેલાભાઇને સાધારણ રીતે મનમાં વિચાર આવેલ પરંતુ તે તરફ તેણે લક્ષ આપ્યું નહિ.

શશીને નિશાળે મુકવામાં આવ્યો. વિનોદ તો કુમુદ સાથે ગેલ ગમત કરવા લાગ્યો શશીને કોઈ કોઈ વખત માતા પિતા સાંભળતાં પરંતુ વિનોદ એ સૌ વાતો ભૂલીગયો. કુમુદને પણ તે "મા' મા' કહી બોલાવતો જેથી છોડી બહુ ખીજાતી, પરંતુ સરસ્વતિ તેને વાળી વિનોદની એ ટેવ ધીમે ધીમે ભૂલાવવા પ્રયત્ન કરતી હતી. ઘેલાભાઇ ને કુમુદ સિવાય અન્ય સંતતિ નહિ હોવાથી આ બાળકો પ્રત્યે તેમણે માયા દાખવવામાં જરાએ કચાશ રાખી નહિ.

જે પઇસો રમાનાથ તથા દગાળભાઇનો હતો તે તથા વિમાની રકમ એ સૌ ઘેલાભાઇએ વકીલમારફતે 'શશી અને વિનોદના નામે ચઢાવીલીધો હતો. એક બે વરસ આમ વીતિ જતાં બાળકો તો મા બાપ ને ભલી જઇ ઘેલાભાઈ તથા સરસ્વતિને મા બાપ માનવા લાગ્યાં. છતાં શશી ને માતા પિતા કોઈ વખત સાંભળી આવતાં. નિશાળીગો બનેલ શશી લક્ષ આપી બરાબર પોતાનું લેસન કરી વર્ગમાં પહેલો નંબર રાખતો હતો. આ વાત જાણી ઘેલાભાઇ તથા સરસ્વતી પોતાનાં સ્નેહિઓને સંભાળી શાન્ત બની જતાં.

કાળનો ક્રમ ધીમે ધીમે બદલાતો હતો તે સાથે આ બાળકો પણ મોટાં થતાં હતાં. આવી રીતે દશ વર્ષમાં તો તેમનામાં આસ્માન જમીનનો ફેર પડી ગયો. શશી મેટ્રીકની પરીક્ષા પાસ કરી કોલેજીયન પણ બન્યો, જ્યારે વિનોદ પણ અંગ્રેજી અભ્યાસમાં પોતાનું લક્ષ સાધી આગળ નંબર રાખવા લાગ્યો. અત્યારે બન્નેને માતા પિતાનું

સહેજ પણ ભાન ન હતું ઘેલાભાઈ પિતા અને સરસ્વતિ માતા તેમ ત્રણે જણ જાણતાં હતાં. કુમુદ પણ નિશાળે જઈ અંગ્રેજી અભ્યાસ કરતી હતી. પરંતુ તેમાં તેણી એકજ સાલમાં નાપાસ થવાથી ઘેલાભાઇએ તેને ઉઠાવી લીધી.

આ અરસામાં વળી બીજાં બેત્રણ ચાર વરસો એક પછી એક એમ વીતિ ગયાં અને શશીકાન્ત નામે ઓળખાતો શશી બી એની પરીક્ષા ઉપલા નંબરે પાસ કરી આગળ અભ્યાસ ચલાવવા લાગ્યો. વિનોદ પણ હાઇસ્કુલમાં બરાબર ભણી ગણી એક બે વરસનો કોર્સ સાથે કરતો હતો. બરાબર અભ્યાસ કરી આખરે શશીકાન્ત એલ, એલ, બી માં પણ પાસ થયો. પિતા વકીલ હતો અને પુત્ર પણ વકીલ બન્યો. સ્નેહઘેલી માતા આ વખતે હોય તો કેવું સારૂં ! એમ વિચારી એક દિન સરસ્વતિની આંખમાંથી અશ્રુ જતાં જોઇ શશીકાન્તે સરસ્વતિને સૌ કારણો પૂછ્યાં.

અને સરસ્વતિએ પણ સૌ હેવાલ અશ્રુ સાથે સમજાવ્યા શશીકાન્તને કહ્યો આ સાંભળતાંજ શશીકાન્તને પોતાની બાલ્યાવસ્થાનાં સ્મરણો તાજાં થયાં માથે પડેલ ફરજો તેને યાદ આવી ભાઇ વિનોદને આ સાલ મેટ્રીકની પરીક્ષા આપવાની હતી જેથી તેને તે સારી રીતે મદદ કરતો હતો તેમાં આ બનાવ સાંભળી તેનું દીલ શોકાન્વિત બની ગયું. ઘેલાભાઇએ જયારે આ વાત જાણી ત્યારે તેણે સરસ્વતિને ઠપકો આપ્યો. એક સાંજે ઘેલાભાઇએ એકાંતમાં શશીકાન્તને બોલાવી સૌ સ્ફોટ જણાવવો શરૂ કર્યો.

" જો શશીકાન્ત ! હવે તું એલ. એલ. બી બની તારૂં જીવન ગુજારી વિનોદના સંભાળ લે તેવો થયો છે, એટલે હવે હું તને એક

અગત્યની વાત કહેવા માગું છું. તો મને વચન આપ કે તે તું માનીશ "

"વડીલ! તમારે મારી પાસે વચન માગવાનું જ ન હોય! કહો શી આજ્ઞા કરો છો?"

"ભાઈ શશીકાન્ત આજ તું વકીલ થયોછે, તેથી તારા વકીલ બાપને સંભાળી મારૂં હૈયું ભરાઇ આવે છે. તારી માતાની તો વાત જ ન પૂછ પરંતુ પ્રભુને ગમ્યું તે ખરૂં. એ બનાવ હવે ઉકેલવો શા ખપનો? મારી હયાતિમાં જ હું તારો સૌ હિસાબ તને સોંપી દેવા માગું છું. કારણ કે હવે મુંબાઇ છોડી સુરત જવાનો મારો ઇરાદો છે" ગળગળા અવાજે ઘેલાભાઇએ કહ્યું.

"પિતા તુલ્ય આપ વડીલ છો તેથી તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. સરસ્વતિ માતાએ જ્યારે મને ખરેખર આ વાર્તા જણાવી ત્યારે જ મને ભુતકાળનાં સ્મરણો તાજાં થયેલ. આ વર્ષે વિનોદ પણ મેટ્રીકની પરીક્ષા આપી પાસ થશે એટલે તેને અમદાવાદ કોલેજમાં મૂકીશું તેને ફાવે તે લાઇન લે. ખરેખર આપ અમાગથી જુદા પડવા માગો છો, પણ તમારો વિયોગ તો અમોને અત્યંત સાલશે"

'અને તેટલા માટે જ શશીકાન્ત! જો તમો મને વચન આપતા હો તો હું એક વાત કહું."

"વડીલ! હજી વચન શાં? મ્હને ત્હમે આજ સુધી પાળી પોષી મોટો કર્યો. અને આજે આમ માનાર્થે મને બોલાવો છો તેનું કંઇ કારણ? શું તમારૂં હેત તમો આજે જ વિસરી જઇ અમોને પરાયા માનશો?"

"ના જરાયે નહિ ભાઇ શશીકાન્ત! એ સરસ્વતિ! આમ આવતો જરા! મારે કંઇક કામ છે?"

તુરતજ સરસ્વતિ ત્યાં કુમુદ સાથે આવી પહોંચી. ધેલાભાઇએ ત્યારબાદ શશીકાન્ત તથા કુમુદને ત્યાંથી વિદાય આપી પતિ સાથે વાર્તાલાપ માંડયો.

"સરસ્વતિ જો સાંભળ! હવે આ મોટા બનેલ બંધુઓને સર્વ કારભાર આપણે સોંપી દઇએ તો કેવું ઉત્તમ!"

"કારભાર આપો અગર ન આપો! હવે તમારે કોની સામે જોવાનું છે? એક કુમુદ અને બે દિકરા એમ માની સંતોષ માનવાનો રહ્યો છે ત્યાં આ શી ભવાઇ કરો છો?"

"હા તે સૌ બરાબર છે. પરંતુ લોક લાજે પણ તેમ કરવું તો જોઇએને! મારી પર લગભગ છ માસથી શશીના લગ્ન માટે નડીયાદથી અવરનવર પત્રો આવે છે પણ ખગ."

"અરે! તે તો સારી વાત! જાતે તપાસ કરી કોઈ સારી કન્યા સાથે એ દિકરાનો હસ્ત મેળાપ કરાવી આપવો એ આપણી ફરજ છે પ્રભુ! આ વખતે મારી કાન્તા હાજર હોત તો તેનાં પુત્રનાં ઓવારણાં ન લેત?"

"લગ્ન કરીયે તેમાં વાંધો તો જરાયે નહિ પણ મારો વિચાર એવો છે કે આપણી કુમુદ પણ લગ્ન કાળ માટે હવે ઉમ્મર લાયક થઇ છે તો આપણે ત્યાંજ બેસીયે તો ખોટું શું?"

"ઠીક પણ શશીકાન્ત કરતાં કુમુદ સહેજ મોટી તેનું કેમ? તમોએ હમણાં હમણાં બહુ લાડ લડાવી તેને ઉછાંછળી બનાવી દીધી છે. તે બિચારા શશીકાન્તનો દમ ખેંચી નાખે દિકરી પારકે

ભેર શોભે તે તો તમો સાવ ભુલી ગયા છો મારે શું? ભવિષ્યમાં સૌ ખબર પડશે."

"જવા દે એ બધી પંચાત! ઉમ્મર માટે તારો વાંધો બરાબર છે, પરંતુ વાસ્તવિક રીતે આમ જોતાં બન્ને સરખાં જણાય છે. અને એક બીજા માટે માયા પણ સારી રાખે છે. તો મને આ બાબતમાં ઠીક લાગે છે એક ન્યાતના હોવાથી આપણુને સહેજ પણ વાંધો નથી."

"તો ભલે તેને પૂછી ખાત્રી કરો; મારે તેમાં કંઇ કહેવાજેવું હોયજ નહિ! તેની સાથે એ સુધરી પણ જશે, બાકી અત્યારે તો કાન આડા હાથ કરવા પડે છે."

"સારૂં! સારૂં હવે! તને તો બધુંય સાંભળવું પડશે! મોટી થવાથી લોક તો ફાવેતેમ કરે અને બોલે. તે બધાનું ક્યાં સાંભળવા બેસીયે?"

"શું ત્યારે હું ખોટું કહું છું? એજ શશીકાન્તે પોતાની બ્હેન પાસ્ય કુમુદને આમ સરતાં જોઇ છે. લ્યો થઇ રહ્યું હવે તે માનશે? મને પૂછો છો તો હું ખુલ્લા દીલે કહું છું."

"જાતો ખરી શશીકાન્તને અહિં મોકલ!" કહી ઘેલાભાઇ આરામ ખુરશી પરથી ઉઠી આમતેમ ફરવા લાગ્યા. તેની ઉમ્મરે પણ તેના શરીર પર ઠીક અસર કરી હતી. સરસ્વતિ શશીકાન્તને બોલાવવા ગઇ ત્યાં શું થતું હતું?

"જો તો શશીકાન્ત તું હારમોનિયમ નહિ વગાડે?"

"મને આવડતું હોય તો આટલી બધી વખત હું તને કદિ ન કહું"

"પણ અલ્યા તું તો હવે વકીલ થયો. એટલે કોઇ સારી વકીલને શોભે એવી બૈરી લાવે ત્યારે પહેલું પુછજે કે હારમોનિયમ આવડે છે?"

"એ તે ભુલાય કે? જરૂર પુછી લેવાનો. છાનોમાનો સરસ્વતિ મા જાણે નહિ તેમ પણ પૂછી લઇશ."

"અને ધાર કે ત્હને કોઇ મારા જેવીજ વહુ તોફાની બૈરી મળશે તો!"

"કુમુદ! આમ ન બોલ! આપણે ભાઇબ્હેન સમાન ઉછર્યાં છીયે. ત્યાં આવી મશ્કરી ન હોય!"

"લુચ્ચા હું સૌ સમજું છું, તારી બધીએ દાનત હું જાણું છું" કહી કુમુદે વકીલ શશીકાન્તના ગાલ પર તમાચો માર્યો.

"શી દાનત?" ગભરાઇ શશીકાન્તે પૂછ્યું.

"એક પાળકની કન્યા નામે ચંદ્રરાજની વ્હાલીને તું ફસાવવા માગે છે તે પાપ! બીજું શું! તે દિને ત્હેં પેલા બાગમાં મને શું કહ્યું હતું? મારી સામે એક નજર નાખી થોડા માસથી તું મુંઝાય છે તે હું શું ન જાણી શકું?"

કહી કુમુદ હસવા લાગી

"અરે ચંદ્રરાજની વ્હાલી કુમુદ! તું તો જબરી જણાય છે ને! આ બધું તને યાદ શી રીતે રહ્યું!"

"ત્યારે શાથી ન ભૂલાયું અને યાદ રહ્યું તે તુંજ કહે તો!"

"મને તો એમ લાગે છે કે બહુ વિચારના પરિણામે"

"તો પછી તું સહેજ પણ વિચાર શામાટે નથી કરતો! અને તારા વિચારોમાં દિન પર દિન વીતાવીયે, અને વકીલ બહાદુર

બની કોઇની કન્યાને કપટ કરી વિચાર કરતી કરી મૂકી પોતે લંગોટીયા બાવા જેવું રહેવું છે કે ?"

"ના ભાઇ ના ! તું તો પેલી રૂક્ષ્મીણી માસીનાં ભાઇને વચન આપી આવી છું તે તું કેમ ? બોલ આમ કરી કેટલાંને મુંજાવા ધાર્યાં છે !"

"શશીકાન્ત ત્હેં મારૂં દીલ ચોર્યું છે. અને ચોરી કરી આમ હવે ન સતાવ. રૂક્ષ્મીણી માસીના ભાઇ કાન્તને મેં ભોળવાઇ જઈ વચન આપ્યું હતું તેનો મને પસ્તાવો ઘણોયે થાય છે. પણ હવે તે પસ્તાવો શા કામનો પ્રભુ એજ મને સદ્બુદ્ધિ આપવા તે તરફ તને પ્રેર્યો એજ મારી ઉન્નતિ ? અને એજ દિન થી ત્હેં મારૂં દીલ આપોઆપ તેની રાજી ખુશીથી ચોરી લીધું છે. તે વાત હું જાણું છું કે તું સમજે છે. છતાં માતા પીતાની સાંકળ તને આડ જણાય છે તો જો તારી મરજી હોયતો હું માતાને વાત કરીશ, તારે માનવુંજ પડશે. ?"

"પણ ત્હેં એને જાણી જોઇને શાથી ચુંબન કરવા દીધું હતું !"

શશીકાન્ત એટલાજ ગુન્હા માટે આપ મને નહિ ગ્રહણ કરો ? મને માફ કરો ! હું પવિત્ર છું કલંકિત બની માતા પિતાને કલંકિત જરૂર બનાવત ! પરંતુ એ લોફરના સંગે ફસાયેલી ને તમોએ બચાવી છે તો આપના ઉપકારનો બદલો એજ રસ્તે આપી મારી જીંદગી કૃતાર્થ બનાવીશ. માટે મને ના નહિ પાડો શશીકાન્તા ? વ્હાલા શશી ? તમે મારી ભૂલ માફ કરો ? તેને વીસરી જાવ? હું તમારા માટે ઝુરૂં છું. તલસું છું. મને વચન આપો." અશ્રુ સાથે કુમુદે શશીકાન્તાને પગે પડી આજે જીંદગીમાં તેને માન ભેર બોલાવ્યો.

"કુમુદ? ચાલ ગભરાઇશ નહિ. હજી બહુ વખત છે. સહુ જોઇ લેવાશે." કહી શશીકાન્તે તેને ઉભી કરી.

"ના મને આજે વચન આપો તોજ ખસું. તમારે માન વુંજ પડશે?"

"ધારકે હુ વચન આપું અને પિતાજી ના કહે તો"?

"તો હું આપઘાત કરીશ. ત્હારે મને ઉગારવી હોયતો ! અરે ભૂલી! ત્હમારે મને ઉગારવી હોયતો! ઉગારજો કાયદાના અનુભવી વકીલ? હું તો તમારે આધારે જીવન ગુજારીશ?"

"ભલે જો માતા પિતા રાજી હશે તો મને સહેજ પણ વાંધો નથી. પરંતુ તારે મને એક વચન આપવુ પડશે."

"શું વચન બોલોને? જલદી બોલો.' અમિરસ રેડતી આંખે એ તાકી રહેતાં કુમુદે આ રાઇ બતાવી કારણ કે તેનો જય થતો હતો. યુવાન, યુવતિની સ્નેહમાં તણાતો હતો.

"જો તુ અને વિનોદ વખતો વખત લઢી પડો છો તે હવે ભુલી જવાનું. અને એક બીજાના દોષ પણ મનપર નહિ લાવવાના મારી શરત આવી કડક છે"

"પણ મને તે ખીજવે છે શું કામ? કુમુદ કુમુદ ચાંદાનું ફુમ કડું? એમ કહી મને તે ખીજવે શું કામ?"

"એનો સ્વભાવ એવો ગમ્મતીજ છે. એટલે તેમાં તેનો દોષ નથી. આવા તેના સ્વભાવને તો તેના વર્ગના શિક્ષક પણ વખાણતા હતા. બોલ આ શરત કબૂલ છે?" હસતાં હસતાં શીશીકાન્તે પ્રશ્ન પૂછયો.

"કબુલ શશી કાન્તા? સત્તર વાર કબુલ? હું સર્વ બીના ભુલી જઈ વિનોદને કદિ ખોટું નહિ લગાડું"

"એમાં તો શક નથી કે તું ગમે તે કહે પણ તે જરાયે મનપર ધરે તેવો નથી. પણ આ કબૂલાતની સાક્ષી શી," હસીપડતાં તે બોલ્યો.

"હાં હવે સમજી ! કેવા લુચ્ચા છો ! હવે મારો દાવ આવ્યો છે. હું પણ રીસાઇશ. યાદ રાખો. તમારી સાક્ષી હું સમજી ગઇ છું." કહી ખડખડ તે હસી પડી.

"જો ધીમે ધીમે મોઇ ! માતાપિતા સાંભળી જશે. બોલ શી સાક્ષી હું પુછું છું ? તું જાણી ગઇ છે તો બોલજો, હવે તો તારા મુખેજ હું બહાર કઢાડાવીશ,

"બળ્યું મ્હેં વળી આ પ્રમાણે કયાં કહી નાંખ્યું !" એમ કુમુદના મનમાં થયું. એટલે તે ચુપજ રહી.

"તો એમજ ને કે તું ખાત્રિદાયક નથી આપતી સાક્ષી એટલે તારો કેશ રદ્દ બાતલ જાય છે અમો વકીલો તો સાક્ષીની બહુ કિમ્મત ગણીયે છીયે. બોલ કુમુદ ! તારો કોઈ સાહેદી હોય તો નામ આપ, કોર્ટ હવે ખતમ થાય છે,"

"હાય હાય આમણે તો હઠ પકડી અને સાથે સાથે મને બાંધી પણ લીધી. હવે મારે શો જવાબ આપવો!" એમ કુમુદના મનમાં થયું, જેથી તેણે આખરે શરમ તોડી નાંખી શશીકાન્તનો હસ્ત પકડી હલાવ્યો.

"આ સાક્ષી છે મારી પાસે લ્યો બોલો તેનું વજન પડશે ને !" શરમાઈ જતાં જતાં તેણે કહ્યું.

"વાહ શાબાશ ! કુમુદ ! બરાબર લુચ્ચી તો ખરીજ. તારી સાક્ષીપણ સાહેદી સાથે ખરીજ છે."

"બોલો તમારા દીલમાં એજ સાહેદીની વાત હતીને !" કહી અન્ય વખત તેણે હાથ હલાવ્યો.

" તરત ત્હેં ચોરટીએ મારા દીલની ઠીક પરીક્ષા કરી નાંખી છે" કહી શશીકાન્તે કુમુદના કપોલપર ચુંબન કર્યું.

થઇ રહ્યું ! આજે ઘણા દિવસની શરમ છુટી ગઇ.

સરસ્વતિ શશીકાન્તને બોલાવવા આવતી હતી તે આ ચુંબન તો જોઇજ ગઇ હતી તેણે મનમાંજ આનંદ પામ્યો.

જ્યાં તેમનાં લગ્નની વાત ચર્ચાય છે તે પહેલાં તો તેઓ સ્નેહ લગ્નથી જોડાય છે તો પછી હવે વિચાર શાં ! એમ માતાને પણ સાંભળી આવ્યું, તેણીયે બન્નેનું જોડું સુખી થવા માટે પ્રભુ તરફ નિહાળતી હોય તેમ આકાશ તરફ જોયું.

ઘેલાં બનેલ યુવાન યુવતિ મર્યાદાત્યજે તે પહેલાં તો સરસ્વતિ એ બહારથીજ બુમ પાડી.

" શશીકાન્ત ! આમ આવતો તારા પિતા બોલાવે છે," આ બુમ સાંભળતાંજ બંન્ને મસ્તીના જોરમાં ભાન ભૂલેલ દીલોને ભાન આવ્યું.

"જાવ ! જાવ ! વખત કવખત પણ નથી જોતા ! માતા જોઇ ગઇ તેથીજ તે આમ બુમ મારે છે," ।

કહેતી કુમુદ વ્હાલભર્યા રોષ સાથે છુટી પડી બીજા ઓરડામાં ચાલી ગઈ. અને પસ્તાતો શશીકાન્ત પણ વિશ્વાસઘાતનો ગુન્હો કરી પોતાને દોષિત માની બહાર ચાલ્યો ગયો.



# પ્રકરણ ૩ જું.

## વેરની ચિણગારી.



ખરે શરમ છોડી ઘેલાભાઇએ તેજ વખતે શશીકાન્ત સમક્ષ કુમુદનાં લગ્ન બાબત વાત ચર્ચી પોતે કુમુદને વચન આપી સ્નેહગાંઠથી હમણાંજ બંધાયો હતો છતાં વકીલો હોવાથી પહેલાં તો શશીકાન્તે ઘણા ઘણાં બ્હાનાં કહાડયાં. તે મારી બ્હેન તુલ્ય મનાય, આજ સુધી જેને બ્હેન ગણી તેનું પાણી ગ્રહણ કરી શકાય કેવી રીતે વિગેરે વિગેરે ઘણાં કારણો તેને જણાવ્યાં. પરંતુ સરસ્વતિએ આંખો કહાડી તેના તરફ સહેજ હસવાથી આખરે તેણે એ વાત માન્ય કરી. ઘેલાભાઇના હર્ષનો પાર રહ્યો નહિ. પોતે નાનપણથીજ મુંબાઇમાં રહેલ હોવાથી ત્યાંનો સંબંધ વિશેષ હોવાના સબબે લગ્ન ક્રિયા મુંબાઇમાંજ ઉજવવા તેણે ઠરાવ કર્યો.

યથા સમયે સ્નેહિઓની આશીષ સાથે આ બ્હેન ભાઇ ગણાતાં શશીકાન્ત કુમુદ દંપતિ બન્યાં. ઘેલાભાઈ તથા સરસ્વતિના હરખનો પાર રહ્યા નહિ. આ વખતે રમાનાથ તથા કાન્તા હાજર હત તો તેમને આ પ્રસંગ જોઇ કેટલો આનંદ થાત ! એમ પણ બંન્નેએ વાતો કરી હરખનાં આંસુ પડયાં. કુમુદની સહિયરો પણ તેની મશ્કરી કરવા લાગી કેઃ—

"એક એવું જોડેલું દીઠ્ઠું મ્હેં, બાઇ બ્હેનનું રે લોલ,
ભાઈ બન્યો છે વકીલને, એ બાઇ રૂખડતાં બોલ."
"રે રઢીયાળાં મોતી"

આવી આવી સહિયરોની ગોષ્ટિ કુમુદ માટે થવા લાગી કુમુદ એ સર્વને બરાબર જવાબ આપવામાં સહેજ પણ પાછી પડે તેમ ન હતી તે પણ સચોટ જવાબ આપી બોલનાર સખિનું મુખ આનંદસહ બંધ કરી દેતી. લગ્નની વાત બિચારી માયાએ જાણી પણ નહિ. તેની દિકરી કલા આ વખતે ખરેખર કલાવતિ જ બની હતી. માયાએ તેને આ સર્વ વાતાવરણથી દૂર રાખવા વનિતા વિશ્રામમાં યથા સમયે મુકયાથી પોતાની માતાનો ધંધો તે જાણતી નહિ. વખતો વખત માયા તેને ત્યાં મળી આવી આનંદ આપતી હતી, કંચને તેને ઘણી રીતે સમજાવી માયાએ કલાને નૃત્ય શીખવવા સારૂ ના પાડી હતી.

આજ ઘણાં વરસોનાં વ્હાણાં વિતી ગયાં હતા, છતાં માયાએ પોતાના દેહને પવિત્ર રાખી પ્રભુનો ઉપકાર માન્યો હતો, નૃત્ય પેટે તેણે સારી રકમ ભેગી કરી હતી. આબરૂદાર ગણાતા લોકોએ નિર્લજ બની તેની પાણી વગરની સુકાતી સ્નેહકયારિના માળીકર બનવા ઘણાં ફાંફાં માર્યાં અને કાવત્રાં કર્યાં તે સર્વ નિષ્ફળ નિવડયાં હતાં, કંચનને માયાનો આવો વિચાર કદિ પણ ગમતો નહિ, પરંતુ નૃત્યમાંથી મળતી આવકને લીધે તેને કાંઇ કહેવાય તેમ ન હતું; અડચણ એટલી જ હતી કે માયાની સંગે અને સોબતે ચંપા પણ કોઈ કોઇ વખત પાપ કર્મ કરતાં અચકાતી હતી. આ કારણથી કંચનને માયા તરફ ઘણી ઇર્ષા થતી અને તેણે દૃઢ નિશ્ચય કર્યો કે ગમે તે

રસ્તે કપટ કરી માયાનો દૂર્ગ કોઇ ચાલાક પણ ધનવાનની સોબતે તોડી નાખવો, ત્યાર બાદ કંઇ વાંધો આવે જ નહિ, ચંપા હજીયે કાન્તિલાલની છબીને વીસરી નથી ગઈ. તેણે જાણ્યું હતું કે કાન્તિ-લાલ તે માયાનો ઓરમાન દિકરો હતોઃ. છતાં માયાને આ બાબત તેણે કદિ પૂછ્યુ ન હતું, અને આવો પરિચય હોવાથી તેના પર માયા પણ તે વધારે રાખવા લાગી.

હરકોઇ વસ્તુનો શોખ જીવ માત્રને હોય, પરંતુ અમુક વખત જતાં અને સહેજ અનુભવ થતાં તે શોખ આપોઆપ નાશ પામે છે તેમ હવે ચંપાને થતું. તેણીયે પણ માયા મારફ જીવન ગુજારી કાન્તિલાલ પાછળ પ્રેમકંથા પહેરવા વિચાર કરેલ, છતાં કંચનની ઘણી ઘણી લાલચોથી ભોળવાઈ આ પ્રેમ પંખીડું બળીદાનમાં હોમાઇ જતું હતું. વેસ્યા કંચનને ન હતું ધર્મનું ભાન કે ન હતું પ્રભુનું ભાન! તેને તો પઇસો તેજ પરમેશ્વર હતો. રાંડે કાન્તિલાલ જેવાને નિચોવી ધોળા અમ્દાવાદી મૂળા જેવો કરી નાંખ્યો હતો, છતાં તે સૌ વિસરી જઇ તેને પોલીસને તાબે કરવામાં તેને જરાયે વિચાર ન આવ્યો. વેશ્યાના ઘરનો આ કેવો સરસ ભાહુતી પ્રેમ! ભેળો યુવાન એમ માનતો હતો કે કંચનને આટલું બધું પિતા તથા ઓરમાન માતાને ધુતી લાવી ધન આપ્યું છે તો શું તેનો ઉપકાર તે ભુલી જશે? અને આ તર્કમા તે કેટલે દરજ્જે ખોટો હતો તે સૌ આપણાથી અજાણ્યું નથી. ચંપાએ કાન્તિલાલને શોધી કહાડવા મુંબાઇમાં ઘણી ઘણી તપાસ કરી હતી, પરંતુ આજ સુધી તેને કોઇ મળ્યું ન હતું. છતાં હજી તેની અમર આશાનો સિતારો નિસ્તેજ થયો ન હતો, ચાર દિવસનો પ્રેમ હજીયે તેને સાંભળતો હતો. અહા

પ્રેમ! તારો કંટક બહુજ વિચિત્ર વેદના વાળો છે! દમયંતિ સતિ પ્રભુ નળ માટે પ્રેમાતુર બની જંગલે જંગલ ભટકી એવું માયાવી ચંપાથી ઓછું થવાનું હતું? તેને ઘણા વખત એમ વિચાર આવતો કે સાધ્વી પણ નર્તકિ બનેલ પોતાની સહિયર માયાને આ વાત કરવી, પરંતુ તે તેમ કરવા હિમ્મત કરી શકી નહિ.

આ તરફ કુમુદનો હસ્ત પ્રાપ્ત કરી આનંદિત બનેલ શશીકાન્તે હવે મુંબાઇમાં ગમે ત્યાં કોઇ સોલીસીટરની રૂમમાં દાખલ થવા ઘેલાભાઇ આગળ પોતાનો ઇરાદો જણાવ્યો, પરંતુ મુંબાઇનું વાતાવરણ સમજતા ઘેલાભાઇએ શશીકાન્તને મુંબાઇ નહિ રાખવાનો દૃઢ વિચાર કરી તેને માટે બીજાં સ્થળોએ તપાસ કરાવી હતી. વકીલ બન્યો તોયે હજી નોકરી તો શોધવાની જ!

વિનોદે મેટ્રીકની પરીક્ષા આપી પરંતુ માંદગીના કારણે તે નાપાસ થયો. આથી તેનું મન નારાજ થયું. છતાં શશીકાન્તે તેને ઉત્સાહ આપી ફરીથી અભ્યાસ માટે તૈયાર કર્યો. તેજ અરસામાં ભરૂચથી ઘેલાભાઇના કોઇ આડતીયાનો જવાબ આવ્યો કે અત્રે સરકારી વકીલ તરીકે નોકરી કરવા માટે શશીકાન્તને અરજી કરવા કહેવું. ત્યાં પોતે લાગવગથી સૌ બંદોબસ્ત કરી દેશે. તરતજ શશીકાન્ત પાસે નમુનેદાર અરજી કરાવી ઘેલાભાઇએ ભરૂચ મોકલી આપી. પરંતુ ત્યાંથી ટુંકમાં જવાબ આવ્યો કે માણસે જાતે અત્રે આવી હાજર થવું. એટલે શશીકાન્તને લઈ ઘેલાભાઇ ભરૂચ ગયા.

પરણ્યા પછી માતાપિતાની શરમે નવા જોડાંને દર્દ થતું છતાં એક બીજાને મળ્યું ન હતું. પહેલાં તો છુટથી વાતો કરી આનંદ લેતા પણ હવે તો એયે બંધ થવાથી કુમુદને આ વાત ગમતી નહિ

'હવે શશીકાન્ત ભરૂચ ફતેહના ડંકા વગાડી આવે તો સારૂ' એજ તેની ભાવના હતી. માતા પણ પુત્રિને હરરોજ સારી શિખામણ આપતી હતી, વિનોદ તરફની પોતાની વર્તણુંકમાં કુમુદે અનહદ ફેર કરવા માંડયો હતો, અને એ સૌ વિનોદથી અજાણ્યું ન હતું. પોતાના વડીલ બંધુની પત્નિને તેણે નાનપણથી કુમુદ કહી બોલાવેલ હોવાથી અત્યારે પણ તેને કુમુદ કહી બોલાવતો. ભાભી એ શબ્દ તેને એકદમ વિચિત્ર લાગતો હતો, કુમુદને એમ હોંશ હતી કે કયારે ગમ્મતીયા દીયેર તેને ભાભી કહે!

જ્યારે ઘેલાભાઈ તથા શશીકાન્ત ભરૂચ ગયાં ત્યારે કુમુદે વિનોદને કહ્યું કે "હવે તમે મને ભાભી કહેજો."

"ઓત તારીની કુમુદ! મને આજ સુધી તુંકારો કરી બોલાવતી હતી, અને હવે તમે એ શબ્દ શાથી કહે છે?" ગમ્મતીયા વિનોદ આવું કહી ચીડવતો હતો. એટલે કુમુદે પણ હવે ભાભી કહેવરાવવાની આશા છોડી દીધી. આને ભાભીને કુમુદજ કહી વળી આમ સુઝતું હતું. બાકી ભાભી કરતાં આ નામથી બોલાવે છે તે કેવું મધુર લાગતું હતું?

ત્રિજેજ દિને જમાઇ સસરો પાછા આવ્યા. ત્યાંથી અરજી પર રિમાર્ક કરેલ હતી તે લઇ તેમને અહિં ફોર્ટમાં સેક્રેટરીયેટમાં જવાનું હતું. તે મુજબ તેઓ તેજ દિને ત્યાં ગયા અરજી ધ્યાનમાં લેવાઇ અને જવાબ ટુંકમાં મળશે એવો ઉત્તર તરત માટે મળ્યો.

ત્યારબાદ ત્રણ ચાર દિનમાંજ ગેઝેટમાં છપાયું કે "મી. શશીકાન્ત રમાનાથ, ભરૂચના ગવર્નમેંટ પ્લીડર તરીકે ચુંટાયા છે" આ વાંચતાંજ ઘેલાભાઈના હર્ષનો પાર રહ્યો નહિ. સરસ્વતિ તો રાજી

થઇ ફુલાવા લાગી કુમુંદ મનમાં અને મનમાંજ રાજી થઈ. વિનોદ તો ગાંડા જેવોજ બન્યો. મુંબાઇથી કંટાળ્યો હતો એટલે હવે ભરૂચ જઇ નર્મદાના પવન સેરવાના ઇરાદે તેતો નવી દુનિયામાં મહાલવા લાગ્યો. શશીકાન્તના દોસ્તોએ પણ તેને મુબારકબાદી આપી ટીપાર્ટીના મેળાવડા કરી લાંબાં લચ ભાષણો કરી બતાવ્યાં;

ત્યારબાદ ટુંકમાંજ સર્વતૈયારી ઓ કરી આ આખું કુટુમ્બ પોતાના કાર્યે જવા પરવારી તૈયાર થઇ ગયું. વિનોદને લઇ શશીકાન્તે એકલાજ ભરૂચજવા પોતાનો ઇરાદો બતાવ્યાથી કુમુંદની આશાઓ હૈયામાં દબાઇ ગઇ. ઘેલાભાઇ તથા સરસ્વતિ પણ હવે કાયમ માટે સુરત જતાં હતાં જેથી તેમણે કુમુંદને પોતાની સાથે સુરત લઇજવા બંદોબસ્ત કર્યો.

તેઓ મકાન ત્યજી જવાની તૈયારીમાં હતાં. તે દરમ્યાન માયા પોતાની પુત્રિ સાથે આજે લાંબાવખતે ત્યાં આવી પહોંચી. કુમુંદ તથા શશીકાન્તનાં લગ્ન, તથા તેની નિમણુંક સાંભળી તેના આનંદનો પાર રહ્યો નહિ. પરંતુ આજે લાંબો વખત વિતાવી અમુક અમુક વાતો શશીકાન્તને કહેવાના ઇરાદે તે આવી હતી તે વાતો કહેવાનો પ્રસંગ તેને મળ્યો નહિ. ઠેઠ સ્ટેશન સુધી સૌને મુકી તેણી આંસુ સારતે પાછી ફરી. ત્યાંથી બહારો બહાર કલાને વિશ્રામમાં મુકી પોતે કંચનના આવસે ચાલી ગઇ.

સુરતનું સ્ટેશન આવતાં સરસ્વતિએ શશીકાન્ત તથા વિનોદને સંભાળીને જવા માટે શિખામણ આપી. કુમુદે પતિ તરફ સહેજ જોઇ મુખ રડવા જેવું કર્યું. ઘેલાભાઇએ બંનેને હળી મળી રહેવા સલાહ આપી તથા ત્યાં ગોઠવાઈ ગયા બાદ અડચણ પડયે તરતજ કુમુદને

લેવા પણ નવા સુધારાની ઢબે કહી દીધું. ગાડી ઉપડી ગઈ. કુમુદનું દીલ ગાર્ડના ડબાની પાછળ પાછળ દોડી રહ્યું.

ભરૂચ જઈ સર્વ બંદોબસ્ત કર્યા બાદ કુમુદને તેડવાની તૈયારીઓ પણ બે માસમાં થઇ ગઇ. એક નોકર સાથે વિનોદ પોતે તે તરફ ગયો. આગળથી કાગળ લખ્યો ન હતો તેમ ખબર પણ મોકલી નહિ હોવાથી અજાણ્યા બન્ને અજાણ્યાને શીરનામાના આધારે જવાનું હતું. તેઓ એટલું જાણતા હતા કે બાલાજી રોડ પર મકાન છે. વિનોદને બધી હિમ્મત હતી. તેણે સુરત ઉતરી નોકર સાથે મકાન શોધી કહાડયું. ઘેલાભાઇ તથા સરસ્વતિના હર્ષનો પાર રહ્યો નહિ. દિકરી સારે ઠેકાણે પડી હવે એક બે દિનમાં પોતાનો સંસાર માંડવા જશે તેથી માબાપનું હૈયું ભરાઇ આવતું હતું. હા, ના, કરી આખરે બે દિન બાદ ભરૂચ જવાનું નક્કી કર્યું. અને આ બાબતનો પત્ર પણ વિનોદે વકીલ શશીકાન્ત પર લખી દીધો.

જે દિને તેમને સવારના પહોરે ઉપડવાનું હતું તેની આગલી રાત્રિએ એક બનાવ બનવાથી વિનોદ તથા કુમુદનાં મન હંમેશ માટે એક બીજા પ્રત્યે ઇર્ષાભાવ વાળાં બની ગયાં. મકાનને ત્રિજે માળે ઘેલાભાઇ સાથે રાત્રે બારીયે બેસી વિનોદ ભરૂચનાં ગપ્પાં હાંકતો હતો તેટલામાં તેણે કુમુદને હાથમાં એક પરબીડીયું લઇ ઉતાવળી ઉતાવળી રાત્રે ચુપકીથી જતી જોઇ. ચકોર વિનોદને અહિં દાળમાં સાવ કાળું જણાયાથી તેણે ઘેલાભાઈની રજા મેળવી સહેજ ફરી આવવાને બ્હાને તરત કુમુદની પુંઠ પકડી. તેનો નોકર પણ સાથે લિધો હતો.

આવી અંધારી રાત્રે કુમુદ કયાં જાય છે તે તો પોતે જાણતો ન હતો. એટલે તેનાં માર્ગે માર્ગે પાછળ જ જવાનું હતું.

લોકો જે તાપી નદિના અમુક સ્થળને પવિત્ર માની ભાવનાથી નાહવા માટે ત્યાં જાય છે તે સ્થળનો રસ્તો મૂળથી જ જરા વિચિત્ર છે. તે પથે કુમુદ અત્યારે વિના ભયે ચાલી જતી હતી. બરાબર અર્ધો કલાક વિતાવ્યા બાદ તેણી એક નાર્યના કોતર તરફ વળી. અહિં એક ગાડી ઉભી હતી તેમાંથી કોઇ દાઢી વાળો ઉંચો પુરૂષ બહાર આવી કુમુદને ભેટી પડયો. કુમુદે પણ તેને બરાબર ભેટી પછીથી પેલું કવર આપ્યું.

"તો કુમુદ! બોલ તું કેટલે વાગે આવીશ! આજે તો ચાલ્યા જ જવું પડશે."

'તે હું કહી શકું નહિ. કારણ કે મારો દીયેર ત્રણો લુચ્ચો છે. પણ જો તમો ભરૂચમાં આવી રહો તો શું ખોટું? મનહરલાલ મને તમારા વગર સહેજ પણ ગમશે નહિ.

"બળ્યું આ મુઓ વિનોદીયો કયાંથી કાળા મુખો આવી ચઢયો!"

'ના! એ તો બનેજ નહિ અહિંથી તારે મારી સાથે મુંબાઇજ આવવું પડશે. ત્યાં કોઇ જાણનાર નથી છોને બધા દુનિયા ગોતી મરે. માટે ખરૂં પુછો તો અત્યારે જ હવે ઘેર ના જઇશ"

"ના એમ તો નહિ. બળ્યું ત્યારે તમે મહિને મહિને ભરૂચ આવશો તો સારૂં હું એવી નાસી જવા જેટલી તો નિર્લજ્જ નહિ બનું"

"ના કેમ બને? તારે બનવું જ પડશે. નહિ તો અત્યારેજ હું સર્વ ભેદ વિનોદને જઇ કહીશ. એટલે આપોઆપ ત્યાં જઇને પણ તું તિરસ્કાર પાત્ર બનીશ. માટે સમજીને! મારૂં કહેવું માની તું અત્યારે જ મારી સાથે નાસી છુટ!"

"મનહરલાલ! મને આ ગમતું નથી, પણ તમારી માયા પણ વિસરાતી નથી એટલે હવે તમે જેમ કહો તેમ કરીશ. પરંતુ પાછળથી પકડાવાય નહિ તે ખાસ વિચાર કરજો. રડયા પુરૂષોને શું નહાવું અને નીચોવવું છે! નાગા થઇને ઉભા રહે જ્યારે અમારે તો જીભ કચરી મરવું પડે તે ભુલી ના જશો."

"તારે તેની જરાયે ફિકર કરવી નહિ. મ્હેં સૌ બંદોબસ્ત કરી દીધો છે. હવે તે કંઈ આમ જતું રહેવાશે?" કહી પેલા દાઢીવાળા અજાણ્યા મનહરલાલે કુમુદને ઉપાડી ગાડીમાં બેસાડી દીધી. પેલું કવર ત્યાંનું ત્યાંજ રહ્યું. ગાડી ઉપડી તે સાથેજ સંતાયેલો વિનોદ તેના નોકર સાથે બહાર દોડી આવ્યો. પેલું કવર તેણે લઇ લીધું. મીણબત્તી બળતી હતી તે પણ હોલવાઇ ગઇ હતી. દોડતી ગાડી પાછળ બન્ને જણ ત્યારબાદ પડયા.

ગાડી દોડતી દોડતી આખરે સરીયામ રસ્તા પર આવી પહોંચી. ચાલાક વિનોદે પાછળ દોડી નોકરની મદદથી એક પોલીસને ખબર પણ આપી દીધી. ગાડીમાં બેઠેલ શયતાન મનહરલાલ કંઈ ઓછો ન હતો. રસ્તાની વચમાંજ રાત્રે વગર ફાનસની ગાડી થોભાવી તે ત્યાંથી ચાલ્યો ગયો હતો. ગાડી ખાલી જ માલુમ પડી. આ આફતથી વિનોદ પણ ગભરાઇ ગયો, હવે આ લોકોનો પત્તો કયાં મેળવવો? ખાલી ગાડીને ન હતો નંબર કે નહિ નામ નિશાન! શા આધારે હવે શોધ ચલાવવી? આખરે નોકરની સલાહ લઇ તરતજ બન્ને જણ પાસેના સ્ટેશને જઇ પહોંચ્યા. અહિંથી ટ્રેન હમણાંજ મુંબાઇ જવા ઉપડી ગયેલ હોવાથી વિનોદને નિરાશ થવું પડયું. તેનો નોકર સ્ટેશનમાં આમતેમ આંટા મારી તપાસ કરતો હતો. તેણે બે

દિવસમાં જોઇ ઓળખેલ પોતાના સાહેબ શશીકાન્તની પત્નિને ફર્સ્ટ ક્લાસના પેસેન્જરો માટેની વેઇટીંગ રૂમમાં બેઠેલ જોઇ. વિના વિલંબે હર્ષ સાથે તેણે વિનોદને ખબર આપી દીધી.

પોલીસની મદદ લઇ વિનોદ રૂમમાં ગયો. ત્યાં એક આરામ ખુરસીમાં મનહરલાલ દાઢીવાળો બેઠો હતો અને તેના ખોળામાં કુમુદ ગેલ કરતી બેસી રહી હતી. આ બનાવ જોતાં જ વિનોદનો મિજાજ ખસી ગયો. પરંતુ તે કંઇ બોલે તે પહેલાં તો મનહરલાલે સૌ ગોટાળો સમજી કુમુદને અળગી કરી ત્યાંથી છલંગ મારી પાછળ પડતી બારીમાંથી કુદકો માર્યો. અને જોત જોતામાં તે ત્યાંથી નસાય તે તરફ નાસી ગયો. આવેલો પોલીસ તેની પાછળ પડ્યો.

વિનોદ દીયેર આ પ્રમાણે જોઇ ગયાથી સૌ ભેદ ખુલ્લો થવાના ભયે કુમુદને બીક તો લાગી. એટલે એણે નારી ચરિત્ર કરી ગળગળા અવાજે વિનોદ તરફ દયા યાચતી હોય તેમ જોઇ કહ્યું.

"દીયરજી! સારૂં થયું કે તમો આવ્યા! એ મુઓ મને છેતરી લાવી અહિં ધમકાવતો હતો. હાય! હાય! આ વાત તમારા ભાઇ જાણશે ત્યારે મારાં હાડકાના ચુરા કરી નાંખશે. તમો દયા કરી આ વાત કોઇને કહેશો નહિ."

"કુમુદ! નાનપણથી સાથે ભેગાં થયાં તેમાં અમોને જરાયે ખ્યાલ ન હતો કે આ પરિણામ ખરાબ સોબતે આવશે. હશે કંઈ નહિ તમો નિર્દોષ હો અગર તો પાપી હો તેમાં મારે કંઈ નહિ. પરંતુ તે સાથે તમારા જાણવા ખાતર આપને વચન આપું છું કે આ વાત આ નોકર સિવાય કોઇ નહિ જાણે. નોકરને મેં અગાઉથી સર્વ બિના સમજાવી છે એટલે જરાયે વાંધો નહિ આવે. એ તો

ઠીક થયું કે અમો સ્ટેશન તરફ આવી રાત્રિમાં ફરવા આવ્યા અને તમોને કોઇ અજાણ્યા પુરૂષ સાથે આમ નાસતાં જોઇ સ્વભાવિક અમો અહિં દોરાયા. તમે જે કર્યું તે ઠીક નથી કર્યું, છતાં પ્રભુ સાક્ષીએ આપને હું વચન આપું છું કે આ વાત ઉપર કાળો પડદો પડી ગયો સમજજો. તમારે આવી રાત્રિએ બહાર એકલા જવુંજ ન જોઇએ. કંઇ નહિ. હવે ચાલો. ઘેર માતાપિતા રાહ જોતાં હશે."

" હા ભાઇ વિનોદ ભાઇ ! ખરી વાત ! પણ હું મારી સહિયરને મળવા જતી હતી. કારણ તે કાલે પરોઢીયામાં તો આપણે વિદાય થવાનું છે. ત્યાં રસ્તામાં દરરોજ જતી આવતી હોવાથી મને જરાયે ભય ન હતો. પરંતુ પ્રભુએ આજે અચાનક આ માણસને પ્રેરી મને કલંકિત બનાવવા પ્રયત્ન કર્યો. મેં ઘણા કાલાવાલા કર્યા પણ મને દવા સુંઘાડી તે અહિં ધીમેધીમે તેડી લાગ્યો એ સૌ મને યાદ છે. મને માફ કરો અને આ વાત કોઇને કહિ કહેશો નહિ. " કહી ધ્રુજતિ કુમુંદ ઉભી થઇ.

વગર બોલ્યે કે ચાલ્યે વિનોદ પણ પોતાના વડીલ બંધુના ભાગ્યને દોષ દેતો દેતો નોકર સાથે ચાલવા લાગ્યો. ભાડે ગાડી કરી ત્રણે જણ મકાને આવી પહોંચ્યાં. ઘેર જતાંજ સરસ્વતિએ પોતાની વ્હાલી પુત્રિને પ્રશ્ન કર્યો.

" કેમ કુમુંદ બેટા મોડું થયું ! સહિયરને મળીને ? " હા મા ! આજે તેણે વિદાય લેતાં લેતાં જરા વધારે બેસાડી. પાછા ફરતાંજ વિનોદ ભાઇ મળ્યા તેમની સાથે અહિં આવતાં મને અડચણ પડી નહિ " વિનોદ તરફ દયાભાવ યાચી શંકિત ચહેરે જોતી કુમુંદે માતાને કહ્યું.

વિનોદે એ સૌ બનાવટી જાળ બરાબર પાથરવા દીધી. સહજ પણ બોલ્યા સિવાય તે નોકરને લઇ ઉપર ચાલ્યો ગયો. કુમુદને હર્ષ થયો કે દીયેર આપેલું વચન કદિ ભંગ કરશે નહિ એ વાત તો ચોક્કસ છે

પરંતુ અબળાના હૃદયનો ભેદ કોણ જાણી શકે ? સહેજ સહેજમાં પાણી ભરાવનાર અબળા ન કરે તે થોડું ! રાત્રે માતા પાસે સુતાં સુતાં આખી રાત્રિ કુમુદે વિચારમાંજ ગાળી.

“ એ મુઆ વિનોદનો વિશ્વાસ શો ! જો સહેજ વાંકુ પડશે તો સર્વ બાબત શશીકાન્તને કહી દેતાં તે અચકાશે નહિ. શશીકાન્ત પણ વિનોદ પર પહેલેથીજ બહુ હેત રાખે તે, એટલે વિનોદનું કથન સત્ય માની જરૂર કંઇક પ્રકરણ ઉભું કરશે, કારણ કે આ કંઈ ઓછો ગુન્હો ન હતો. માટે હવે મારે કરવું શું ? માતાને કહું કે આ વિનોદ લોફર છે કે જેથી ભવિષ્યમાં તેવી કોઇ વાત માને નહિ ? કદાચ પિતાજીને તેણે બહારો બહાર આ વાત કહી દીધી હશે તો પછી પિતા મારૂં મુખ પણ નહિ જુવે તેમણે એક વખત મને બહુ બહાર જવા ના પાડી હતી. છતાં હું જતી હતી તે સૌ ભોળી માતાની ભોળી બુદ્ધિથી. પણ હવે શો ઉપાય ? જરૂર એ વિનોદ નખ્ખોદ વાળી મારો સંસાર ધુળ કરશે. શશીકાન્તને તો લાળ બતાવવી એ સહેલું છે. પણ આ પુતળું પાકું છે જેથી હવે તો કંઇક યુક્તિ કરવીજ પડશે. આ પ્રમાણે યુક્તિ કર્યા બાદ તેનું ફાવે તેમ થાય તેની મારે ક્યાં પરવા છે ! વળી ક્યો દિયેર અને કઇ ભાભી આ જમાનામાં સંપીને રહે છે ! સૌ સ્વાર્થમાં સગાં કદાચ મનહરલાલ બાવરનવર પત્ર આવશે તો પણ આ જુત તો

ધખુવા માટે તૈયાર જ છે. એટલે ત્યાં પણ એનું એજ. એ વખતે ગંણુ સાંધતાં તેર ત્રુટી જશે. તો પછી અત્યારથીજ પાણી પહેલાં પાળ બાંધવા જેવો તેને માટે બંદોબસ્ત કરૂં તો વાંધો ન આવે ! માટે ગમે તેમ કરી મારે આજે માતાને કંઇક વાત તો કરવીજ." તેનો નિશ્ચય આમ બંધાઇ ગયો.

શયતાન નારી જાતિ ! રહે તો આપરસું અને જાય તો સગા બાપથી ! તેમા શું ખોટું છે ? નારીનું ઝેર કદિએ ન ઉતરે. કાળી નાગણનું ઝેર ઉતરે, પણ આ નારીના ડંસનું ઝેર તો કાળી નાગણથી પણ વિશેષ હોય. બિકણ સસલા જેવી હોવ પરંતુ જ્યારે વિફરે ત્યારે નારી કોઇની નહિ. કેવો વિરોધ બતાવનાર સ્વભાવ એકજ દેહમાં ! પુજવા લાયક દીયેરે તેની લાજ તે પોતાની માનાં તેની અપકીર્તિ છુપાવી તો આ શયતાન નારી તેને કેવો ગુણનો બદલો અવગુણથી આપે છે !

ધીમે રહી માતાની ગોદમાંથી ઉઠી તેણે સરસ્વતિ જાણે નહિ તેમ બારણું ઉતારી નાખ્યું. પછી પથારીમાં આવી બુમો પાડવી શરૂ કરી.

" ઓ મા ! મા ! જો ! જો ! મુઆ ઉછેદીયા ! કાળા મુખા વિનોદીયા ! મા ઉઠ ઉઠ. " એવી બુમો પાડી તે રડવા લાગી.

સરસ્વતિ તરતજ જાગી ઉઠી. તેણે દીવો સળગાવી દીધો. રડતી કન્યાને ઘણું પૂછ્યું પણ તેણે કંઈ કહ્યુંજ નહિ. આખરે આ ભોઝાગીએ બારણું બતાવી વિનોદ પર હડહડતો આરોપ મુકી દીધો. માતાના ક્રોધનો પાર રહ્યો નહિ." મુખાને ઉછેરી મોટા કર્યો તેનો

આ બદલો ? હું તેમને ના કહેતી હતી, છતાં શાએ મોહથી શશીકાન્તને ગળે મારી ગાય જેવી દિકરી બાંધી તેનો ભવ બગાડયો. આ પીટવાને દરરોજ સાથે રહેવાનું તે કેમ પાલવે હવે ?" વીગેરે વીગેરે તેણે ગુસ્સામાંજ લવી નાખ્યું અને ઘેલાભાઇને જગાડી નીચે બોલાવ્યો. પુત્રિ ! શરમવાળી પુત્રિ ! તરતજ બીજા ખંડમાં ચાલી ગઇ.

સરસ્વતિએ બહુ બહુ દબાણ પૂર્વક કુમુદને ભરૂચ ન મોકલવા માટે ઘેલાભાઇને કહ્યું. પણ આ ઠરેલ માણસ તેની પુત્રિનો સ્વભાવ બરાબર પારખી ગયો હોવાથી તેણે જરાયે માન્યું નહિ." હશે ! જ્યાં છીંડુ દેખે ત્યાં સૌ જાય! તેમાં વિનોદનો શો વાંક! અને કોણ જાણે શુંયે હશે? એ બિચારો પણ રાતનો શોકિત બન્યો છે." આમ સરસ્વતિને સમજાવી આખરે કુમુદને જવા માટે તૈયારીઓ કરાવી દીધી.

સરસ્વતિના ગળે ઘેલાભાઇની વાત ઉતરીજ નહિ. તેને તો કુમુદની બિના સત્યજ લાગી. "બારણાનું ચણીયારૂં ઉતારી વિનોદે અહિં આવવા હિમ્મત કરી છે, તો મારી છોડીને મારી પણ નાંખે" એજ ધૂન તેના મનમાં હતી જેથી જ્યારે ઢોંગ કરી રોતી કકળતી કુમુદ, વિનોદ તથા પેલા વિશ્વાસુ નોકર સાથે ભરૂચ જવા ઉપડી ગઇ; તેજ દિને તેણે ઘેલાભાઇથી છાનો પત્ર શશીકાન્ત પર સવિસ્તાર લખ્યો. બિચારાં વિનોદને નમાજ પડતાં આખી મસીદ કોટે વળગ્યાનું ક્યાં જરાયે ભાન હતું ?

---

# પ્રકરણ ૪ થું

—— o ——

## ઑપરેટર !

—— • ——



માનાથે દીધેલ ધન ખુટી ગયું, છતાં આશ્રમના ભલા ચાલાકોએ પ્રસન્નને વિના ખર્ચે ત્યાંજ રહેવા માટે બંદોબસ્ત કર્યો. પ્રસન્ન વિચાર્યા કરતી કે 'રમનાથ તથા કાન્તા માસીએ શાથી પત્ર નહિ લખ્યો હોય ? કદાચ મારે માટે શું તેમને ખર્ચ કરવું અયોગ્ય લાગ્યું હશે ? બનવા જોગ છે કે આમ પણ તેમનો વિચાર બંધાયો હોય ! હાય ! ત્યારે હવે મને આ આશ્રમ કેટલા દિન અહિં રાખશે ?' આમ તે વિચાર કરતી હતી. પણ તેને ક્યાં ખબર હતી કે ઉદ્ધાર રક્ષકો તો પ્રભુ જાત્રા કરી પાવન બની તેના દરબારમાં યોગ્ય સ્થાને બિરાજવા ચાલી નીકળ્યાં છે !

લગભગ ચારથી પાંચ વર્ષ સુધી તેને કોઇએ સહેજ પણ ખોટું લાગવા દીધું નહિ. અને લાગે પણ શેનું ? એવો પ્રસંગ બને છતાં કડવા ઘુંટડા ગળ્યેજ છુટકો. સર્વે દેહોમાં કંઇ સરખી બુદ્ધિ નથી હોતી. કોઇને જે વસ્તુ બહુજ સુંદર લાગતી હોય તેજ વસ્તુ અન્યને અનહદ ખરાબ પણ ભાસતી હોય.

અહિં આશ્રમમાં તેના સદગુણોથી તેની પર સૌ કોઈ માયા રાખતાં હતાં, તેણે અભ્યાસ તથા કળા પણ ઠીક સેવી હતી.

અભ્યાસમાં આગળ તથા કળાઓમાં પણ આગળ પડતી હતી જેથી સર્વ તેના પર માયા રાખતાં હતાં. કલકત્તા શહેરમાં જે પેર હારમોનિયમ અગર તો અન્ય નાનું સરખું વાજીંત્ર ન હોય તે ઘરજ શૂન્ય મનાય, એટલે આ આશ્રમમાં પણ વાજીંત્રોનું શિક્ષણ આપવામાં આવતું હતું. તેમાં પણ પ્રસન્ને સારી રીતે સર્વ વાંજીંત્રો પરનો કાબુ જીત્યો હતો.

આ આશ્રમનો મુખ્ય અધિષ્ટાતા કોઇ સંન્યાસી હતો તથા દરેક બાળકીઓની દેખરેખ એક અભિધાન સિવાયની યોગિની રાખતી હતી. તેને સર્વ કોઇ આશ્રમમાં ' મા ' કહી બોલાવતું. યોગિનિની સાથે એક યુવાન દિકરો નામે ચંપક હતો, તે આશ્રમમાં ફરી આનંદ કરતો તથા બહારનાં સર્વ કાર્ય માની શિખામણ મુજબ કરતો હતો. વિદ્યાભ્યાસ માટે તેની કાળજી સારી હતી અને તે સૌને માટે ' મા, દેખરેખ પણ સારી રીતે રાખતાં હતાં. આ મા તથા પેલા અધિકારી સંન્યાસી આ આશ્રમનું ખર્ચ કેવી રીતે ચલાવતાં હતાં તે જાણવું અશક્ય હતું કારણ પ્રસન્ન જેવી કેટલીયે અનાથોને તેમણે અહિં ભેગી કરી હતી.

મૂળથીજ મા ગરીબ પ્રસન્ન પર ઠીક હેત રાખતાં હતાં, તેમાં વળી તે હોંશિયાર નીકળવાથી તેઓ તેના પર બહુજ વહાલ બતાવતાં. ચાર પાંચ વર્ષ બાદ તો તેમણે અન્ય બાળાઓને શીખવવા માટે પ્રસન્નને પણ અમૂક અમૂક વાજીંત્રનાં વિષયો આપ્યા હતા. આ સૌના પરિણામે સ્વાભાવિક છે કે પ્રસન્નનું માન અત્રે સારી રીતે જળવાય. સૌ બાળાઓ તેના તરફ માનની લાગણી રાખી જોતી હતી.

ચંપકને વાજીંત્રનો ઘણો શોખ હતો, અને તે પૂરો કરવા માટે વારેવારે તેને પ્રસન્ન પાસે બેસવું પડતું. છતાંયે તેમાં તેનું લક્ષ બહુ ચોંટયું નહિ. તેને વાજીંત્રનું મથાળુંજ ન આવડયું. લક્ષ બેસે ત્યારે આવડે ને ? જેને શોખ છે તેને કંટાળો ન આવે. અને જેને કંટાળો નઆવે તેને વાજીંત્ર પણ આવડેજ. સહેજ સહેજમાં તેનાથી રીસાઇ જાય, અગર તો તેમાં એક તાનતાથી કામ ન કરે તો મગદૂર નથી કે આવી વાજીંત્ર કળા આપોઆપ વરમાળા પહેરાવી દે. ખરેખર કેટલાક ઉપર પ્રભુ બક્ષિસ હોય તેમની વાત બાદ કરવી રહી.

ચંપક યુવાન હતો. તેનું મન અસ્થિર હતું. એક રીતે તે બહુ હોંશિયારહતો, પરંતુ કોઇપણ મકકમ વિચાર તેના દીલમાં ટકતો નહિ. આમ કરૂં અને તેમ કરૂં એજ એની ભાવનાઓ ! વાજીંત્ર શીખતાં શીખતાં એનું ધ્યાન તો દીલહર પ્રસન્નના રૂપમાંજ ફરતું હોવાથી તેને એ કળાએ જરાએ માર્ગ ન આપ્યો. પોતે સૌને શીખવાડતી હતી, તેમાં કોઇને સહેજ તો કોઇનેસારૂં એમ સૌ કોઇને શીખતાં આવડતું, પણ આ સમોવયના વિદ્યાર્થિને કંઇ આવડતું નહિ, તેથી પ્રસન્ન તેના પર સારી રીતે ખીજવાતી હતી. મશ્કરી કરવી એ તો આ આશ્રમમાં ગુન્હો હતો, જેથી કેટલીક વાર તેના મુખમાં આવેલ મશ્કરી તેની મેળે પાછી સમાઇ જતી હતી.

પ્રસન્નમાં રૂપ હતું તેમ સાથે સાથે તેનાં અંગપણ સારાં ધાટીલાં હતાં. યૌવન કાળમાં તેણે પગ મૂકયો હતો. તેના ગાલની ગુલાબી લાલી પરતો આશ્રમની સમજુ બાળાઓ પણ આફરીન થતી હતી. કોઇ કોઈ તો વાતો કરતી હતી કે આને કેવો વર મળશે ?

ત્યારે કોઇ કહેતી હતી " કે "એતો માના જેવીજ રહેશે."
આમ તેને માટે વાતો ચર્ચાતિ હતી. ગરીબ હતભાગિનિ
પ્રસન્ન છતાંયે પેલો નવનિત બદમાશ વાળો જુલમ ભૂલી ન હતી.
તેને જ્યારે એ બનાવ સાંભળતો ત્યારે કમકમાટી આવતી. પ્રભુ કૃપા
એ આ બનાવ આખા આશ્રમમાં ઢાંકયો રહ્યો હતો તે તેને માટે
ઠીક હતું.

આશ્રમમાંની મોટી મોટી બાળાઓ સાથે પ્રસન્નને સારી રીતે
સહિયરપણું હતાં. એતો દેખીતી વાત છે કે વ્હાલ બતાવનાર શિક્ષક
પાછળ વિદ્યાર્થિઓનાં ટોળે ટોળાં ઉભરાઇ જાયછે તેવી રીતે પ્રસન્ન
શિક્ષિકા બન્યા બાદ તેણે કોઈનું મન દુભાવ્યું નહતું. એટલે સૌ તેના
પર સારી માયા રાખતાં હતાં. આશ્રમમાં વિમળા નામની કોઇ નાગ
પુરની કન્યા હતી તેને તથા પ્રસન્નને ઠીક બનતું હતું. તેઓ એકાં
તમાં વિદ્યાર્થિ તથા શિક્ષકભાવ ભૂલી સહિયરપણે વાતો કરતાં હતાં.
અને એકબીજાનાં મન પરખી આનંદ ગોષ્ટિ કરી વખત વિતાવતાં હતાં.

એક દિવસ સંધ્યાનો વખત હતો ચારે તરફથી તારાઓ
ચપાચપ ડોકીયાં કરતા હતા ચંદ્રદેવ પણ પોતાની રૂપાની જાળ
પાથરવા પધાર્યાં હતા. કોણ જાણે કે કેટલાંયને તે રજનિકાન્ત
હરહંમેશ પકડી જતા હશે! આશ્રમ ગંગાના તીરે આવેલો હતો
જેથી બાળાઓને ફરવા માટે બહાર જવાની આવશ્યકતા રહી ન
હતી. વળી આશ્રમની ચોફેર કાળજીપૂર્વક સુંદર નાના વિધિ રોપાઓ
તથા વેલી વૃક્ષનો બાગ પણ માએ તૈયાર કરાવ્યાથી અહિં એકંદરે
સરસ જગા હોઇ કોઇને બહાર ફરવાનું મન થતું નહિ. સાંજ
પડતાં તો માની રજા લઇ સહીયરોનાં ટોળેટોળાં બાગમાં જુદાં જુદાં
ફરવા નીકળી પડતાં.

વિમળા તથા પ્રસન્ન બાગને નદિ તરફ જઇ એક વેલી નીચે બેસી ગમ્મત કરતાં હતાં. વેલી જે વૃક્ષને વળગી હતી તે વૃક્ષ આખા બાગમાં ઉંચામાં ઉંચું હતું. વળી તે વેલીસહ હોવાથી દીપતું પણ સુંદર! કારણ વેલી પુરી ફાલેલી હતી. અહિં બન્ને સહિયરો બેસી આનંદ વિવાદ કરતી હતી.

"વિમળા! જો આખા જીવનભર અત્રે રહેવાનું હોય તો કેવું સરસ! મા પણ આપણી પર કેટલી બધી ભાવના રાખે છે! આવો સરસ દેખાવ કોને ન ગમે?"

"એ તો બરાબર પ્રસન્ન બેન! પરંતુ આખી જીંદગી રહી આપણાથી થોડી મા જેવી જીંદગી ગળાવાની હતી? વળી આમ દરેકને મા રાખે તો પછી તેમના જેવાં ટોળે ટોળાં અહિં ખડાં થાય."

"પણ અલી! આ મધુર દેખાવ ત્યજી ચાલ્યા જવું તને સારૂં લાગે છે?"

"એ તો જ્યાં સુધી રહીશું ત્યાં સુધી સેવીશું. અને ત્યારપછી તો એ સૌ આપોઆપ ભૂલી જઇશું હજી આપણે નાનાં છીયે"

"પણ મોઇ! સમજતો ખરી કે નાનાંને મોટાં થવાનું છે. અને મોટાંની ગરજો પણ સારવાની છે."

"હા એ વ્યાજબી છે! પરંતુ હું સમજતી નથી પ્રસન્ન! કે તારૂં દીલ સાવ પથ્થર જેવુંજ જણાય છે શાથી? આપણને કુદરતે સૌંદર્ય બક્ષ્યું છે તેનો ઉપયોગ શો કરવો તે જણાવીશ?"

"વિમળા! સૌંદર્યને વેડફી નંખાય નહિં હોંકે"

"અહા! અહા! જોઇ મોટી કુદરત વિરુદ્ધ જનારી ગાર્ગી! હું સર્વ સમજું છું યાદ રાખજે!" કહી વિમળા હસી પડી.

ગભરાઇ પણ હસતાં જ પ્રસન્નને પ્રશ્ન કર્યો. "અલી શું સમજે છે? બોલને શું સમજી ગઇ છે? આવી શકવાળી ક્યાંથી?"

"એ તો હવે ટુંકમાં જ સમજાશે. ત્યારે તો મારા જેવી ને સંભાળીશ નહિ. અને આ આશ્રમને પણ ભૂલી જઇશ."

"મોઇ તું તો સાવ ગીતાનાં ઘેટાં નીપજાવે છે! ક્યાંથી ક્યાં ઉપડી જાય છે! તારૂં એંજીન તો વિચિત્ર જણાય છે! જવું છે મુંબાઇ અને લઇ જાય છે અમદાવાદ, એ કઇ જાતનું સાઇ એંજીન હશે વારૂ!"

"પણ તમારૂં એંજીન નાગપુરને બદલે ઠેઠ કલકત્તાનો કાસ કરી ચાલ્યું ગયું છે, હોંકે મારાં શિક્ષિકા પ્રસન્ન બ્હેન! પણ અલી જોજે! સાંજ પડવા આવી છતાં પેલો ભમર પેલા પુષ્પ પાછળ હજીયે ગણગણ કરી તેને ગભગાવી નાંખે છે! જાણે તેના બાપનોજ માલ ન હોય!"

"કહે એ શું સુચવે છે વિમળા!" કહી પ્રસન્ન હસી પડી.

"ના તુંજ કહેને! તને ઠીક આવડે છે એ સૌ ગોઠવી કહાડતાં વળી મને જો સમજણ અને સૂચનનું ભાન હોત તો તને શું કામ પૂછત?" કહી વિમળાએ પ્રસન્નના ગાલ પર અડપલું કર્યું.

"અલિ વિમળા! મારે પણ તારા માફક દીલ છે હોંકે? તારે તો માબાપ છે, અને હું તો અનાથ છું. તને એ વિચાર શોભે?"

"નારે ના! તારે ક્યાં દીલ છે વળી? તું તો ગાર્ગી રહેવાની છે. બોલ એ દીલ છે તો પછી તે ક્યાં ઘસડાઇ જશે? મને તો સાવ લાગે છે કે એને ઘસડનારે ઘણાં ઘણાં તપ કર્યાં હશે! લાવને જાણે હુંજ ઘસડી નાંખું?"

"બ્હેન એ પ્રશ્ન ન પૂછ! તું ગમે તેમ પણ એક આબરૂદાર ગૃહસ્થની કન્યા છે, જ્યારે મારે તો આશ્રમ સિવાય ઉભા રહેવાનું નથી." કહી પ્રસન્ને આંખમાં પાણી આણ્યું.

"બળ્યું! રડવા જેવી શું થાય છે! તારા વિચારો ફળશે! હું તેમાં તને થશે એટલી મદદ કરીશ. ચાલ ચાલ! મારા સમ હવે કદિ તને એવો પ્રશ્ન નહિ પૂછું."

"ના રે-ના! એવી વાતો મને ગમે છે, પણ બાળપણનાં સ્મરણુથી મને સહેજ મનમાં આવ્યું એટલે તું ખોટું ન લગાડીશ"

"ત્યારે જો પ્રસન્ન આ ગંગા મૈયા દરરોજ વહેતાં વહેતાં થાકતાં નહિ હોય? આપણાથી આટલું બધું ચાલી શકાય?"

"પણ મોઇ! અભિસારીકા બની પ્રિયતમને મળવા જતાં તે વળી થાક લાગતો હશે!"

"હાય રે! સરિતાનો પ્રિયતમ વળી કયો? આખી દુનિયા પર પ્રિયતમની તો રેલમછેલમ જણાય છે ને?"

"સાગર દેવ! તેજ તેનો પ્રિયતમ! આટ આટલું ભણી તોએ એટલુંએ નથી જાણતી રસહિન સરિતા વિમળા?"

"બોલ તને આ પ્રમાણે કોઈ સાગર મળે તો આખી જીંદગી તું વહેતીજ રહે?" કહી વિમળા હસી પડી.

"બ્હેન મારે માટે એ સૌ શૂન્ય છે. એ તો તારે માટે."

"બળ્યો એતો પયખારો સાગરછે! અને સરિતાનું જળ કેવુ અમિઝરણાં જેવું છે? સરિતાનાં નીર શાંત? જય રે સાગરતો વાદળનું રાજ્ય જીતવા માટે તોફાન મચાવી મુકેછે. તેને સાથે આવી સરિતાને ફાવતું કેમ હશે?"

"બ્હેન એતો સૌ અરસપરસ વહેવારછે. વર્ષાઋતુમાં સરિતાઓ પણ કયાં તોફાને નથી ચડતી! ભાદરવાની સરિતા જોઇછે? ત્યારે તો તે પણ મર્યાદા નથી રાખતી. પયખારા સાથે ખારા થવું તેમાંજ સરિતાના સંસારની શોભા અને ધર્મ સચવાય છે."

"ત્યારે એટલુંતો ખરૂં કે એ ખરો નસિબવાનતો ખરો!"

"નસિબવાન થતા પહેલાં કેટલા ભોગ તેણે આપ્યાછે તેનોતો વિચારકર? વરાળ રૂપે રૂપાન્તર થઇ તેનોજ અંશ બનેલ એ મેઘ રાજ? અને મેઘરાજા તે સરિતાનો પિતા? તેણે! તેણે પોતાનું દેવું આવી રીતે બતાવી નાંખવું ઠીક માન્યું. બોલ એને ઓછું બલિદાન!"

"હાય? હાય? બળ્યું તારૂં બલિદાન? દોડ દોડ! જો આ પુષ્પ સાથે ભ્રમર મારાપર પડયો. બાપ! તેણેતો એ ફુલને ચુંથી નાંખ્યું?" કહી વિમળા ઉભીથઇ ગઇ.

"ભલે? એને જરાય દુભવીશ નહિ! કેવો એને મદ ચડયો છે.? વેલ પરથી છુટો થઇ જમીનપર પડયો છતાં હજી પુષ્પને તરછોડતો નથી. વાહ તારો પ્રેમ ઓ ભ્રમર?"

"ત્યારે જો! હવે એ વેલીના શણગારને એણે તોડયું. એટલે વેલીને ખોટું ન લાગે? હું તો એનો દમ ખેંચી કાઢું"

"પણ વેલીને એમ કર્યે કયાં પાલવે? તે તો પ્રિયતમ વૃક્ષની સોડમાં નિરાંતે મહાલે છે. એટલે તેને એવો દાઝો અને દમ કર્યે કયાં પાલવે? તું આપોઆપ સમજી જાને આ ટુંકા વાકયથી?"

"ધનભાગ્ય અહો એ વેલીનું કે આ ઉંચામાં ઉંચું વૃક્ષ તેને મળ્યું છે એટલે આખા બાગમાં તેની સત્તા પણ વધારે."

"ખરેખર વૃક્ષની શોભામાં જ તેની શોભા! પુરૂષની શોભાથી સ્ત્રીની શોભા?

"ત્યારે પ્રસન્ન શું સ્ત્રીની શોભાથી પુરુષની નહિ? આ વેલીથી વૃક્ષ કેવું સરસ શોભે છે.? તું પક્ષપાત ન કરીશ."

"મ્હેં હમણાં તો અરસપરસની વાત જણાવી હતી તે ભુલી ગઇ! મોઇ ભૂલકણી બની સૌ ભુલીશ તો સાગર રીસાઇ જશે. થોડુંક તો યાદ રાખજે હોં કે?"

"ત્યારે તું મને જે કંઈ શિખવીશ એ સૌ યાદ રાખીશ. તું તો નથી ભુલતી ને?"

"મારે કયાં ભુલવાનું હોય! એ તો તારા માટે લાયક ગણાય?"

"ભલે તું ચાળા કરી લે! હું સૌ તને સાબિત કરી બતાવીશ. મને શું ખબર નથી! હું બધું જાણું છું. કહું તો બોલી પણ નાંખું"

"બોલ લે શું જાણે છે?" જીજ્ઞાસા ભર્યા ચહેરે શરમ તથા હાસ્ય સાથે પ્રસન્ને પ્રશ્ન કર્યો.

પરંતુ જવાબ મળે તે પહેલાં જ માએ બૂમ પાડી. "પ્રસન્ન ચાલ હવે સંગિતનો વખત થયો છે. સર્વ બાળાઓ તારી રાહ જુવે છે? ત્યાં વિમળા છે કે?"

"હા મા આવી! વિમળા પણ છે." કહેતી પ્રસન્ને વિમળાને કહ્યું. "અલી! માએ સાંભળ્યું તો નહિ હોય?"

વિમળાએ કંઇ જવાબ આપ્યો નહિ અને તે ચાલવા લાગી, એટલે પ્રસન્ન પણ ઉઠી ચાલી ગઇ. સાંજ થવાથી બાળાને સંગિત શિક્ષણ આપવાનું શરૂ કર્યું. છતાં આજે પ્રસન્નનું દીલ જરાયે કામ ન કરતું હોવાથી માએ મનમાં વહેમ લાવી ત્યાંથી ચાલી જવું ઉચિત માન્યું. આજે તો લગભગ આઠેક વાગે આ કાર્ય ટુંકમાંજ

વહેલું પતાવી દેવામાં આવ્યું. કારણ મોડું થવાથી વખત પણ થોડો હતો. સર્વ મંડળ વિખેરાઇ ગયું. એટલે સંગિત શીખવાની ઉમેદ વાળો ચંપક આવી પહોંચ્યો.

આજે પ્રસન્નને ઉદાસ જોઇ ચંપકે તેને પહેલોજ પ્રશ્ન કર્યો.

"કેમ આજ ઉદાસ? કોઇએ મન દુભવ્યું હતું?"

"ના એ તો સહજ. ચાલો પેલું હારમોનિયમ ઉપાડી સારીગમ ઘુંટવા માંડો."

"પણ શેનાથી હું તેને ઘુંટું. તું તો શીખવતી છે નહિ અને આમ બુમો પાડે છે, તે હસવું અને થોટ ફાકવો કંઈ બને?"

"બસ આજ તમો મારી સાથે બોલશો નહિ? સાવ નિર્લજ્જ બની કોઈ સાંભળે તેનો તો વિચાર કરો. બે દિન પછી ફાવે તેમ કરજો. ચાલો સારીગમ ઘુંટો." રોષસહ પ્રસન્ન શિક્ષિકાએ સંભળાવી દીધું.

"તું મને દરરોજ સારીગમ! સારીગમ! કહે છે ઘુંટવાની તો આજ હું બરાબર ઘુંટી નાંખીશ યાદ રાખજે. પણ હવે કોઇ ગાયન તો મને શિખવાડ આમ દરરોજ સારીગમ સિવાય તને લુખીને કંઇ બીજું જડતું જ નથી"? કહી ચંપક હસી પડયો.

આવાં અલંકાર ભર્યાં માર્મિક વાકયોથી પ્રસન્ન પણ હસી પડી. તેણે જાતે હારમોનિયમ ખોલ્યું. અને ચંપકને ખેંચી તેના ઉપર બેસાડયો.

"ચાલો આંગળી ઉપાડો, બહુ બગાડા પાડો છો તે કોઇ સાંભળે તો કેવું ખોટું દેખાય? આ તો આશ્રમ છે બે દિન પછી ફાને તો નાચજો ને?"

"તો એમને ? કે ત્હેં મારા કહેવા મુજબ વિચાર કરી નાંખ્યો છે ? હેં બહુ ઉત્તમ ! હું જાણુતો હતો કે તું એમ કર્યા સિવાય નહિજ રહે." અધિરા ચંપકે કહ્યું.

"શાનું રહેવાય ? બાંધી પછાડી કુવે નાખો છો તે કંઇ હવે ઓછું ના પડવાનું હતું ? ચાલો હવે હાથ ઉપાડો, કોઇ વહેમાશે."

"ચાલ ત્યારે હવે એક બે દિન આ હારમોનિયમને જરા ગજાવી લેવા દે. આજે તો ખુશાલી થઇ છે એટલે આપોઆપ મને આવડે છે કે નહિ તે તું જો. બે દિનમાંજ આ વાજીંત્રની દશા પણ એવી કરૂં કે અહિંથી આપણે બંન્ને ચાલ્યાં જઇશું છતાં મા સંભાળ્યાજ કરે, બોલ શું વગાડું ?

"શું તે સારીગમ ?" ટુંકોજ જવાબ મળ્યો.

ચંપકે આંગળીઓ ઉપાડી સારીગમ પધનીસાને બદલે સા ગ મ ની સા ધ પ રી એ પ્રમાણે બે સુરૂ વગાડી દેવા માંડયું. પ્રસન્ન ખીજાઇ ગઇ. તેણે ચંપકનાં આંગળાં પકડી પાસા પર મુકવા માંડયાં.

"આમ વગાડો, અહિં આ રી શું તમારી હતી તે ખાઇ ગયા ?" હસતાં હસતાં તેણે કહ્યું.

"લેને ભાઈ ? અમારી નાહ તમારી એ પ્રસન્ન શિક્ષકા" ફ્રી ફરીથી સારી રીતે ચંપક આખી સારીગમ ઉતાવળે ઉતાવળે ભુલ સિવાય વગાડી ગયો.

હાં હવે બરાબર ! વાહ કેવું સરસ આવડયું ? વાહવાહ આજ તો કંઇ સોનાના સૂર્ય ઉગ્યા હશે ?"

"પણ અત્યારે તો ચાંદો ઉગ્યો છે હાં કે પ્રસન્ન !" કહેતા ચંપકે હારમોનિયમ ગજાવી મુકયું.

" વાહવાહ ! તમે કેવા કપટી છો ? હારમોનિયમ આવડે છે છતાં આજસુધી મને છેતરી ? વાહ કેવું સરસ વગાડો છો ! પહેલાં તો સારીગમના વાંધા હતા. આ બધાં તોફાન હું માને હમણાંજ જણાવીશ. " અજાયબીમાં હસતી પ્રસન્ને જણાવ્યું.

" હવે મારો ઉદ્દેશ સર્યો એટલે મને કુદરતિ બક્ષિસ મળી ગઇ સમજી ને ! વળી માને કહીશ તો હું પણ સામો એવો જવાબ આપીશ કે મેં તો બહુ શીખવા માટે એ પ્રમાણે તેને છેતરી પરંતુ એણે મારૂં દીલ ચોરી મને છેતર્યો છે માટે ન્યાય આપો."

" જાવ જાવ એવું ના કરશો. નિર્લજ્જને લાજ શી " ? કહી પ્રસન્ને આનંદમાં ચંપકને તમાચો માર્યો.

રસઘેલો ચંપક તરતજ ઉભો થઇ ગયો. તેણે પ્રસન્નનો હસ્ત પણ પકડ્યો.

" જાવ જાવ બળ્યું ! કોઇ દેખશે છોડો મારો હાથ, જુવો આ આંગળી નંદવાઇ ગઇ મુકી દો. તમે કેવા છો તે ! "

"હુતો સાવ તારા બોલમાંજ કહુ તો નિર્લજ્જછું, બોલ તારે શું કહેવું છે ! કહે ચુંબન તો જરૂર કરવાનો."

' ના! આજે નહિ, આપણે આશ્રમને કલંકિત નથી બનાવવો એ દિન ચલાવી લોતો ઉપકાર. હવે આપણે કિનારા પરજ છીયે."

" ના? એમતો બનેજ નહિને. તું દરરોજ એમ કહે છે. એ દિનપછી વળી સૌ જોવાસે." કહેતા ચંપકે પ્રસન્નનું મુખ ફેરવી ચુંબન કરવા પોતાનું મુખ લંબાવ્યું.

શરમાયેલી પ્રસન્ન ત્યાંથી ખસી જઇ નીચું નિહાળી રહી. ફરીથી ચંપકે તેનો હસ્ત પકડી ચુંબન માટે પ્રયાસ કર્યો.

જાઓ! જાઓ! એ શરમા! આ અંગ્રેજી રીતરીવાજ મુજબ શું કરો છો? દૂર જાવ."

"હું અંગ્રેજી રીત મુજબ કરૂં છું પણ તું તો મારા કરતાં અંગ્રેજી સારૂં જાણે છે.". કહી ફરીથી ચુંબન માટે પ્રયાસ તેણે કર્યો.

આપો આપ પ્રસન્ને પોતાનો મોહક કપોલ ચુંબન માટે ધરી દીધો. ચુંબન થાય તે પહેલાંજ બૂમ પડી.

"અલી. પ્રસન્ના શું હું ખોટું કહેતી હતી! બોલ હવે કોણ ગાર્ગી?" કહેતી વિમળા ત્યાં આવી ઉભી. આ વાત ચંપકને જરાય ગમી નહિ; પરંતુ શું કરે? તેણે ત્યાંથી જવા માંડયું. પ્રસન્ન શું હોય કે જીભ ઉપાડે?

"ઉભા રહો ચંપકભાઇ જરા ઉભા રહો. આ મારી સખીનો હાથ હુંજ તમોને આપું છું. પણ અહિંથી તમો તેને બે દિવસમાં લઇ જશો ત્યારે તમારા અચાનક આમ પ્રયાણથી મા તથા અધિકારી અને સર્વ બાળાઓ શું ધારશે? તેનો વિચાર કર્યો છે?"

"એ બધું તું સંભાળી લેજે." કહેતો ચંપક હસતો હસતો ચાલ્યો ગયો. બન્ને સખીઓ એક બીજાને ભેટી પડી.

અને એજ દિન વિતાવી ત્રિજાં દિને મળસ્કે તો આ ઋણિય, લાંબો લચ પત્ર મા ઉપર લખી ત્યાં સંગિત શાળાના ટેબલ પર મુકી ચાલ્યાં ગયાં. જયારે માએ આ પત્ર વાંચ્યો ત્યારે તેમની આંખમાંથી અશ્રુ પડયાં અને સર્વ બાળાઓ પણ રડી ઉઠી. કોઇને મનમાં કંઇ શંકા રહે નહિ એટલે માએ એ આખો પત્ર સર્વ બાળાઓને ભેગી કરી સંન્યાસી સમક્ષ વાંચી બતાવ્યો.

'પૂજ્ય મા, તથા સંન્યાસી ગુરૂ, અને આશ્રમની બાળાઓ!

તમારા દીલમાં કલંકિત વસી અમો ચાલ્યાં જઇએ ત્યારે તો માફ કરો. આશ્રમને કલંકિત ન કરવાના ઉદેશથી અમો પ્રણયિ બની અન્ય સ્થળે જીંદગી ગુજારીશું. માને કહેવા ઘણી ઉમેદ હતી પણ મા આગળ આવી વાત બોલાયજ કેમ ! અમોએ આશ્રમને કલંકિત તો નથીજ કર્યો તેની વધુ માહીતિ વિમળા આપશે. અમોને ભુલશો નહિ. તમારો સ્નેહ અમારાથી વિસરાશે નહિ; પરંતુ પ્રભુ ઇચ્છા. !

લી. આપનાં જ

" પ્રસન્ન અને ચંપકના પ્રણામ. "

સર્વ આશ્રમમાં આ બન્નેના આમ જવાથી તેમને માટે પૂજ્ય બુદ્ધિ થઇ કે તેમણે આશ્રમને કલંકિત નથી કર્યો. પરંતુ આ ઉપરથી અન્ય શું ધારે તે તો શંકાજ રહી. આ વાત બહાર ન પડે તેવો સર્વે એ સંકલ્પ કર્યો. અને વિમળાએ પહેલાં બનેલી સર્વ નિર્દોષ બિનાઓ પણ જણાવી દીધી. આમ તેમના જવાથી માના દીલમાં ભારે આઘાત થયો. કારણ તે પહેલેથીજ બન્ને પર માયા રાખતાં હતાં. અને પરિણામની આશા તેમણે રાખીજ ન હતી. વળી તેઓ પાસે કંઇ સાધન નથી એટલે તેઓ ખાશે શું અને કરશે શું ? એ પણ સવાલ હતો.

આ તરફ ચંપક તથા પ્રસન્ન બન્ને રડી રડી આશ્રમને ત્યજી ગયાં. ત્યારબાદ પોતાની પાસે કંઇ સાધન તો હતું નહિ. પરંતુ ચંપકે ટેલીફોન ઑફીસમાં અગાઉથી એક ઓળખીતા મારફત ગોઠવણ કરી હોવાથી તેજ દિને ચંપક ટેલીફોન ઑફીસમાં કલાર્ક બન્યો અને પ્રસન્ન ટેલીફોન ઑપરેટર બની શીખાઉ તરીકે દાખલ થઈ.

શરૂઆતમાં તો ખર્ચ નિભાવવા પોતાના ઓળખિતા એક

ગુજરાતી ક્લાર્ક રામેશ્વર પાસેથી ઉછીના રૂપિઆ ૫૦ લઈ તેમણે બરાબર કરકસરથી કામ લીધું. આ રામેશ્વરની સીફારસથીજ તેમને અહિં નોકરી મળી હતી. આટલી વાત થઈ છતાં ચંપક તથા પ્રસન્ને પોતાની ખરી ઓળખાણ રામેશ્વરને પણ ન આપી, તેઓ નોકરી અર્થે અમદાવાદથી આ તરફ બન્ને યુગલ આવ્યાં છે તેટલુંજ રામેશ્વર જાણતો હતો. પહેલાં તો એ માનો આશ્રમ તથા તેમાં રહેતી બાળાઓ અને વધુ તો વિમળા એ સૌ પ્રસન્નથી ભુલાયાં નહિ, પણ વખત જતાં ચંપકના સ્નેહે તે સૌ ભુલતી હતી. કેવો કુદરતનો રસ્તો !



# પ્રકરણુ ૫ મું.

## પુત્રિથી છુટકારો !

આ શ્રમનાં યોગિનિએ આખા કલકત્તામાં તપાસ કરાવી, પરંતુ તેમને પ્રસન્ન તથા ચંપકનો કંઇ પણ પત્તો મળ્યો નહિ. ધીમે ધીમે પ્રસન્ન પણ ટેલીફોનના કામમાં હોશિયાર બની ગયાથી તેને સ્વતંત્ર સોંપવામાં આવ્યું હતું. પહેલાં તો શીખા તરીકે કામ કરતી હોવાથી ઓફીસમાં ચંપકને વારેવાર મળી શકાતું. પણ હવે આખો બોજો પોતાને માથે આવવાથી તેનાથી કદી પણ ખસાતું નહિ. આ પણ પ્રેમીને તો સહેજ દુઃખ ભર્યું લાગતું.

તેમણે કલકત્તામાં સારા લત્તામાં મકાનરાખ્યું હતું સારા લત્તામાં પણ કલકત્તાનાં કલંકતો હોય છે. તેમના સામે બારણેજ મોતી કરીને કોઈ નર્તકિ રહેતી હતી. તેની શાખ આજકાલ ઠીક વધી હતી જ્યારે મોતીએ પોતાના સામે બારણે આવી અનુંપમ યુવાન સૌંદર્ય વાન સ્ત્રી જોઈ ત્યારે તેના મનમાં સ્વભાવિક ઇર્ષા થઇ હતી સામે બારણે હોવાથી કોઇ કોઈ વખત બન્ને બોલી પણ જતાં. પરંતુ ઑફીસના કામે જવાનું હોવાથી તેમનો પરિચય ટુંકો હતો.

ઘણા વખત રજાના દિને અથવાતો ઑફીસમાંથી આવ્યા બાદ પ્રસન્નને મોતી પોતાને ત્યાં તેડતી. પરંતુ નર્તકિને ત્યાં જવામાં લાંછન માની યશસ્વિ પ્રસન્ન ત્યાં હતી નહિ. જે વાત કરતી તે પોતાના ઘરમાંજ રહી કરતી હતી. તેણે બે ત્રણ વર્ષ ચંપક સાથે આ પ્રમાણે ત્યાંજ વિતાવ્યાં હતાં છતાં કોઇ દિવસ તેણી ઘણી લાલચો તરછોડીને કદિ મોતીને ત્યાં ગઇ ન હતી.

મોતીને ત્યાં કોઇને કોઇ હરહંમેશ નાચ માટે આવતું હોવાથી ગાયનના સૂર સારી રીતે ગાજતા હતા. એટલે પાસે પૈસો થવાના સબબે ચંપકની સાથે જીદ કરી પ્રસન્ને પણ એક હારમોનિયમ તથા સારંગી વેચાતાં લીધાં હતાં જ્યારે તેનો સૂર મોતી સાંભળતી ત્યારે એને એમ થતું કે કદાચ પોતાને ત્યાં આવનાર કુંભમેળાનાં પંખીડાં ભાન ભુલી એ તરફ ઉડી જશે. એટલે હવે મોતીને તેમને માટે ઇર્ષા થવા લાગી. બન્ને દાંપત્ય ભાવથી રહેતાં હતાં. છતાં તેમનાં કેટલાક એવાં આચરણ હતાં કે જે જોતાં આવા એકાંતમાં અન્ય પુરૂષને નવાઈ ઉપજ્યા સિવાય રહે નહિ.

માની ગોદ છોડયા બાદ પ્રસન્નને બહુ દુઃખ થયુ તેણીને પાછા જવા મન થયેલ, પરંતુ ચંપકને ખોટું લાગે. વળી મા પણ તિરસ્કારે તેવાં કારણોથી તે પાછી તો ગઈ નહિ, પરંતુ સંતાપ કરી ચંપકનું મન મેળવી તેને વિષય વાસનાથી દૂર રાખી આ યોગિનિની ચેલી પ્રસન્નને આવાં ત્રણ ત્રણ વરસ એકજ મકાનમાં સામે યુવાન પુરૂષ હતો અને પોતા પાસે યૌવનવાડી હતી છતાં શુદ્ધ ભાવનાથી જીવન ઉજળું કર્યું હતું કેવી વિલક્ષણ ભાવના ! તેના મનમાં સહેજ પણ વિકાર ઉદ્દભવ્યો નથી, કે નથી કંઇ થયાં તેને માયાનાં

બંધન ! ચંપક પર એટલું બધું હેત રાખતી કે કોઇ તેમને બહુજ મીઠાં પ્રેમિ પંખીડાં કહી સંબોધવા લલચાય, પરંતુ ઇશ્વરી પ્રેરણા અગર તો મનનાં અદ્ભુત કારણોથી તેઓ કદિ મેલાં મન વાળાં આત્મને છોડયા બાદ બન્યાં જ નહિ. એક બીજાથી અન્યને વાત પણ ન કરાય. વિસરાઇ ગયેલી વાત વિસરવામાં જ ફાયદો જડયો.

કોઈ કોઈ વખત રામેશ્વર આ સ્નેહિઓને ત્યાં જતા ત્યારે તેઓ પણ આ સ્નેહિયોની દશા જોઇ અજાયબ થઇ જતા. તેમણે ચંપક સાથે આ બાબતમાં ઘણી વાટાઘાટ કરવા માંડી હતી પણ તેમાં શું વળે ? પ્રસન્ન રામેશ્વર મારફતે નોકરી મળવાના સબબે તેમના પર હેતભાવ રાખી વડીલ માફક જોતી હતી. આવી પ્રેમઘેલી પત્નિ છતાં ચંપકનું દીલ શૂન્યજ હશે. એમ રામેશ્વરને ઘણા વખત વિચાર પણ આવતો

રામેશ્વર પોતે એકલા જ હતા. શરૂઆતમાં તો તેઓ મોતીને ત્યાં નાચ જોઇ આવી કંઇ કંઇ ચેષ્ટાઓ ઉડાવતા, તે સૌ એક બે ત્રણ ને ચોગડે ચાર વખત ફાડી ફાડીને આંખથી પ્રસન્ને દીઠેલ, પણ ત્યારબાદ તેઓ કદિ આ સ્થળે આવ્યા જ ન હતા. પ્રસન્ન તથા ચંપક પોતાને માટે હલકો વિચાર કરે તેથી પણ આમ બનવા સંભવ તો ખરોજ જ્યારે તેઓ પ્રસન્નને ત્યાં આવતા ત્યારે લટકાળી માયા બતાવતી. ચાર ઘડીનાં ચાંદરણાં જેવી મોતી તેમને સાફ કરી મીઠી મશ્કરીમાં ઉડાવતી, પણ તે સૌ આડી આંખે જોઇ તેઓ તેને ચૂપ રહેવા જણાવતા હતા; આ વાત પણ પ્રસન્નથી અજાણ ન રહી એટલે એક દિન તેણે ચંપકને સર્વ બિના જણાવી. પરંતુ ચંપકે તેમાં બહુ લક્ષ આપ્યું નહિ. કોઇ કોઇ વખત જ્યારે રામેશ્વર બહુ

છુટથી વાતો કરતા, ત્યારે પ્રસન્ન ત્યાંથી ચાલી જઇ બીજા ઓરડામાં ભરાઇ જતી હતી. જ્યારે તે હારમોનિયમ વગાડતી હોય ત્યારે જો રામેશ્વર આવી પહોંચે તો તરતજ તે બંધ કરી દેતી, અને બોલ્યા સિવાયજ તેમનો આદરભાવ લઇ ચાલી જતી હતી, આ વ્યવસાય રામેશ્વરને ઝેરના ઘુંટડા જેવો લાગેલ ! પરંતુ તેમણે શાથી વિચાર ન કર્યો કે કેવી તપશ્ચર્યામાં અત્યારે બન્ને પંખીઓ પડયાં છે !

કલકત્તાના ઝેરી વાતાવરણે ઘણી વખત યુવાન ચંપકનું દીલ દાઝી ઉઠતું હતું. તેનાં રોમાંચ ખડાં થતાં કોઇ કોઇ વખત તો દૃઢ વિચાર કરી મકાને જતો હતો કે જરૂર આજે તો પ્રસન્નની તપશ્ચર્યા તોડાવીશ. પણ જ્યારે તેની પ્રભાવભરી કાન્તિ જોતો ત્યારે પીગળી જઇ બરફનું પાણી બની જતો. ઘણી વખત તો પોતાની સાથે જરા દૂર પથારીપર વિશ્વાસે ઉંઘતી પ્રસન્નનો દૂર્ગ છેદવા તેને કામદેવ ભંભેળતા હતા, પરંતુ કામદેવથી જીત થાય તે પહેલાં તો પ્રસન્નનો સ્નેહ આડે આવતો હતો. તેની ના મરજીએ આમ થાય તો તેને કેટલું ખોટું લાગે એજ તેનો ભય હતો. કેવો તારો અત્યુત્તમ વિચાર ચંપક ! ત્હેં પણ આશાઓને કસવા ઠીક માંડી છે. તમારા બન્નેમાં યોગિનિએ પણ ઠીક પ્રભાવ પેદા કરેલો જણાય છે. પ્રેમિ બની નાસી છુટયાં પણ લગ્નથી નથી જોડાયાં ત્યાં સુધી તમે આવો વ્યવસાય ઇચ્છયો છે ! લગ્ન કરવા તમો સમર્થ છો છતાં શા વિચારે પાછા પડો છો ! એ તો તમારા દીલની વાત !

પ્રસન્નતા સ્નેહથી ચંપક ગમે તેવા સંકલ્પો કરી હારી જતો ત્યારે તેને એકદમ પશ્ચાતાપ થતો કે વિશ્વાસે નિંદ્રા લેતી પર આવો જુલમ ગુજારવાની ઇચ્છા કરી તે હડહડતું પાપ છે. એટલે આખી રાત્રિ

બીજા ઓરડામાં જમીન પર સુઇ વિતાવતો તો સવારના પ્હોરમાં પ્રસન્ન જ્યારે આ જોતી ત્યારે નિશ્વાસ નાંખતી કે 'હાય! હજી પણ તેમનો જીવ વાસનામાં લપટાયેલો છે! આટલું બોલી તરતજ વ્હાલ સાથે તેને ઉઠાડી આનંદ આપતી.

ઑફીસનાં ઘણાં ખરાં માણસો નું લક્ષ પ્રસન્ન તરફ ખેંચાયેલ પણ તેનો સ્વભાવ જાણવાથી તેઓ તેના તરફ ખરાબ વાત ઉચ્ચારવા સહેજ પણ હિમ્મત ધરતા નહિ. રામેશ્વરનો તડાકો છે? એવી વાતો તો આખી ઑફીસમાં પુરૂષ તેમજ સ્ત્રી નોકરો કરતાં હતાં. આ વાત પ્રસન્નને મુખે હજી સુધી આવેલ નહિ. પણ એક વખત આડા અવળી ઘર બાબત વાતો કરતાં તેના જેવીજ એક ઑપરેટરે તેને કાને આ વાત રેડી. એટલે પ્રસન્ને નિશ્ચય કર્યો કે હવે ઑફીસમાં આવવું નહિ. અને નોકરી છોડી દેવી. ચંપક જે કમાણી કરે તેમાં સુખ દુઃખે દુનિયાદારીના રીવાજ પ્રમાણે નિભાવી લેવા તેણે નિશ્ચય કર્યો. પણ ચંપકના કરતાં તેને સારો પગાર મળતો હતો એટલે આવો ભોગતથા લાલચ કેમ તજાય? ચંપકને તેણે આ સૌ વાત કરી પરંતુ લોકોના સ્વભાવે નોકરી ત્યજવી એ સારૂં નહિ એવું કથન તેના તરફથી મળેલ જેથી પ્રસન્નને ચાલુ રોટલાને લાતન મારી. આ પ્રમાણે તેઓ સંસાર માં પડો અગરતો પવિત્ર જીંદગાની કહો તે પાળી દેહને કસતાં હતાં.

હવે આજ વખતમાં મુંબાઇ તરફ આપણે જરા દૃષ્ટિપાત કરી લઇએ. માયાને છેતરવા માટે કંચને ઘણી ઘણી વ્યવસ્થા ઓ કરી પણ તે સર્વ વ્યર્થ નિવડવાથી આખરે ચંપાને તેમાં ભેળવવા તેણે વિચાર કર્યો. ચંપા તો માયાની શિષ્યા હતી એટલે તેને આવી વાત કરતાં કદાચ શુંયે જવાબ મળે તે ધાસ્તી તો હતી; છતાં એકાં

વમાં તેણે ચંપાને આ વાત જણાવી. મોટી મોટી લાલચો આપી તથા વધુમાં કહ્યું કે જો માયા એકાદ વખત સપડાશે તો મગદૂર નથી કે તેણી એ લતને ફરીથી છોડી દે ! વળી તેમાં એક શેઠ સાહુકારે રકમ તથા બક્ષિસપણ ઠીક આપવા વચન આપ્યું હતું. ચંપાએ ભોળવાઇ જઇ કંચન કહે તે મુજબ સૌ વાતો શીખી શીખી માયા આગળ કહેવા માંડી, બિચારી માયા ચંપાપર વ્હાલ રાખી તેના વિશ્વાસે આ સૌ સત્ય માનતી હતી.

જે શેઠનો શિકાર કરવા ધાર્યો હતો તે શેઠ બાબત ઘણી સારીસારી આબરૂની વાતો કરી માયાના મનમાં તેણે તેને માટે તો જરૂર માન નિપજાવ્યું. પરંતુ આમાં શું પરિણામ આવશે તે તેણી કળી શકી નહિ. કંચનને વહેમ હતો છતાં તેને આનંદ થયો કે હવે શેઠ આવે એટલે તેને બરાબર મુડી આ વાત કરીશ. તેને તો એક એક કાંકરે બે પક્ષી મરાતાં હતાં.

દરરોજ માયાનો નાચ જોઇ આનંદ પામી મુગ્ધબની આ શેઠ ચાલ્યા જતા હતા એટલે માયા પણ રાજી થતી હતી. હવે માયાને જીતવા માટે કંચને પણ એમ પ્રયાસ કર્યો હતો કે ત્રિજા ભાગની રકમ બાદ કરતાં બાકીની બે ભાગની રકમ માયાનેજ મળતી હતી. માયાને પોતાની લાડકવાઇ મોટી બનેલ પુત્રિના માટે ચિંતા હતી એટલે તેણે આવાતથી ઘણો સંતોષ માન્યો હતો. અને કંચનનો પણ ઉપકાર માનવા તે ભુલી ન હતી.

એક દિવસ ચંપાની બરાબર ખાત્રી થવાથી કંચને, ચંપા તથા આ શેઠનો યોગ ચંપાની ના મરજીએ કરી આપ્યો, ચંપાએ માયાની સોબતે પણ હજી કેટલાંક ઘરાકોને જવા દીધાં ન હતાં.

થોડે થોડે તેની વાસનાઓ ઓછી થતી હતી; પણ પ્રસંગ મળતાં તેનું દીલ નાસી છુટતું હતું.

તેણે શેઠને બરાબર રંગમાં રમાડ્યો. રાજી કર્યો; લુંટ્યો; લુંટાય તેટલું લુંટ્યો. અને ચૂસી લીધો. ચંપા જેવી આગળ પોતે આમ ફીદા ફીદા બની ગયો છે તો પછી આજ સુધી તપ કરેલીની આગળ તો આ શેઠ સ્વર્ગ સમાન સુખ માની પોતાને ન્યાલ કરશે એજ ભાવના કંચનની હતી. ચંપાએ હજી પણ સાવચેત રહેવા કંચનને જણાવ્યું હતું. છતાં બીજેજ દિને આ લલચાયેલ શેઠને ભોળવી તેણે માયા માટે તેને નોતરૂં આપ્યું હતું. બિચારી માયાને જરાએ ખબર ન હતી કે આમ બનવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

કંચને બીજા દિને બરાબર ૧૨ વાગે શેઠને નોતર્યો હતો એટલે યથા સમયે તે આવી પણ પહોંચ્યો. આ વખતે યુક્તિ બતાવી શેઠને તેણે સૌ સમજાવી દીધું,

"જુવોને! એ બિચારી હજી સંસારથી અજાણ છે. તેને ક્યાંથીએ એ લપ વળગી છે! પરંતુ જ્યારથી તમોને જોયા છે ત્યારથી તેનામાં અજબ ફેરફાર થયો છે એજ ખરૂં પુછો તો રસીકલાલ તમારૂં ભાગ્ય ઉઘડી ગયું માનો. મ્હેં તેને સમજાવેલ છે, છે, છતાં શરમાઈ હા, ના, કરે તે નિભાવી લેજો. તમો અમારી સ્ત્રીજાતિનો પરિચય ક્યાં નથી જાણતા? પુરૂષને નિર્લજ્જ બનવું પડે એ તો આખા જગત સાગરમાં બનતું આવ્યું છે. માટે તે પ્રમાણે વર્તિ આજે પહેલ વહેલી એ મારી બુલબુલ તમોને સોંપુ છું. તો ફાવે તે રસ્તે હવે તમો તેને તમારી કરી લેજો. મારે બીલકુલ વાંધો નથી સમજ્યા?" પાન આપતાં આપતાં કંચને પટી પણ ઠીક મારી-

"આવાં માર્મિક વાક્યોથી રસીક રસીકલાલ તમારા પર ઘણોજ આફરીન થયો છે" કહી રસીકલાલે કંચનને તેજ વખતે રૂ. ૨૦૦૦ ની નોટો આપી તથા ઉપરથી બીજો એક હાર માયાને તથા એક ઘડીઆળ ચંપાને આપવા વચન આપ્યું.

ત્યાર બાદ તરતજ કંચને માયાને બોલાવી મંગાવી.

"જો માયા આજે શેઠની તબિયત નરમ છે. એટલે તેમને વધુ ધાંધલ નહિ કરતાં નૃત્ય કરી આનંદ આપ. આજે હારમોનિયમ અગર તો સિતાર નહિ વગાડવા તેમની મરજી છે."

"તો તો તમેજ નાચી લ્યોને! મારૂં કાર્ય તો ગાયન ગાવાનું!" હસતી માયાએ કંઈ નહિ સમજતાં જવાબ આપ્યો.

"ના એમ નહિ. મોઈ હજી ગાંડીજ રહી હવે તો તારે સમજવાનું રહ્યું. આખો ભવ એનો એજ."

"એટલે આપ શું કહેવા માગો છો ?" શક લાવી માયાએ પ્રશ્ન કર્યો.

"એજ કે ત્હને માન બહુ જોઇએ છીયે. મોઈ! માન માગવાનાં હોય ત્યાં માગીએ. આતો આપણા ઘરનાજ માણસ જેવા છે."

"હા! એ કોણ ના પાડે છે, પણ હજીએ રસીકલાલ સમજે તો સારૂં કારણ કે અહિં આવે તે બધાય ઘરના માણસ ઘડીભર બની જાય છે, અને એ બધાય કહોના કંચને જાણ્યું કે વાત અવળે રસ્તે જાય છે એટલે તેણે તે વાત આગળી કરવાના ઇરાદે તરતજ હારમોનિયમ વગાડવા માંડયું. ચંપાએ સિતાર પકડયો. રસીકલાલ ત્યાંજ બેસી રહ્યો. એટલામાં માયા પોતાનો ડ્રેસ પણ પહેરી આવી. તેણી ગઈ હતી તે દરમ્યાન સૌ તર્કટ રચાઇ ગયું હતું.

"ચાલો બોલો શું ગાઉં" મોહભરી માયાએ જણાવ્યું. રસીકલાલતો રાજીજ થયો કે આજ પહેલોજ માયાએ તેને આ પ્રશ્ન કર્યો.

"પેલી પનીયારીનું ગાન ચલાવોને ત્યારે એજએતો." નૃત્યને માટે પગ ઉપાડે તે પહેલાં તો બીજા પાંચથી સાત સુધી ગરાકો માયા વેણું નાદ સાંભળવા ત્યાં આવી પહોંચ્યા. આવું ઉભું થયેલ વાતાવરણ કંચનને સહેજ પણ ગમ્યું નહિ પરંતુ આવક ઠીક થશે માની તેણે મન મનાવ્યું. સૌને આદરમાન આપી માયાએ બેસાડી પોતાનો નાચ શરૂ કર્યો. રસીકલાલને આજનો ધારેલો શિકાર ખાલી જશે એજ વિચારની ધુન લાગી હતી. એટલે તેનું મન સ્થિર ન રહ્યું.

નાચ ચાલુ થયો. ચંપા બેઠી બેઠી પણ એક ગૃહસ્થ સામે તીરછાં નયનનો મારો કરતી હતી તે વાત માયાથી અજાણુ ન હતી, છતાં તેણે પોતાનો નાચ ચલાવ્યો. જ્યારે તેના નાચમાં વચ્ચેથી વાહ વાહ થતી ત્યારે તે ભાન ભુલી સાક્ષાત નૃત્યજ બની જતી હતી. તેનો સાદ હજીયે તેનો તેજ હતો. રસીકલાલના કહેવાથી તેણે પણીયારીનો જળ ભરેલ મટુકી વાળો નાચ ચલાવ્યો હતો. તેણે માથા પર નાની રૂપેરી ગાગર મુકી હતી.

" પણીયારી પનઘટ પર આવે,
ભલ ભલાનાં મનમાં ભાવે રે—પણીયારી
તીરછાં નયનનાં ચાળે;
કહાન તણા એ દીલડાં બાળે રે—પણીયારી.

નાજુક હંસ ગતિથી ઓપે;
મોટા ગજો તણાં એ માન લોપે રે—પણીયારી.
પેલો ધુતારો ! એ ઠગારો !
પણીયારાનાં દીલ હરનારો રે—પણીયારી.
દુહત દુહત રજની વિતાવી,
ગયો કહાન નિશા ચડાવીરે"—પણીયારી.

સર્વ પ્રેક્ષકો તલ્લિન બન્યા હતા. ગાન ગાતાં ગાતાં માયા જે પેલો ધુતારો, ઠગારો વિગેરે આંગળી બતાવી ચેષ્ટાઓ કરતી હતી તેમાંજ જોનારના પૈસા વસુલ બનતા હતા. આવી રીતે નાચ કરી રહ્યા બાદ આવેલ ગૃહસ્થો માયાને સારાં ઇનામ આપી ચાલ્યા ગયા. રસીકલાલે અગાઉથી આણેલ હાર પણ આપ્યો.

હાર ઇનામ મળવાથી માયા મારા પર મોહિત બની કેવાં કેવાં રીસામણાં અને મનામણાં કરશે એવો ખ્યાલ રસીકલાલને હતો. પણ માયાએ આવા હાર તો પોતાના સંસારમાં બહુ દીઠા હતા. જેથી તેને જરાયે ક્ષોભ ન થયો.

પરંતુ ત્યારબાદ જ્યારે તેણી પોતાના ઓરડામાં ચાલી જઈ કપડાં બદલતી હતી તેજ વખતે સંકેત પ્રમાણે આ ભાન ભુલેલ પુરૂષ અંદર દાખલ થયો.

વસ્ત્ર બદલતી માયા એટલે શી વાત પૂછવી; જાણે ઉર્વશીજ ? કોઈ યોગીને લલચાવા ઉતરી પડી હોય તેમ રસીકલાલને થયું. સામે મોટો આયનો હતો તેમાં જોઈ પોતાના રૂપને વખોડતી નિશ્વાસ મુકી બળાપો કરી કરી માયા પોતાનાં વસ્ત્રો બદલતી હતી. શરીરપર કેટલોક વસ્ત્રનો ભાગ બરાબર હતો નહિ તેટલામાંજ આરસામાં

તેની પાછળ રસીકલાલની મૂર્તિ જણાયાથી તેણે ઉતાવળમાં ઉતાવળમાં વસ્ત્ર સમેટવા પ્રયત્ન કર્યો, પણ દૈવવશાત્ તેમ કરતાં આખું વસ્ત્ર ઉતાવળ અને ગભરામણના પરિણામે તેની દેહકળી પરથી સરી પડ્યું. એકદમ તેને ઠીક કરી માયાએ શરમાઇ જઇ રસીકલાલને આદર આપ્યો. પોતાનાં વસ્ત્ર ઠીકકરી તેજ ડ્રેસમાં તેણે રસીકલાલને ત્યાર બાદ ધમકાવ્યો પણખરો કે આમ વગર પૂછ્યે આવવું તે ઠીક નહિ.

તેના રૂપમાં અને તેના ગુપ્ત ભાગોમાં ઊર્મિ દેખી જોયેલ રસીક લાલશેઠ તો બાવાના પુતળા માફકજ બેસી રહ્યા હતા. તેઓ અચાનક આવા પ્રશ્નથી ભાન લાવી બરાબર ખોંખારો કરી વાત કરવા લાગ્યા તેટલામાંજ ઓરડાનાં દ્વાર પણ બંધ થઇ ગયાં.

માયા સર્વ સંકેત બરાબર સમજી ગઈ. આજે તેને સર્વ બીના સમજાઇ ગઇ. તેણે દોડી જઇ દ્વાર ખોલવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો.

તેના આમ કરવાથી રસીકલાલ શેઠતો મુખ દાબી હસાય તેટલું હસતો હતો. જ્યારે માયાએ આમ કરતાં જોયો ત્યારે તેને રસીકલાલપણ લુચ્ચો જણાયો.

" રસીકલાલ શું હસો છો? અને આ બધો સંકેત તમોએ શું ગોઠવ્યા છે? અને કંઇ કહેશો કે જેથી હું ખુલાસો કરૂં? હવે આ મકાનમાં મારે મારો વાસ કરવો ન જોઇએ."

"પણ! પણ! પણ! હું! હું! કહું છું કે તેમાં ખોટું શું છે? તે તો કહે"?

" શું ખોટું અને શાના માટે?"

" જરા વખત આપણે ગમ્મત કરીયે, અને તું શરમાય નહિ એટલે આમ કંચને કરાવ્યું હશે. તેમાં ગભરાયે છે શું કામ? નાચ કરતાં કરતાં તો મને જોઇ સુધારસ પાતી હતી?"

"તમો સાવ ગમાર છો. સુધારસ તમારા નહિ પણ તમારા પઇસાનો સમજ્યા! વધુ બોલાવો તો તમોને દેવની આણ છે. હું તમારી બ્હેન છું. તમો મારા ભાઇ છો. નાચનારીને એમ કર્યે જ પાલવે. પણ હવે એવા હાવભાવ કરતાં તમારા જેવાં ભોળાં પતંગિયાના દીલમાં જુદી ભાવના થાય છે, તો હવે મારે અહિં રહેવુંજ નહિ એ ઉત્તમ છે. મને માફ કરો. રસીકલાલ તમો ચાલ્યા જાવ. આજ મને અકળાવશો નહિ.

"તો બોલ! કયારે કાલે! તું કહે ત્યારે! પણ મને ઇશ્વર સાક્ષીનું વચન આપ. હું તારા યૌવનને ખેદાન મેદાન કરવા માગું છું. છોને ભલે પછી ગમે તે થાય. અહિં ન રહેવું હોય તો આપણે ત્યાં ચાલ ત્યાં રંગ મોઝમાણી વખત ગાળીશું?"

"તમો વખત ખુવો છો એમ સમજો છો છતાં તેનો સદુપયોગ કરતા નથી તે શોકજનક છે. હજી પણ તમારા પગે પડી કહું છું કે તમો મને સતાવશો નહિ અને સારા સારીમાંજ ભાઇ બની બ્હેનની લાજ સાચવી ઘેર જાવ. કંદિ આ નર્કાગારમાં આવશો નહિ. મને તમારી દયા આવે છે. અહિં આવી તુમાખી બનેલ તમારા દોસ્તને કંચનના દિદાર બાબત પુછી તો જુવો."

"પણ તારી મોહની લાગી તેનું કેમ?"

"કઈ ચીજ પર તમોને મોહની લાગી તે કહેશો રસીકભાઇ!"

"હવે ભાઇને બાઇ! એ સૌ જવા દેને. માયા! ભાઇ કહેથી

થઈ જવાય છે? તારા અધરો કેવા સરસ! હજીયે લાલ લાલ પાનના કાથા જેવા છે! તારી કમરની શી શોભા! તારી સ્ત—"

"બસ! બહુ થયું. હું હવે એ સહન નહિ કરૂં. ઉભા રહો. હું પેલો કબાટમાંથી ચપ્પુ લાવું છું તે વડે તમોને ફાવે તે ભાગને કાપી લેવા તમોને છુટ છે. તમારે ફાવે તેમ તેની સાથે પછી કરજો." કહી કબાટ તરફ વળી એક ચપ્પુ લાવી

"અરે એમ તે કંઇ તેને કાપી નંખાય! એતો છે ત્યાંજ શોભે તેનો સ્વાદ તો ત્યાંજ રહેલો છે લે ચાલ હવે તો જલદી આ તમાસો છોડી મને રીઝવ."

'શાનાથી હું તમોને રીઝાવી શકું તેમ છું?" "ચુંબન કરવા દે! યૌવન લુંટવા દે અને તારાં ગાત્રો શિથિલ કરવા દે પણીયારીનો કહાન થવા દે."

"તમો જેને સૌંદર્ય માનો છો તે એક નર્કનું ખોખું છે તે ભુલી ગયા.? જે કુવા પાછળ તમો અંધ થાવ છો તે કુવો તો મૂત્ર તથા પરૂથી ભરેલ છે. જે સ્તનપર તમો આમ તાકી રહ્યા છો તે સ્તન તો માંસના લોચા છે. આ નાક પણ માંસ છે. આ આંખોમાં શું છે.? અને આ હોઠમાં પણ શું છે.? ઉપર ચામડીનું પડ હોવાથી તેની બેડોળતા ઢંકાઇ રહી છે. નહિતો તમોને મોહ તો શું પણ તેના તરફ જોવું પણ નગમે. એવા દેહ પાછળ જીવ બગાડી નકામા નર્કના સાથી થશો તે કરતાં એટલું બળ અને એટલી દ્રષ્ટિ ઓ સદ્ માર્ગે વાપરી તમારૂં જીવન સાફલ્ય કરો તો કેવુ સરસ.!"

હમારે દલીલોની જરૂર નથી માયા? આખા જગતને એ સૌ ખબર છે. ચાલ આજે હું તને છોડનાર નથી" કહી રસીકલાલે માયાનો હસ્ત પકડી તેને ખેંચી.

"આટલું, કહ્યા છતાં નથી માનતા તો રસીકલાલ હવે મારે તમોને ચમત્કાર બતાવવો પડશે." કહી માયાએ હાથ છોડાવવા પ્રયત્ન કર્યો. પણ ફુટે શાનો.

"અહિં કોઇ તારી બૂમ સાંભળી પણ નહિ આવે ? કંચન તથા ચંપાને મેં શીખવી જ મુકેલ છે કે ધાંધલ થાય એટલે વાજીંત્ર શરૂ કરવાં; તેથી તને કોઈ સાંભળશે નહિ અને એમ માન કે સાંભળે, પણ અહિં કોણ આવે ? " કહી રસીકલાલે તેને બાથ બીડી.

"ખબરદાર નરાધમ ! રસીકલાલ ! ચુંબન કરવા સહેજ પણ મુખ લંબાવ્યું તો આ ચપ્પુ વડે તારૂં નાકજ કાપી લઇશ. કુતરા, શયતાન ? આટલો બધો ઝેર વાળો છે એમ તો આજેજ જાણ્યું" કહી માયાએ છુટવા ફાંફાં માર્યાં.

"તો યાદ રાખ હવે આ નાગના ઝેરનો ડંશ ? કુતરો કહે અગર ગમે તે કહે પણ આખરે કુતરી કોણ થાય છે તે જો."

માયાએ દબાયેલા હસ્તે ચપ્પુ ઉપાડયું પણ તે સહેજ ઉંચો થાય તે પહેલાંતો રસીકલાલે વીફરી જઈ તેના હાથમાંથી ખુંચવી લીધુ. એકજ સપાટે તેણે અબળાને જમીનપર સુવાડી પણ દીધી. જેવું નીચું મુખ કરવા જાયછે કે તરતજ માયાએ તેની છાતીમાં ગુસ્સાભેર એવી સજ્જડ લાતમારીકે તે ચાર હાથ ખસી ગયો. તે દરમ્યાન તો માયા છુટી થઇ તૈયાર બની. તેના વાળ વીખરાઇ ગયા હતા.

ફરીથી જીદમાં આવેલ રસીકલાલ ધસી આવ્યો. અને આ બન્ને એ બાથં બાથ કરવા માંડી, પોતાનાથી ટક્કર ઝીલાય તેટલી માયાએ

ટકાવી રાખી. પણ આખરે તે અબળા હતી તેની ધિરજ ખુટી ગઇ. તેને એમ લાગ્યું કે હવે પાંચ મિનિટમાંજ આ નરાધમ તેને કલંકિત બનાવશે એટલે તેણે બૂમ પાડી. બહારથી જે દ્વાર વસાયું હતું. તે ઠોકાઠોક થઇ બંધ થઇ જતું હતું.

માયા તથા રસીકલાલ આમ ધમાધમ કરતાં હતાં તે બહારથી ચંપા તથા કંચન બન્ને છાની રીતે જાળીમાં રહી જોતાં હતાં. કંચન દાંત પીસી આ બનાવ જોતી હતી. જ્યારે ચંપાને ક્ષત્રાણીનું શુર આવતું ત્યારે તેણી દોડી જઇ બારણું ખોલવા વિચાર કરતી, પણ તે ખોલે તે પહેલાં તો કંચન તેને ધમકાવી પાછી હઠાવી દેતી હતી. ચંપા, કંચનને કાલાવાલા કરતી હતી પણ સૌ વ્યર્થ જવાથી તેણે આખરે તેની લાજ શરમ છોડી સંભળાવી દીધું.

"રાંડ કંચન! મને તો ત્હેં કલંકિત બનાવી. પણ આને શું કામ સતાવે છે! ખબરદાર આજે. મારા હાથેજ હું તેને બચાવીશ. તે મારી છે. અને મારી ગુરૂછે. તેણે મને પ્રભુ પંથ બતાવ્યોછે. પણ તારા પાપે તે ઢંકાયો હતો. હવે મારૂં નામ લીધું તો તારી વાત તું જાણે. એકસ્ત્રીપર અરે? અનાથ અબળાપર થતો જુલમ તારા જેવી સ્ત્રી જોઇ આનંદથી દાંત પીસે તે કેવું સ્ત્રીનું કઠોર હૃદય.! તારાં પાપે તો વરસાદ નથી વરસતો. રાંડ લુચ્ચી પાતર! જીવડા પડશે. ઉભાં રહો માયાબ્હેન? એ કુતરાના કાનજ પકડી રાખો હું આવુંછુ." કહી ચંપાએ ફરીથી બારણુ ખોલવા પ્રયત્ન કર્યો.

કંચને જાણ્યું કે બાજી હાથથી છટકે છે. એટલે તરતજ તેણે પોતાના નોકરોને બૂમ પાડી ઉપર બોલાવ્યા. અને ચંપાને બાંધી ઓરડામાં પૂરવા માટે કહી દીધું.

નોકરો ચંપા તરફ વળ્યા પણ એકજ સપાટે ચંપાએ પોતાની કેડમાંથી કટાર કહાડી એકએની છાતીમાં ખોસી ઘાલી. જખમી થયેલા બૂમો પાડતા જમીન પર પડયા. કંચન પણ તેના પર ધસી જઇ ધક્કા લગાવવા મંડી. એટલામાં તો બીજાઓએ સાથે મળી ચંપા પાસેથી કટાર છીનવી તેને પકડી લીધી. ત્યાંજ કંચને તેને બંધાવી. જખમી થયેલાને તરતજ બીજા ખંડમાં લઇ જવામાં આવ્યા. અને આ હડધુત રાંડે તેજ જગાએ ચંપાને ફટકા મારવા શરૂ કર્યા. જોયું આ યૌવન વેચી પઇસા પેદા કરી આપ્યાનુ પરિણામ! વેશ્યાને ત્યાંથી આખરે જુતિયાંનો માર! ગાફલ રહેનાર પુરૂષને પણ તેમ; અને આ નોકર સમાન બીજી પોતે પણ તેમ!

ચંપા રડવા જેવી બની ગઈ. છતાં અત્યારે તે બૂમો પાડતી હતી કે "માયા બ્હેન એને સીધો નર્કમાં મોકલજો. પણ કલંકિત ન બનશો. પ્રભુ આ કળી કાળમાં પણ ગજ કાતર લઇ બેઠા છે."

તે આમ બોલતી કે વળી પાંચ દશ ચાબુકો તેના પર વરસી પડતી હતી. અહિં આની આમ દશા થઇ, ત્યારે માયાએ ધિરજ ખોઇ હતી.

અચાનક એક યુવાન છોકરી ઉપર દોડી આવી, તેણે સહેજમાંજ પ્રશ્ન કર્યો. "કયાં છે મારી મા?"

"કોણ તારી મા! આવી તો ભલે આવી. હવે અહિં રહી આનંદ કર! એ અલ્યા ચતુરા; ફકીરીયા; ફકીરીયા, જમાલ, અહિં આવો. આ છોડીને પેલી ઓરડીમાં પૂરો."

"અરે પણ કહો તો ખરાં કે મારી માયા મા કયાં છે? આમ શું કરો છો?"

"કોણ કલાવતિ બેટા! આ બારણું જો તારી મા પાપીના પંજામાં સપડાઇ તારીજ મદદ માગે છે." ચંપાએ બૂમ પાડી.

આ અરસામાં નોકરો દોડતા આવ્યા. હુકમ પ્રમાણે અમલ કરવા તેઓ આગળ ઉપડે તે પહેલાંજ ખીસ્સામાંથી પીસ્તોલ કહાડી કુમારિ કલાએ સામે ધરી. બૂમ પાડી. "ખબરદાર નરાધમ! બીના નરાધમ વફાદાર નોકરો! સહેજ આગળ આવ્યા તો જીવથી જશો. ચાલ રાંડ જલદી કર! ચંપા માસીને છોડ નહિ તો આજ વખતે તારૂં ખૂન કરીશ. તું છે કોણ?"

"મુઆ બાયલાઓ! આ છોકરીથી બીઓ છો? હજી તમારા પેટમાં લાય સળગે," કંચને નોકરો તરફ જોઇ બૂમ મારી.

"લાય તો હમણાજ તારા પેટમાંજ સળગશે. જોતો ખરી." કહી એક હાથે કલાએ તરત દ્વાર ખોલી નાંખ્યું. અંદર દોડી ગઇ. પરંતુ અફસોસ એટલોજ કે તેની પાછળ દ્વાર બંધ થઇ ગયું.

અંદર જતાંજ તેણે પોતાની માને વીખરાઈ ગયેલી હાલતમાં એક નરાધમ શેઠ સાથે ફાંફાં મારતી જોઈ. તેનાં વસ્ત્ર છિન્નભિન્ન થઇ ગયાં હતાં. શરીરની મર્યાદા રહી ન હતી. વાળનું ઠેકાણું ન હતું. અને તેનો શ્વાસ જોસભેર ચાલતો હતો. તેની આંખો ફાટી જવા જેવી થઇ હતી. સહેજ વિલંબ થયો હત તો આજે તેની આ માયા મા કલંકિત બનત.

રસીકલાલ પોતાનો વહેવાર આદરે તે પહેલાં તો દ્વાર ખોલી દોડી આવેલ કલાવતિએ બૂમ મારી. "શયતાન ઉભો થા નહિ તો આ ક્ષણે જ આ પીસ્તોલથી તારૂં ખૂન કરીશ."

પીસ્તોલનું નામ સાંભળી રસીકલાલ ભાન લાવી એકદમ

બબરચી ઉભો થઇ ગયો. અને તેણે પાછળની બારીયેથી સામે કોઇની અગાસી હતી તેમાં છલંગ મારી નાસી જવા પ્રયત્ન કર્યો; પણ તેમ કરતાં સહેજ ચુકવાથી જમીન પર છેક નીચે પડી તેના ચુરેચુરા થઇ ગયા. તે પડ્યો તેજ વખતે એક મોટર ગાડી ત્યાં થઇ પસાર થઇ. તેની નીચે ચગદાઇ ગયો. તરતજ નીચે કોલાહલ થઇ ગયો.

પોતાનું રક્ષણ કરનાર તરફ જોતાંજ માયાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે એકદમ ઉભી થઇ ગઇ.

"કોણ બેટા કલા ! અત્યારે પ્રભુએ તને મોકલી ?" આંસુ સહ કહેતી માતા કલાને ભેટી પડી.

"હા મા ! પ્રભુએ જે કર્યું તે સારૂં કર્યું. જો એ મુઓ તો ચગદાઇ ગયો. બહાર ચંપા માસીને બાંધી રાંડ ચાબુક મારે છે. કોણ છે તે ? વળી મા ! આ ઘરમાં તું રહે છે તેમાં તો બૈરીઓ વધારે છે."

"બેટા એ વાત ન પુછીશ. આજ સુધી તને મેં છેતરી છે. પણ અહિં શા માટે તારે આવવું પડયું ?"

"મા ઉપકાર માન પ્રભુનો, અથવા તો અમારી લેડી સુપ્રીન્ટેન્ડટ શીરીનનો, કે તેમણે મને આ તરફ વિદાય કરી. વિશ્રામમાં કોઇએ ખબર આપી છે કે હું માયા નામની કોઇ નર્તકિની પુત્રિ છું. એટલે અમારાં બાઇએ મને દુઃખ સાથે રજા આપી. તથા આ મકાનનું શીરનામું આપ્યું હતું. જેથી હું અત્રે આવી. બોલ મા તું નર્તકિ છે ?" કહી આંસુ સાથે કલા માને ભેટી પડી.

"બેટા એ સૌ હેવાલ હું તને પછી કહીશ. હાલ તો આપણે

અહિંથી વિદાય થઇ મારી પાસે પઇસા છે એ બધો પેલા કબાટમાં છે. જા તેને સંભાળી લે. પછી આ ક્ષણેજ આપણે અહિંથી નર્કાગાર છોડી ચાલ્યાં જઇએ.

માનું કહેવું નહિ માનતાં કલાએ નીચે એકઠા થયેલ લોકોમાં બુમો પાડી પોલીસને ઉપર બોલાવી. માયાએ પઇસાની નોટોના બંડલ લઇ પોટલી બાંધી.

પોલીસે આવી બારણું ખોલ્યું મા દિકરી બહાર નીકળી આવ્યાં. ચંપાને પણ છુટી કરવામાં આવી અને સર્વ વિતક પોલીસને કહેવામાં આવ્યું. ત્યાર બાદ ચંપાનો રૂંધાત કરી મા દિકરી ત્યાંથી ચાલ્યાં ગયાં.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રણય બિજ.

" ખોયા રાવણ રાજીયે, રાજ્ય અને ભંડાર.
નારી રૂઠે જગતમાં, બુઝાતો સંસાર. "

આભી કુમુદને લઇ વિનોદ ભરૂચ આવ્યો. શશીકાન્તના હર્ષનો પાર ન રહ્યો આજે નવ વધુ સહ પોતાનો ઉછરતો સંસાર માંડી જીંદગીનું ગાડું ચલાવવાનું હોવાથી તેણે નોકરો ચાકરોને પણ ઇનામ આપ્યાં. ભોળા દીલનો ભર્થાર નથી સમજતો કે કિસ્મતના પાસા કેમ કેમ વેરાઈ ગયા છે ! કુમુદ જેવી સુપત્નિ મળવાથી શશીકાંન્ત એમ માનતો હતો કે તેનો આખો ભવ સુખે વીતિ જશે, પરંતુ નાનપણથી જરા લલિત છંદ છોડી ગઝલનો શોખ લાગેલ કુમુદ તેનો સંસાર કેટલો ઉજ્વળ કરે છે તે સૌ જોવાનું રહ્યું.

કુમુદને ભરૂચમાં રહેવું ગમશે કે કેમ ? તેજ સવાલ મુંઝાવતો હતો. જે નવોઢા પત્નિ પતિસહ પ્રયાણની લાંબી લાંબી આશાઓ રાખતી હતી તેની આવી દશા અચાનક ફરી ગઇ. ચંચળ હૃદયની ચપળાના દીલને ખસતાં વાર ન લાગે એ વાત અનુભવીએ, ખરેખર બરાબર અનુભવી જગતમાં બહાર પાડી હશે. અને તેના ઘણા દાખલા પણ હરહંમેશ આપણને માલુમ પડે છે,

શશીકાન્તે સાંજ પડતાં પ્રિયા તરફ પ્રણય સેવવા ગમન

કર્યું. પોતે જે મંદિર રાખ્યું હતું ત્યાં થઈને નર્મદાનો પટ બરાબર જણાતો હતો, તે પર બારીએ બેઠી બેઠી કુમુદ નિહાળી મનમાં વિચારો કરતી હતી.

અચાનક પાછળથી તેની આંખો કોઈકે દાબી.

પોતે સમજી ગઈ કે શશીકાન્ત આવ્યા છે. છતાં અત્યારે તેનામાં બોલવાની શક્તિ ન હતી. બીક તથા ભયને લીધે તે ચૂપજ રહી. ભય એ હતો કે કદાચ વિનોદે સર્વ વાત કરી હોય! અગર તો કાલે માનો પત્ર આવશે ત્યારે સર્વ બીના જણાઈ આવશે. એટલે તે બોલ્યા સિવાય જ બેસી રહી.

"કેમ કાંઈ રીસાઈ જવું યોગ્ય લાગ્યું છે! મુંબાઈમાં તો લાંબી લાંબી વાતો કરતી હતી કુમુદ' પરણ્યા બાદ મને મળવા તું કેટલી આતુર હતી? તે સૌ સ્નેહ શું શૂન્ય થઈ ગયાં"?

"શા માટે શૂન્ય થાય? તમોએ મને ભરૂચમાં તે દિને કેમ ન આણી? અમે તો વાસી ભોજન! તમારે ફાવે તેમ કરો ને."

"પણ હવે તો તને પૂછી જ સર્વ કાર્ય કરવાનાં છે. ત્હેં મને સહેજ પણ કહ્યું હતું કે ભરૂચ આવવાનો વિચાર છે?"

"એટલે અમારાં દીલને હજી તમે પિછાન્યા જ નથી એમને! બન્યું એ ભોળું દીલ કે હજીયે આ નર્મદાના પ્રવાહ માફક વલણ કરે છે, આજે તમે મારી સાથે બોલશો નહિ."

"કેમ અબોલડાં રહેવું છે! હું પણ અબોલડા લઈશ. ત્યારે વાંધા પડશે તે ભૂલીશ નહિ!"

"કોઈના ઘરમાં રહી પાલકની ૨૫ વર્ષની ગાય જેવી કન્યાને ફોસલાવી લાવનાર સાથે અબોલડા સિવાય શું હોય?"

" અરે ! જો મ્હેં આ વાત સાંભળી તો મને એક પ્રસંગ યાદ આવ્યો. પ્રિયા કુમુદ ! આપણે સાથે ઉછર્યા છીયે એટલે એક બીજાને સારી રીતે જાણીયે છીયે; છતાં મારા એક અહિં બનેલ નવા સ્નેહિએ તારી ૨૫ વર્ષની ઉમ્મર સાંભળી મનમાં મુંબાઇના વાતાવરણે વહેમ આણેલ હોકે " !

કુમુદને વહેમ જડયો કે વિનોદે સર્વ બાબત જણાવી હોય તેમ લાગે છે- નહિ તો આવી વાતનો ફડચો લાવી શશીકાન્ત જેવા માણસ પ્રથમ પ્રાસે મક્ષિકકોનો પાઠ ન ચલાવે. એટલે તેણે પણ હવે તેજ પર જવા માંડયું.

" એમજ કહોને કે હવે છેતરી નાંખી, અને ભોળવી નાંખી, તમોજ મારી પર વહેમાવ છો ? " આમ આડા અવળી શું કામ બતાવો છો !" ગળી ગળી જાય તેવા અવાજે તેણે તીર માર્યું.

" એમાં ખોટું ન લગાડ કુમુદ ! આતો સહેજ વાત કરૂં છું. તું આવી કયારની થઈ ગઇ ? તારૂં મુંબાઇનું માધુર્ય કયાં ગયું ? "

" મુંબાઈમાં ઉખડી પડયું છે આવી તો તમોને દીઠા ત્યારની થઇ છું. લો ! બોલો હવે શું કહેવું છે ? "

" પ્રિયા ! આજે આપણે પ્રભુ સાક્ષિએ આપણાં નાવ સંસાર સાગરમાં તરવા મુકીયે છીયે તે બન્નેએ તોફાનમાં ચલાવવું નહિ; જેથી આપણો ભવ સુધરી જાય. "

" ત્યારે શું તે ભવ બગડી ગયો છે કે તે તેને સુધારવાની આવશ્યકતા મારા શશીકાન્ત જુવે છે ! "

" સુધારવો અગર તો બગાડવો એ સૌ નાવિકનાં હાથમાં છે આપણે નાવિક છીયે. "

"પણ સુક્કાની કોણ બનશે તે તો કહો! અત્યારેજ તેનો ફડચો લાવી દો એટલે પાછળથી વાંધો ન આવે."

"હું નહિ અને તું પણ નહિ; એ તો પ્રભુજ."

"બહુજ લુચ્ચા છો આમ ને આમ ગોટાળો કરી મને છેતરી નાખી મારે તો જીવનભર કુમારિકા રહેવાનો વિચાર હતો. પણ તે વિચાર તમારી આગળ નજ કર્યો.

"તો ચાલ હવે આપણે પ્રભુ પુંજી આપણા કાર્યમાં પ્રવૃત થઈએ."

"તેમાં વળી પ્રભુને પુંજી શું પુછવાનું હતું? તમો મારી સાથે બોલશો જ નહિ ને આજે એ વાતજ ન કરશો. મને ભોળીને માફ કરો. શરમ આવે છે તે શું દખાવાય?"

"એવી શરમ તો દરરોજ આવે! કુમુદ! તને પેલા ચંદ્રનો મોહ તો નથી લાગ્યો ને!"

"હા હા! મને એ તો મોહ લાગ્યો છે! તમો મારી સામું બોલી અમારો પ્રણય છુટો કયાં કરો છો! કોઇ સ્નેહિના સુખે આડા ના આવશો હાં!"

"તને જેવી શરમ આવે છે તેવી શરમ મને પણ આવશી હોંકે! ત્યારે તો નેવાનાં પાણી મોભે ચડાવવાં પડશે, તે યાદ રાખજે." કહી શશીકાન્તે તેને ચુંબન કરી દીધું.

"ના ભાઈસાબ કહું મને જવા દો. ચાલો મારો પીછો છોડો. આજ મારૂં નામ ન લેશો. બજ્યું મારી તબિયત સારી નથી અને આ શા ભવાડા! જુવોને કોઇ જોઈ જાય છે?" "કોણ જુવે છે બોલ તો ખરી! મદનો તાવ ચડયો છે એટલે તબિયત સારી નજ રહે તે બરાબર છે."

" જુવો પેલા સામા ઘરમાં કોણ ઉભું છે ! મને શું પુછો છો ? "

" ત્યાં તો કોઇ નથી. તને નાહક ભ્રમ થાય છે, "

" ના ત્યાં કોઇ છે, અને આપણને જુવે છે. માટે તમે ચાલ્યા જાવ. " હસતાં હસતાં તેણે આંખ દાબી.

" એમ કહેને કે અમારો વખત બગાડવો છે. "

" ત્યારે તે દિને કેમ ન સમજ્યા કે મને સુરત ધકેલવાં શું થશે ? આજે હવે એ કડવો અનુભવ લેતાં તમારા દીલમાં કેવું થાય છે? અમારે તો દીલ નહિ હોય ને ?

" છે કોણ ના પાડે છે ? " કહી શશીકાન્તે તેનો હસ્ત પકડી પોતાની નજીક ખેંચી બારીએથી દૂર કરી.

" અરે છોડોને ! મારો જીવ અકળાય છે. જુવો પેલો કાન્તા માસીનો છોકરો શશીકાન્ત આપણને જુવે છે ! હું શું ખોટું કહું છું ? શશીકાન્ત ધુતારો બની સર્વસ્વ વાસ કરતો ફરે છે તે કોઇને કહી દેશે હાં કે ? "

" અહાહા ! તારી કેવી સરસ ઉપમા ! હવે તો નહિંજ છોડું?" તેના હાથ યુવતિ પાછળ ફરી વળ્યા. યુવતિ તાબે બની ગઇ. તે કંઈ શિખવવાનું ન હોય.

× × × ×

" બળ્યું તમો બહુજ ખરાબ છો ! જાવ હવે મારૂં નામ ન લેશો આજથી મારી સાથે બોલશોજ નહિ. "

છતાંયે શશીકાન્તે કંઇ જવાબ ન આપ્યો. અને પત્નિની સોડમાં નિંદ્રાધિત થઇ ગયો. તે આખી રાત્રી નોત્તમ નાર જાગી

પણ શશીકાન્ત તો નિંદ્રાધિન બની એ મીઠી ગોદમાં મહાલ્યો. ભલા ભુવાને! વકીલ બન્યો પણ જરા વકીલાત અહિં તો કામે લગાડ? અત્રે આમ ચાલતું હતું તે વખતે તો પેલો લખાયેલ પત્ર પણ ટ્રેનમાં મુસાફરી કરતો હતો, બિચારા આશાભર્યા શશીકાન્તને કેટલાંક એવાં ચિન્હ જણાયાં કે પોતે આ પાપ કર્યું છે પણ તેનો વિચાર કરવાનો ન હોય. યુવતિ કુમુદ પરનાં કેટલાંક અંગો ઉપરથી તેને સાધારણ શક પણ પેદા થયો, પરંતુ લાંબી ઉમ્મર વાળી યુવતિની દશા એવી જ હોય માની મન મનાવ્યું.

બીજે દિને વખત પ્રમાણે એ પત્ર શશીકાન્તાના હસ્તમાં આપ્યો. તેણે વાંચતાંજ ધીરજ ખોઇ નાખી." આ કેવો બનાવ? શું સરસ્વતિ માએજ આ પત્ર લખ્યો હશે? ના તે એટલ નિર્લજ્જ તો ન બને, જો આમ બન્યું હોય તો પછી પ્રિયા કુમુદે મને. તો સહેજ પણ વાત નથી કરી. વિનોદ તોફાની છે પણ સાથે સાથે નિર્દોષ અને વિનોદી હોવાથી કદાચ કંઇ એવું બોલી ગયો હશે પણ આટલી હદ તો તે ઓળંગેજ નહિ, ત્યારે આમાં શું હશે તે કેમ સમજાય? લાવ આજેજ પત્ર લખી સરસ્વતિને અહિં તેડાવું તો! પણ ના! એયે ખોટું કહેવાય માતાના મુખ આગળ એ વાતજ કેમ થાય?"

આવી રીતે ઘણા ઘણા વિચારો કરી આખરે તેણે એ પત્રની વાત કોઇને કહીજ નહિ. વિનોદને માટે તેના દીલમાં તલભાર પણ શંકા નજ થઈ. આ બાજુ કુમુદ પત્રનીજ રાહ જોતી હતી તેટલામાં પત્ર આવ્યાથી તેની છાતી ધબકવા લાગી, "હમણાં શશીકાન્ત મને ગુસ્સો કરી બોલાવશે, ત્યારે હું એવી જાળ પાથરીશ કે કદિ

વિનોદ મારું નામ લે તો પણ તેનું કંઇ ખોલેજ નહિ. પુરુષનો વિશ્વાસ શો ? વળી શશીકાન્તને ભોળવતા તેમાં વાર શી. ?" પણ કોઇએ તેને ન બોલાવ્યાથી તેણે આંખ આડા કાન કરી દેવા ઠીક માન્યા.

પત્ર બાબતના ઉભરા શશીકાન્તે બુદ્ધિ વાપરી કોઇને જણાવા દીધા નહિ અને તેમના સંસારનું ગાડું પણ ચાલવા લાગ્યું. આટલો વખત વિતી જતાં કુમુદ પણ નિશ્ચિંત બની ગઇ. આમ તેમણે લગભગ ગમ્મતમાંજ ૬ થી ૭ માસ વીતાવી દીધા.

પેલા પત્રની વાત શશીકાન્તને તદ્દન ખોટી લાગી. કારણ કે સુરતથી પત્રો આવતા હતા તેમાં વિનોદની ખાસ કાળજી રાખવા બહુજ ભાર તથા શિખામણ સહ સરસ્વતિ પોતે લખતી હતી.

બાબત એમ બની કે વિનોદ તથા કુમુદ, તેમના નોકર સાથે ભરૂચ ચાલ્યાં ગયાં; ત્યાર બાદ ૧૦ દિનમાં તો કુમુદના પ્રયાણ કરવાની ભય ઉપજાવે તેવી વાત કોઇ ઓળખીતીએ તેને કહી હતી. આ સાંભળતાં સરસ્વતિના દુઃખનો પાર રહ્યો નહિ. "વિનોદની કેવી કફોડી દશા બની હશે તે પણ તેને યાદ આવ્યું. પતિને વ્હાલા બની શશીકાન્તે બિચારા નિર્દોષ વિનોદને શુંએ કહી નાખ્યું હશે! અરરર ! મેં વગર વિચાર્યે હડહડતું પાપ કર્યું છે. આ વાત તેમને પણ કેમ કરાવ ? તેઓ શું ખોટું કહેતા હતા ?" આ પ્રમાણે બળાપા કરી બિચારી સરસ્વતિએ પહેલા એ અવિચારપણે લખેલ પત્રની છાપ ભૂસી નાખવા વિનોદ માટે ખાસ આમ પત્રો દ્વારા લખવા માંડ્યું હતું. તેને પુત્રિ ઝેર જેવી દુઃખ લગાવનાર લાગી. તેજ દિને તેણે નિશ્ચય કર્યો કે કદિ સુરતને આંગણે તેને ચડવા દેવી નહિ.

આ પ્રમાણે છ યા સાત માસ વીત્યા બાદ ગોકુળ [redacted] ળો મનહરલાલ લત્તામાંજ શશીકાન્તના મકાન સામે આવી રહેવા લાગ્યો. તેણે દાઢી કઢાડી નાખી હતી તથા પહેરવેશમાં પણ ફેર પડવાથી વિનોદે તેને ઓળખ્યો નહિ. પણ કુમુદ તેમ સારી રીતે ઓળખી ગઇ. તેણે કરેલ જુલ્મો તેને જણાઇ ગયા બાદ મનહરલાલ અહિં આવ્યો હતો એટલે તેનો દાવ ખાલી પડવા લાગ્યો. કાંકરા મારી કુમુદનું લક્ષ ખેંચે પણ તે જવાબજ ન આપે. એક વખત તેણે તેને કહી દીધું કે હવે તોફાન ન કરવું.

આટલાજ બોલ પરથી મનહરલાલ સમજી ગયો અને તેણે કદિ પણ કુમુદનું નામ લીધું નહિ. તેને દેખતો ત્યારે ફક્ત દાંત પીસતો હતો. કુમુદ આમ છટકી જવાથી તેને ગુસ્સો તો થયો, પણ કરે શું ? કંઇ નહિ વળવાથી આખરે એક માસ રહી તે ચાલ્યો ગયો. પણ મકાન પોતાના નામેજ રાખતો ગયો.

આ વખતે વિનોદને ફરીથી મેટ્રીકમાં બેસવાનું હતું તેથી શશીકાન્ત તેને કંઇ પણ ચીજ જોઇએ તે પુરી પાડતો હતો તથા કુમુદને પણ તેણે કહી દીધું હતું કે તેની લાગણી કદિ દુભવવી નહિ કુમુદ સમજતી હતી કે આ પાણીના પૂરમાં સહેજ બોલવું તે નકામું હતું. એટલે વિનોદ પાછળ થતાં સર્વે ખર્ચ જેમ તેમ કરી તે ચલાવી લેતી હતી બાકી તેને વિનોદનો બ્યાજબી ખર્ચ પણ ભારે પડતો. પોતે ભાત ભાતનાં ઘરેણાં કરાવ્યાં, તથા રંગબેરંગી ચાલુ જમાનાને અનુસરી નીકળેલ સાડીઓ ખરીદી શશીકાન્તને હેરાન કરતી હતી તેનો જરાયે ખ્યાલ તેને ન હતો. સરકારી વકીલની નૌકરી એટલે લોક પણ જે માગે શશીકાન્તના નામે ચુપાચુપ આપી દેતા. અહિંનો થાય

ત્યારે શશીકાન્તની આંખ ઉઘડે, પણ પાછો સહેજમાં તે સર્વ ભૂલી જતો.

આ પ્રમાણે વિનોદ ટુંકમાંજ મેટ્રીક માટે તૈયાર બન્યો; તે અરસામાં તો મહાત્મા ગાંધીએ આખા ભારત વર્ષમાં અસહકારનો ઝુંડો ફરકાવી દીધો. ગામેગામ અને શહેરે શહેરમાં ભણતા વિદ્યાર્થીઓને બરાબર પૂર ચઢી ગયું આરંભે શુરા લોકોએ પણ પોતાનાં બાળકોને ચપાચપ સ્વરાજ મેળવવાની આશાએ નિશાળમાંથી લઇ લીધાં. પણ સ્વરાજ તો સૌને લેવાનું રહ્યું. એક હાથે ઓકું જ સ્વરાજ મેળવાય છે? ટુંકમાં મહાત્માજીએ ઉપસ્થિત કરેલ વાતાવરણની અસર પહેલાં ઠીક ફેલાઇ ગઈ.

ભરૂચ સ્કુલમાં ભણતા વિનોદનો વિચાર પણ નિશાળ છોડવાનો થઇ ગયો. તેણે મોટાભાઇને સર્વ નિવેદન કર્યું. પણ પોતે મેટ્રીક સુધી આવ્યો છે. વળી શશીકાન્તનો એવો મત હતો કે તેને વિલાયત ભણવા મોકલવો. એટલે લાંબી આશાએ તેને તે વિચાર મુલતવી રાખવો પડ્યો.

જ્યારે જ્યારે વિનોદના વિલાયત જવા બાબત કુમુદ સાંભળતી ત્યારે તેનો જીવ બળી જતો, આ શી લપ વળી? વિલાયત જઇ ભણીગણી સારા હોદ્દા પર આવે તે સૌ કમાણી પોતાના ઘરમાં થોડીજ આવવાની હતી? એજ તેનો વિચાર હતો. વિનોદને આ બાબત સહેજ પણ ખ્યાલજ ન હતો કે પોતાની બચાવેલ ભાભી તેને માટે આવા આવા વિચારો કરે છે.

પરીક્ષા આપ્યા બાદ વિનોદ બહાર ફરવા માટે સુરત ગયો. ત્યાં સરસ્વતિએ કુમુદ માટે ઘણું ઘણું પૂછી પેટ હલકું કર્યું. ત્યાંથી

વિદાય લઇ પોતે પોતાના જુના દોસ્તને મળવા મુંબાઇ ગયો. અત્યારનું ખાદીમય મુંબાઇ તો તેને એકદમ નવું નવું લાગ્યું. અહા! એક વરસમાં કેટલો બધો તફાવત! આખા મુંબાઇમાં જ્યાંને ત્યાં શેઠ શાહુકાર ગરીબ તવંગર કે મજુર તે સર્વના માથે અને શરીર પર મહાત્માની વ્હાલી ખાદી ખાદીજ શોભી રહી હતી. ખાદીની કેવી શુદ્ધ ભાવના ઉપજાવનાર પ્રેરણાઓ! કઠોર હૃદયનો પુરૂષ ખાદી પહેર્યે જરૂર પીગળી જાય. પાપી જીવને ખાદી પહેરી પાપ કરતાં પણ મનમાં દુઃખ થાય તેવો તે દિવસોનો વખત પવિત્ર ખાદીનો હતો.

મુંબાઇ એક માસ મિત્રો સાથે આનંદ કરી તેણે હવે ભરૂચ પાછા જવાનો વિચાર કર્યો. પોતે મુંબાઇથી જે કંઇ લેવાનું હતું તે સૌ શશીકાન્તના પત્ર મુજબ ખરીદ પણ કર્યું.

જે સાંજે તે ઉપડવાનો હતો તે દિને ચોપાટી પર ફરી આવવા માટે એકલોજ ગયો. સાંજનો વખત હોવાથી ઘણા ઘણા લોકો ત્યાં ફરવા આવ્યા હતા. તે સૌ જોતો જોતો પોતે એક ખાલી બાંકડા પર જઇ બેઠો. દૂર દરિયામાંથી કોઈ સ્ટીમર આજે લેઇટ થઇ મોડી આવતી હતી તે જણાતી હતી. તથા કેટલીક અમેરીકા. જાપાન, ચીન, આફ્રીકા એવા એવા દેશોએ જતી સ્ટીમરો પણ દૂર દૂરથી દરિયાના મહેલ જેવી લાગતી હતી. આવી સ્ટીમરો દૂરથી લાઇટ વડે વાતો કરે છે તે મુજબ અત્યારે સાંજ પડવા આવેલી હોવાથી વિલાયતી સ્ટીમર પોતાની બત્તીથી જે વાત કરતી હતી તે તરફ જોતો જોતો વિનોદ બેસી રહ્યો હતો. તેટલામાંજ તેની પાછળ રહીને એક મોટર પુર જોસમાં ચાલી ગઇ. મોટર ગઇ પણ તેના કાને

તેમાંથી એક ચીસ સંભળાઇ ગઈ. "હાય રે મુઆ મને ક્યાં લઇ જાય છે"? આ ચીસ સાંભળતાંજ વિનોદ એકદમ અવળો ફરી ગયો તેણે પેલી મોટર પણ જોઈ. ઉપરથી બંધ હતી એટલે કંઇ જણાતું નહિ. છતાં તેણે કોઇ સ્ત્રીનો હાથ પાછલા બાકામાંથી બહાર નીકળતો જોયો તેના મનમાં એજ વિચાર આવ્યો કે કોઇ છોકરી અગર તો કોઇની સ્ત્રીને બદમાશો ઉપાડીજતા હશે. ધોળે દિવસે થતી ઘણી ઘણી વાતો તેણે મુંબાઇમાં સાંભળેલી હતી. એટલે નજીક ઉભેલ એક મોટર ભાડે કરી તરતજ કંઇ વિચાર કર્યાં સિવાય તે મોટર પાછળ તેને પૂરજોસમાં હંકાવી દીધી. આગળની મોટર ઘણીજ વેગસહ દોડતી હતી, પોલીસ તેને ધીમે ધીમે ચાલવા બુમ પાડતો પણ મોટર શું કરે? તેને તો ખોરાક પ્રમાણે બળ કરવાનું હતું.

વિનોદની મોટર પણ લગભગ લગોલગ થઇ ગઇ. અંધારૂં થઇ ગયું હતું છતાં આગળની મોટર લાઇટ સિવાયજ દોડતી હતી. આખરે તે એક સાંકડી ગલીમાં થઇ પસાર થવા લાગી. તરતજ વિનોદે પોતાની મોટરને ત્યાં ઉભી રખાવી, અને ડ્રાઇવરને ત્યાંજ થોભવા જણાવી આગળથી ભાડું આપી પોતે આગળની ધીમે ધીમે ચાલતી મોટર પાછળ દોડયો.

એક બીક ઉપજાવે તેવા અંધારા લતામાં એ મોટર ઉભી રહી! એટલે તેમાંથી કોઇ કાબુલી પહેલવાન નીચે ઉતરી પડયો. તરતજ વિનોદ એક ખુણામાં ભરાઇ ગયેલો હોવાથી કાબુલીએ તેને જોયો નહિ. ત્યારબાદ તેણે મોટરમાંથી કોઇ બેભાન છોકરીને બહાર કહાડી નજીકના એક જીર્ણ મકાનમાં લઈ જવા પોતાના ડ્રાઇવરને સંકેત કર્યો.

સંતાયેલો વિનોદ આ બનાવ જોઇ દિંગ બની ગયો. કોઈ અનુપમ લાવણ્યમયિ યુવાનિનાં ધામ તરફ જવા માટે દરવાજો ખુલ્લો કરી તેમાં પહેલોજ પગ ઉપાડવા તૈયાર બનેલ બાળાને આ ઠગો આમ ઉપાડી લાવ્યા છે તે જાણી તેના શોકનો પાર રહ્યો નહિ. પોતાની સાથે કોઈ સાધન અથવા તો મદદ પણ ન હતી. કે જેથી હિમ્મત રાખી આ બદમાશો સામે થવાય ? અહિં જો ધાંધળ થાય તો ગમે તેવી બુમો પાડયે પણ કોઇ સાંભળી દોડી આવે તેમ ન હતું. એટલે તેણે પેલા મકાનને બરાબર યાદ રાખી દીધા બાદ પાછા ફરી પોતાની મોટર તરફ ઉતાવળે પગલે ચાલવા માંડયું. ત્યાં જતાં જણાયું કે પેલો ડ્રાઇવર તો પોતાની મોટર લઇ અગાઉથી પઇસા મળ્યા એટલે જતો રહ્યો હતો. હવે શો ઉપાય ? આજેજ ભરૂચ જવાનું છે. અને વળી અહિં આ બનાવ કોઇ અજાણી બાળા માટે થતો જોઇ તેનું દીલ ચીરાઇ જતું હતું. સીધો રસ્તો ખોળવા તેણે તરત દોડવા માંડયું. લગભગ પંદર મિનિટ બાદ તે સારા લત્તામાં આવ્યો અહિં તેણે એટલે દુકાનોદારોને આ વાત કરી પણ તેમણે પોતાનો સાંજનો કમાણી વાળો ધંધો છોડી ત્યાં જવા સાફ ના પાડી એટલે આખર થોડે દુર જઇ તેણે પોલીસને ખબર આપી.

તરતજ બીજા પોલીસો ભેગા કરી પેલો પોલીસ વિનોદ સાથે ચાલ્યો ગયો, વિનોદ મુંબાઇનો બરાબર જાણીતો હતો છતાં આવા લતામાં કોઇ દિન નહિ આવેલ એટલે જોઇ જોઇ રસ્તો બરાબર યાદ કરી પોલીસને દોરતો દોરતો ધીમે ધીમે પણ મનની ઉતાવળે જતો હતો.

આ તરફ પેલા કાબુલીઓએ પેલી બેભાન બાળાને મકાનમાં લઇ જઇ મોટર એક બીજા મકાનમાં ઘાલી દીધી. ત્યારબાદ જે ડ્રાઇવર થયો હતો તે કાબુલીને બહાર ચોકી કરવા બેસાડી પેલો બીજો કાબુલી મકાનમાં ચાલ્યો ગયો.

ખીલતી અણ સુધી કળી જેવી બાળા બેભાન બની એક જુના ખાટલામાં પડી હતી. એ ભાન પણામાં પણ તેનું અવ્યવ સ્થિત શરીર બહુ સુંદર લાગતું હતું તેને જોઇ પહેલાં તો પેલા કાબુલી હસાય તેટલું હસી રંજી થયો. ત્યારબાદ તેણે બાળાના ખાટલા પર બેસી તેના કપાલપર હાથ ફેરવ્યો. બીજા હાથે એક શીશી લઇ તેણે બાળાના નાક આગળ ધરી.

સહેજમાંજ બાળાને ભાન આવી ગયું તેણે આળસ મરડી બેઠા થઇ પેલા કાબુલીને જોઇ ફરીથી ચીસ પાડી. પણ અહિં કોઇ ચીસ સાંભળનાર હતું નહિ. એટલે કાબુલીયે તે તરફ લક્ષ આપ્યું નહિ. તેણે તેને ચુપ રહેવા ધમકી આપી.

ખાટલામાંથી ઉઠી બાળાએ નાસી જવાના ઈરાદે દોટ મુકી પણ પેલા હડધુત કાબુલીયે તેને પકડી લીધી. ગાળો ભાંડતી બાળા એ તેના હાથમાંથી છુટવા પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ હતો. આથી તેણે પોતાના હાથ પકડેલા હતા એટલે મુખવતી તેને બચકાં ભરવા માંડયાં. પણ આ કાબુલીયે તેને છોડીજ નહિ. જયારે ફાં ફાં મારી તે થાકી ત્યારે તેણે તેને ખુબ દબાવીને જમીનપર પટકી દીધી. એકદમ પડવાથી વાગ્યું હતું છતાં કટોકટી નો સમય ધારી બાળા એકદમ બેઠી થઇ ગઇ, પ્રભુ કૃપાએ આ વખતે તેની નજર નજીક પડેલ એક મોટા છરા પર પડી.

હર્ષ સાથે તેણે છરો ઉપાડી તેને ઉંચો કરી બરાબર કોધકરી જણાવ્યું.

"ખબરદાર ? હવે મને અડયો તો ! આ છરો હારા પેટમાં પકડી ખોસી દઇશ. નરાધમ શરમાતો નથી ?" કહી તેણી ઉગ્ર સ્વરૂપે ત્યાંજ ઉભી રહી.

છરો ખુંચાવી લેવા વગર પરવાયે પેલો કાબુલી હાથ લંબાવે તેટલામાં તો તેના કાને વીશલ સંભળાઇ તરતજ તેણે સામી વીસલ મારી. તેનો જવાબ પણ ફરીથી બે વખત વીશલ વાગી મળ્યો, તે એકદમ અજાયબ થવા જેવો થયો. અને ઓચિંતો તરાપ મારી તેણે છરો પકડી લીધો. છરો છોડાવવા બાળાએ પ્રયત્ન કર્યો પણ તેમાં તેનું કેટલું બળ ચાલે !

ફરીથી વીશલ સંભળાઇ એટલે વળી કાબુલીયે સામો જવાબ આપ્યો તેટલામાં તો મકાનમાં પોલીસો ભરાઇ ગયા. બુમ પાડનો વિનોદ પણ ઉપર ચઢી ગયો. બાળાને સતાવતો કાબુલી ઉભો હતો તેને બતાવી પકડવા તેણે પોલીસને બુમ મારી.

તરતજ પાછળની બારીએ એક સીડી ગોઠવેલ હતી તે વડે દોટ મૂકી પેલો કાબુલી પલાયમાન થઇ ગયો. પોલીસો તેની પાછળ દોડયા. અને બે પોલીસ ત્યાંજ રહ્યા.

બાળાએ બચાવનાર યુવકનો ઉપકાર માની તેનીસામે આભારની લાગણીએ જોયું. તરતજ વિનોદે તેનો પરિચય પણ પૂછયો.

"મારૂંનામ કલા અને હું મશહુર બનેલ માયાની દિકરી છું. તમારો મારીપર ઘણોજ ઓબ્લીગેશન થયો છે હું આપનો ઘણો આભાર માનું છું આપ આવ્યા ન હતતો પ્રભુ જાણે આ કાબુલી મને કયાં એ લઇ જાત !".

"આવી એક છોકરી સુંદર હોઇ જેવું સરસ બોલે છે ? તથા અંગ્રેજી પણ જાણતી હોય તેમ લાગે છે" એવો તર્ક વિનોદે મનમાં કરી તેની સાથે આવવા તેને જણાવ્યું.

પોતે મકાન બતાવવાથી વિનોદ ઠેઠ તેને મકાને ગયો. આવ ખતે મકાને માયા હતી નહિ, પણ ચંપા એકલીજ હતી. કારણ માયા હમણાં હમણાં મંદિરમાંજ ઘણો વખત ગાળતી હતી. આજે કોઇ સંત મહંત આવ્યા હતા જેથી તેમનો બોધ સાંભળવા તે મંદિરે ગઇ હતી. અને કલા અત્યાર સુધી ઘેર નઆવી એટલે તે આવ્યા બાદ તેને સાથે લઈ મંદિરે આવવા તેણે ચંપાને સુચવ્યું હતું.

ઘેરપહોંચતાંજ બારણામાં પગ મૂકી કલાએ બૂમ પાડી "મા. ઓ મા ! માયા ! આમ આવતો ! આ અતિથી આવ્યા છે"

ચંપા બહાર આવી. તેણે વિનોદનો સત્કાર કર્યો. કલાએ શર માતાં શરમાતાં ચંપા માસીને સર્વ હેવાલ જણાવ્યો.

આ ઉપરથી ચંપાએ રાજી થઇ અજાણ્યા યુવકનો ઘણો ઉપકાર માન્યો. અચાનક આવો બનાવ બનવાથી કલાને એકલી મોકલવા કરતાં પોતેજ જઇ માયાને બોલાવી લાવવાના ઉદેશે કલાને વાત કરી ચાલી ગઇ.

વિનોદને ગાડીનો વખત હવે થવા આવયો હતો. ફકત એકજ કલાકની વાર હતી. છતાં ચંપા તથા કલાના ઘણા આગ્રહથી તે રોકાયો. અને ચંપા માયાને બોલાવવા ચાલી ગઇ.

પોતાને બચાવનાર યુવકનો ફરીથી ઉપકારમાનતી કલાએ શરમાઇ તેનો પરિચય પુછ્યો. પણ વિનોદે તેનો જવાબ આડોજ આપ્યો.

" કેમ શાથી પુછવું પડયું કલા ! મ્હેં મારી ફરજ બજાવી છે. તે ઉપરાંત અન્ય શું કર્યું છે ! "

" એ તો હું સહેજ પુછું છું. માફ કરજો બે અહીં પણ તમોએ મારૂં રક્ષણ કર્યું તે ઉપરાંત બીજું પણ કંઇક તો કર્યું છે જ " શરમાઇ જઈ તેણે જણાવ્યું.

" કલા મ્હેં કંઇ કર્યું નથી."

"કહું મી. વિનોદલાલ તમારે ઓબ્જેકશન ન હોય તો કહું" ફરીથી તે શરમાઇ ગઇ.

" હા બોલો ! મને લેશ પણ અડચણ નથી."

" મારો સત્કાર કરશો ! તમે જેને બચાવી તેને લઇ જશો?

" કયાં ! અને તમે આ શું બોલો છો ! " અજાયબ થતા વિનોદે જણાવ્યું.

" આપના સુના જણાતા હૃદય મંદિરમાં. સાથે સાથે હું કહું છું કે વિનોદલાલ ! હું એક નર્તકિની પુત્રિ છું. મારાં માયા માતાએ પવિત્ર જીંદગી ગાળી એ ધંધો કર્યો છે, છતાં જગતને ઓછી તેની પરવા છે ? "

" કલા આમ મારા પર આટલા ઉપકારે આનો બદલો ન વાળ ! તેમાં બહુજ ઉતાવળ થાય છે ! તારી માતાને આવવા દે ! ત્યારબાદ તેમને મળી હું ચાલ્યો જઈશ ! આવી વાત આપણને ન શોભે ! સમાજ આડે ન આવે તો મને સહેજ પણ વાંધો નથી, છતાં તારી મારી વચ્ચે સમાજની મોટી આડી ભીંત છે. વળી ન્યાતનો પણ વાંધો તો ખરો ને ? "

એટલામાં તો પાસે મંદિર હોવાથી ચંપા માધાને લઈ રવાં

આવી પહોંચી. બચાવનાર યુવકનો ઉપકાર માનતી કલાને માયા હર્ષનાં આંસુસહ ભેટી પડી. માયાના મનમાં ભાસ થયો કે આ યુવકને તેણે કયાંક જોયો છે.

" ભાઇ તમારો ઘણોજ ઉપકાર માનું છું કે મારી કલાને આપે આજ બચાવી. આપનો અમો ઘણો ઉપકાર માનીયે છીયે પ્રભુ આપને સુખી કરી તેનો બદલો આપે. અમો આપનાં શાં સ્વાગત કરીયે ? "

" એમાં મ્હેં શું કર્યું છે ? હવે બેસો ! હું જઇશ. મારે ગાડીએ જવાનું છે. "

" ના મા ! આજે તો તેમને અહિંજ રાખ ! તને મારા સમ ! વિનોદલાલ ! આજે તો નહિજ જવાનું !" શરમાતી કલાએ માતાને અને વિનોદને બંન્નેને અરજ કરી.

માયા આ ભાવાર્થ સમજી ગઈ. તેની આંખમાં અશ્રુ આવ્યાં. તેણે કલાને ફરીથી વાળી.

" પણ બેટા ! કોઇના કાર્યમાં અંતરાય નંખાય ? વિનોદ-ભાઇ તમો પણ અડચણ ન હોય તો અહિંજ રહેજો. મારે પણ તમારૂં કેટલુંક કામ છે. "

" મારૂં કામ તમારે શું છે વારૂ ? બોલો મને મોડું થાય છે "

" એ વાત તમો માનશો ? ચંપા આ બારણું બંધ કર, કલા આમ આવ. "

કલા નજીક ગઇ. માયાએ ગળગળા સાદે વિનોદને જણાવ્યું. " વિનોદ ! ભાઇ ! વિનોદ ! પહેલી પીછાને મ્હેં તને ઓળખ્યો હતો; છતાં મનના વ્હેમે હું ભૂલી ગઇ ! તારી અને મારી એકજ

નાત છે. તું કાન્તાનો નાનો દીકરો રમતારામ વિનોદ જ ! મારી વાત માનીશ ? "

" પણ આપ મને અને મારી માને કેવી રીતે ઓળખો ? "

" એ વાત હું અત્યારે નહિ કહું, મારી પાછળ હજારો આંખો ફરતી છે. એટલે એ ઉલ્લેખ દબાયેલોજ ભલે રહે. પણ વિનોદ મારૂં કહ્યું માની મને વચન આપ કે તું કલાનો હસ્ત પકડીશ. હું પાપી છું અને તે એક પાપી નર્તકિની કન્યા છે. સમાજને લાત મારી તારે આટલું કાર્ય કરવુંજ પડશે. "

" જયાં સુધી તમો મને તમારી ખરી હકિકત ન કહો ત્યાં સુધી એમ ન બને. કલાનું દિલ દુભાશે પણ મારે માથે હજી ભાઇ ભાભી વિચાર કરનાર છે. એટલે હું શું કરૂં ? છતાં કલાને હું શુદ્ધ ભાવે ચાહીશ અને ભવિષ્યમાં વખત મળ્યે તેને યાદ કરી સંભાળી ભાઇની ગરજ સારીશ. આ ઉપરાંત હું શું કરી શકું તેમ છું ? "

" બેટા તારૂં નસીબજ વાંકું છે. નર્તકિ પવિત્ર હતી છતાં તેની બેટીનો સત્કાર કોણ કરે ? " કહી માયાએ કલાને ફરીથી દબાવી.

ત્યારબાદ વિદાય લઈ પોતાનું શીરનામું આપી વિનોદ વિદાય થયો. કલાએ છાની રીતે રડી લીધું. ચંપાએ પણ ઘણું કહ્યું છતાં વિનોદે તે નજ માન્યું. " ભાઇ ભાભી કરે તે ખરૂં " એ વાક્ય-કલાના હૃદયમાં તીર માફક ચોટી ગયું.

આ તરફ વિનોદની ગેરહાજરીમાં તે પાસ થશે એટલે વડોદરા કોલેજમાં ભણવા જશે એવી વાતો સાંભળી કુમુદનો જીવ

ભૂલી જતો હતો. આટલું બાપુજર થોડું છે ? વળી, ભણી ભણી પૈસાનો થોક ખોવો તેના કરતાં કંઇ નોકરી શોધી બેસી તે કેવું સારું ? એવા વિચારની તે હોવાથી તેણે શશીકાન્તના કાન ઘણાઘણા ભંભેર્યા. છતાં શશીકાન્તે ઉપરથી હાજી હા કહી એ વાતો સાંભળી ન સાંભળી કરી હતી. બંધુના સુખ માટે તેને લાગણી હતી. તે નિષ્ઠુર ન હતો. દયા કરી બચાવનાર દીયેર ઉપર સારી રીતે વેર વાળતી ભાભી ક્યાં ! અને આ સ્નેહ ઘેલો મા જણ્યો બાંધવ ક્યાં ?

ઘણા ઉપાયે જ્યારે શશીકાન્ત એકનો બે ન થયો ત્યારે ધીમે રહી કળ દાબવા માટે કુમુદે વિચાર કર્યો. માના કાન ભંભેર્યા તેજ રીતે હવે શશીકાન્તને ભંભેરવા તેણે દૃઢ નિશ્ચય કર્યો. ભોળા શશીકાન્તને ભંભેરતાં શી વાર ? તે તો કુમુદનું રમકડું ચાંદો હતો. નચાવે તેમ નાચતો. મનમાં વિચાર શક્તિ સારી હતી, છતાં વનોદની બાબતો સિવાય સર્વ બાબતો જે કંઈ કુમુદ કહેતી તેમાં તે ભરમાતો હતો. નારી ચરિત્રથી તે અજાણ હતો. તેને સ્ત્રી પર માયા અને વિશ્વાસ હતો. સાથે સાથે વિનોદ પર અનહદ ભ્રાતૃભાવ તથા જોખમદારીનો પણ ભવ્ય વિચાર હતો. છતાં જ્યાં સ્ત્રી રૂઠે ત્યાં આ કેટલો વખત ચાલે તે તો આપણે જોવાનું રહ્યુ આ પ્રમાણે થતુ હતુ તેટલામાં તો વિનોદનો પત્ર મુંબાઈથી આવ્યો કે પોતે એક માસથી મુંબાઇ આવેલ છે અને હવે ટુંકમાં ભરૂચ આવશે. આથી કુમુદ બહુજ ચીડાઇ ગઇ. ક્યાં સુરતને બદલે મુંબાઇ ચાલ્યો ગયો છે.

—:o:—

# પ્રકરણ ૭ મું.

## કોલેજીયન !

કલાએ માતા માયાને અણધારી મદદ કરી છોડાવી ત્યાર બાદ ચંપાને લઇ તેઓ એ સ્થળેથી ચાલ્યાં ગયાં તે આપણે જોઇ ગયા છીએ. તેજ દિને તેમણે ભૂલેશ્વરમાં એક મકાન ભાડે રાખી ત્યાં રહેવામાંડયું. માયાને ધાસ્તી હજીયે હતીકે આવા સારા લતામાં કોઇ તેને ઓળખશે તો કેટલું નીચું ઘાલવાનું થશે ? છતાં હવે ભૂતકાળ થઇ ગયો તે થયો ન થયો ઓછો થાય છે? ચંપાએ માયાના પગે પડી તેની માફી માગી ઘણો ઘણો પશ્ચાતાપ કર્યો. કલા આજ સુધી જાણતી હતી નહિ કે પોતાની માતા નર્તકિ છે. તેણે આજે એ વાત જાણી ત્યારે તેનું દીલ દુભાયું હતું, જેથી માતાને ઠપકો આપવા આ સમજુ કંન્યા જતી હતી તે અરસામાંતો તેને હાથેજ માતાનો બચાવ થવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. તેજ સાંજે માએ કેટલીક ભુલ તરછોડી કલાને સહેજ સહેજ ઝાંખો ખ્યાલ પણ કર્યો.

અહીં રહી નજીકના મંદિરમાં જવાનું સુગમ પડતું હતું જેથી ધીમે ધીમે તેઓ ત્રણે જણે મંદિરનો પરિચય વધારે સાધ્યો.

પ્રભુ કિર્તનમાં આખો દિન બેસી રહી પાપનાં પોટલાં હલકાં કરવા વિચાર કરતી માયાને આ રસ્તો ઠીક પ્રાપ્ત થયો. તેણે કેટલાંક એવાં ઓળખીતાં સ્થળોએ મોટી થયેલ કલા માટે માગણી કરાવી પણ એક નર્તકિની પુત્રી સાવ સ્વર્ગની અપ્સરા હોય તો પણ તેને પરણે કોણ ? નર્તકિ બની યૌવન વેચે તો તો ઘણા ઘરાકો મળે. જોયો આ જમાનાનો પવન અને સુધારો ! અધોગતિ પસંદ પડે જ્યારે પવિત્રતા નાપસંદ પડે.

આખરે પોતાની લાડકવાયી પુત્રિને શરમ ત્યજી એક દિન તેણે કહ્યું કે તે જેની સાથે કહેશે તેની સાથે ખુશીથી લગ્ન કરવા પોતે સંમત થશે. અને આ કારણથીજ જ્યારે વિનોદે કલાને કાબુલીના પાશમાંથી છોડાવી ત્યારે તેણે ટુંકા પરિચયમાંજ વિનોદ સાથે શરમ તોડી વાત કરી હતી. તેનું શું પરિણામ આવ્યું તે આપણે જોઇ ગયા છીયે.

આ તરફ જ્યારે વિનોદ માટે પ્રેમ દીવો માયાના મંદિરે સળગતો હતો ત્યારે તેને માટે ભરૂચમાં ઝેરનો પ્યાલો તૈયાર થતો હતો. જે દિને પોતે મુંબાઇ તરફથી ભરૂચ જવાનો હતો તે આખો દિન ભરૂચમાં કુમુદે કંકાશ કરી આખરે મોહ જાળ વાપરી શશીકાન્તનું મન જીતી લીધું. સુરત બનેલ સરસ્વતિ વાળી સઘળી બાબત નાટકની એક્ટ્રેસ માફક તેણે ભજવી બતાવ્યાથી શશીકાન્તનુ મન ખેદ પામ્યું તો ખરૂં છતાં તેના મનમાં તો હા અને ના એ બેજ વિચારો હતા " સુંદર દીલનો ભાઈ કદિ આમ કરે નહિ. એ મનાયજ કેમ ? અને જો કદિ ભૂલ થઈ હોય તો આ કારણ માટે તેનું ભણતર અટકાવવું અને આવી સ્થીતીમાં તે મને જરૂર શરમસ્પદ તો છે જ ". આજ તેના નિર્દોષ વિચારો હતા, છતાં કુમુદને તેણે તને કાનો

દા નો પાઠ શીખવાડી ગયો. કુમુદ સમજી કે પોતાની જાળમાં આજે બહાર સપડાઈ ગયો છે.

વિનોદ ઘેર આવ્યો. સર્વને મળ્યો, ભાઈ ભાભીને પોતાની મુસાફરીની સર્વ વાતો પણ કરી. મુંબાઈમાં કરેલ પરાક્રમ પણ કહ્યું પરંતુ તેમાં જે સંબંધ માટે કલા તથા માયાએ માગણી કરી હતી તે વાત તેણે ન કરી. શશીકાન્તના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાના નાના ભાઈએ આવું સાહસ કર્યું તે ખરેખર તેને તો જશ લેવા જોગ લાગ્યું. જ્યારે કુમુદે અવળો પંથ લીધો કે ક્યાંએ ગોટાળો કર્યો હશે? આમ તો ચાલાક છે અને તેમાં વળી જરા રસ્તો મળ્યો એટલે છોડે તેમ નથી. શું એ બણગાં ફુંકી આવ્યો હશે!

કુમુદ! કુમુદ! નિષ્ઠુર દીલની કુમુદ! તારા યૌવનને મૂકી બાળપણને તો યાદ કર! બાળપણનો તારો જે અતિ ઉત્તમ સ્વભાવ હતો તે તું વિસરી જઈ આજ આમ વેરના ઉભરા એક બાલમિત્ર સાથે કહાડે છે તે તને શું યોગ્ય લાગે છે! તારૂં પાપ અગર તો ભોળપણુ જેણે તારા ભવિષ્ય માટે ઢાંકી દીધું તેના પર આમ કુહાડીના ઘા શા માટે મારે છે! ખરેખર એક વખત જેને માટે લાગણી થાય છે તેના સુકૃત પણ વેરીને તો નજીવાં જ લાગે તેમાં જરાયે શંકા નથી જ! અને વિનોદ! ત્હારા દીલમાં રહેલ સત્યતા અને નેક ટેકનો કેવો બદલો તને આ વીસમી સદીમાં મળે છે તે તો તું જરાયે નથી જાણતો ભોળા! તારી ભાગ્ય પતરીમાં શા લેખ પડાય છે તે હવે જોવાના રહ્યા!

આ બનાવ બન્યા બાદ પાંચ જ દિનમાં મુંબાઈથી વિનોદના શીરનામે કાગળ આવ્યો. શીરનામું શશીકાન્તનું આપવાથી તે પત્ર

શશીકાન્ત પાસે આવ્યો. તેણે આ બીડેલા પત્ર પરના અક્ષરોની મરોડ જોઈને જ ધાર્યું કે કોઈ બીજાના અક્ષરો છે, પરંતુ પછી જોઈશું ધારી તેણે એ પત્ર ખોલ્યો નહિ. બપોરે ઘેર જતાં એ પત્ર સાંભર્યો. પણ નાનાભાઈનો ગમે તેવો પત્ર ફોડવો તે તેની સ્વતંત્રતા પર તરાપ સમાન છે એમ માની તેણે ફોડયા વગરજ તે પત્ર કુમુદને આપ્યો. અને વિનોદ ઘેર આવે એટલે તેને આપવા જણાવ્યું. બિચારો ભલો ભોળો વકીલ શશીકાન્ત ઓફીસના કામે ચાલ્યો ગયો.

આજે વિનોદ એક મિત્રને ત્યાં અંગ્રેજી શીખવવા ગયો હતો એટલે તેને સહેજ મોડું થયું. શશીકાન્તના ગયા બાદ કુમુદે વિચાર કર્યો કે "આને વળી પત્ર શા! આતો ગાડું આગળ જતું જાય છે. હવે તો બરાબર દાબ રાખવો પડશે પત્ર સાવ મુંબાઈનો લાગે છે. લાવને વાંચીને જોઉં. તોડેલજ પત્ર શશીકાન્તના નામે વિનોદને આપીશ એટલે જરાયે વાંધો નહિ આવે."

પત્ર તોડી વાંચતાંજ કુમુદની અજાયબીનો પાર રહ્યો નહિ. તેણીએ બે ત્રણ વખત તે પત્ર વાંચ્યો.

ભૂલેશ્વર, મુંબાઈ<br>
ગલી નંબર. ચાર.<br>
મકાન નંબર ૫૫૫૫<br>
તા. ૩૦—૪...

"વિનોદલાલ!"

આ પત્ર લખતાં હાથ ધ્રુજે છે. પણ દીલ હસે છે. કારણ તેનો કેટલોક અંશ તેની પાસે છે. મ્હેરૂબાની કરી તે ચોરેલો ભાગ

પાછાં મોકલશો નહિ, તેનું જતન કરશો તો ઉપકારી બનીશ. તમે વિચાર કર્યો ? જેમ મેં કર્યો તો શા કર્યો તે જણાવશો ? સમાજ બંધને હશો ન હશો. દીલ ચોરી તેને તરછોડવું એ પાપ નથી ? જવાબ મને આપશોને તારે મોકલી લખશો."

લી. આપની

કલાપિ માઇનસ પિ.

પત્ર પરથી કુમુદને સમજાયું કે પત્ર કોઇ સ્ત્રીનો છે અને તેના ભાવ કુમારિકા જેવાજ છે. પણ આ "લી. કલાપિ માઇનસ પિ" એ લખ્યું શું ! તેનો તેને ભ્રમ થયો.

જ્યારે વિનોદ ઘેર આવ્યો ત્યારે તેણે તેને હસી પ્રશ્ન કર્યો.

"વિનોદ ભાઇ! એક સવાલનો જવાબ આપશો ! જો આપો તો મેટ્રીકમાં પહેલે નંબરે જરૂર પાસ થવાના! નહિ તો મારા જેવાજ ઠોઠ!"

"શો સવાલ છે કુમુદ!" નિર્દોષ ભાવે વિનોદે કહ્યું.

"તો જુઓ કલાપિ માઇનસ પિ એટલે શું તે કહો."

આ સાંભળતાંજ વિનોદ હસી પડયો. તેણે મુખ પણ દાબી દીધું. હમણાંજ એલજીબ્રાના દાખલા એ અને સી એવું એવું કરી આવ્યો હતો તેને આ શોધતાં શી વાર લાગે ?

હસતાં હસતાંજ તેણે જવાબ આપ્યો કે "કલા."

આ પ્રમાણે કહી તે દાદરે ચઢવા લાગ્યો તુરતજ કુમુદે પેલો પત્ર તેને આપ્યો. ફાટેલો પત્ર જોઇ વિનોદે શંકા કરી. પણ તે શા કામની ! ઉપર જઈ પત્ર વાંચતાંજ તેનું દીલ ચીરાઇ ગયું, "અરે મ્હેં કોઇ નિર્દોષનાં હૃદયને અનિચ્છાયે મારા તરફ ખેંચ્યું છે

તે કેટલું શોકજનક કહેવાય? વળી શશીકાન્તે આ પત્ર વાંચી શું ધાર્યું હશે તેમને મુખ પણ કેમ બતાવાય! તેઓ પુછે ત્યારે જવાબ શો આપવો? અને જો સત્ય બિના કહું તો પણ તેઓ બીજાકે કે સરૂઆતમાં વાત કરી ત્યારે આ બનાવ કેમ ન જણાવ્યો!"

કુમુદે તેને પ્રથમ પછી જે ભેદ શોધ્યો હતો તે સર્વ યુકિત કદાચ શશીકાન્તની હોય તેમ પણ તેને લાગ્યું. તે બિચારો એકદમ ઉદાસ બની ગયો. ત્યાર પછી તેણે કુમુદ સાથે સહેજ પણ વાત કરી નહિ, અને કુમુદે પણ સહેજ ઉચ્ચાર કર્યો નહિ.

બે ત્રણ કલાક વિચારમાં ગાળી નાંખી તેણે આખરે એક પત્ર લખ્યો.

ભરૂચ

% શશીકાન્ત વકીલ

તા. ૧—૫......

" કમા! તથા થી માયા અને ચંપા વીગેરે!

તમારો પત્ર વાંચી આનંદ થયો, પણ હવે મને પત્ર ન લખશો. મારાં ભાઇ ભાભી હોવા છતાં આ બાબતમાં વિચાર કરવાનો મને શો અધિકાર છે? તે જણાવશો? વળી મારો વિચાર હજી લાંબો અભ્યાસ કરવાનો હોવાથી આપની ઉમેદ બર ન આવે તે દેખીતું છે. તમો ઓછાં ગાળી રાહ જુવો તેમ છો! કારણ ઉતાવળ કરવી એ આપની હવે ફરજ છે પ્રભુ તમોને મદદ કરે!"

લી. શુભેચ્છક

વિનોદનો પ્રીત

કુમુદ જાણી તો ગઇ હતી કે બાઇ સાહેબ હાચારે જેવા બની કંઇ ચિતરવા મંડયા છે. એટલે હવે શું ચિતરાયું છે તો તે વાંચવું તો ખરૂને? નોકરને બોલાવી એકદમ શશીકાન્તને ઘેર તેડાવ્યા. શશીકાન્ત પંદર મિનિટમાં તો ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો. તેને સર્વ બિના જણાવી કુમુદે બળતામાં ઘી હોમવાનો પ્રયાસ કર્યો. પણ આ કાગળ ફોડવા માટે શશીકાન્ત વકીલે કુમુદને પહેલાં તો બે તમાચા માર્યા, ત્યાર બાદ અન્ય શિખામણ પણ આપી પત્રનો જવાબ વિનોદ શો આપે છે તે જાણવા તેની ઇંતે જારી થવાથી તેણે વિનોદને નીચે બોલાવ્યો.

ગભરાતો વિનોદ નીચે આવી ભાઇપાસે ઉભો રહ્યો. બિલાડી જેવા સ્વાભાવનું મુખ કરી કુમુદ પાસેજ ઉભી હતી.

"કેમ ભાઇ મને બોલાવ્યો?"

મારી સાથે ઑફીસમાં ચાલ, આજે કેટલુંક વધારે કામછે."

તરતજ વિનોદ તૈયાર થઈ વગર બોલ્યે શશીકાન્ત સાથે ઑફીસે ચાલ્યો ગયો શશીકાન્તે ત્યાં ભાઇ માટે આંસુ સહ લાગણી બતાવી સર્વ બિના જાણી લીધી. અને વિનોદે લખેલો પત્ર બરાબર છે તેમ પણ જણાવ્યું. હવે કદિ નર્તકિ સાથે પત્ર વહેવાર કરવો નહિ એમ પણ શિખામણ આપી. કારણ તેમાં લોક જાણેતો કોઇ ભવિષ્યમાં સારા ઘરની કન્યા આપે નહિ એવી દલિલ પણ તેણે કરી. માયા આ કારણથીજ હરહમેશ પોતાને મળવા આવતી હશે એવો વિચાર પણ શશીકાન્તે કર્યો. કેવો વ્હાલા ભાઇનો વ્હાલો ભાઈ? ગમે તેમ પણ આખરે તો રમાનાથ તથા કાન્તાનો વકીલ છોકરો હતોને!

આ પત્ર મુંબાઇ કલાના હાથમાં ગયો, ત્યારે તેને આશા તથા શોક બન્ને થયા. તે સમજી કે વિનોદ તેને માટે લાગણી ધરાવેછે પણ સમાજની ભિંત આડે આવેછે. માટે જગતમાં જો હાથ પકડવો તો તે ઉગારનારનોજ પકડવો નહિંતો જીંદગી ભર કુમારિકાજ રહીશ. ચંપા માસીએ આડો રસ્તો પકડી કુમારિકારૂપ અફળ કર્યું છે. જ્યારે હું તેજ રૂપ સફળ કરીશ. વિનોદ વખત જતાં જરૂર મને સત્કારશે સમાજને લાત મારવા જેટલી દયા તેમને જરૂર આવશેજ.

અહા મના! તારૂં વલણ કેવું છે? પ્રેમ માટે તું મુખત્યાર છે છતાં પ્રેમિનાંદદને શાન્ત નહિ કરતાં તેમાં વધારે ઝેર રેડેછે તે તારી કેટલી બધી વિષમતા! પ્રેમ વસ્તુ જગતમાં ન હોત તો આ સંસાર નો અંત આવી જગતનો નાશ પણ થયો હોત. ઉર્વશી સ્વર્ગ ત્યજી શા માટે પૃથ્વી પર આવી? મુંજે પ્રાણાર્પણ શા માટે કર્યો!

પંદર દિવસો વીતિ ગયા બાદ વિનોદે ના લખ્યું હતું. છતાં કલાએ ફરીથી પત્ર લખ્યો. કારણ તેને પહેલા પત્રમાં લખેલ અર્ધ અર્ધનાં વાક્યો પરથી આશા તંતુ મળ્યા હતા. તે સૌ ગુંથી ગુંથી છેલ્લા પંદર દિનોમાં તેણે મોટું દોરડું કર્યું હતું.

ભૂલેશ્વર મુંબાઇ
તા. ૧૮-૫-

"ડીયર વિનોદલાલ!

પુરૂરવાએ ઉર્વશી ઉગારી તેને ભોળવી નાંખી છે તે ભૂલશો નહિ. તમોએ લખ્યું હતું કે રાહ જોવાસે નહિ, પણ હું તો જીંદગી સુધી રાહ જોઇશ. કાગળ લખવા શા માટે ના પાડો છો ડીલીયર!

તમારી જો ભાષાનો બોજ પહેરાવશો. કરૂં હું એટલે અને બીવી કહતો નહિ બારોને ભણવાનું કેમ ના પાડે છે ? ”

શ્રી. ચાસ્ત્રી જ

“ આતુર શું કરે છે ? ”

આ પત્ર પણ શશીકાન્તના હાથમાં આવ્યો તેની સાથે પોતાના કોઇ ઓળખીતાનો બીજો પત્ર હતો કે વિનોદ મેટ્રીકની પરીક્ષામા સેકન્ડ ક્લાસમાં પાસ થઇ ગયો છે. અને તેને યુનીવરસીટી તરફથી મેડલ મળનાર છે. આ વાંચતાંજ શશીકાન્તના હર્ષનો પાર રહ્યો નહિ. ઘરમાં જઇ તેણે સર્વ વાત વિનોદ કુમુદને જણાવી અને વિનોદનો પત્ર તેને આપ્યો. આજે કલાનો પત્ર સાથે પાસ થવાનો બીજો પત્ર આવ્યો હતો તેથી કલા માટે પણ તેને માન પેદા થયું.

શશીકાન્ત વકીલનો ભાઇ વિનોદ પાસ થવાથી ટુંકમાંજ ઘણા ઓળખીતાઓએ શશીકાન્તને શાબાશી આપી, તથા વિનોદને તેમના કરતાંયે વધારે ભણાવવા માટે પણ ઠીક ઠીક ગોષ્ઠિક ગમ્મત ભરી વાતો કરી, આ બધાથી શશીકાન્તે આખરે વિનોદને વડોદરા કોલેજમાં ભણાવવા વિચાર કર્યો કુમુદને આ તર્ક જરાયે પસંદ નહતું પણ જેમ તેમ કરી તેણે નિભાવી લીધું.

એક બાજુ પોતે પાસ થયો અને બીજી તરફથી કલાનો આશા ભર્યો પત્ર મળ્યો જેથી વિનોદે હર્ષમાંજ કલાને ઠીક જવાબ આપ્યો. સમાજના ઘા તેને સાંભળ્યા નહિ. આમ આનંદમાં ને આનંદમાં એક માસ તો વીતિ ગયો. અને જુન માસમાં તો વિનોદને વડોદરા જવાનું થયું. કુમુદે દીયેરને વિદાય આપી રવાના કર્યો. પણ બાળપણમાં સ્મરણો સાંભળવાથી આંખમાં આંસુ આવ્યાં. હજી કુમુદ તેની સેજ છે

એમ ધારી બંન્તે બંધુઓ આનંદ પામી ભેટીને જુદા પડ્યા. એકલા રહેવાનું હોવાથી શશીકાન્તે વિનોદને બરાબર ખબરદાર રહેવાનું સુચવી ભારે સ્ટેશનેથી વળાવ્યો.

કોલેજમાં દાખલ થઇ જતાં વાર ન લાગી, પરંતુ સાધારણ રીતે વડોદરા કોલેજમાં એમ બનતું કે સ્ટેટના વિદ્યાર્થીઓને પહેલો ચાન્સ રેસીડન્સી માટે મળતો હતો. અને તે પણ એક રીતે વ્યાજબીજ ગણાય. સ્ટેટના વિદ્યાર્થીઓને એટલો હકકતો મળવોજ ઘટે. આ પ્રમાણે વિનોદને ઘર શોધવું પડ્યું. બીજા ઘણાને રૂમ મળી પણ તેને ન મળી એટલે ઘણી ખોળ કરી ચીમનભાઇ ટાવર નજીક એક મકાનમાં બીજા બે વિદ્યાર્થી સાથે રહેવાનો બંદોબસ્ત કરી દીધો.

કોલેજમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ઉભરાતા જોઇ વિનોદને એમ થતું કે આ સર્વ ભણીભણી શું કરશે? અને હું પોતે પણ શું કરીશ? પણ તેને ક્યાં ખબર હતી કે આ સહુ ટોળાંમાંથી અત્યારે ઘણાખરા તો પહેલેજ વર્ષે નિષ્ફળ નીવડી ચાલ્યા જશે. અને કેટલાક મહેનતુ હોવાથી ફળ મેળવશે તે પણ પ્રીવીયસનાં કોમ્બીનેશન અને પરમ્યુટેશનથી કંટાળી છોડી દેશે. એ અભ્યાસ પડતો મુકી પકડશે કોઇ ટુંકો અગર લાંબો પગાર મેળવતો ધંધો, એટલે પત્યું. બી. એ. સુધી પહોંચતાં તો પહેલા વર્ગની સંખ્યા લગભગ ૨૦ થી ૨૫ ટકા જેટલીજ રહે. એવા તો એ ભણતરના આબેહુબ ચિતારો છે. અને એમ પણ બને કે કોઇ કોઇ વખત તો યુવકો ભણવાની દાનતે ન આવે પણ વડોદરા જેવા સ્થળની મોઝ માણવા પણ આવે. તેમને ક્યાં પૈસો ભેળો કરવો છે? અહિંનો ખલાસ થતાં લાંબો લચ વિવેક ભર્યો પત્ર ઘેર લખી નાંખી ખાસા ૨૫) ને બદલે રૂપિયા ૪૦) મંગાવી બીજે

મહિનો બેનું ખોજ બનાવે ત્યાં પછી બાબુઆમાં ખરેખર પણ ક્યાંથી આવે! છોકરો હોંશિયાર બની સારું ભણતર પ્રાપ્ત કરી ઠીક કમાણી કરી ઘડપણમાં દીલ ઠારશે એ આશાએ માબાપો એક બે વખત આમ નાપાસ થાય ત્યાં સુધી તો ચલાવી લે પછીથી તો તેમની પણ હિમ્મત તથા ધિરજ આપો આપ ખુટી જાય તે સ્વાભાવિક વાત છે.

અહિ કોલેજ ઉઘડી એટલે વડોદરાના દેદાર જોવા જેવા થાય છે. દુકાન દારો પણ કોલેજ ઉઘડવાની જરૂર જોઇ બેઠા હોય છે. અને તે ઉઘડતાં નવા આગરતો જુના પરની ધુંસથી કંટાળેલા યુવાનો આવી તેમને શાંત બનાવે છે. આજ કાલ શહેરોમાં હોટેલો તો ૨૦ દુકાને એક, ફાળો કરતાં પણ વધી પડે. ફેન્સી સાબુનો અને પેલા મનનો નહિ પણ શરીર પરનો મેલ ટાળનારા પણ તેમજ વસ્સી પડે છે. પાન પટ્ટી વાળા તો રેલમછેલ કરી વાક ચાતુરી વાપરી સાંજ પડતાં પઇસે પઇસે પણ મોટો ઢગલો જમા કરી દે છે. ગાડી ઘોડા વાળાઓ તથા અન્ય ભાડે સાયકલો આપનારાઓ પણ મુખથી માગ્યા પઇસા મેળવે છે. અને થાય પણ તેમજ, સહેજ ભભકો જોયો એટલે દુકાનદાર પણ મોં પહોળું કરતાં યે વધી પડે તેટલો હિસાબ ઠોકી દે છે તેનું પણ ભરાય છે. ગાડીવાળા પણ ફાવે છે. હજામ ધોબી પણ ઠીક ફાવી જાય છે. અને તેથી વધારે તો નાટક સીનેમા વાળા સારી સારી જાહેર ખબરો આપી અને ચાલુ જમાનાના અજાયબી ભર્યો દેખાવો રજુ કરી ઠીક કમાણી કરે છે. આ સૌ બોજા આખરે તો બીચારાં આશા ભર્યાં માબાપના શીર પર રહ્યો ને?

પરંતુ મુંબઇના વાતાવરણમાં ઉછરેલા વિનોદને આ સૌ વધારે લાગ્યું નહિ. તેને તો સર્વ અનુભવનાં સ્થળ હતાં. કોલેજમાં કર્મ

ગોખી [illegible] ગયા અને તે સાથે સર્વ વિદ્યાર્થીઓ પહેલા તો નિશાળ માફક પાઠ ભણીગણી તૈયાર થઈ જતા. પણ જ્યારે એ લેશન પૂછનાર કોઈ પ્રોફેસર નીકળ્યો નહિ એટલે ઘણાખરાએ તો સી જોઈ તૈયારી કરી આવવું અને જવું એજ રસ્તો ગ્રહણ કર્યો.

પ્રોફેસર આવે તેની સાથે કોલેજમાં ભણતી બાળાઓ પણ આવી તેની સામે ચાલી જાય. ત્યારે ગડબડ અને તોફાની છોકરાઓ તાળીઓ પાડે એ સૌ વિનોદને નવાઈ ઉપજાવે તેવું લાગતું હતું. એને દરરોજ નિશાળના વિચારો કરી કોલેજને આ હિસાબની નિરાશીમાં ઘણું પાછળ માનતો. તેણે કદિ પોતાના અભ્યાસને પડતો મુકયોજ નહિ. દરરોજ થતું લેશન સાંજે તો બરાબર કરી દેતો અને ત્યારબાદ નિરાંતે મિત્રોમાં ભળી ગમ્મત ઉડાવતો હતો.

શશીકાન્ત પણ વિનોદ માસિક ખર્ચના ત્રીસ રૂપીઆ માગે તો પાંચ રૂપિઆ વધુ મોકલતો હતો. એકલો ભાઈ મુઝાતો હશે તેજ એની ચિંતા હતી. સર્વ વાતો કુમુદની મનાતી, પણ વિનોદ બાબત જો કંઈ આવે તો તે પર લક્ષ જ નહિ આપવું એવો તેનો ખાસ વિચાર હતો જેથી વિનોદને એ બાબતની જરા પણ ફિકર ન રહી.

શરૂઆતમાં કોલેજમાં શાંતિ ઓછી જળવાતી હોવાથી બિચારા પ્રોફેસરો પણ "મોર સાઈલન્સ આર નોટ રીક્વાયર્ડ પ્લીઝ" કહી ધાંધલ કરતા વિદ્યાર્થીઓને શાંત કરતા. કોલેજીયનો પણ પ્રોફેસરોને ઠીક ઠીક ગભરાવી નાખતા. કોઈ કોઈ વખત તો પાટીયા પર મોટા મોટા અક્ષરોથી પ્રોફેસરનું નામ અમર તો કોઈ એવી સરસ લાઈન લખી ગમ્મતવાળા છોકરાઓ રાજી થતાને વધુ રાજી કરે,

અને ખીજાતાએ બહુ [illegible] જોવા [illegible] [illegible] [illegible]માં બને બે. વિનોદ જાતે મીલનસાર હતો, છતાં મન પરનો કાબુ તેણે ગુમાવ્યો ન હતો.

આ અરસામાંજ દીલ્હીથી વળી અસહકારની ચળવળ ધમધોકાર પાયા પર ફાટી નીકળી. બંગાળા ઇલાકો તથા મુંબાઈ ઇલાકો. એ બન્નેમાં સામસામી ચડસ ભરાયો. આજે આ ઇલાકામાં મોટી સંખ્યાએ નિશાળો તથા કોલેજો છોડી અને બંગાળામાં એથીએ વધારે નંબરે તેમ કર્યું છે. એવી એવી દેશ હિતની વાતો કોલેજમાં તો સારી રીતે ચર્ચાતી હતી. સહેજ વખત મળતાં જ વિદ્યાર્થીઓ એજ વાતને ઉકેલી મોટું મહાન કાર્ય સાધતા હોય તેમ માની ઉંડા વિચારમાં ઉતરી જતા. કેમ ન ઉતરે ? ભવિષ્ય તથા માતા પિતાને જરા નિહાળવાનાં રહ્યાં ને ? પણ તેમ કર્યે કંઈ સ્વરાજની પ્રાપ્તિ ન થાય. ગાંધીજી કહેતા કે સરકાર સામે સવિનય ભંગ તેવોજ ઘરમાં યે સવિનય ભંગ કરતાં અડગ દિલના યુવાનો કદિ પાછા ન જ પડે.

વડોદરા એક બે માસ રહ્યો તે દરમ્યાનમાં વિનોદ પોતાના ગામ વાસદમાં પણ જઈઆવ્યો હતો. રજાના દીને ત્યાં જઇ બીજી ટ્રેનમાં પાછો ફરતો. પોતાનાં વડીલોનાં મકાન જોઇ તેની આંખમાં આંસુ આવતાં આ મકાનોમાં ક્યારે વાસો કરવા આવીશ ! એમ પણ તેને બહુ વખત થતું. ઘર તરફ જ્યારે જતો હતો ત્યારે વાસદની ખબરો સવિસ્તાર શશીકાન્તને લખવા તે ચુકતો નહિ. વિનોદના પત્રોથી શશીકાન્તનું દીલપણ ઉભરાઇ જતું હતું. અને દિવાળીપર રજાઓ મળ્યે વાસદ જઇ ત્યાં તાત સાથે આનંદ કરવો તેવો વિચાર પણ તુરત સાથે કરી લીધો.

સાધારણ રીતે લખુનાની કાળજીવાળા વિદ્યાર્થીઓ કોલેજના ઓરડામાં પહેલી લાઇનો પરજ બેસી જાય. તે મુજબ આપણી નવલકથાનો નાયક વિનોદ પણ પ્રોફેસરના ટેબલ સામેજ પોતાની જગા હંમેશાં અગાઉ આવી મુકરર કરી લેતો હોવાથી તેને નિરાંતે લક્ષ આપતાં જરાયે અણુઘણુ પડતી નહિ. મૂળથીજ પ્રોફેસરોને અમુક અમુક પૂછવા લાયક પ્રશ્નો પુછતાં તે શરમાતો નહિ, જ્યારે કેટલાએકને એવી ટેવ હોય છે કે સમજણ ન પડી હોય છતાં પુછવા માટે જરાયે દરકાર ન કરે અગર તો દરકાર હોયતો શરમાઈ બેસી રહે. અને જયારે પ્રોફેસરે જવાબ પુછયો હોય કે " યુ અંડરસ્ટેન્ડ " (તમે સમજો છો ? ) ત્યારે યસ યસ કહી મન મનાવી લે છે. તેજ વિદ્યાર્થીને જો પ્રોફેસર પુછે કે શું સમજ્યા ! થઈ રહ્યું ! એ તો એકડા વગર સો મીંડાં નકામાં તે વખતે અમણી હોંશી થાય. તે ઉપરાંત પ્રોફેસર ધીમી મશ્કરી કરી ઉડાવે. અને વધુમાં વિદ્યાર્થીઓ બેંચ અને ડેસ્કોપર સ્ટેમ્પીંગ કરે તે તો નફાનું રે ! શરમાઈ વખત ખોનાર વર્ગ ! તમો બી. એ. એલ. બી. થઇને પણ શું કરવાના ! અત્યારે અર્જુન નથી કે ખાસડાંમાં બેસીને પણ મંત્ર વિદ્યા પ્રાપ્ત કરે તે વખત અને તમારે આસમાન. જમીનનો ફેર પડી ગયો છે. મોટી ખીણ કુદી ત્યાં પહોંચો તો તો તમારી વિરતા !

શરૂઆતમાં તો એલજીબ્રા, જયોમેટ્રી, ટ્રીગો તથા ફીઝીકસ એ સો સારૂં જણાય છે. પણ જેમ જેમ આગળ જાયછે તેમ તેમ તો સ્વપ્ને નહિ કલ્પેલી બાબતોના સિદ્ધાંત ઉપર સિદ્ધાંતો ખડા થઇ ભેજું ગૂમ બનાવી દેછે. એટલે તો પ્રોફેસરો તેમનું દરરોજનું ચૅપ્ટર અગરતો

મોટાં ઘડીયાળ માફકનું કામ ટપાટપ વાકઆવલી બતાવી જાય, અને વિદ્યાર્થીઓ હાજી હાજી કરી ચૂપજ રહે, આ સર્વ બાબતો પહેલેથીજ ત્યજી દીધેલ હોવાથી વિનોદ કદિયે પોતાને ન સમજાતી બાબત પૂછ્યા વગર રહેવા દીધી નહિ. એટલે ટુંકમાંજ આખાં વર્ગમાં તે જાણીતો બન્યો તે ઉભો થઇ કંઇક મુશ્કેલી પ્રોફેસર આગળ ખડી કરે એટલે આખો વર્ગ પણ તેના સવાલમાં ગંભિરતા દેખી શાંત થઇ જાય. આમ થવાથી એકંદરે તેની છાપ સારી પડી ગઇ અને તેને ઓળખનાર પ્રોફેસરો તો કલાસમાં વારેવાર પહેલાં તેનેજ પુછે કે " યુ અંડરસ્ટેન્ડ મી. વિનોદલાલ ? " તેના તરફથી સંતોષકારક જવાબ મળે એટલે વળી અભ્યાસ આગળ પર ચાલે.

આ પ્રમાણે વિનોદી વિનોદે કોલેજની શરૂઆત ઠીક પાયા પર કરી હતી. વર્ગમાં છોકરાઓ તેના પર માયા રાખવા લાગ્યા. એટલુંજ નહિ પરંતુ પોતાને ન સમજાય તેવી કેટલીક બાબતો ટાઇમ વીત્યા બાદ પણ તેને પુછી સંતોષ માનવા લાગ્યા.

આવા હોશિયાર વિદ્યાર્થીના પ્રતાપે બીજા કાળજીવાળા વિદ્યાર્થીઓને પણ ફાયદો થાય તે સ્વભાવિક છે અને આમ થવાથી અમુક વર્ગ તેના પર હેત ભાવથી જુવે તે પણ વ્યાજબીજ ગણાય. આ બધા રિપોર્ટો જ્યારે શશીકાન્ત સાંભળતો ત્યારે તેનું અંતર હર્ષથી ઉભરાઇ જતું.



## પ્રકરણ ૮ મું.

### મેળા ! !



કૉલેજના વિદ્યાર્થીઓએ ઑગસ્ટ માસમાં એક નાટક તૈયાર કરી ભજવવા માટે વિચાર કર્યો, અને તરતજ તે મુજબ બે ત્રણ બી એ ક્લાસના વિદ્યાર્થીઓએ એક " દિવ્ય પ્રભા " નામનું નાટક પણ ગુંથી નાખ્યું. પાંચ પાંચ વખત રીહર્સલ કરી આખરે નાટક સપ્ટેમ્બરની ૧૭ મી તારીખે ભજવવાનો પ્રોગ્રામ બહાર પાડવામાં આવ્યો. અગાઉથી ટીકીટો વેચવા માટે દરેક વર્ગમાંથી જુદા જુદા વિદ્યાર્થીઓ ઉભા થયા હતા. તેમાં વિનોદે પણ પોતાનો હિસ્સો લેવા ચુક કરી ન હતી. કારણ જમા થતી સૌ રકમ ત્યાંના અનાથાશ્રમમાં આપી દેવાની હતી.

વિનોદ વડોદરાનો અજાણ્યો [illegible] પણ કૉલેજમાં પોતાના અભ્યાસે સ્કોલર કહેવાતો; એટલે [illegible] ઠીક પ્રમાણમાં ટીકીટો વેચી હતી હવે એમ બન્યું કે જે [illegible] ભજવવાનું હતું; તે દિવસે પ્રિન્સિપાલે કૉલેજમાં ઓ[illegible] રજા આપી હોવાના કારણે વિદ્યાર્થીઓ હોંશમાં પોતાને ફાવે તેમ આનંદ ગોષ્ટિ કરવા લાગ્યા.

કોઈ બાબતમાં અગર તો કોઈ સ્ટેશન તરફ અગર કોઈ બીજી બાજુએ, એ પ્રમાણે સર્વ આનંદ કરતા હતા. ત્યારે વિનોદ કૉલેજની ઉપલી અગાસીમાં ઉભો ઉભો વડોદરાનો રમ્ય દેખાવ જોતો હતો.

તેજ અરસામાં પ્રિન્સિપાલ પણ ઉપર આવી પહોંચ્યો. એક વખતના પ્રસંગપરથી પ્રિન્સિપાલ વિનોદને સારી રીતે પીછાનતો હતો એટલે તેણે આ હોંશિયાર વિદ્યાર્થી સાથે વાત શરૂ કરી. દુકાનદાર વેપારીને સારો માલ ગમે અને શિક્ષકને અગર ગુરૂને તો સારો વિદ્યાર્થી ગમે ! પ્રીન્સિપાલે વિનોદના અભ્યાસ બાબત ઘણી ઘણી જાતના સવાલો પુછ્યા તે સૌનો આનંદસહ વિનોદે ફોડવાર જવાબ પણ આપ્યાથી ભલો પ્રિન્સિપાલ તેના પર બહુ રાજી થયો. પણ એટલામાં તેની નજર ત્યાંની બારીમાં ગઇ.

એકદમ પ્રિન્સિપાલ ચમક્યો ! " ઓહ વોટ નોન્સન્સ મી. વિનોદ ! સી પ્લીઝ હુ આર ધેર ઇન ધેટ રૂમ ! "

" વોટ ઈઝ ધી મેટર સર ! વાઇ આર યુ સો મચ એલાર્મ્ડ ! "

" ગો પ્લીઝ ગો એન્ડ હેવ ધી લાઈટ ઑફ ધી મેટર એટ વન્સ. આઇ કેનોટ ટોલરેટ સચ મીસકૉન્ડક્ટ ઇન માઇ કૉલેજ બ્લડી રોગ્ઝ પીપલ હેવ નો શેમ ! "

આ પ્રમાણે ક્રોધ સહ પ્રિન્સિપાલે ઉચ્ચારેલા વાક્યોથી વિનોદ પણ લજવાણો થઈ ગયો. અને પોતે કંઇ જાણતો ન હોવાથી એકદમ પેલી ઓરડી તરફ ગયો. તે ઓરડીમાં દાખલ થયો અને તેજ વખતે દાદર ઉપરથી એક બાળા ધીમે ધીમે ચાલી જતી જણાઈ.

— " અલી લીલાવતિ ! ક્યાં સંતાઈ ગઇ ! ચાલ મારી ગાડી આવી છે ! આપણે મારે બંગલે જઇએ ! નીકળ નીકળ ! "

પરંતુ વિનોદ પર નજર પડવાથી એકદમ ઉપરોક્ત ખીલતી મુગ્ધા ચુપ રહી ગઇ. તેના સામું સહેજ જોઇ તે શાંત બની નીચે ઉતરવા લાગી. વિનોદ સમજ્યો કે આ બિચારી ભોળી બાળા તેને લીધે પાછી ફરી ગઇ છે. તે તેના પોતાનાજ ક્લાસમાં ભણતી હતી એમ તો તેને ખાત્રી હતી, છતાં તેનું નામ જાણતો નહિ. એટલે કોઇને ખોટું ન લાગડનાર ભલા વિનોદે પણ વિવેક વાપર્યો.

" અરે ! વાઈ ડુ યુ રીટર્ન ! પ્લીઝ ડોન્ટ માઇન્ડ ! આઈ એમ ગોઈંગ અવે."

પણ પેલી બાળા જવાબ આપ્યા સિવાયજ ઉતરી ગઇ. બિચારો વિવેક કરનાર જંખવાણો પડી ગયો. તરતજ તેને જે કાર્ય માટે આવ્યો હતો તે યાદ આવ્યું. પણ અહિં શું જોવાનું હતું ! એટલામાંજ નજીકના લેટ્રીનમાં તેણે કંઇક બોલ ચાલ થતી સાંભળી તે ચુપકીથી જઇ સાંભળવા લાગ્યો.

" બાગમાં હું સાંજની આવીશ. ગો ઓન પ્લીઝ નાઉ સમબડી વીલ ફાઇન્ડ અસ ! "

" કોઇ નહિ આવે ! હુ ઇઝ ગોઇંગ ટુ કમ હીયર ! "

" મારી બેનપણી હમણાંજ આવી હતી. બળ્યું ના બાઇ! હવે ચાલો જઇએ. છોડો મારો રસ્તો ! કેવા જીદ્દી છો ! આ રીત સારી કહેવાય ! પેલી સખી મેના વહેમાશે હાં ! "

આ જોઇને આગળ ચર્ચાતી જોઇ વિનોદને આ પ્રેમી પંખીડાં માટે દયા આવી. "ભલે મળે અને બેઠી આનંદ કરે એ પણ એક જાતનું ભણતર છે ને ? એમ તેના મનમાં થયું. પરંતુ પ્રિન્સિપાલે આટલા માટે જ વહેમાઇ કાંઇ તપાસ કરવા મને મોકલ્યો છે; માટે જો મોડું થશે તો તે પોતે અહિં આવી ઉભો રહેશે. માટે હવે તેમને ભાન લાવવું ઉત્તમ છે." આમ વિચારી તેણે બારણાપરની સાંકળ ખખડાવી.

અંદર થતો ધીમો શોર એકદમ શાંત થઇ ગયો વખત વિતાડવાનો ન હતો એટલે વિનોદે જ બહારથી બૂમ પાડી. "ઉઘાડો ઉઘાડો ! જે હોય તે ઉઘાડો ! કંઇ ફિકર કરશો નહિ. પણ તમોને પ્રિન્સિપાલ બોલાવે છે માટે ચાલો ! બહાર તો આવો પછી તમોને કહું છું."

મને કે કમને બારણું ખોલી બન્ને યુવકયુવતિ શરમાઇ બહાર ગયાં. યુવકને વિનોદ ઓળખતો હતો નહિ પણ સાથે પેલી જે બાળા હતી તે પોતાના જ કલાસમાં ભણતી વિદ્યાર્થીની હતી. વિનોદને આ દશ્ય એકદમ ખરાબ લાગ્યું. કારણ સોબતની અસરથી બીજી બાળાઓ પણ ઘડાઇ જાય. સ્વતંત્ર વાતાવરણ અને તેમાં વળી ચંચળ દીલ ! પોતે જાણી તો ગયો કે આ બાળાનું નામ લીલાવતિ અને પેલી પાછી ઉતરી તેનું નામ મેના છે. કારણ એક બીજી સખીઓએજ એ નામ ખુલ્લાં કર્યાં હતાં.

" આ વાત જો મેના જાણે તો શું કહે ? અને શું ધારે ?" પણ શો જવાબ મળે ? ત્યાં તો ચૂપાચૂપ ખેલ હતો. !

"જુવો લીલાવતિ તથા તમો મીસ્ટર ! અહિં જ આ નોટ પકડી બેસી જાવ. આમાં બેલજબ્રાના દાખલા છે. તેમાંથી એક

દાખલો લઈ તમો મીસ્ટર ! લીલાવતિને શીખવાડતાહો તેમ કરી નાખો. હું પ્રિન્સીપાલને સર્વ વાત કરૂં છું. પણ ફરીથી આવી મર્યાદા તુટે નહિ તે જાળવજો એ તો પાણીનાં પૂર ચઢયાં છે તે કંઈ ઉતરવાનાં છે ? પણ સંભાળી પાસા ફેંકજો ! ' કહેતો વિનોદ બહાર નીકળી ગયો.

થોડી જ વારમાં હસતા પ્રિન્સીપાલને લઇ પોતે હસતો હસતો ત્યાં આવ્યો.

" સી સર ! ધે આર વર્કીંગ એલજીબ્રા !" કહેતો વિનોદ અંદર દાખલ થયો ! યુવક યુવતિ બન્ને એક ખુણામાં બેસી જાણે મહાન શોધ કરતાં હોય તેમ દાખલો કરવામાં મશગુલ બની ગયાં હતાં. પણ પ્રિન્સિપાલને જોતાંજ આ વિવેકી જોડું ઉભુ થઇ ગયું. વિનોદે વ્યંગમાં જ હસી દીધું.

" ઓ વેલ મી. પરીખ ! વૉટ આર યુ ડુઇંગ ?"

" સર ! આઇ એમ ટીચીંગ વન એકઝામ્પલ" પરીખે ધીમે રહી જણાવ્યું.

" વોટ એકઝામ્પલ ! એન્ડ વાઇ હીયર !"

લીલાવતિ તો જાણે શરમાઇ ગઇ હોય તેમ કરીને જ ઉભી હતી. છતાં વિનોદે કંઇ ઇશારો કરવાથી નોટ લઇ તે વિનોદ પાસે આવી તેને દાખલો બતાવી જાણે શીખવા ન માગતી હોય તેમ ભાવ કરવા લાગી !

' ઇટ વોઝ ઑફ એરીથમેટીકલ પ્રોગ્રેશન ! આઇ લાઇક્ડ ટુ ટીચ હર ઇન એ લોન પ્લેસ સર ! સો વી હેવ કમ અપ ફોર ધેટ પર્પઝ.

"રાઇટ યુ! મી. વિનોદ વોટ ઇઝ ધી મેટર?" "સર શી વોન્ટસ ટુ લર્ન ફ્રોમ મી."

"ઓ ગુડ ગૉડ! એ સ્ટુન્ડન્ટ ઑફ બી. એ. કલાસ ફુડન્ટ ટીચ. ઍન એકઝામ્પલ ઑફ એરીથમેટીકલ પ્રોગ્રેશન! પાટી મી. પરીખ પીટી!" પ્રિન્સિપાલ હસતો હસતો ત્યાંથી ચાલ્યો ગયો.

વિનોદે યુક્તિ કરી બન્નેને બચાવ્યાં જેથી બન્ને તેનો ઉપકાર માનવા લાગ્યાં અને ત્રણે જણ છુટાં પડયાં.

સાંજે નાટક આબાદ રીતે ભજવાઇ ગયું. સંખ્યાબંધ પુરૂષ સ્ત્રીઓની ઠઠ જામી હતી. લીલાવતી તથા મેના બન્ને સખીઓ પણ અહીં આવી ગમ્મત કરતી હતી. લીલાવતી મેનાને બતાવી વારેવારે વિનોદ તરફ આભારની લાગણી દેખાડતી હતી. આ વાત વિનોદથી સહેજ પણ અજાણી ન રહી એટલે તેણે ધીમે રહી એક વિદ્યાર્થીને પ્રશ્ન કરી મેનાની ઓળખાણ પુછી.

"અરે કેમ કંઇ મી વિનોદલાલ! જો જો સાચવજો! ચોપડાં ગૂલ થઇ જશે! એ તો હરિલાલ સાહેબની કન્યા છે."

"કયા હરિલાલ? મી. દીવેટીયા! હું તો મસ્થો સહેજ જ પુછું છું આપણા કલાસમાં ભણે છે તે માટે જ!"

"અલા! આર યુ લીવીંગ ઇન બરોડા ઑર આઉટ સાઇડ! તમો હરિલાલને ઓળખતા નથી! પ્રજાપક્ષી ભલો જડજ હરિલાલ કોનાથી અજાણ્યુ છે? સરકાર ગાયકવાડે તેમની ઘણી સારી કદર કરી છે. તેઓ પહેલાં સબ જડજ હતા. પરંતુ કામની કદર કરી તેમને હાલમાં ઉંચી જગાપર નીમ્યા છે. વળી પ્રાઇવેટ સેક્રેટરી તરીકે નીમવાની પણ વાતો થાય છે માટે મી. વિનોદ જો કંઇ અગડંબગડં વિચાર હોય તો માંડી જ વાળજો! તમારા જેવા સ્કોલરને ન શોભે?"

"ભલાં! તમે તો એકદમ ઉપરનાં ધોરણમાં ચાલ્યા જાવ છો! હું તો અમસ્થો જ પુછું છું! ત્યારે કહો પેલી લીલાવતિ કોણ છે?"

"એ તો અહિંના કોઇ શેઠ સાહુકારની કન્યા છે. પણ તેની બાબતમાં કંઈ કહેવાનું નથી. મી. વિનોદલાલ! માનો ન માનો પણ મને કંઈ ભેદ લાગે છે, તેઓ તમારા તરફ વારે વારે વાતો કરી શા માટે જુવે છે? જુઓ એ જુવે, હું કંઈ છે તો ખરૂંજ ભલા સંભાળજો. હરિલાલ આ બાબતમાં બહુ જ આકરા છે."

ખરેખર બન્ને યુવતિઓ વિનોદ તરફ વારેવારે જોતી હતી. પણ જ્યારે બીજા કોઇ યુવક તથા વિનોદ બન્નેને પોતાના તરફ જોઇ વાતો કરતા જોયા; એટલે બન્નેએ ત્યારબાદ કદિ તેમના તરફ જોયું નહિ. વખત જતાં ખેલ ખલાસ થઇ ગયો. લોકોએ કોલેજીયનોના પ્રયાસને શાબાશી આપી.

આ બાબતને બીજે જ દિવસે વળી અણધાર્યો બનાવ બન્યો થનાર વસ્તુ ઓછી જ મીથ્યા થાય છે! આપણે ઉપર જાણી ગયા છીયે કે વીનોદ દરરોજ વર્ગમાં પહેલી લાઇન પરજ પ્રોફેસરના ટેબલ સામે બેસતો હતો. ટેબલ તથા ડેસ્કને બહુ તો ત્રણ ફુટ જેટલું છેટું હતું એક બાજુએ બાળાને બેસવા માટે જુદી જ રીતે બાંકડા હતા ત્યાં દરરોજ બાળાઓ પ્રોફેસરની જમણી બાજુએ આવી બેસી અભ્યાસ કરતી. અને પ્રોફેસરથી પશ્ચિમની બાજુએ આખો વર્ગ બેસતો એટલે તેને તો ઉત્તરમાં બાળાઓ અને પશ્ચિમમાં યુવકો એમ બે વર્ગોને એક જ ખોલમાં ભણવાનું હતું.

દરરોજ જ્યારે પ્રોફેસર આવે ત્યારે તેની સાથે બાળાઓ આવે

અને જાય ત્યારે જતી રહે. કારણ કે પ્રોફેસરની ગેરહાજરીમાં તો આ બધા વિદ્યાર્થીઓ કેટલાંયે તારામૈત્રિ કરી નાખે. એટલે બાળાઓને ઠીક રસ્તો રાખ્યો છે. પછી નવો પ્રોફેસર આવે ત્યારે તેની સાથે આવી બેસી જાય પ્રીવીઅસ ક્લાસમાં પહેલો વિષય દરરોજ મેથમેટીક્સ અને બીજો ફીઝીકસનો હતો તે પ્રમાણે આજે મી. ફડકે પ્રોફેસર એલજીબ્રા શીખવવા આવ્યા હતા. વિનોદ પોતાનો જમણો પગ જરા લંબાવી વિચારમાં બેઠો હતો એટલે તેને ભાનજ ન રહ્યું કે પ્રોફેસર ફડકે આવે છે.

પ્રોફેસર પાછળ બાળાઓ હાથમાં પુસ્તક તથા નોટ લઇ ધીમે ધીમે રમણિય ચાલે આવતી હતી. તે આવી એટલે તો બધો ક્લાસ ચૂપ. પ્રથમ પહેલી મેના, તેની પાછળ લીલાવતિ, અને ત્યારબાદ બે પારસીની છોકરીઓ અને બીજી ચાર દક્ષિણી બાળાઓ એ પ્રમાણે આ મહિલા દળ દરરોજ આમ સ્વારિ કરતું અને પાછું જતું હતું.

વિનોદ લાંબો પગ કરી બેઠો હતો તે ખસેડવાનું ભાન તેને ન રહ્યું; અને મેના પણ કંઇક વિચારમાં આવતી હતી એટલે તેને પણ તે જોવાનું ભાન ન રહ્યું. સીધી રીતે ચાલી આવતાં તેના પગ સાથે વિનોદનો પગ અડયો. તેણે તે જોયો. સહેજ પગ વધારે ત્યાં રહ્યો હત તો પોતે નીચે પણ પડી જાત. પરંતુ તે પહેલાં તો વીજળીની ત્વરાએ વિનોદે ગભરાઇ પગ ઉપાડી લીધો. આ બનાવ તેમના બન્ને ના સિવાય કોઇએ જાણ્યો નહિ કે જોયો પણ નહિ.

આખો એલજીબ્રાનો પીરીયડ આજે વિનોદ માટે નકામો થયો. ગઇ કાલે વગર બોલાવ્યે મેના સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો અને આજે વળી આમ અસભ્યતા થઇ ગઇ; જેથી કદાચ હરિલાલના

કાને આ વાત મેના નાંખે તો તો અજાણપણે આમ થયું છે; છતાં પોતાપર કેટલો બધો બોજો આવે તથા શશીકાન્ત કુમુદ તેને માટે કેવા હલકા વિચારો કરે તે વિચારોમાં તેણે કંઇપણ લક્ષ આપ્યું નહિ. કોઈ કોઇ વખત મેના તરફ જોતો ત્યારે અચાનક મેના તેના તરફ જોઇ નીચું મુખ કરી દેતી હતી. એટલે તેને વધુ વહેમ પડયો કે જરૂર કંઇ આજકાલમાં બની જશે. પ્રભુ બચાવે તો ઠીક! નહિ તો કોલેજ છોડી સુરસાગરમાં ડુબી મરવું પડશે. અજાણપણે પણ કરેલી આ કંઇ ઓછી કસુર નથી! એજ દિવસમાં આવા અણુ-ધાર્યા બનાવ થવાથી તેને ભવિષ્યમાટે સંતાપ થવા લાગ્યો. આજનો તેનો આખો દિન કોલેજમાં આવ્યા ન આવ્યા જેવો પસાર થયો.

તેજ સાંજે કમેટી ગાર્ડનમાં બેંડ હતાં, એટલે વિનોદે વિનોદ મેળવી અશાંત મનને શાંત બનાવવા પોતાની રૂમના સોબતિઓ સાથે ત્યાં ગયો. અહિં પણ તેનું મન અસ્થિરજ હતું. તેના સોબતિઓ સિવાય અન્ય ઘણા વિદ્યાર્થીઓએ વિનોદને મળી આડાઅવળી વાતો કરી. "આજનો ટ્રાઇએંગલ ઑફ ફોર્સીઝ ઘણો વિચિત્ર હતો કેમ મા વિનોદલાલ?" આવા પ્રશ્નોના જવાબ તે હાજી હા કહી પતાવતો હતો. તેને પોતાને યાદજ નહતું કે પ્રોફેસર આજે શું ગગડાવી ગયો હતો. એટલે ભલો શું? જવાબ આપે?

આવી બીનાથી તેને આનંદ થવો જોઇતો હતો તેને બદલે વધારે શોક થયો, કારણ આજે ગાફલ રહેવાથી કોલેજના અગત્યના અભ્યાસમાં સહેજપણ લક્ષ રહ્યું નહિ. તે વાત એકંદરે તેને જરાયે રૂચી નહિ. અહિંનાં બેંડ પણ તેને તો સાવ બરાડા પાડતાં હોય તેમ જણાયાં જે સુર પાછળ ઘણા તાકી રહી એકતાન બની જતા તે સુરમાં તેને જરાએ આનંદ ન પડયો. એટલે ત્યાંથી ખસી પોતે બીજી તરફ ફરતો ફરતો ચાલ્યો ગયો.

સમર હાઉસ એ કમેટી બાગનું અત્યુત્તમ સ્થળ મનાય છે. અને અહિં ઉનાળામાં ઘણા યુવાનો પુસ્તકોલઇને પણ આવેછે. ત્યાં બેસીયે એટલે જરાયે શોક અગરતો સંતાપ અને બહારની ચિંતાઓ તો ઘડીભર નાસીજ જાય. સંધ્યા કાળે હનો છતાં સમર હાઉસમાં પોતે દાખલ થયો. આમતેમ ધીમે ધીમે ચાલતો હોવાથી તેનો પગર વજ સંભળાતો નહિ. અહિં એક વેલીના ઓથે તેને કંઇ આભાસ થયો, સહેજમાં તેને ભાન આવ્યું. એકદમ પોતે ધીમે ધીમે વેલી નજીક જઇ ઓથે ઉભો રહ્યો.

ત્યાંથી અવાજ થતો હતો તે તરફ ધીમે નજર કરતાં તેને સમજાયું કે લીલાવતી તથા મેના બન્ને અહિં બેસી વાર્તાલાપ કરતાં હતાં. તે સાંભળવાની ઇચ્છાએ તે ત્યાંજ ઉભો રહ્યો. જે મૂર્તિના પ્રતાપે પોતાની આવી દશા થઇ તેની વાતો સાંભળતો તેને જરાયે અંદેશો ન થયો, કારણ તેમાં કંઇપણ ભેદ જાણવાનો મળે તેમ હતું.

"પણ અલી મેના! આજે તુંયે કયાં લક્ષ આપતી હતી! એ ગ્રાઇએંગલ ઑફ ફોર્સીઝતો બહુજ વિચિત્ર લાગેછે. ખરેખર આજ લક્ષ આપ્યું ન આપ્યું એ સહુ સરખુંજ હતું"

"અને તેથીજ બાઇગોડ (પ્રભુ સાક્ષીએ) મે લક્ષ નહિ આપેલ લિલાવતિ અન્ય કારણ શું હોય તુંજ કહેતો."

"મને શું ખબર પડે! તુતો ન્યાયાધિશની છેડી એટલે તારા વાદ કંઈ મારાથી બને તેમ છે.'

"મોઇ વાદ વાદ કરેછે. અને તોફાનતો બહુજ કરેછે. તે દિવસે અરે ભૂલી! ગઈ કાલેજ! હાં? હાં પેલા વિનોદલાલ ન હોત તો તારી શું દશા થાત! ઠીક થયું કે તેઓ આવી તને મરતી ઉર્વંશીને બચાવી ગયા. પુરૂરવા મી૦ પરીખ તારૂં અપહરણ કરના હતા કેમ નહિ!"

"બળ્યું ! તને જરા શેમ (શરમ) પણ નથી આવતી !"

"આવા એકાંતમાં શરમ ! તો પછી પરીખ આગળતો કંઇ શરમાતી નથી ? અને લજાતી પણ નથી ? મ્હેંતો એ વાત તારા સમ કાલેજ જાણી. તું ઓછું કંઇ જણાવે તેમ હતી ? દાદરમાં ઉભા રહી મ્હેં સૌ સાંભળ્યું, ત્યારે કેવી હવે સર્વ વાત કહેવા લાગી ! બોલ હવે શો ઇરાદો રાખ્યો છે ! આ આપણા ભણતરને નુકશાન કારક, નહિ લીલાવતિ !. મને તો આ મીરચીકૂજ જણાય છે ?"

"ભલે તને એમ લા . તમોપણ રસરાજમાં તરબોળ થઈ રૂતુ રાજને દેહ અર્પણ કરશો ત્યારે એ બા સૌ સમજાશે, હવે પ્રભુ કરે તો હું કમાંજ. પણ જો અલી આજે ધારકે મી૦ પરીખ અહિંજ આવે તો આપણી શી દશા થાય !"

"તારા ભવિષ્યના ભર્થાર સાથે મુકી હુતો ચાલી જાઉં. તું શકુંતલા અને હું તારી સખી હાં ! હવે મને સમજણ પડી લુચ્ચી ઠગારી કનીંગ ગર્લ (લુચ્ચી છોડી) બરોબર ! પેલો કાગળ આપ્યો હતો તેમાં જરૂર એપોઇંટમેંટ આપી હશે. હજીયે કંઇ આંખ ઉઘડતીજ નથી જણાતી. પણ યાદ રાખજે કે હવે વિનોદલાલ જેવો કોઈ નિરૂપક તને નહિ મળે. એટલે જો પકડાઇશ તો હવે કોલેજનો ગેટ (દરવાજો) તારા માટે હંમેશ બંધ થશે હાંકે ! મોઇ અપરીણિત અવસ્થામાં આ આપણુ ફીમેલ સ્ટુડન્ટને ન શોભે. પરણે ત્યારે પરીખને દાબડામાં જ પુરીને ફરજેને કહી મેના હસી પડી

"હવે આ સાલજ પરણવાનું છે. તું આવીશ અમારો સંસાર જોવા મેના ?"

"ના રે બાપ ! એ તો બહુ ચેપીલી કાઇન્ડ (જાત) નો છે. મને ચેપ લાગે તો હું તો મરી જાઉં."

"એ એમ તો બહુ ભિષ્ણુ સુધી પહોંચ્યે, તો પછી આપણો શો હિસાબ! કુમાર સંભવમાં પ્રોફેસર શું સમજાવતા હતા? એ તો સૌ દુનિયા એની એજ. કુતો ચાને કુતિ તો આપણી આલમમાં કુદા કુદ કરે તેમાં જરાયે વંડર (નવાઇ) નહિ, સમજી મારી સહિયર મેના ઇગ્નોરન્ટ (મિર્દોષી)?"

"મને તો એ સૌમાં સમજણ નથી પડતી. વખત આવ્યે તને પુછી ખાત્રી કરી પ્રસંગ પાડીને કાર્ય આદરીશ, એટલે પત્યું. મારી શિક્ષિકા તો બનીશ ને"?

"ગુડ ગોડ (ભલા ઇશ્વર) એ તો કોઇને સહેજેય સમજાવવાનું હોય જ નહિ યુવીલ અંડર સ્ટેન્ડ ઓલ ધી મેટર વીધીન નો ટાઇમ. (તું સહેજમાં જ સર્વ બાબત સમજી જઇશ) ચાલ હવે આપણે અહિંથી ખસી બીજી સાઇડમાં જઇએ, અંધારૂં થવાથી આ જગા કેવી લાગે છે.?"

બન્ને સખીઓ ઉભી થઇ, પરંતુ એટલામાંતો પાછળથી કોઇનો સ્વર સંભળાયો.

"હલો મી૦ વિનોદલાલ? આઇ થેંક યુ વેરી મચ ફોર યોર કાઇન્ડનેસ. (હું તમારી દયા માટે ઘણોજ આભારી છું) કેમ અહિં ઉભા છો? છે કે શું કાંઇ"?

આ સાંભળી બન્ને બાળાઓ અજાયબ બની સાથે સાથે આપણો નાયક વિનોદ પણ ઝંખવાણો પડી ગયો. મી પરીખ પોતે આવી તેનાં સાથે આમ બોલતો હતો, તે તો બન્ને સખીયો જાણી ગઇ હતી. મેનાએ આંખનો ઇશારો કરી લીલાવતિનો હાથ પકડી દાબ્યો.

"હા લુચ્ચી ! આજે તો તમોને હું વિખુટાં જ પાડું ! વિનોદલાલે તો ભેગાં કર્યાં. પણ હું તો તેમનાથી અવળી છું." ધીમે રહી મેનાએ લીલાવતિના કાનમાં કહી તેનો હસ્ત ખેંચી બીજી તરફ રસ્તો લીધો.

"હલો મી. પરીખ ! એતો સહેજ મનમાં ઉદ્વેગ ઉદ્ભવવાથી આ તરફ આવ્યો હતો. ભલા ! સાંભળ્યું છે કે તમારાં મેરેજ હવે ટુંકમાં થનાર છે હેં ! કોંગ્રેચ્યુલેશન ! [મુબારકબાદી !]"

"હા એમ કંઇ સંભળાય છે તો ખરૂં ! કેમ કંઇ પુછવું પડયું ! મી. વિનોદલાલ હું તમારો ઘણોજ ઉપકાર માનું છું. અને સાથે સાથે આપને જણાવું છું કે મારૂં મેરેજ લીલાવતિ સાથે જ થનાર છે.

આ વાર્તા સાંભળી બન્ને સખીયો લતા પાછળજ ઉભી રહી.

"ઓહો ત્યારે ભલા ફ્રેન્ડ (મિત્ર) સંસારનો લ્હાવો આજથી લુટો છો, તો પછી પરણ્યા પછી શું બરકત રહેશે ? તેનો તો વિચાર કરો" કહેતાં વિનોદ આનંદસહ ત્યાંથી ખસી ગયો.

તરતજ પરીખે તેને અટકાવી તેનો હાથ પકડી નીચે બેસાડયો અને કંઈક બોલવા માટે પોતે પ્રયત્ન કરતો હતો એટલામાંજ તેણે મેના તથા લીલાવતિને પાછળ દીઠાં. મેના લીલાવતિનો હાથ પકડી તેને ખેંચ્યાં જતી હતી.

અરે એ મેના ! કયાં ઉપાડી જાય છે તેણે ભરડી નાંખ્યું.

" તમો કેવા છો મી. પરીખ ? ધીસ ઇઝ વેરીબેડ (આ ઘણું ખરાબ છે) સભ્યતા તો રાખો. "વિનોદે કહ્યું.

"વેલ માઇ લવીંગ ફ્રેંડ આઇ અન્ડરસ્ટુડ ઑલ યૉર મોટો. [ઠીક મારા વ્હાલા મિત્ર હું સર્વ ભેદ સમજ્યો] પણ તમે કહોને કે તમે અસભ્યતા આદરી તેનું કેમ ? " કહી પરીખ હસ્યો

વિનોદ ચૂપજ રહ્યો. મેનાએ જતાં જતાં શરમમાં દબાયેલી લીલાવતિને બતાવી કહ્યું. " એ તો સ્વર્ગમાં ઇન્દ્ર રાજાએ આ ઉર્વશીને તેડવા મને મોકલી છે. કારણ કે, તેને લક્ષ્મીનો પાઠ ભજવી મુનિને આનંદિત બનાવવાના છે. જેથી સખી લીલાવતિને અને ઉર્વશીને હું લઇ જાઉં છું." કહી તેણે લીલાવતિને વધારામાં તમાચો માર્યો.

" અરે ! વાત કહું જરા વાત ! આમ તો આવો ! વિનોદ-લાલથી કયાં લજ્જાવશ થાવ છો ! '

આ વાત વિનોદને તો જરાયે ગમી નહિ. એટલે તે ઉભો થઇ ગયો.

" એ તમારા વિદૂષક વિનોદલાલ સાથે વાતો કરી આનંદ લ્યો. મારી સખી શું વાટમાં પડી છે ? એ તે કંઇ રમકડું ભાળ્યું ? વિનોદલાલ નામ પ્રમાણે ગુણ સાબીત કરી આપશે " કહી મેનાએ વિનોદ તરફ પહેલવ્હેલુંજ જોઇ હસતા મુખે સહેજ ઇશારો કર્યો. બન્ને સખીયો ત્યાંથી ચાલી ગઇ. વિનોદ પણ, પરીખ બીજી બાજુ તાકી રહ્યો હતો. તે દરમ્યાન ત્યાંથી ધીમે રહી ભાગી ગયેલ હતો પાછું જોતાં વિનોદલાલને ત્યાં નહિ જોવાથી પરીખને અજાયબી થઇ. " અલા ! સહેજમાં આ વિનોદી વિનોદલાલ કયાં છટકી ગયા " તે લવી પણ ગયો

" લો આ વિનોદી વિનોદલાલને બદલે તમારૂં માનેલું રમકડું" કહી લીલાવતિ મેનાને ત્યાં લાવી જતી રહી.

" ઓહો લીલા ! આજે આટલું બધું શરમાય છે શું કામ ? પહેલાં તો મારી સાથે પેલા ટાવર માફક કટ કટ બોલતી હતી. "

"પણ મેં ના કહ્યું છતાં તમે મને ફાલે ભરમાવી ખરાબ અને ઉદ્ધત પગલું ભરી તે પ્રકરણ પેદા કર્યું છે. એક માસ પણ વિતાવાશે નહિ. આજ સુધી તો રૂડું વાહ ચાલ્યું ! પહેલેજ માસે મક્ષિકા આવી તેનો વિચાર તમોને શું શરમસ્પદ નથી લાગતો ? ઠીક થયું કે એ તો વિનોદલાલ હતા, નહિ તો તમારી અને મારી શું ફજેતી થાત તે સમજ્યા ? તમારી સાથે આ બદલ હું બોલવા નીજ નહિ તે ! તમો મારી સાથે પણ આજ વધુ બોલશો નહિ. લાવો પેલી વીંટી લા૦યા ? "

" હા ! લે તે વીંટી ! અધીરી શું કામ થાય છે ડીયર લીલા ! જવાય છે શી ઉતાવળ છે ? "

" ના માફ કરો ! તમારૂં દીલ કારમીટના કકડા જેવું છે એટલે તમારા દેહનો મને જરાયે ભરોસો નથી. "

" ત્યારે શું હું ઑફ [ off ] થઇ જવાનો છું ! એમ તુ માને છે ? ભરોસો નથી એટલે શું ? એ દેહ તો હજી સરસ છે." કહી યુવક હસ્યો.

" જો ખરૂં ! પાછું રજનું ગજ વેતરી નાંખ્યું ! વાઘેલાને ત્યાં ગે જાવને કે જેથી તમોને બરાબર માપ લેતાંયે શીખવે ! "

માપ જેની સાથે લેવાનું હતુ તેની સાથે બરાબર ચાર ચાર વખત વિચાર કરી લીધું છે, એટલે હવે તો વાઘેલો પણ આંખો ફાડી જોયાજ કરશે. સમજી ! જો તારા હાથ પર આ શું ચોંટયું છે !

" કયાં તે ! શું છે ! હેં ! હાય હાય ! શું ચોંટયું છે ! જાવ જાવ જૂઠા લાયર ! બે શરમા ? " કહી લાંબો હાથ કરતી

લીલાએ તેના ભાવી ભર્થારને મદભરી નયનમાંથી ઘાયલ કરી ત્યાંથી જવા પગ ઉપાડયો.

તરતજ લાંબો કરેલ હસ્ત પકડી યુવકે તે ખેંચ્યો, એટલે આપોઆપ બાળા ત્યાં પડી ગઇ.

" બળ્યું ! છોડો મને ! વખત નથી જોતા? અને સ્થળ પણ નથી જોતા ! હવે એક માસ વીતાવી દો, મારા સમ. "

" મારા બાપ ! એક માસ ! એટલે કેટલા દિવસ ? વળી દિવસના કેટલા કલાકો ? અને કલાકોની કેટલી મિનિટો ! વળી એ સર્વની સેકન્ડોનો ટોટલ કરીયે તો અહિથી લંગર મુંબાઇ પહોંચે એ તો કેમ વિતાવાય ! કાલે જરા મક્ષિકા આડી હતી, પણ આજ તો જો તો ખરી આ તો સાકરનો લાડુ છે ! "

" હોવે ! સાવ ભોઢાનો તો છે. મુખમાં નાંખતાં દાંત પણ ભાગી જઇ મુખ ડોસા જેવું બની જશે; સમજ્યા ! મને છોડો ! મારો હાથ મુકી દો. "

" ના નહી જવા દેવાનો ! આજનું દાણ તો લેવાનો જ ! વખત શો ખોટો છે ! કેવી રૂડી સંધ્યા છે ! અને વળી આપણાં સ્નેહિના મધુર મિલનના આનંદ માટે પેલાં બેન્ડ પણ કેવાં સરળ સુર ખેંચી રહ્યાં છે ! શરમાય છે શું ? " કહી તેણે લજ્જાવશ બાળાને ના મરજીથે વધારે ખેંચી.

" આ સૌ સારૂં નથી થતું હોં ! મારે શું ? તમો તો જક્ષી જો ! પાછી પસ્તાશો ! હજીયે તમોને કરગરી કહું છું કે એક માસ નિભાવો. "

" ના એક સેકન્ડ પણ નહિ. હું સહુ સમજુ છું " કહી વળી તેણે હાથ છોડાવવા પ્રયત્ન કરતી અબળાને વધારે ખેંચી.

"સારૂં ત્યારે મારૂં કહ્યું નથી માનતા તો! નિર્લજ્જને વધારે શું કહેવું"! કહી બાળા આપોઆપ ખેંચાઇ.

બન્ને સાવધ થયાં. સહેજમાંજ અવાજ આવી વિક્ષેપ નંખાયો.

"એ અલ્યા રાવણ ! સિતાનું હરણ ન કરીશ! હનુમાન નજીકજ આવે છે; માટે ચાલ્યો જા! કાલ માફક થશે. જલદી આમ આવ ! આમ !"

આ અવાજ વિનોદનોજ હતો, એટલે તરત લીલાનો બે શરમો ભવિષ્યનો ભર્થાર તેને ત્યાં મુકી લતાકુંજ બહાર નીકળ્યો.

આ તરફ બીજી બાજુથી પ્રિન્સિપાલ પોતે સમર હાઉસમાં દાખલ થયો હતો. તે દરમ્યાન તો નજીક સંતાઇ ગયેલ મેનાએ ત્યાં આવી લીલાવતિનો હસ્ત પકડી દબાય તેટલો દાબ્યો.

"અલી એ કોણ બોલતું હતું? સાંભળ્યું!"

"હા! એ તો વિનોદલાલ! બળ્યું પણ એમને શું એ મનમાં ભુત ભરાયું છે કે એક માસ વિતાવી શકતા નથી! હવે યે આંખો ઉઘડે તો સારૂં! મેના શું હતું તે?"

"મને કંઇ ખબર નથી! હુ તો આ વેલ પાછળ ભરાઇ હતી લુચ્ચી! બિચારા ભોળા દીલના પરીખને ભોળવી તેમને વશ કરી તું તેમનો વાંક કહાડે છે! મદ તો તારી આંખમાંજ હતો. મદન તો તુ બની હતી. હું સૌ શું નથી જોઇ ગઇ?"

"ભલે! મારો વાંક કહાડ! પણ..................

એટલામાંજ પ્રિન્સિપાલ ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. બન્ને પોતાની કૉલેજની બાળાઓને આનંદ કરતી જોઈ તેને આનંદ થયો. બાળાઓની સલામનો જવાબ વાળી ત્યાંથી તે ચાલ્યો ગયો.

"જો જો ? અહી વિનોદલાલની દયા ? તેમનો બદલો આપવો પડશે !"

"એતો હું આપીશ? તેમાં જરાયે કહેવું નહિ પડે !"

"શો બદલો આપીશ " ગભરાઇ શંકા લાવી મેનાએ પૂછ્યું.

પણ તેટલામાં તો બંન્ને યુવકો ત્યાં આવી પહોંચ્યા. એટલે વાત અટકી પડી.

"લીલા ! ઉપકાર માન મી૦ વિનોદલાલનો ફરીથી. તેમણે આપણને ફરીથી બચાવ્યાં છે "

"તમે માનોને ! મ્હેં તો માની લીધો છે ! કોનો વાંક હતો વિનોદલાલ ? ખરૂં કહેજો " કહી લીલાવતિ શરમાઇ ગઇ.

"બન્નેનો વાંક મને તો જણાયો. હશે થનાર થઇ ગયું. પણ લીલાવતિ ખરૂં પુછો તો તમારે પુરૂષને એવો પ્રસંગ આવવાનો વખત જ ન આપવો જોઇએ."

"પણ મારૂં કહ્યું ક્યાં માને છે ! તેમને તો સ્વર્ગ અને પાતાળ બન્ને બે હાથે જોઇએ છીયે " શરમાઇ લીલાવતિએ જવાબ આપ્યો, એટલામાં જ બૂમ પડી.

"અરે મેના ! ઓ મેના ! ચાલ હવે આપણે ઘેર જઇએ. ગાડી રાહ જુવે છે "

આ અવાજ સાંભળતાં જ મેનાએ જવાબ આપ્યો

"એ ચાલો મોટી બ્હેન આવી " કહી તે ચાલવા લાગી.

"મેના ચાલને હુંયે આવું છું." લીલાવતિએ કહ્યું.

"ના ! તમારે રોકાવું હોય તો રોકાવ. બ્હેન સવિતા બોલાવે છે, એટલે હું તો જઇશ." કહી મેના વિનોદ તરફ કાતિલ નજર

નાંખી ત્યાંથી ચાલી ગઇ. આ અભાવ વિનોદે જોયો. વળી તેના મનમાં વહેમ ભરાયો કે પોતે બોલેલ શબ્દો હજી મેના ભૂલી નથી. પણ મેના જેવી બાલિકા અને સમજુ બાળા તેનો અર્થ તો ન જ કરે. એમ પણ તેણે ખ્યાલ કર્યો.

“તો ચાલો આપણે પણ જઇએ મી. પરીખ!” તેણે કહ્યું.

તરતજ પરીખના પિતા એ બાજુએ વાતો કરતા કરતા કોઇ સાથે આવતા હતા તેમને ત્રણે જણે જોયા. પરીખ વિનોદને સર્વ વાત સમજાવી ત્યાંથી ખસી ગયો. અને પિતા સાથે મળી અન્ય રસ્તે જઇને પોતાની ગાડીમાં જઇ પિતા સાથે બેઠો.

“મી. વિનોદલાલ! તમે અમારી ઉપર બે ઉપકાર કર્યા છે જેથી શો બદલો આપું.”

“કંઇ નહિ એમાં બદલો શો? મનુષ્ય તરીકેની ફરજ હતી કે મારે કોઇને વિઘ્ન થતું હોય તો તે ટાળવા પ્રયત્ન કરવો સારા-સાર તમારે બન્નેને જોવાનો રહ્યો. ચાલો આપણે પણ હવે જઇએ. પણ હાં ભૂલ્યો. લીલાવતિ એક વાત પૂછું.!”

“શી વાત વિનોદલાલ! કહો તમારો મારી પર ઘણો ઉપકાર થયો છે.”

“કોઇને કહેશો નહિ તેની ખાત્રી શી?”

“તમારા સમ! કોઇને કહું તો! પરીખને પણ નહિ કહું.” હસતાં હસતાં આભાર વશ બાળાએ જવાબ આપ્યો.

વિનોદ ચૂપ જ રહ્યો. એટલે ફરીથી તેનો ખભો હલાવી લીલા-વતિએ પ્રશ્ન પૂછ્યો. “ઓહોમ વિનોદલાલ! બરબાદ ઓ શું કામ? હું કોઇને વાત નહિ કરું બોલો શું કહો છો!”

આ પ્રમાણે લીલાવતિને બોલતી સાંભળી વિનોદને વહેમ પડયો કે આજે તેનું મગજ ઠેકાણે નથી રહ્યું. ઉપકારનો બદલો આ ભોળી કોઇ વિચિત્ર જ રીતે વાળવા માંગે છે; અરે હિંદુ સમાજ! આવી રીતે ઉપકારના બદલા આપી કેટલાંના જીવન કલંકિત થતાં હશે! સમાજ ભયે બિચારી મુગ્ધાઓને આ એકજ ઉપાય રહ્યો. અને તેનો અજમાયશ ન કરે તો તે શું કરે? એક તરફ કોઇને કહી દેવાની ધાસ્તી અને બીજી તરફ કલંકિત બનવાની ધાસ્તી! કીર્તિ વ્હાલી ચીજ માટે પોતાના સતિત્વ ધનનો નાશ કરતાં અબળાનાં દીલ અંતરથી જરૂર ચીરાતાં જ હશે! પ્રભુ! આ ગરીબ નિર્દોષ લીલાવતિએ પણ આવો જ બદલો આપવો ધાર્યો છે!'

"લીલાવતિ! તમો મારાં બ્હેન તુલ્ય છો! જરાયે ગભરાશો નહિ તમારે કંઇ બદલો આપવાની જરૂર નથી, હું કંઇ એવો નિચા નરાધમ તો નથી જ, તમો પણ મનને અસ્થિર રાખો છો તે સારૂં નહિ, આવા આવા તો આ સંસાર યાત્રામાં હજારો પ્રસંગ બને! તે દરેકમાં આમ કરીયે તો પછી આપણી દશા શું થાય? એ તો અત્યારે હું જ છું [illegible] કોઇ અન્ય હોય તો શું થાય?"

આ શિખામણ તથા ભવ્ય ભાવનાથી, કલંકિત બની લોકલાજે ઉપકારનો બદલો આપવા તૈયાર બનેલ મુગ્ધા શરમાઇ ગઇ. તેની આંખમાંથી અશ્રુ સર્યા.

"ખરેખર વિનોદલાલ? તમોને મેળવનાર ભાગ્યશાળીજ હશે!"

"ઠીક લીલાવતિ! પ્રભુ કૃપાએ હવે સાચવી પ્રસંગ પાડજો તમો એકાદ માસ નીભાવી લઇ આ પવિત્ર દેહને કલંકિત ન કરશો. કાલે પ્રભુએ તે દેહને કંલકિત થતો બચાવ્યો છે. આજે પણ તેમ થયું

તો તે મહાન પ્રભુનો ઉપકાર માનો. આપણે તો તેનાં બાળક છીયે. પિતા બાળકોની કસુરોને માફ કર્યા વગર રહેજ નહિ. હું પણ તેની પ્રેરણાથી દોરવાઇને તમોને બચાવી શકયો છું મ્હેં કંઇ કર્યું નથી."

"ભાઇ ? વિનોદભાઇ ! તમારા પગે પડું ! તમારા જેવો ભાઇ કંઇ બહેનને ? અને આપ જેવા નરરત્ન કંઇ નારીને ! બોલો મને શું પુછતા હતા ?"

"એજ કે આ મેનાનો સ્વભાવ કેવો છે ? કાલે તમોને શોધવા તેઓ આવેલ ત્યારે મ્હેં તેમની સાથે વાત કરેલ. પણ તેઓ ગુસ્સો કરી ચાલ્યાં ગયાં હતાં. હરિલાલ ન્યાયાધિશને તો કંઇ ભરવશે નહિ ને ? મ્હેં તો તેમને અસત્ય ન કહું તો એમજ કહેલ કે "ગભરાવાની જરૂર નથી" આ ઉપરથી તેમણે શું ધાર્યું હશે ! મને અભ્યાસની ચિંતા તમારા જેટલી જ છે મારે માથે ભાઇ ભાભી હજી તપે છે એટલે આ વાત સાંભળતા બન્નેના જીવ ઉંચા થઇ જાય. અને મારા શશીકાન્ત ભાઇ તો હતાશ બની જાય, તેમનું દીલ ચીરાઇ જાય" કહી વિનોદે આંખમાં અશ્રુ આણ્યાં.

"ના ! એવી તો નથી જ ! તેમ છતાં હું તેને કહીશ ! ગભરાશો નહિ. મને તો તમારે માટે તે સારી લાગણી રાખતી જણાય છે. પહેલાં પણ એક વખત મને તેણે કહેલ કે "વિનોદલાલ તો એકદમ હોંશિયાર છે. આવું ભેજું તો પ્રોફેસરનું યે પણ નહિ હોય" ? તમો ગભરાશો નહિ."

બન્ને જણ બહાર નીકળ્યાં. તેમણે કોઇ ૩૦ વર્ષની યુવતિને બીજી પારસણ જોડે વાત કરતી જોઇ. એટલે લીલાવતિએ વિનોદને જણાવ્યું કે એજ મેનાની મોટી બહેન સવિતા છે, હવે વિનોદને વ્હેમ પડયો કે ત્યારે મેના કયાં ગઇ ?

બન્ને જુદાં પડયાં. એટલામાં તો સવિતાએ બૂમ પાડી. "અલી મેના! ચાલને! શું કરે છે! માજી રાહ જોતાં હશે."

"આવી બ્હેન! ચાલો" કહેતી કહેતી મેના પણ સમર હાઉસમાંથી બહાર આવી.

ચાલ્યા જતા વિનોદે આ બનાવ જોયો. મનમાં ગભરાયો કે 'ચાલાક મેનાએ તેના પર ખોટો તર્ક બાંધી જરૂર સંતાઇ સર્વ વાત સાંભળી છે, એટલે હવે તો વધારે ગુસ્સે થશે. દૈવ! આ શું થવા બેઠું છે! મને કંઈ સમજાતું નથી પણ પ્રભુ! મ્હેં જે વિચારો લીલાવતિ સમક્ષ મુકયા છે તેના ઉપરથી પણ એનો તોલ કરે તો સારૂં. નહિતો પછી આપઘાત કરી મ્હોંત લાવવું એજ ઉત્તમ અને શ્રેયસ્કર છે. તલ જેટલું નાક ગયા પછી સૌ શણગાર શા ખપનાં.!

એટલામાં તો ગભરાતી લીલાવતિએ મેના પાસે જઇ તેને કંઇક કહ્યું,

'બસ! મારી સાથે બોલીશ નહિ? ચાલો મોટી બ્હેન! હું લીલાવતિ સાથે વાતો કરતી હતી. એટલે જરા રોકાઇ ગઇ." કહી મેનાએ રોષસહ લીલાવતિ તરફ જોયું.

આ જોઇ વિનોદે દૂર દૂર રહીને પણ કપાળે હસ્ત મુકી આંખમાં ઝરઝરીયાં આણ્યાં. તેનું ભાગ્ય તેને વિપરીત ભાસવા લાગ્યું.

"અલી પણ થયું શું તે તો કહે! હું તારીજ ગાડીમાં આવું છું" રાંડ ધુતારી! ઉપકારનો આવો બદલો આપવા તૈયાર થઇ હતી"? ઇર્ષા ભરી આંખોએ હળવે રહી મેના બબડી.

સૌ બાબત લીલાવતિ સમજી ગઈ. એટલે તેણે છાની રીતેજ ગાડીમાં એક તરફ પોતાની જગા લીધી. પરંતુ તેટલામાં તો વિચારો

વિનોદ રડું રડું બન્યો હતો. આ દ્રશ્ય દૂર રહેલી મેના પણ જોતી હતી તેણે રોષમાંજ" વિનોદલાલની આવી સ્થિતિ આ રાંડે કરી છે" ધારી લીલાવતિને ભાડુતી ગાડીમાં જવા જણાવ્યું. પણ સવિતા તરતજ આવી પહોંચવાથી સૌ વાત ચૂપ રહી ગઇ. લીલાવતિ સમજતી હતી કે મેનાનો સ્વભાવ એવો છે એટલે આપોઆપ સમજી જશે બિચારા વિનોદને વિમાસવાનું રહ્યું.

# પ્રકરણુ ૯ મું.

## ટ્યુટર વિનોદ !!

"મા? એ વાત પિતાજીને કહીશ? તારે કહેવીજ પડશે."

"શા માટે નહિ દિકરી? અને તું જ તારા પિતાને વાત કરજે ને! શું કહેવું છે બોલ! ગભરાય છે શું કામ? કંઇ હતું? કોલેજમાં તો કંઇ થયું નથી ને? મુઆ લોક ક્યાં સારા છે? ગભરા નહિ શામાટે જરાયે ફિકર કરે છે?"

"પણ એવું તેવું તો કંઇ નથી. અમારા પ્રોફેસરો સારા છે. અને મારા કલાસના વિદ્યાર્થીઓ પણ સારા છે. ગમ્મત ખાતર તો ગમે તે હોય? અરે પણ મા? આપણે ઘર કયારે બદલવાનાં છીયે!"

"તારા પિતાની તબિયત સારી રહેતી નથી; એટલે તેઓ ટુંકમાંજ નોકરી છોડી દેવાના છે. છતાં વડોદરામાંજ રહી આનંદ કરી વખત વિતાવવા તેમની ઇચ્છા છે. કારણ કે અહિં તેમને ઓળ-ખાણ પિછાન વધારે થઈ છે. એટલે વડોદરા તો ઘરજેવુંજ થઇ રહ્યું છે, હવે મકાન કોઇ ઓળખીતાનું ચિમનાબાઇ ટાવર નજીક રાખ્યું છે, તેમાં આપણે કોલેજ જવાનું છે. બહુ સારૂં મકાન છે, વળી રસ્તા-

પરજ આવેલ છે એટલે ત્યાં ગમે તેમ પણ સારૂં છે. ટાવરની બરાબર જરાક સામે છે. પેલું લીલારંગનું બંગલાના આકારનું મકાન ત્હેં નથી દીઠું?"

"હા હા એતો ઘણું મઝે નું છે.? વાહ ત્યાં તો સારૂં ફાવશે. શહેરમાં જતાં આવતાં હજારો લોકની મેદની તો દરરોજ ત્યારે આપણા આંગણામાં રહીનેજ પસાર થશે. મને તો આ ભાતભાતના લોક જોવા બહુજ ગમશે મા? કાલેજ જવાનું છે હેં? હા?. કાલે રવિવાર છે એટલે વાંધો નહિ આવે. મારે પણ કોલેજ બંધ છે એટલે વાંધો નથી"

"પણ મોઈ દિકરી મને શું કહેતી હતી? એતો બોલ?"

"હા મા, એતો વીસરીજ ગઇ? પણ સાવતા મોટી બ્હેનને મ્હેં ઘણું ઘણું શીખવાડયું છતાં હજીએ એ-બી-સી-ડી નું પાનુંજ નથી આવડતું અને તેમને માગ જેવું" ડી-સી-પી-સી ડીગલ ઓટ; ધી ટયુટોરીયલ હાઇસ્કુલ"એવું એવું બોલતાં જાણતું છે, એ કેમ બને? તેમનું ચિત્ત પેલી મારી સાથે ભણતી લીલાવતી જેવુંજ છે. અસ્થિરજ જણાય છે. મા તુંયે એમને કહે ને? લાવ હું બોલાવું! ઓ બ્હેન! મ્હોટાં બ્હેન! સવિતા બ્હેન? માજી બોલાવે." કહી તેણે બુમ મારી.

વ્હાલસોઇ દિકરીના આવા તર્ક જોઇ માતા ને હર્ષનાં આંસુ આવ્યાં તેટલામાં તો હાથમાં એ. બી-સી-ડી-લખેલ કાગળ લઇ ગોખતી ગોખતી સવિતા ત્યાં આવી પહોંચી.

"કેમ માજી? શું કહો છો? આ તમારી મેનાને જરા વાળજો. પેલી બિચારી લીલાવતિનો દમ આજે કહાડી નાંખ્યો. બિચારિ

રડુ રડુ થઇ ગઇ હતી. સારૂં થયું કે હું હતી, નહિતો બિચારીને રડાવત પણ ખરી. શું કામ છે માજી?"

"સવિતા મ્હેં તને બોલાવી નથી બેટા? એતો મેના ફરિયાદ કરેછે કે તને આવડતું નથી. પણ મેના શું હતું કે તેં એ શેઠની દિકરી ને દુભાવી? ત્હારા પિતા અને તેના બાપને ઠીક બને છે. જોડી પણ સારી છે."

"મા સારી છે? અને સુંદર પણ છે? પણ તેનું ચિત્ત અસ્થિર કેમ રહે છે વારૂ? પરમેશ્વરે એ શું કર્યું હશે? મને તેટલા માટેજ તેના પર ગુસ્સો આવ્યો?'

"મોઇ ! તું કહે છે કે એ પરમેશ્વરે કર્યું તો પછી તેના પર નાહક ગુસ્સે શા માટે થઇ?" હસીને માતાએ પૂછ્યું.

"હા માજી ? બરાબર છે." સવિતાએ વધારો કર્યો.

"સારૂં ! મારી ભૂલ થઇ ! સવારે તેને ત્યાં જઇ મનાવી લાવીશ થયું પણ તમોને હજી એ. બી. સી, ડી. આવડતી નથી એટલે માને ફરિયાદ કરૂં છું કે આ મારાં વિદ્યાર્થિનિ ભવિષ્યમાં સારાં નિવડશે નહિ."

મા દિકરી બંને હસી પડયાં. અને તેમણે બન્નેએ એકી સાથે મેનાની ગમ્મત માટે તેને શાબાશી આપી જરા પંપળી રાજી કરી

"સવિતા અમે આંધળાં બની ત્હારો સંસાર ખાખ કર્યો છે તે હવે સુધરવાનો છે ? નાનપણમાં લગ્ન કરી તને મોટા કુવામાં નાંખી તેજ દુઃખ અમોને હજી સાલે છે, નાનપણમાં થયેલાં લગ્નથી તું ભણી શકી નહિ. બાકી અમારો વિચાર તને અંગ્રેજી ભણાવવાનો પણ હતો. પણ તે વાત બની શકી નહિ. પ્રભુ ઇચ્છાથી પરણ્યા

બાદ ૧૦ વર્ષમાં તો મારૂં ધન સવિતા બેટા! તું વિધવા બની. આજે પણ તારા પિતા તારે માટે બોર બોર જેવડાં આંસુ પાડી પોતાની ભૂલનો ભોગ બનેલ લાડકી સવિતાને વિધવા દેહ જોઇ પશ્ચાત્તાપ કરી જીવ બાળે છે એટલે હવે ઘેર રહી આવો બીજો કોઇ અભ્યાસ કરી તારૂં દીલ ન દુભાય તેટલા માટેજ તેઓ તને એ. બી સી. ડી શીખી કંઇક અંગ્રેજી ભણવા કહે છે. સૌના દિન ઓછા સરખા જાય છે ! તારાં સાસુ સસરા તને તેડવા માટે મોકલે છે, પણ એ કસાઇને ત્યાં હવે તને અમો નહિ મોકલીયે."

આ સૌ સાંભળી સવિતાની આંખમાં અશ્રુ આવ્યાં. મેના પણ સમજતી હતી, એટલે તે પણ આંસુ સારવા લાગી. માતા પણ રડતી હતી.

"અને બેટા! ત્હારો એ કઠોર પતિ જે દિને પારકી આ રૂક્મણિનું હરણ કરી ગયો, તેજ દિને અમોને તો તારા માટે દુઃખ થયેલ હતું. પણ સવિતા દિકરી ! નઠોર પતિ હતો છતાં તારે તો પૂજ્ય હતો. તેને એ રાંડ રૂખીએ ઝેર આપી બેજ દિનમા મારી નાંખ્યો. અને પોતે મુંબાઇમાં ચાલી જઇ વેસ્યા બની. આ વાત અમારે કાને આવતાં પોલીસદ્વારા તપાસ કરાવી તો માલુમ પડયું કે એણે તો પોતાના ધણીને ઝેર આપી મારી નાંખ્યો હતો, પણ તારા પતિએ સમાજમાં નિચું જોવાનું થયું જાણી ઘર ત્યજયા બાદ બેજ દિવસમાં મુંબાઇમાં દરિયામાં પડી આપઘાત કર્યો હતો. તેમનો દેહ લોકોને કિનારેથી મળ્યો હતો, પણ તે ઓળખાતો ન હતો, કારણકે માછલાં એ તે ફાડી ખાધેલ હતો. પણ ડાબા પગના લાખા પરથી એ રાંડે સાબિતિ આપી કે તે પોતેજ તારા નાસી ગયેલા પતિ ચંદ્રકાન્ત

હતા. રાંડને પોલીસે કંઇ ન કર્યું અને તેતો ટુંકમાંજ વેશ્યા બની ગઇ. દેવની શી ક્રૂર ભાવનાઓ ! ૧૬ વર્ષના યુવાન સાથે એક ૨૫ કે ૩૦ વર્ષની અભળાનો યોગ થયો એ આ કળીકાળ નહિ તો બીજું શું ? તું રૂપાળી હતી અને હોંશિયાર તથા પતિને પગલે ચાલનાર હતી, છતાં તારાં સાસુ સસરાએજ તારા પતિના કાન ભંભેરી તારો સંસાર રાખ કર્યો. એટલે આ પ્રેમવાળો યુવાન અન્ય પોતાની સામેજ રહેતી રૂક્ષ્મણી સાથે પ્રેમમાં પડયો. રૂક્ષ્મણીનો પતિ અમદાવાદમાં નોકરી અર્થે જયપુરથી આવ્યો હતો. તે તમારા ઘર સામેજ રહેતો હતો. તેની ૩૦ વર્ષની બૈરી જો કે હતી સુંદર, પણ પતિ સુખ નહિ મળવાથી તેને કબજે રહી નહિ, અને આમતેમ હરાયા રખડતા ઢોર જેવી તેની દશા થઇ. આ બધું પાપ તારાં એ સાસુસસરાને માથે કે જેમણે મારી ફુલ જેવી દિકરી પર નકામા આક્ષેપો મુકી તેનો ભવ ચુંથી નાખ્યો. એ કસાઇઓને ત્યાં શું હું કામ મોકલું હવે મારી દિકરી ? વિધવા દિકરી મારે ત્યાં કંઇ વધારે નથી, કે હું તને હવે દુઃખમાં મોકલું. અને વધારે હાયવોય કરાવું ! દિકરી ગાય જેવી ગરીબડી જાત છે. તેને જ્યાં દોરીયે ત્યાં તે દોરાઇ જાય છે. " કહી ફરીથી માતા પુત્રિ તરફ જોઇ રડવા લાગી.

"પણ, મા! ચંદ્રકાન્ત ત્યાંથી મુંબાઇ શું કામ નાસી ગયા?" અધીરી મેનાએ આંસુ સાથે પ્રશ્ન કર્યો.

"તે પોતે સમજુ હતા, અને સવિતા માટે પ્રેમ પણ રાખતા છતાં માત પિતાને વશ બની તેમણે સવિતાને કુષ્ટાચારિણિ માની લીધી. જેથી તેમણે તેની સાથે વધુ પરિચય ન રાખ્યો. અને તેથી એ પ્રેમિક હૃદય બીજા તરફ ઢળી જાય તે સ્વભાવિક છે. સંસાર

વિષમ છે તેમાં પાર ઉતરતાં ઉતરતાં હજારો લોભ લાલચો રૂપિ ખડકો આવે છે. તેની પર થાક ખાવા સહેજ રાહ જોઈ, તો પછી આપણને મુકી વહાણ ચાલ્યું જાય છે; અને ત્યાંજ રહી આપણે દિવસો ગાળવા પડે છે. એટલે તે બેટો સિવાય પછી અન્ય સર્વ વસ્તુઓ આપણે આપો આપ વીસરી જઇ એ, અને તેમાંજ સંતોષ માનીયે. વળી મન એતો ચંચળ વસ્તુ છે. છેટે રહીને કોઇ બીજો ભવ્ય બેટ દેખાતો હોય ત્યાં સ્વતંત્રતા સમજી જવા માટે આ પરિચિત બેટથી મન કંટાળી જાય, એટલે વખત મળતાં વળી કોઇ નાવ અનાયાસે આવે તેમાં ચુપકીદિથી ગોઠવાઇ બીજો બેટ જોવાની હોંશે ત્યાં પણ જવાનો બંદોબસ્ત આ માયાવી અને લોભી જીવ કરી દે. ત્યાં જતાં પહેલાં તો નવો બેટ ઉત્તમ લાગે પણ દિવસે દિવસે તેની વધતી જતી વિષમતા જ્યારે જણાય ત્યારે તેતો મૂળથી પણ કડવો ઝેર જેવો લાગે. આમ ઉપરાઉપરી બે ત્રણ અને ચાર બેટો વટાવ્યા એટલે તો આ આપણું દેહ રૂપી નાવ પોતેજ ડોલવા લાગે ત્યારે ખબર પડે કે; " અરેરે ? ગર્ભ પુરી બંદરેથી નીકળી સીધો રસ્તો લીધો હત તો આ વખત નજ આવત." આવા એકાદ અનુભવથી પછી શોચ કરે તે શા કામનો ?

"આવી રીતેજ ચંદ્રકાન્તની દશા થઇ, તેઓ રૂક્ષ્મણી સાથે વધુ પરિચયમાં આવ્યા અને આખરે પાપિઓએ મુંબાઇ નાસી જવાનો વિચાર કર્યો. અને તે મુજબ તેઓ રૂક્ષ્મણીના ભોળા ધણીને સમજાવી મુંબાઇ નાસી ગયાં. નાસી જવાથી ચંદ્રકાન્તને પણ લોક લજ્જા તો લાગેલ. એટલે આખરે પતિ પત્નિ તરીકે રહેવાના ઇરાદે તેમણે પેલા ભોળાને પણ ઝેર આપી દૂર કર્યો, પણ આ બનાવ બન્યો ન બન્યો તેને બીજે દિવસે તો રૂક્ષ્મણી સાથે

રમાય તેટલું છેલ્લી વખત રમી લઇ ચંદ્રકાન્ત ઘેર આવવા તૈયાર થયા. રૂક્ષ્મણીને ખબર હતી નહિ કે ચંદ્રકાન્ત નાસી જશે. ચંદ્રકાન્તે રૂક્ષ્મણીની જણુસો તથા બીજા રૂપિઆ લઈ અમદાવાદ પાછા આવવા માટે મકાનેથી છાની રીતે ચાલી જવા માટે તેને ફોસલાવી હાજી હા કહી કરી ડાહી ડાહી વાતો કહી ભરમાવી અને પોતે તેજ સાંજે બહાર નીકળી ગયા આ વાત પાંચ મિનિટમાંજ પોલીસને રૂક્ષ્મણીએ જણાવી દીધી; જેથી પોલીસને હાથે પકડાવા કરતાં આપઘાત કરવો ઠીક માની તારા પતિ દરિયામાં પડી મરી ગયા બ્હેન સવિતા? અને તેજ દિને ત્હારૂં ભાગ્ય પણ ફુટી ગયું. ત્યાર બાદ એ રાંડ રૂક્ષ્મણી મુંબાઇમાં કોઈ કંચન નામની વેશ્યાને ત્યાં જઇ વેશ્યા તરીકે રહેવા લાગી. હવે તેનું શું થયું તે પ્રભુને ખબર.

આવાં કારણોથીજ બેટા ! ત્હારા પિતા તારે માટે શોક કરી અશ્રુ પાડે છે અને હંમેશ તને અહિંજ રહેવા માટે હવે કહે છે. તે દરમ્યાન જો આવડે તો અંગ્રેજી જ્ઞાન મેળવી તું તારા ભાગ્યમાં પડેલ કાંટો વિસરી જાય એજ તેમની ઇચ્છા છે, તો બ્હેન હવે તું ધ્યાન આપી એ. બી. સી. ડી. શીખ કે જેથી તારા પિતાનું દીલ પણ રાજી થાય. થનાર વસ્તુ થઇ ગઇ. હવે આપણાથી કાંઇ ઓછુંજ તેની સામે થવાનું હતું ? બેટા મેના ! તું પણ લક્ષ આપી મોટી બેનને ભણાવ. આજ એવો વખત જોઇએ છે કે મોટી બ્હેન નાની બ્હેનને ભણાવે તેને બદલે નાની બહેન મોટી બહેનને ભણાવે, એવો અવળો રસ્તો આપણા ઘરમાં થાય છે; તે અમારાં પાપ અને અવિચારપણાને લીધેજ છે.” કહી માતાએ સવિતાનાં આંસુ લુછી નાખ્યાં.

"માજી? હવે થનાર વસ્તુ થઇ ગઇ. અને તે માટે આપણે શોક કરીયે તે સર્વ નકામો છે પણ ખરૂં પુછો તો મને જ્યારે એવા વિચારો આવે છે ત્યારે કમ કમાટી ઉપજે છે અને હું એ વિચારજ નથી કરતી. તેમાં તમારો શો દોષ? કયો કઠોર પિતા પુત્રિનું દુઃખ ઇચ્છે? તેને તો પુત્રિનું સુખજ જોઇ આનંદ થાય! તો પછી તમારાં જેવાં મા બાપે મને તે ઘેર નાંખી તે પણ સુખી કરવાજ માટે નાંખેલ; પણ નસીબ વાંકુ ત્યાં હું અગર તમે શું કરીયે! આ એ-બી-સી-ડી મને તો સાવ ધનચક્કર જેવી લાગે છે. સારૂં એ ગુજરાતી કે એકજ કક્કો? અને પછી પદ આવડયાં એટલે કામ ચાલ્યુ. પણ આતો ચાર" એ-બી-સી-ડી. ડી-સી-પી-સી હીગલ ઓટ અને ટ્યુટોરીઅલ હાઇસ્કુલ" એવું ભણી ભણીને પણ મેના ગોખે છે તેવા શબ્દો તો પાછા ગોખવાનાજ રહ્યા. એવડા મોટા જથ્થામાંથી શબ્દોયે શાના યાદ રહે? મારે તો અંગ્રેજી નથી ભણવું? તું પિતાને કહી દેજે?"

આ સર્વ, વખત વિચાર કરતી મેનાએ હવે માતાને કહ્યું " મા ખોટું ન લગાડીશ એક વાક્ય તું ખોટું બોલી છે. "

"મોઇ તારા જેવું ચીપી ચીપી ને પોપટ જેવું બોલતાં મને કયાંથી આવડે? સવિતાને પણ આમજ શિખવાડી નાંખતી હશે નહિ વારૂં! શું ખોટુ બોલી કહેજો." કહી માએ તેને માથે હાથ ફેરવ્યો.

"તેં કહ્યું કે સવિતાને ઉંડા કુવામાં નાંખી; તો શું અળગો કુવો એથી સારો હોય છે? તેમાં નાંખ્યે પણ શું સુખ થાય છે?" કહી મેના હસી પડી.

આથી અજાયબ થઈ માએ પ્રશ્નનો જવાબ આપ્યો કે? "બેટ

કુવાતો બધા ખરાબ. સવિતાને કુવે નાંખી, એ તો ચોક્કસ. પણ આતો નાંખી નાંખીને પણ ઉંડે કુવે નાંખી. એ શું ખોટું હતું ?"

"વાહ ! મા ! ત્યારે તો બરાબર ! મને કેવો કુવો આપીશ ?"

"બ્હેન ! એક વખત ભૂલી હવે કુવા સામું ક્યાં માબાપ જોશે ? તું જરાયે ગભરાઇશ નહિ. જો તને પણ કહેવાનું કે કોઇ સાથે બહુ ચીડાઇ જવું નહિ. સવિતા કહે છે ત્હેં લીલાવતિને ખોટું લગાડયું તે સારૂં કર્યું નહિ."

"જવાદે એ વાત, મા ? હવે ? સવિતા બ્હેન તમો પણ હવે એક બે દિવસમાં. એ.બી,સી. ડી કરીદો. નહિ તો મારે સોટી રાખવી પડશે હાં'ક" કહી મેના હસી પડી.

"ભલે બ્હેન સોટી મારીશ તોયે નાની બ્હેન છું ને !" કહી હસતી હસતી સવિતા ત્યાંથી નીકળી પોતાના ખંડમાં જઇ સુઇ ગઇ.

ત્યાર બાદ માતાએ મેનાને ફરીથી પ્રશ્ન કર્યો. "મેના તું મ્હને કહેતી હતી ? તેતો આપણે ભૂલીજ ગયાં અને બીજી વાતોમાં વળગ્યાં."

"હા, મા ? આ વાત આપણે સંભાળવીજ નતી જોઇતી. જોને મોટી બ્હેનને બહુજ ઓછું આવ્યું છે; એટલે તેઓ ચાલ્યાં ગયાં ચાલ આપણે તેમની સાથે બેસી વાતો કરીશું"

માતાને આ ઠીક જણાયાથી બન્ને માં દિકરી સવિતાના ઓરડામાં ગયાં ત્યાં જતાંજ તેમને જણાયું કે સુઇ જઇ સવિતા ધ્રુસ્કે ધ્રુસ્કે રોતી હતી. મેના પણ રોઇ પડી. માતા એ બન્ને દિકરીઓ ને ભુંડા ભાગ્ય દેવને ભાંડી છાની રાખી. અને મનમાં વિચાર કર્યો કે હવે કોઇ દિન સવિતા ને આ વાત કહેવીજ નહિ તેને ઘણું ઓછું આવે છે. પા કલાકે સર્વ શાંત થઇ ગયું; એટલે મેનાએ ધીમે રહી વાત ઉપાડી.

"મા ? હવે તો કોલેજમાં બહુ અઘરૂં લેશન આવે છે ? પેલાં પ્રોગ્રેશન તો જાણે ખાવા ધાય છે, અને બળી એ સીરીઝો ઉપર સીરીઝો કોણે પેદા કરી હશે તે ! એતે વળી આ ખપમાં આવવા નું હતું કે પ્રોફેસરો દરરોજ થોથાં લઇને એની એજ માથા કુટ કરે છે.? વળી સાયન્સમાં પણ ડબા ગૂલ થઇ ગયા છે. સર્વ વિદ્યાર્થીઓ હવે તો ધીમા પડી ગયા છે. અને તોફાન પણ વીસરી ગયા છે. પેલો આજે શિખવેલ 'ટ્રાઇ એંગલ ઑફ ફોર્સીઝ, એ તો જાણે દુનિયા પારનો સિદ્ધાંત ? મને તો હવે કંઇ સમજાતું નથી"

"એટલે આમ કંટાળો લાવ્યે કંઇ પતે બા ? એ તો સહેજ વધારે વાંચવું પડે ! કેમ સવિતા ખરૂંને ". ?

"હા ! એ વાત તો ખરીજ છે." જોને મારા જેવી ઠોઠની હવે શી દશા થાય છે ? ખંત રાખી ભણીયે તેજ આપણું ? બોલવા ચાલવામાં તો બરાબર ઝપાટો મારે છે અને અહિં "ડબા ગૂલ" કેમ બોલે છે ? સાંજે તો બિચારી. લીલાવતિ નો દમ ખેંચી નાંખ્યો; ખરેખર એ દેખાવ હું ભૂલીશ નહિ."

"પણ કેટલું યાદ રાખવું.? પ્રોફેસરો તેમનો પોતાનો ભણતરનો ટાઇમ વીસરી જઇને જાણે અમો સર્વ કોથળા થઇ જે તેબોલી નાખે તે ભરતાં ન હોઇએ તેમ કરે છે. તેને તો પોપટની માફક ટપાટપ જીભ ઉપર રાત દિવસની પ્રેકટીશથી આવડે, પણ અમારી શી દશા ? તેનો તો તેઓ વિચાર જ શું કામ કરે?"

"તો હવે શું થાય ? ભણતર ઓછુંજ છોડી દેવાય તેમ છે!"

"ના! છોડવાનું કોણ કહે છે" સ્ટડી તું કરાવીશ ત્યાં સુધી કોલેજનાં બારણાં ઠોકી ઠોકી કરીશ; પણ જો મને ખાનગી ટયુશનનો

બંદોબસ્ત કરી આપું તો મગદૂર નથી કે કોઇ વિદ્યાર્થિ આખી કોલેજમાં મારા કરતાં વધારે પરસન્ટ માર્ક મેળવે ! હું ખાત્રીથી કહું છું કે મા એ વાત ચોક્કસ છે. અને આજ વાત હું તને કહેતી હતી તું પિતાને કહી આટલું કામ કરી આપ એટલીજ વાર." મેનાએ કહ્યું–તું

"તો હું વાત કરીશ, પણ તુંજ કરે તો શું ખોટું ?"

"ના, તું તારી મેળે પતાવી લેજે. હું તો કોઇ ટ્યુટર શોધી કહાડીશ. એ મારૂં કામ એમાં તારૂં ભેજુ ન ચાલે." કહી પોતે હસવા લાગી. આ વાક્યથી સવિતા પણ હસી પડી.

એટલામાંજ બહારથી હરિલાલ આવી પહોંચ્યા. એટલે સર્વ શાંન્ત થઇ ગયું. તેઓ પણ ચાલ્યા ચાલ્યા ત્યાંજ આવ્યા.

"કેમ બેટા મેના ? અભ્યાસ ઠીક કરે છે ને ? અને દિકરી સવિતા? બા ! તને એ–બી–સી–ડી–આવડી બ્હેન ; ધીમે ધીમે આવડશે. કંટાળો લાવીશ નહિ એટલે તે આવડશે," આમ કહી પિતાએ બંન્ને બાળાઓને ઉત્સાહ આપ્યો.

"પણ બાપુ? મને તો એ સૌ ડી–સી–પી–સી. લાગે છે. આ શું વળી લપ ! મને યાદજ નથી રહેતું વળી મેનાને પણ હવે અઘરો અભ્યાસ કરવાનો રહ્યો, એટલે પણ બિચારી કેટલો વખત મારી પાછળ બગાડે !"

"હું પણ તે સમજુ છું, મ્હેં લગભગ દશ દિનથી કોઈ શિક્ષીકા મળે તો ઠીક ધારી તપાસ કરાવી, પણ કંઇ પત્તો મળતો નથી" હરિલાલે જણાવ્યું.

તરતજ વચ્ચે માતાને બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થયો જાણી મેનાએ માને ઇશારો કર્યો.

"ગાંડી દિકરી મેના! ત્હારે શું કહેવું છે બોલ? હવે તું સમજુ થઈ! આમ માતાની દ્વારા જણાવવા કરતાં મનેજ કહે કે જેથી હુંજ તને બરોબર ખુલાસો કરી આપીશ. માતાને શું કામ માન ખાટવા દેછે!" કહી મેના તરફ જોઇ ન્યાયાધિશે મેનાના ઇશારાનો જવાબ આપ્યો. મેના ઝંખવાણી પડી ગઇ કે પોતે પકડાઇ ગઇ છે. ત્યારે શું હરિલાલ બાહોશ ન્યાયાધિશ અમથા કહેવાતા હશે કે!

"એને પણ સવિતા જેવું થયું છે. કોલેજમાં અઘરા વિષયો આવવાથી તેને ખાનગી ટ્યુશન જોઇએ છીયે અને તે માટે તે પણ માગણી કરે છે." માતાએ પુત્રિને દાબતાં દાબતાં કહ્યું.

"વાહ મેના? વાહ? માઇ ડાર્લીંગ મેના? વાહ! વાહ! એમાં મધરને શું પુછવાનું હતું! મનેજ કહેવું હતું ને! તારે ફાવે ત્યારથી કોઇ સારા પ્રોફેસરને પસંદ કરી મને નામ આપજે એટલે હું સૌ બંદોબસ્ત કરી દઇશ. બસ પત્યું? બોલ ગમી થઇ.? પણ જો જે નાપાસ થઇશ તો યાદ રાખજે! રીમેમ્બર મેના!"

"બાપુ! પ્રોફેસર રાખ્યા કરતાં અન્યની ગોઠવણ સારી નહિ!" મેનાએ શરમાઇ પૂછયું.

"અરે કોલેજનો અભ્યાસ રાત્રિદિન કામ કરતા પ્રોફેસરો સિવાય વળી હાઇસ્કુલનો કયો ટીચર વધારે શીખવવાનો હતો! બે રુપિઆ વધારે ખર્ચ થાય તો ભલે! તું શા માટે ગભરાય છે!" કહી હરિલાલ લુગડાં ત્યાંજ કહાડી ખુરસીપર બેઠા.

"જો સાંભળ! તારે ફાવે તેવો કોઈ પ્રોફેસર શોધી કહાડને મેના? સવિતાને પણ સુખ થયું. બન્નેને ભણાવશે." માતા વિન્ધ્યાએ મેનાને કહ્યું.

"બહુજ ઉત્તમ છે! મેનાને ફાવે તેમ કરે." હરિલાલે જણાવ્યું.

"ના એતો બાપુ! હું આપને કાલે કહીશ, મોટી બ્હેન

પરીક્ષા કરતાં સારી જાણે છે. હું તેમને કાલેજ કોલેજમાં તેડી જઈશ. ના કાલેતો રજા છે એટલે સોમવારે !"

"અરે? બિચારી સવિતાને અંગ્રેજી આવડતું નથી ત્યાં તે પ્રોફેસરની શું પરીક્ષા કરશે?" વિજયાએ જણાવ્યું. હરિલાલ તો મુખદાબી હસતા હતા. જ્યારે સવિતા પણ નાની બ્હેનની વાતોથી મોહિત બની હસતી હતી.

"ના બસ! તમો કોઈ બોલશો નહિ, મારે ફાવશે તેવો હું ટ્યુટર લાવીશ, એ પસંદગી મારી છે. તેમાં તમારે જોવાનું નથી. રાત્રિ દિવસ મારે તેનો પરિચય રાખવાનો એટલે એ તપાસ મારેજ કરવાની ને બાપુ? સવિતા બ્હેનને હું સોમવારે તેડી જઈશ"

"શાબાશ બેટા તારા આવા વિચારો ને? તારી ભવ્ય ભાવના ઓ જોઈ તને તેમ કરવા દેવા મને જરાએ અડચણ નથી. તારે ફાવે તેમ કરી લેજે. અને માણસને અહિં તેડી લાવીશ એટલે હું તેની સાથે વાત ચિત કરી નક્કી કરીશ. અગરતો નામ આપીશ એટલે હું સૌ પતાવી લઈશ. ગભરાઈશ નહિ બેટા." કહી હરિલાલ ત્યાંથી ચાલ્યા ગયા. તેની પાછળ વિજયાપણ ગઈ.

રવિવારને દિને તો હરિલાલનો સર્વ સામાન નવા મકાનમાં ગોઠવાઈ ગયો બપોરે બાર વાગે બે પુત્રીઓ તથા તેઓ બંન્ને નવા વાસમાં નોકર ચાકરો સાથે આવ્યા. મેનાને તો આ મકાન બહુજ ગમ્યું. તેના હર્ષનો પારજ ન હતો. આખો દિન ઝરૂખામાં ઉભા રહી નીચે થતી ધમાલ જોવાનું જ મન તેને થતું. સાંજના ચાર વાગે તેણી આવી રીતે ઝરૂખામાં ખુરસી નાખી ચોપડી લઈ બેઠી.

સામી બાજુઓએ મકાનનો હારો ભવ્ય હતી, તેમ તે જે

લાઇનમાં હતી તે પણ લાઇન આખા વડોદરાનું નાક હીતી મોજશોખ એ સર્વમાં પહેલો નંબર વડોદરાનોજ પડે ? કારણ સરકારી સાધન દરેક રીતનાં હોય છે બાગ બગીચા, જોવા લાયક સ્થળો, એ સૌ તો વડોદરાનાજ બાપનાં. દૂર દૂરના લોક રાજ ભવન, લક્ષ્મી વિલાસ જોવા પોતાની મુસાફરી તોડી અહિં ઉતરી પડે છે તે અમથી ! તેવી રીતે રૈયત પણ મોજ શોખમાં પઇસો ઠીક વાપરી રહી હોવાના કારણે મકાનો સરસ થતાં હતાં.

મેના પોતે બેઠી હતી તેજ સામેના મકાનમાં પાંચ સાત વિદ્યાર્થિઓ જેવા યુવકો ચોપડીઓ સાથે ગમ્મત કરતા હતા તે તરફ તેનું લક્ષ ખેંચાયાથી એકદમ ઉભી થઇ ગઇ. તેના મુખપર હાસ્ય ફરક્યું. તરતજ તેણે સવિતાને ત્યાં બોલાવી. સવિતા વિના વિલંબે ત્યાં આવી પહોંચી.

" જુવો બ્હેન ! પેલા સર્વ છોકરાઓ મારાજ કલાસના છે. પેલો ખુરસીમાં બેઠો છે તેનું નામ વિનોદ છે તે ભણવામાં બહુજ હોશિયાર છે. મને તો લાગે છે કે જ્યારે ભણી ગણીને પ્રોફેસર થશે ત્યારે મોટા મોટા પ્રોફેસરો પણ તેની પાસે પોતે નહિ જાણતાં સવાલો લઇ જશે; એવીતો એની બુદ્ધિ છે ! આખા વર્ગમાં તેનું માન પણ સારૂં જળવાય છે. જુવો ને ? અત્યારેજ કેટલા વિદ્યાર્થિ એો અહિં તેને પુછા પુછ કરે છે! શું તે અહિંજ રહેતો હશે? બ્હેન ! તમને હરકત ન હોય તો હું જણાવું છુ કે એજ વિનોદ-લાલ માટે હું વાત કરતી હતી. તેમની પાસે શીખવામાં સહેજ પણ અંદેશો નથ. વળી સ્વભાવે પણ ઘણા સારા માણસ જેવો છે. કાલે કોલેજમાં જઇ હું તમોને પરિચય કરાવીશ હું પણ તેમને નામથીજ ઓળખું છું. તથા તેમના અભ્યાસથી ઓળખું છું એટ-

હુંજ. કાલે તમો આવશો ? પછી પિતાજીને સૌ કહેશો એટલે તેઓ ના નહિ પાડે."

"તારી મરજી એમ હશે તો મને વાંધો નથી; પણ શા વિચારથી તું કહેછે કે પ્રોફેસર કરતાં તેની ઢબ સારી છે ? કોઈ શું ધારે! શું પ્રોફેસરો ન મળ્યા તે કોઇ વિદ્યાર્થીને ટ્યુશન આપવા રાખ્યો ! એવી પિતાજીની વાત ન થાય !"

"બળ્યું, તે પહેલાં તો તમો આડે આવો છો. એ કેમ બને ! તમારે આવવું જ પડશે."

"સત્તરવાર હું તો આવીશ. ચાલને નોકર મારફત તપાસ કરાવીયે કે તે કયાં રહે છે ! જેથી તેના આવાસે મળાયતો સારૂં"

એટલામાંજ વિજયા ત્યાં આવ પહોંચી સવિતાએ એ સર્વ વૃન્તાંત માને કહી દીધો. ત્યાર પછી મેનાએ પણ તેમાં પ્રોત્સાહન આપ્યું માતાએ જરાએ ના ન પાડી. કારણ કે જોતી હતી કે ઘણા વિદ્યાર્થિઓ તેને સવાલ પૂછતા હતા તેનો જવાબ તે ગંભિરપણે દેતો હતો.

આ વાત સાંજે હરિલાલને પણ નિવેદન કરવામાં આવી. આનાકાની કર્યાબાદ આખરે હરિલાલે પણ પુત્રિ પ્રેમે એ વાત માન્ય રાખી સવારે કોલેજમાં સવિતા જઇ વાત કરે. અને ત્યારપછી તેના વિચારો જાણ્યા બાદ હરિલાલે વિનોદલાલને મળવા વિચાર રાખ્યો.

આવા સરસ પ્રસંગથી મેનાના હર્ષનો પાર રહ્યો નહી. હવે વિનોદલાલ જેવો હોંશિયાર સ્કૉલર ટ્યુશન આપવા હા પાડે કે કેમ ! તેજ સવાલ હતો. છતાં જો નહિ માને તો લીલાવતિ દ્વારા કહેવરાવીશ; એટલે માની જશે. આમ વિચાર બાંધી આખરે હાર્મોનિયમ વગાડવા બેઠી. તેના હર્ષનો પાર હતો નહિ. તેનું દીલ નાચતું

હતું અને તે સાથે આંગળીઓ પણ નાચતી હતી. તેની આશાઓ કેવી હશે તેતો પ્રભુ જાણે! પણ આજે તેનું દીલ રાજી હતું તેમતો તેનો ચહેરો જ હાર્મોનિયમ કહેતો હતો. હર્ષમાં અને હર્ષમાં તેણી આબાદ વગાડતી હતી. સવિતા એક બાંકડા પર આડી થઇ નાની બ્હેન ગાતી હતી તે સાંભળતી હતી. બિચારી વિધવાને મનમાં ઘણા હોંશ થતા, પણ તે ભોગવવા તેના ભાગ્યમાંજ નિર્માણ નથી એમ ધારી તે મન પર કાબુરાખી આનંદ માનતી હતી. મેના ભાન ભૂલી ગાયન ગાતી હતી

મધુર સ્વના નાદે સામે રહેતો વિનોદ નિરાશ ચહેરે વિચારમાં બેઠો હતો તે જરા ખેંચાયો. મેનાએ લીલાવતિ જોડે જે વ્યવસાય કર્યો હતો તે પરથી તેને ખરેખરો વહેમ પડયો હતો કે હવે જરૂર પોતાની નિર્દોષ વાત લાંબા પહોળા અભિપ્રાયો સહિત કાલેજમાં આવશે ત્યારે નીચું જોવાનું થશે. ભલા યુવક! તને કયાં ખબર છે કે આ સર્વ તો મનનો પરિતાપ છે! ખરેખર! તો પણ એટલું તો વ્યાજબી જ છે કે વિનોદના હૃદયમાં લોકલ જ પુરતી હતી કીર્તિ માટે તેણે સુરસાગરમાં પડવા નિશ્ચય કરેલ હતો. શશીકાન્ત તથા કુમુદને કલંકિત મુખ તો ન જ બતાવવું એ તેનો ઇરાદો હતો. આ સર્વ બનાવ જાહેર થાય તે પહેલાં તો શશીકાન્તને પત્ર લખ્યો હોત તો કેવું સારૂં? તેમ પણ તેને ખ્યાલ બંધાયેલ પણ કાલે શું બનશે તે કેમ કળી શકાય? એ નિયમે તેણે પત્ર તો નજ નાખ્યો. લખી તૈયાર કરી રાખી મુકયો. અને વખત મળતાં તે પત્ર ભરૂચ બીડી દઇશ એવો તેનો મક્કમ વિચાર થઇ ગયો હતો. તેના સાથીઓ તેના આવા દીલને જાણી ગયા; પણ કારણ સમજ્યા નહિ; અને તેણે કહ્યું પણ નહિ. શાનો કહે? બિચારો કેવો કીર્તિ પુજક સ્કોલર?

આ તરફ બિચારો આવા વિચારે ગોથાં ખાતો હતો; ત્યારે તે મકાન સામે જ નવા વાસમાં આવેલ બિચારી શાથે વિચારે આજે આટલી બધી હર્ષમાં આવી હાર્મોનિયમને છેડી રહી હતી! તેને ભાન ન હતું કે સામે જ વિનોદલાલ રહે છે! તે તો કોઈ ઓળખીતા મિત્રોને ત્યાં આવ્યા હશે અને બહિંજ તે સૌ તેમને સવાલો પૂછતા હશે, એવો તેનો ખ્યાલ હતો. કારણ કે તેને એક વખત જોયા બાદ તેણે ફરીથી જોયો ન હતો. શાનો દેખાય? બિચારો એક ખુણામાં વિચાર કરતો બેસી રહ્યો હતો તે શાનો દેખાય? એ કંઈ ઓછો જ મહમદ છેલ હતો?

વિનોદના એક સોબતીએ સામા મકાનમાંથી સૂર આવતો જોઈ તે તરફ દૃષ્ટિ કરી તેણે બારી વચ્ચેજ પોતાના કલાસમાં ભણતી મેનાને જોઈ એકદમ નિરાશ વિનોદને આનંદ આપવા તેણે બૂમ પાડી.

"મી. વિનોદલાલ આમ આવો તો ખરા! જુવોને આ દાખલો કેમ થશે!"

કોઈની વાત આવી એટલે ચાર કાન કરનારો વિનોદ એકદમ ઉભો થઇ બારીએ આવ્યો. સામેથી આવતા સૂરે તેનું પણ લક્ષ ખેંચાયું હતુ, ત્યાં જોતાં જ તેણે મેનાને હર્ષસહ ગાયન ગાતાં, તથા હાર્મોનિયમ પર નાજુક અંગુલીઓનો થતો નાચ જોયો.

"અરે આ તો આપણા કલાસમા ભણે છે તે તો ન હોય!"

"હા, એજ! જુવો હાર્મોનિયમ કેવું સરસ બજાવે છે"!

વિનોદ એકી ટશેજ એ તરફ તાકી રહ્યો પણ અચાનક ત્યાં મેનાની નજર પડવાથી ત્યારબાદ તેની જીભ ઉપડી જ નહિ. ત્યાંથી

તે ચુપ બની ઉડી ગઇ. આખી રાત્રિ વિનોદે વિચારમાં જ પસાર કરી.

અને બીજે દિવસે તો કલાસ ચાલતો હતો તે દરમ્યાન પટા-વાળો વિનોદના નામનું કાર્ડ લઇ ત્યાં આવ્યો. પ્રોફેસરે તે વાંચી જણાવ્યું.

"મી. વિનોદલાલ! યુ આર વૉન્ટેડ ઇન ધી ઑફીસ." (મી. વિનોદલાલ ! ઑફીસમાં તમારૂં કામ છે).

આ વૉરંટ મળતાં જ તેના હોશકોશ ઉડી ગયા. તેનું દીલ ધ્રુજવા લાગ્યું, છતાં હિમ્મત રાખી સત્યનો સાથી શ્રી ભગવાન માની તે ઑફીસમાં ગયો. ઑફીસમાંથી ખબર મળી કે હરિલાલ ન્યાયા-ધીશનાં પુત્રિ તેને છોકરીઓની વેઇટીંગ રૂમમાં મળવા માગતાં હતાં આ વાત સાંભળી વિનોદને પૃથ્વી આપે તો સમાઇ જવું ઠીક લાગ્યું. તેણે લીલાવતિનો ઠીક શ્રાપો દીધા કે વચન આપી તેણીયે તે પાળ્યું નહિ. અને વિચાર કરતો કરતો તે ત્યાંથી ચાલ્યો ગયો.

સવિતાએ તેની સાથે કેટલીક વાતચીત કરી મૂળ વાત સંભાળી આ અજાયબ બનાવથી વિનોદના હૃદયનો ભાર એકદમ ઓછો થઇ ગયો અને તેણે અભ્યાસમાં થતાં ઘણાં વિઘ્નો જણાવી આખરે તે બાબતમાં સંમતિ આપી. તથા જણાવ્યું કે પોતે ટાવર નજીક જ રહે છે. સવિતાએ પણ પોતાનું રહેઠાણ જણાવી દઇ તેનો ઉપકાર માની વિદાય લીધી. ચિંતામુક્ત વિનોદ હર્ષભેર કલાસમાં જઇ નિરાંતે બેઠો. તે દરમ્યાન લીલાવતિ તથા મેનાએ ઘણી વખત તેના તરફ જોઇ લીધા બાદ તર્ક બાંધ્યો કે વિનોદલાલે હા પાડી છે."

લીલાવતિનું મન તો મેનાએ સહેજમાં મેળવી લીધું હતું; કારણ લીલાવતિ સમજતી હતી કે મેના ગુસ્સો કરતી હતી ફક્ત તે

ઇર્ષાનોજ હતો. એ તો તેના વાકય પ્રકાર પરથીજ સાબિત થયું હતું,

એ પીરીયડ ખલાસ થયા પછી જ્યારે પ્રોફેસર સાથે સર્વ બાળાઓ ચાલી ગઈ, ત્યારે વિનોદ તથા મેનાની આંખોનું અજવાળું એક બીજાને જોવા માટે સામાસામી મળી ગયું. વિનોદની નજર ઉપરથી મેના સમજી કે "તે તેનો ટ્યુટર થઇ ચુકયો છે! સવિતાએ કંઇ બાકી જ નહિ રાખ્યું હોય!"

# પ્રકરણ ૧૧ મું.

—(૦)—

## ગરબાવાળીના રાસ.



"આંસુ સ્ત્રીઓનાં થકી, વસુંધરા સુકાય,
અબળા નારીના બળે, જીવો સહુ મુઝાય."
"પ્રેમ દીપક પ્રગટે કદિ, અબળાના દીલમાંય
તાબેદાર બન્યા પછી, અન્યનું ચિત્ત હરાય"





કોલેજ બંધ થતાંજ આશાના પ્રવાહે તણાતી મેના વહેલી વહેલી પોતાના નવા મકાને ગાડીમાં પહોંચી ગઇ. સવિતાને મળી પહેલીજ તેણે વિનોદ બાબત વાટાઘાટ કરવા માંડી વિનોદે હા પાડી, પણ હવે પિતાજી શું કહે છે તે જોવાનું રહ્યું અત્યાર સુધી વિનોદની 'હા' ઉપર વાદળ લટકતું હતું. હવે ત્યાંથી ખસી હરિલાલ ઉપર આવ્યું. આશા વાળાને કયાં જરાયે ભાન હોય છે. ! અને એ ભાન પણ શાનાં રહે! આશા એજ જીવન; અને જીવન એજ આશા. આશા વિના આ ફાની

જીવન સહેજ પણ ન ટકે તો તે પણ મસાણિનજ હજારો નિરાશાઓથી મનુષ્ય ઘેરાઇ જાય. હજારો જાતનાં દાવાનળ દુઃખ તેને માથે પડે. અને હજારો સંકટોથી તે ઘેરાઇ જાય; છતાં આશા હિમ્મત એજ તેનો સાથી. એ સાથીમાં હિમ્મત આપવાની શકિત છે, અને એ શકિત વડે હજારો નિરાશાવાદીનાં જીવન વણાં કરે છે આશાનું કેટલું બધું મીઠું સ્વપ્નું?

હરિલાલને સવિતા તથા વિજયામાતાએ મેનાના સાંભળતાં જ વાત કરી; પણ તેના મનમાં આ પસંદગી ઠીક ન લાગી. એક વિદ્યાર્થિ પાછળ નાહક પૈસા વેડફી નાખવા તે કરતાં તો પ્રોફેસર હજારો દરજ્જે ગમે તેવો હોય છતાં ઉત્તમ! એવું માનનાર હરિલાલે શરૂઆતમાં જ આશાવાદી મેનાને નિરાશ કરી દીધી. જેથી તેના દીલમાં દુઃખ થયું આ પહેલો જ દિન હતો, કે જે દિને હરિલાલ પિતાએ મેનાને આવો સાફ ઇન્કારભર્યો જવાબ આપ્યો હોય. હરિલાલ ન્યાયાધિશ હોઈ સંપૂર્ણ વિચાર કરી પગલું ભરશે, એ વાત મેનાના દીલમાં ઠસી ગઇ એટલે શરૂઆતમાં જ તે નિરાશ બની.

આ સૌ ભાવ પુત્રિ પ્રેમિ પિતાથી અજાણ્યાતો નજ રહ્યા એટલે તેણે તેનુ મન મનાવવા માટે પ્રયત્ન કર્યો.

"જો બેટા? તને ગમે તેમ 'જળું' બરફ જેવું સફેદ લાગતું હોય છતાં મને તો તારા આજના વિચારો સાવ અવળાજ ભાસે છે. ગમે તેવો હોંશિયાર; તો પણ આખરેતો એક વિદ્યાર્થિને! તેની અને પ્રોફેસરની સરખામણી કરવી તે શું તને પોતાનેજ શેમ ફુલ નથી લાગતુ તું સમજે છે. એટલે તને સાનમાંજ કહેવાનું હોય. વળી તારો અને તે કહેવાતા વિનોદનો પરિચય પણ શો! એક અભ્યાસ

ઠીક કરતા છોકરા માટે તારા જેવી શુશિલ મારી ડૉટર આવો ખ્યાલ કરી તેને ફોગટ પ્રોફેસરને પાટલે બેસાડે તે મને તો રૂચીકર નથી લાગતું. વળી આપણા માટે કોઇ કહે પણ શું? હરિલાલ જેવા માણુસને પ્રોફેસરનો પગાર ભારે પડવાથી તેમણે આખરે પોતાની છોડીને ભણાવવા કાજે વિદ્યાર્થિ ગોત્યો એવી વાત ન થાય શું? તે વખતે તો તારી પસંદગીનો કોઇ ખ્યાલજ ન કરે, અને તેની જાણ થાય. તોપણ લોક તો દાંત જ બતાવે. માટે કાલે અગર તારે ફાવે ત્યારે કોઈ પ્રોફેસરનું નામ આપજે, એટલે હું સર્વ બંદોબસ્ત કરી દઇશ. બોલ હવે તારે શુ કહેવાનું બાકી છે?"

"પણ પિતાજી! મારી સાથે તે વાત કરતો હતો તે ઉપરથી મને તો ઘણો જ ચાલાક લાગ્યો; અને તેમ છતાં વળી મેં પેલા ફડકે પ્રોફેસરને પૂછ્યું તો તેમણે પણ તેના માટે ઘણો જ સારો અભિપ્રાય આપ્યો. વળી હેડ કલાર્ક પણ તેનું રેકર્ડ ઉજળું અને ચશરિત્ર બતાવે છે, તો હું ધારતી નથી કે આમાં હવે તે કામ ન કરે તે માનવું ઠીક છે. પછી આપને ગમે તે ખરૂં. આપે મને જવા કહ્યું. તો મારા જાણવામાં આટલી બાબત આવી તે આપને જણાવું છું." સવિતાએ આમ કહી નાની બ્હેનનો પક્ષ લીધો.

આ સાંભળી હરિલાલ ચૂપ જ રહ્યા. વિજ્યા પણ અવાકજ બની. આવો સમય સાધી મેનાએ રોષ બતાવ્યો.

"ભલે સવિતા બ્હેન! હવે તમે વચમાં ન પડશો. મારે પ્રોફેસર પણ નથી જોઇતો, અને કોઈનું કામ નથી. હું મારી જાતે ભણીશ. કોઇને વાત કરી તેની મરજી વિરૂદ્ધ હા પડાવી અને હવે આમ કરી બીજાને રોકવો તેથી તેની લાગણી કેટલી દુખાય! બહેતર છે કે તેને આવી વાત જ નહતી કરવી. હવે પ્લીસ વીલ હેપન એન્ડ

પેટ વીલ અફર એ બધું શા કામનું ? આઇ વીલ ફુ વિધાઉટ ધી ટયુટર. કોઇને અપમાન કરવા જેવું તો પિતાજી આ શું નથી બનતું ?"

"પણ તે સાથે આપણી સ્થિતિ શું ભૂલી જવી ? એમ તો દરરોજ હજારો માણસો કંઈ કંઈ બ્હાનાં કહાડી તમારૂં ઘર ખાલી કરી જશે. એ બધાને આપણે ખાળીએ એટલે શું તેમને અપમાન કારક ન લાગે ? આવી લાગણી કયાં આપણે માઇન્ડમાં લાવીયે ?"

"પણ ફાધર ! પિતાજી ! તમો આજે સાવ અવળું ગાડું ગબડાવો છો ! આમાં ભિખારી અને ટયુટરને જરાયે લાગે વળગે નહિ છતાં તમે મને ચીટ કરવા કેવું કહો છો ! મારે જોઇતો જ નથી ને ટયુટર ! અને વળી ખરૂં પુછો તો હું તો મારે આંગણે જો કોઇ આમ ઉભો રહે તો તેને તમોને પૂછ્યા વગર જ જે માગે તે આપી દઉં, ભિખારીને આપવુ તે તો પ્રભુને આપવું ! એટલે એમ નહિ કે બેગર અને પ્રભુ સરીખા છે. પણ એવા ગરિબોને આપીયે છીયે તે સૌ પ્રભુના ચોપડામાં તો જમાજ થઇ જાય છે. આ તો આગે સહેજ વાત કરી તો હું કહું છું. કેમ બેન ખરૂં કે નહિ ? માજી તમે પણ કેમ બોલતાં નથી ? તું પિતાને કહે ને !"

"વેલ ! જો તારી એવી જ દૃઢ ભાવના હોય તો મારે સહેજ પણ વાંધો નથી. પણ કાલે હું તપાસ કરીશ, ત્યાર બાદ નક્કી કરીશું, કારણ હું પણ સમજું છું કે તારી વીલ ઓપોઝીટ થઇને પ્રોફેસર અગર તો પ્રિન્સિપાલ લાવીયે તે સૌ ફોગટના છે. ભલે તારા કહેવા પ્રમાણે કરીશું. આટલામાં ખોટુ ન લગાડ બેટા ! સવિ-તાને પણ અભ્યાસમાં મદદ મળશે. વળી સવિતા ! મી. વિનોદલાલની

કિમ્મર કેટલી છે વારૂ?"

"તે તો તમે જ જુવોને! ચાકરને મોકલી સામેથી જ બોલાવીયે તેટલી વાર!" કહી સવિતાએ શંકર નોકરને બોલાવી સામેના મકાનમાંથી વિનોદલાલને બોલાવવા કહ્યું.

"તમે બાપ દિકરીએ તો ઘર લજાવવા માંડયું છે; ફડ ફડ વાતો કરતાં પણ અંગરેજી વાપરી નાંખો છો. પણ એમ કરવાથી તેની કિમ્મત થોડી થાય છે તે સમજતાંજ નથી જાણે! એ તો ઑફીસમાં બોલવાનું હોય" વિજયાએ કહ્યું.

"ત્યારે મા! મને શું કામ ભટ્ટસાબ એ લપ વળગાડે છે!" સવિતાએ વચમાંજ બોલી દીધું.

"તો મારે કયાં ઑફીસમાં કલાર્ક થવા જવું છે! પિતાજી! વિજયા મા કહે છે તે તરફ જરા એટેન્શન આપો!" કહી મેના હસી પડી.

એટલામાં જ વિનોદને લઇ શંકર આવી પહોંચ્યો. હરિલાલે વિનોદને કેટલાક તેના કુટુમ્બ બાબત સવાલો પૂછી આખરે તેના મોલક જ્ઞાનથી અંજાઇ તેને દરરોજ એક કલાક ટયુશન માટે આવવા ભલામણ કરી; અને આભાર સાથે દર માસે રૂપિઆ ૫૦ આપવા પણ વચન આપ્યું. રૂપિઆ લેવા વિનોદે સાફ ના પાડી જણાવ્યું કે તેમ કરવાથી તેનો પોતાનો અભ્યાસ સારો થશે. વળી મેના પોતાના કલાસની વિદ્યાર્થિની હોવાથી તેને મદદ કરવી એતો વિદ્યાર્થિ તરીકે તેની ફરજ હતી. આ દલિલથી હરિલાલ તથા વિજયાના હર્ષનો પાર રહ્યો નહિ. તેમને બન્નેને વિનોદ માટે માન ઉત્પન્ન થયું, મેના તો રાજીજ બની ગઇ! સવિતા સહેજ સહેજ ઉંડા વિચારો કરી

આનંદ પામી. જ્યારે વિનોદ પણ પોતે ધારતો હતો કે વાતાવરણ અવળું નિપજવાથી બહુ બહુ રીતે પ્રભુનો ઉપકાર માની ચાલતો થયો.

બીજે દિને હરિલાલે ઘટતી તપાસ કરી આખરે સંપૂર્ણ સંતોષ મેળવી લીધો, એટલે તેમને પણ મેનાની ચુંટણી ઠીક જણાઇ, પહેલેજ દિને વિનોદની શીખવવાની ઢબે હરિલાલનું દીલ ઉલટભેર રાજી કરી દીધું. એક વિદ્યાર્થિનું આવું સરસ જ્ઞાન જોઈ તેમનાં હર્ષ અને અજાયબીનો પાર રહ્યો નહિ. સવિતા પણ "ડી. સી. પી. સી. ડીગલ ઓટ ટ્યુટોરીઅલ હાઇસ્કુલ" એવું એવું સાંભળી આનંદ પામી; જ્યારે માતા વિજયાને પણ તેવો જ ચેપ લાગ્યો.

આ પ્રમાણે લગભગ દશ દિવસમાં તો વિનોદ આખા ગૃહનો માહિતગાર બની ગયો; અને ઘરના કુટુમ્બી જેવોજ બની જવાથી સૌ તેના તરફ સ્નેહથી જોવા લાગ્યાં કારણ તેનો સ્વભાવજ મળતાવડો હતો.

શરૂઆતમાં તો તેઓએ શાંત તથા માયાળુ મર્યાદિત રીતે પોતાનું ભણતર ચલાવ્યું હરિલાલે આખરે વિનોદપરના અચળ વિશ્વાસે દરરોજ સાંજે મેના સહ તેને ફરવાની ગોઠવણ પણ કરી આપી. આ બંને વખત બન્ને, શિક્ષક તથા વિદ્યાર્થિ શીખ્યા ના ભાવમાંજ રહ્યાં. તેમણે નથી વાત કરી હસીને કે નથી લીધી કદિ છુટ કે જેને અંગ્રેજીમાં લીબર્ટી કહેવામાં આવે છે.

પણ એટલું તો ખરૂંજ છે કે મેના દરરોજ વિનોદ તરફ વધારે વધારે આકર્ષાતિ હતી. આ વાત વિનોદ અને તેના કુટુમ્બમાં સૌ માણસોથી અજાણજ રહી વિનોદ દરરોજ હોટેલમાં પોતાનો ફુડ લેતો હતો જેથી આખરે હરિલાલે પોતાને ત્યાંજ તેને ખોરાક લેવા આગ્રહ કર્યો, જેનો

અસ્વિકાર તે કરીજ શકયો નહિ, આ ગુંથણીથી મેના વધુ રાજી થઈ. રસોઇઓ પીરસનાર હતો, છતાં વિનોદને પોતે પીરસી દેઇ ખૂબ ખૂબ ખવરાવવાની અને હોંશે હોંશે તેની સાથે આડા અવળી વાતો કરી આનંદ કરતી હતી.

જ્યાં ધીમે ધિમે છુટ લેવાય ત્યાં તો બિચારી શરમ દેવીને હળવે હળવે ડુસકાં ખાતાં ખાતાં પાછાં પગલાં ભરવાં પડે તે બાબત તો દિવાકર જેવી ઉજળી આ આખા જગતમાં વિખ્યાત છે. યુવાન દીલો અને વળી એકાંત એવા પ્રસંગો ગમે તેને ભાન ભુલાવે તેમાં જરાયે શંકા કરવી તે અવાસ્તવિકજમનાય. વિનોદ પોતાનો વિનોદી સ્વભાવ ધિમે ધિમે પસારતો હતો જેથી મેના વધારે ને વધારે આકર્ષાતિ હતી. મકાનમાં પણ વિનોદ સાથેજ મેના બેસી રહેતી હતી; છતાં માતાને જરાય વહેમ કે શંકા અગર વિચાર આવતો જ નહિ. હવે તો સામી બાજુ મકાન હોવાના સબબે ઘણી વખત તો મેના પોતેજ વિનોદને ત્યાં જવા લ ગી. વિનોદે સવિતાને પણ અંગ્રેજી લેશન બરાબર શીખવવા માંડયું હતું. જે કક્કો મેના ત્રણ માસમાં શાખવાડી ન શકી તે કક્કો વિનોદે સવિતાને પંદર દિનમાં તો પોપટ માફક શીખવાડી દીધો. આ ઉપરથી જ તેની કીમ્મત અંકાઇ ગઇ હરિલાલ ઘણા વખત તેને પઇસા માટે કહેતા પણ વિનોદ સાફ ન જ પાડતો અને વળી કહેતો કે "જો તમો મને પઇસાની વાત કરશો તો હું આ બધું બંધ કરીશ. વિદ્યાની કીમ્મત આંકવા આપણામાં શી શક્તિ છે?" આવા જવાબથી હરિલાલ કંઇ બોલતા જ નહિ.

પરંતુ મેનાને પોતે આમ અડચણો વેઠી સર્વ સમજાવતો. તેના બદલામાં તેણે મેના પાસે માગણી કરેલ હતી કે તેને હાર્મોનિ-

નિયમ શીખવવું, એટલે દરરોજ એક કલાક વિનોદ મેનાને શીખવે અને મેના વિનોદને શિખવે એવું બનતું હતું. એ તો ગુરૂ શિષ્ય બનતો, અને શિષ્યા ગુરૂ બનતી.

વિનોદને, મેનાને ભણાવવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું, તે ઘણાખરા કૉલેજીયનો તો સાંખી શકતા જ નહિ. જ્યારે બન્ને જણુ મોટરમાં ફરવા જતાં ત્યારે શોખીન વિદ્યાર્થિઓ નિરાંતે તેમને જોઈ લેવાય તેટલું જોઈ લઈ મનમાં ગરકાવ થઈ જતા હતા. આ સૌ બાબત વિનોદ સમજતો હતો. પણ તેમાં તેમનો પરિચય કયાં તિરસ્કાર પાત્ર હતો !

બરાબર દશેરાના દિને આવી રીતે બાગમાં જતાં અચાનક ગાડીમાં બેસી જતી લીલાવતિ તેમને મળી તરત જ પોતાની ગાડીને પાછી વાળી લીલાવતિ મેના સાથે મોટરમાં બેસી ગઇ. લીલાવતિએ ત્યાર બાદ જણાવ્યું કે " આજે આપણે આજવા તરફ જઇએ તો સારૂ." એટલે મેનાએ મોટર ડ્રાઈવરને તે પ્રમાણે સુચના આપી દીધી. રસ્તામાં ઘણી ઘણી મશ્કરીઓ કરી લીલાવતિએ વિનોદને ઉડાવ્યો; પણ લીલાવતિ કંઇક બોલતી તો તેનો સચોટ ઉત્તર બીજાજ ભાવાર્થમાં વિનોદ આપતો હતો. જેથી રાજી થઇ મેના લીલાવતિને ખીજવતી હતી કે ' હારી! તું હારી! મારા શિક્ષક પાસે હારી."

એટલામાં તો સામેથી આવતી કોઇ મોટરમાંથી બૂમ પડી.

" અરે વિનોદ! વિનોદ ! શશીકાન્તને કંઇ કહેવું છે કે ?"

અને તરતજ તે મોડર ઉભી રહી એટલે ગભરાઇને વિનોદે પણ મોટર ઉભી રખાવી પોતે નીચે ઉતર્યો. એક બીજાના હસ્તો દાબી બન્ને સખીયો પણ બીજી મોટર તરફ તાકી રહી.

"કેમ ! કેમ ! બાલુભાઇ ! ક્યારના આવ્યા છો !" વિનોદે વિવેક વાપરી દીધો. તેના દીલમાં તો આગ બળતી હતી કે આ બાલુભાઇ ભાઇને કંઇક ભંભેરશે તો ?"

"એ તો જરા પાવાગઢ જવું હતું એટલે અહિં ઉતરી પડી સારાં સારાં સ્થળો જોયાં, હવે આજે સાંજની ટ્રેનમાં જ એ તરફ જવું છે; એટલે પાછા ફરતાં ઉતરવાના નથી તો તારે શશીકાન્તને કંઈ કહેવું છે ? આ કોની મોટર છ વિનોદ ! આવી સ્વારિ મુકી અહિં કયાં જાવ છો ?"

"એ તો અત્રે મુંબાઇથી આવેલ મારા એક સોની મિત્રની પેલી બન્ને બાળાઓ દિકરીઓ છે. આજે આજવા જવા તેમનું દીલ થવાથી આ તરફ ફરવા જઇએ છીયે સ્વારીઓ તો અજાણ્યાને ઠીક લાગે, અમારે તેની નવાઇ નહિ બાલુભાઇ !"

"વાહ મિત્રો તો સારા રાખે છે ! ચંચળ ! જો આ કુમુદનો દીયેર થાય છે હાંકે, દસેરાની સ્વારિ મુકી આ તરફ આજે જાય છે જો તો ખરી" કહી બાલુભાઇ હસી પડયા.

"કઇ કુમુદ ! શશીકાન્ત વાળી કે ! હાં હાં ! દીયેર ભોજાઇ ઠીક છે." કહી ચંચળ હસી પડી. આ સાંભળી મેના તો એમજ વિચાર કરવા લાગી કે "વિનોદલાલને વળી આ શું લાંછન લાગતું હતું કે તેમણે મને સોનીની છોડી બનાવી ! વળી સ્વારિનો વખત થઇ ગયો છે છતાં તે દંપતિ જ કેમ આજવાથી આવે છે ?"

એટલામાં તો છુટો પડી વિચારગ્રસ્ત વિનોદ ત્યાં આવી પહોંચ્યો; અને મોટર ઉપડી. મેનાથી ન રહેવાયું એટલે તેણે વિનોદ સાથે આજેજ ચિડાઈને વાદ કર્યો.

"એ કોણ હતાં જે વિનોદલાલ ! સાવ જંગલી જેવાં હતાં."

"આપણાથી કોઇને જંગલી કેમ કહેવાય મેના! વળી પરાયા દોષ જોનાર કુંભીપાકને [illegible] એ શું તમો ભૂલી ગયાં? એ તો ભરૂચનાં છે. અને મારા મોટા ભાઇ સાથે તેમને ઠીક સબંધ છે; જેથી મને કુશળ વર્તમાન પૂછતાં હતાં."

"શું કપાળ! પેલી ચંચળ નામે ઓળખાતિયે કેવો ટોણો માર્યો! રાંડની આંખો જ નથી કહેતી! "દીયેર ભોજાઇ ઠીક છે ને"" એટલે રાંડનું કહેવું શું હતું! તે હું તો સમજી જ નહિ. વળી સોનીની છોડી કહેવાથી શું થઇ ગયું"?

"પણ તેમાં તમારૂં શું જતું રહ્યું! તે જણાવશો?" કહી વિનોદ હસ્યો.

"આજે આંખો નચાવતી મેના પહેલવહેલી જ વિનોદ સાથે જરા કાનિલમાં હસી પડી. આ દશ્ય લીલાવતિ તરત જાણી ગઇ. એટલે તેણે જોયું ન જોયું કરી વાત ઉડાવી.

"મેના આજે તો ગરબા ગાવાના છે. આજે છેલ્લો જ દિવસ છે નહિ વારૂ! વાહ આજ તો રાસડા ઠીક થશે! પણ મી. વિનોદ-લાલ! અરે આઇ ફરગોટ! વિનોદભાઈ! તમો કેમ ત્યાં માંડવડીમાં આવતા નથી? ઘણા કોલેજીયનો આવે છે હાં! આજે આવજો તો ખરા! જુવો તો ખરા! તમારી પ્યુપીલ કેવું સરસ ગાય છે!"

"તો લીલાવતી! [illegible] એમ સમજાય છે કે તમે ત્યાં ગાવાની દૃષ્ટિથી તો જતાં નથી, પણ તમોને સાંભળવા કેટલી સંખ્યા તેટલું જોવાજ જાવ છો. નહિ,"! કહી વિનોદ હસ્યો.

"હા! હા! બોલો? એમ છે! કંઇ તમોને ઇર્ષા થાય છે"! કહી મેનાએ હસી જવાબ આપ્યો.

"વારૂ, તો આજે હું પણ જોવા આવી શકું તમો કેવા ગરબા ગાઇ બતાવો છો; ગાંધીજીના ગાતાં હશો નહિ વારૂ? આજકાલતો એજ મહિમા ચર્ચાઇ રહ્યો છે ને? એની ઢબો પણ સારી હોય છે. પણ મેના એક ગરબો હુંજ લખી આપું તો તમે ત્યાં ગાશો?"

"પણ તમે સાંભળી મારી કિમ્મત કરવા ત્યાં આવ શોકે નહિ!"

"ના? ના? વિનોદભાઈ? અત્યારે ને અત્યારે આખો ગરબો ઓછોજ ગોખી રહેવાય તેમ હતો? એલો ના બને કેમ મેના?" લીલાવતિએ કહ્યું

"તારા જેવી હું ઓછીજ ઠોઠ છું? હું તો વિનોદલાલની ગુરૂશિષ્યા છું. એટલે આમ નિરાશ થાઉં તો વિનોદલાલને જશ અને જુતિયાં."

"વાહ ત્યારે તો હું હમણાંજ તમેને જોડી આપીશ. ચાલો સારૂં થયું તમે વાત સંભાળી. જુવો લીલાવતિ તમારે ગાંધીજીનો ગરબો ગાવાનો, અને મેના એ સરસ રાસનો ગરબો ગાવાનો કેમ કબૂલ!"

"ના હુંજ બન્ને ગાઇશ. ચાલો જોડી દો ઝટપટ કવિરાજ વિનોદ મહરાજ." કહી મેના પેટ દાબી હસી પડી

આજવા તળાવ આવી પહોંચ્યું. ત્યાં કાગળલઇ વિનોદે બે જોડકણાં સહેજમાંજ જોડી કહાડયાં. બન્ને સખીઓ વિનોદની બન્ને બાજુ બેસી તે જોડકણાં ગાતી હતી. એકલીટી નીકળે તે પહેલાં તો પોતાના ફાવે તે રાગે તેઓ હોંશમાં ગાઇ નાંખતી પણ હતી. આખરે બે ગરબા વિનોદે આવી રીતે લખી આપ્યા. મેનાએ તો અત્યારથીજ ગોખવાનું શરૂ કર્યું, તેનો રાગ સહેલ હતો એટલે મેનાની ઢબથી વિનોદપણ ખુશ થયો. અને ત્યાં જરા આનંદ કરી તેઓ પાછાં ફર્યાં.

આજે સંજે છેલ્લો દશરાનો દિવસ હોવાથી માંડવડી આગળ

ઘણા લોક ભેગા થયા હતા. વડોદરાના ગરબા; એટલે તો વાત મુકી દો. તે ગરબામાં એક નાન થયા વગર આપણો છુટકોજ નહિ. ભાભી નણદો ભાત ભાતનાં વસ્ત્રો પહેરી જાણે નંદનવનમાંથી અહિં ખાસ ગરબા નિમિત્તેજ આવી હોય તેવુંજ આપણને લાગે. આટોળામાં વિનોદ પણ આવી પહોંચ્યો હતો. હરિલાલ જેવા ન્યાયાધિશ પણ આજે છેલ્લો દિન હોવાથી આવ્યા હતા. તેમણે વિનોદને જોયો એટલે પોતાની પાસે બોલાવી બેસાડયો ટુંક વખતમાંજ ત્યાં નૌતમ નારીઓ ટોળે મળી ગઇ અને ગરબા ચાલ્યા આપણાં જુનાં લોક ગીતો સાભળનાર ના મનમાં તો આ ગરબા અને ગરબા ગાવા વાળીઓ માટે માન પેદા થયા સિવાય રહેજ નહિ. એ ગીતો પણ કેવી ભાવના વાળાં છે.! વડોદરા કોલેજમાં ભણતી લીલાવતિ તથા ન્યાયાધિશની દિકરી મેના પણ ગરબા ગાવા પોતાની સાથે ભળી છે જેથી ઘણીયો તો આનંદ માનતી.

લગભગ બાર વાગ્યા સુધી સ્ત્રીઓએ આ પ્રમાણે જુનાં ગીત ગાયાં. જોનારની સંખ્યા તો વધતીજ જતી હતી. બરોબર મધ્ય રાત્રિમાં તો સ્ત્રીઓ પણ બગબર ખીલી હતી વારાફરતી જેને હાર્મોનિયમ આવડતું તે હાર્મોનિયમ વગાડતી હતી અને કોઇ પુરૂષ આ જરા ખાટી ન જાય એટલે પુરૂષને તો હાર્મોનીયમ ઉપર પણ સંઘર્યો ન હતો. આખરે મેનાએ ૧૦॥ થી ૧૨ સુધી હાર્મોનિયમ વગાડયું, એટલે બીજી સખીઓએ હવે તેને ગરબા ગાવા નોતરી, આનાકાની કરી પોતે ઉઠી. સર્વ સ્ત્રીઓ ગોળ ચકકરમાં ગુંથાઇ ગઇ અને મેનાએ જુનો પ્રખ્યાત બનેલ ગરબો ગાયો. આપણાં જુનાં ગીતોની પણ કેવી સરસ ભાવનાઓ હોય છે તે તો આપણે સહજમાં જ સમજી જઈશું રચનારે કેવી ઉત્તમ રસ ભરી કડીઓ ગોઠવી છે તે તો આપોઆપ સમજાઇ જશે.

"પિત્તળ લોટા જળે ભરાવું, દાતણ નિમિષે આવો રે.
જીવણ જમવા આવજો, આજ દશરાના છે દિવસ રે."
"ચિનાઇ પ્યાલા તેલે ભરાવું, મર્દન નીમીષે આવો રે.
જીવણ જમવા આવજો, આજ દશરાના છે દિવસ રે."
"ત્રાંબાની કુંડીઓ જળે ભરાવું, નાવણ નીમીષે આવો રે.
જીવણ જમવા આવજો, આજ દશરાના છે દિવસ રે."
"રાંધી રસોઇઓ અતિ ઘણી મ્હેં, જમવા નિમીષે આવો રે,
જીવણ જમવા આવજો, આજ દશરાના છે દિવસ રે."
"પાન સોપારીને એલચી રે, મુખવાસ નીમીષે આવો રે.
જીવણ જમવા આવજો, આજ દશરાના છે દિવસ રે."
"સાગ સીસમનાં સોગટાં રે, રમત નિમિષે આવો રે,
જીવણ જમવા આવજો, આજ દશરાના છે દિવસ રે."
"સાગ સીસમના ઢાલીયા, પોઢણ નીમીષે આવા રે,
જીવણ જમવા આવજો આજ દશરાના છે દિવસરે."

મેનાના આ ગરબાએ સૌ શાંત થઇ ગયું હતું. તેના સુમધુર જેવા રાગે સર્વ કોઇ અંજાઇ ગયું હતું. છેલ્લી એક બે કડીઓ ગાતાં ગાતાં મેનાએ જરાં હસી પોતાના પિતા તથા વિનોદ સામે નિરખી લીધું એ તો હરિલાલે પણ ન જાણ્યું. પુત્રિ આવું સરસ ગાય છે જેથી પિતા રાજી થઇ ગયો હતો. વિનોદ પણ આનંદિત બની ગયો હતો. ત્યારબાદ સર્વ સ્ત્રીઓએ મેનાનેજ કોઇ ચાલતી ચળવળનો ગરબો ગાવા જણાવ્યું. પરંતુ એ કામ મેનાએ લીલાવતિને સોંપ્યું. બન્ને સખીઓને તો જોઇતું હતું તે મળ્યું. લીલાવતિએ હવે વિનોદનો ગરબો ગાવા માંડયો. વળી પાછી શાંતિ પથરાઇ ગઇ. એકજ જાતનાં ગીત એકી વખતે પસંદ ન પડે, એટલે આ ગરબો

ઠીક ગવાયો હતો; તેમ તો વિનોદને થયું હતું. હવેલી લાવતિ પોતાના વચન પ્રમાણે તેજ ગરબો ગાય છે કે બીજો તે જોવાનું રહ્યું.

"મનને ગમતી સુંદર ખાદી વ્હેનો વાપરો રે;
ગરબડ કરતી ફેશન બાઇને મારો લાત
નકતા જેના એ તે પઇસા જાયે આપણારે"...મનને.
'ઉજ્વળ ખાદીને ધરો, હુતે અંગે આજ,
જેના ભાગ્યે સૌ જશે, દરિદ્ર આપણું ખાસ.'
"સાડી ઝીણી પહેર્યે શરીર બધું દેખાય છે રે,
મુકો પોલકુ ફેશન વાળું હવે આજ...........
જેની ઝુલોમાં તો ચાંચડ માંકડ મ્હાલતા રે"...મનને.
'મુકો સ્લીપર વિદેશના, ધરો નહિ કિનખાબ;
ચણીયા મલમલના તજો, બાળો ઝુલો ખાસ'
"પટીયાં વાંકાં પાડયે શ્રીમાન જાયે છે ઘરી રે,
જેવો દેશજ તેવો વેશજ હોય
જેથી ભારત માતા દરખાયે અતિ રે"....મનને
'ગુરૂ ગાંધી શીખવે, પહેરો ખાદી ખાસ.
પતિવ્રત ખાદી લાવશે, સ્વર્ગની સીડી સાથ.'
"વાંકી ચાલે લજવાયે સૌ માબાપ તો રે,
રૂમાલો ખોસ્યે પાતર હાડો થાય
જેથી દીલડાં બળતાં વિનોદ કેરાં વ્હેનડી રે"...મનને.
'પતિને પુંજો સ્નેહથી, રાખી મનમાં ધીર.
પતિ સંતોષે જગતમાં આરાધ્યા જગદીશ'
"ઓવારા નદી કુવાના કે સહિયર બાગમાં રે;

કહેવાં નહિ કોઇને ખોટાં વેણ
જેવું આપણ કરીયે તેવું પામી યે રે" મનને.

લીલાવતિનો ગરબો પણ પૂરો થયો. આજે આવી નવી તરેહનો ગરબો જોઈ સ્ત્રીઓ પણ રાજી રાજી થઇ ગઇ. તરતજ લીલાવતિએ હવે મેનાને ઉશ્કેરી કારણ હજી વિનોદને આપેલ વચન મુજબ એક ગરબો બાકી રહ્યાં હતો. ખાદીના ગરબામાં વિનોદનું નામ ગવાયાથી હરિલાલ સમજી ગયા હતા કે એ ગરબો વિનોદલાલેજ જોડયો છે. જેથી તેમણે તેને શાબાશી આપી અને ત્યાર બાદ તેઓ પોતાના સ્નેહિઓ સાથે ત્યાંથી ચાલ્યા ગયા. હવે વિનોદ એકલો જ ગરબો સાંભળનાર રહ્યાં કારણ મેનાને તો ગરબો પિતા તથા વિનોદ એ બન્નેને જ સંભળાવવો હતો. આ તો તેમ કરતાં બીજાં બધાં મફતનાં દેખી જતાં હતાં અને સાંભળી આનંદ પામતાં હતાં. બીજો ગરબો ગવાય તે પહેલાં તો લીલાવતિ એ ચાર પોતાની ઓળખીતી પ્રમદાઓને કહી પણ આવી કે "પેલા ઉભા છે તેમણે આ ગરબો જોડયો હતો. અને હવે મેના ગાશે તે પણ તેમણેજ જોડયો છે. એ તો કૃષ્ણજીનો રાસ છે એટલે બહુજ મધુર લાગશે. રઘુપતિ રામ હ્રદેમાં રહેજો રે એ રાગનો ગરબો ઘણોજ મધુર છે." આવું આવું લીલાવતિએ કહેવાથી આખી સ્ત્રી મંડળમાં એ વાત ચર્ચાઇ ગઇ. અને થોડીજ વારમાં તો ગરબો શરૂ થયો. અત્યારે મેનાનાં નયનોમાં મસ્તી અને આનંદ બન્ને હતાં. કારણ કે પોતાના શિક્ષકની પ્રશંશા થતી હતી. ફક્ત અદેખાઇ એટલી જ આવતી હતી કે લીલાવતિનું કથન શ્રવણ કર્યા બાદ ઘણીખરી બાળ કુમારિકાઓ તથા પ્રમદાઓ વિનોદ તરફ જોતી હતી. આ વાત વિનોદ પણ જાણી ગયો હતો. એટલે તેને જવાનુ મન થયું. અને તેણે પગ પણ ઉપાડયો

સેહજ જવા માટે વધ્યો પણ ખરો કારણ જ્યાં પોતાની પ્રશંશા થતી હોય ત્યાં સમજુએ સહેજ પણ ઉભા રહેવું જોઇએ નહિ. એ નિયમ તે સમજતો હતો જતાં જતાંએ તેણે પાછું જોયું. સહિયરોના શોરબકોરમાં મેના તેના તરફજ તાકી રહી હતી. બન્નેની નજરો મળી ગઇ. વિનોદ સમજ્યો કે પોતાના જવાથી મેના દિલગીર થાય છે. તેટલામાં તો મેનાએ કોઇ જાણે નહિ તેમ પોતાની નાજુક પાતળી ડોક પર જમણો હાથ મુકી દીધો. આ "મારા સમ "ની નીશાની ચતુર વિનોદ સમજી ગયાથી પોતે પાછો ફરી ગયો. મેનાના હર્ષનો પાર રહ્યો નહિ અને તે સાથે જ કૃષ્ણનો રાસ ચાલ્યો.

'સખી જો જો પેલો કહાન, રૂડી બંસીથી સોહે રે,
નવી નોતમ વ્રજ કેરી નાર, રમે ગોપીઓ રાસ વૃંદાવનમાં રે "...રમે.
'કહાન બજાવે બંસીને ફરતી ગોપી રાસ,
મહિયારી શીરપરે, મદમાતો રસરાજ.'......રમે.
"ચુવે બન્ને બાંધવ ગાયો ચરે છે, મહીયારીના દાણ એ તો માગે છે
ચુવે ચુંદડીના કંઈ રંગ, રમે ગોપીઓ રાસ વૃંદાવનમાં રે "...રમે.
'યમુનાજીનાં નીર તો, સ્થંભી થાયે સ્થીર,
કપટી કનુડા હરે, ગોપી તણાં સૌ ચીર '......રમે.
"એની જાદુ ભરી છે બંસી, જાય નાદે સૌ કોઇ ધસી
મામા કંસનો એ તો કાળ, રમે ગોપીઓ રાસ વૃંદાવનમાં રે "...રમે.
'ગોવાળો ભેગા કરી, રમતો નંદન બાળ,
માતા જોઈ થાકતી, નંદઈ શોરની ભાળ '.......રમે.
"એના પીંછમાં રંગ મોરક છે, એણે રૂડુ પીતાંબર પહેર્યું છે,
કેવો શોભે છે ગોપીમાં કા'ન, રમે ગોપીઓ રાસ વૃંદાવનમાં રે"....રમે.

'ગોપી દોડી જાય છે, રહેતી નથી સુધબુધ,
લવતી જાયે માર્ગમાં, "ક્યાંથી આવે સુર"?'......રમે.
એણે નાથી નાગને સાર્યાં કામ,
કર્યું વ્રજને નંદન વન સમાન;
રાણી રાધા મનાવે છે કાન......રમે
'રાધા કહેતાં કહાનને, "ઉપ વહુનાં ઘર છોડ,"
મહિયારી રાચક કહે, "રાધા થોડું બોલ"!'......રમે.
'જેણે તાર્યા છે ભલા ભકતોને, એને પુંજી પાવન થઇએ રે,
તોળ્યો ગોવર્ધન ટાળ્યાં પાપ, રમે ગોપીઓ રસ વૃંદાવનમાં રે...રમે

વિનોદનો આનંદ છલકાઇ ગયો. મધુર સ્વરથી પોતા તરફ ઘડી ઘડી નિરખતી મેનાએ આજે પોતાનો ગરબો ગાઇ પૂરો કર્યો; તેથી વિનોદ મનમાં હજારો વાર તેને ધન્યવાદ દેતો હતો તેટલામાં તો બધા ગરબો પૂરો થયા છતાં મેના બોલતીજ હતી.

"કરી કસોટી કારમી, કસતો ગોપી પ્રેમ
સૌનો ગાયક એકલો, કરતો કેવી નેમ."
"એણે તારી સતિ અહલ્યાને, પુર્યાં દ્રૌપદી કેરાં ચીર,
એના ગુણની ગીતા ગાઇએ રે રમે ગોપીઓ રાસ વૃંદાવનમાં રે...રમે

વિનોદ પણ સમજ્યો કે પોતાના બનાવેલ ગરબાને અધૂરો માની આજે મેનાએ પૂર્યો કર્યો સ્ત્રીઓ પણ માંહોમાંહે વિનોદની બુદ્ધિની વાતો કરવા લાગી. આજ ગરબો છેલ્લો ગવાયો કારણ કે રાત્રિના બે વાગી ગયા હતા. એટલે આનંદસહ સર્વ મંડળ છૂટું પડયું. લીલાવતિ તથા મેના પણ વિખુટાં પડયાં. પોતાના પિતા ચાલી ગયા હતા, એટલે મેનાને વિનોદ સાથે ઘેર જવાનું હતું પણ વિનોદ તો હમણાં જ ચાલ્યો ગયો હતો. જેથી મેના ભયભિત બની કે એકલી પોતે કેવી રીતે જશે! હરિલાલે ધારેલ કે વિનોદ અહિં રોકાઇ મેનાને ઘેર પહોંચાડશે, જેથી તેમણે એ માટે ચિંતા કરી ન

હતી. અને અહિં મેનાની આ દશા બની પણ આખરે પોતે હિમ્મત રાખી એક ગાડી ભાડે કરી ઘર તરફ જવાને ઇરાદે ત્યાંજ ઉભી રહી. ગાડીનો પત્તો રાત્રે બે વાગે શાનો મળે! એટલે પોતે ચાલતી ચાલતી સુરસાગર સુધીતો આવી. અહિં કોઇ ગાડી ઉભેલી જોઇ પાસે જઇ તેને ટાવર સુધી મુકી જવા માટે રૂપિઓ આપવાનો કર્યો ચાર ફર્લાંગ જેટલી દૂર જગા માટે આખો ૧૬ આનાનો, ૧૯૨ પાઇનો રૂપિઓ મળવાથી ગાડીવાન તરતજ તૈયાર થઇ ગયો. મેનાએ તરતજ પોતાની બેઠક લઇ લીધી. અને ગાડીવાને ઘોડાને ચાબુક પણ લગાવી ગાડી અવળે રસ્તે જતી હોવાથી મેનાએ તેનેપ્રશ્ન કર્યો; પણ તે ગાડીવાને જવાબજ ન આપ્યો.

ચાંદની ચમચમ કરતી ખીલી રહી હતી. ત્યાંતો આવી નવ યુવાન યુવતિ આપો આપ પોતાના હાથમાં સપડાયેલ માની ગાડીવાન પણ કંઇ સાંભળ્યા સિવાય ગાડીને આખરે વડોદારાની મશહુર જેલવાળે રસ્તે દોડાવી લાવ્યો અહિં ચંદ્રનાં કિરણો અમિરસ નાંખવા પણ સમર્થ હતાં નહિ કારણ વડવૃક્ષોની ઘટાઓ સામાસામી રસ્તાપર હોવાના કારણે ત્યાંતો અંધકારનું સામ્રાજય પ્રસરેલું હતું. લગભગ અર્ધો આવો વગનો રસ્તો વિનાવી ગાડી થોભાવી ગાડીવાન વગર બોલ્યે અંદરના ભાગમાં સરીપડયો. તરતજ ગાડી ઉભી રહેવાથી મેના તેને ગાળો ભાંડતી ભાંડતી નીચે કુદી પડી નાસવા લાગી. પણ આ બદમાસે તેને પકડી પાડી કંઇ પણ બોલ્યા ચાલ્યા વગરજ તે બદમાસે મેનાને–ધ્રુજતી મેનાને ચેષ્ટાઓ કરી પજવવા માંડી.

મેના ભય પામી કે અહિં લાવી આ બદમાસ હવે તેને સતાવશે જેથી તેણે બૂમો પાડવા પ્રયત્ન કર્યો પણ તે પહેલાં તો ગાડીવાને તેનું મુખ બંધકરી દીધું. હવે શું થાય? આખરે બહુજ ભય પામી મેના એ તેનાં લાંબાં પતીયાં પકડી તેને દૂરને દૂર રાખ્યો. ગાડીવાન

જરા ખેંચતો તો પોતાને દુઃખ થતું એટલે તેણે અવળો રસ્તો લીધો. સહેજ નજર ચુકાવી તેણે મેનાને છાતીમાં એકલાત લગાવી દીધી. છતાં પણ મેનાએ પતીયાં ન છોડયાં. એતો જયારે નારી પોતાનું બળ બતાવે ત્યારે અબળા મટી સબળા બની જાય છે. આવા વખતે અબળા બનતાં શું થાય? પ્રભુએ નારી જાતિમાં બહુજ બીક તથા ભિરૂતાનો અંશ મુકયો છે, પણ સાથે સાથે દિવ્ય પ્રભાવ પણ ઘડી નાંખ્યો છે જેને આવડે તે વાપરે તે દિવ્ય શકિત.

મેના આ ખેંચતાણમાં પણ થાકી. એટલે મુખ છુટું થવાથી તેણે મોટી ચીસ પાડી. અચાનક આ વખતેજ મશહુર ડફ્રીન હોસ્પીટલની લેડી સુપ્રીન્ટેન્ડન્ટ વીઝીટ કરવા માટે હાથમાં ચોર ફાનસ લઇ જતી હતી તે ત્યાં દોડી આવી તેણે ગાડીવાનને ધમકાવી દૂર કર્યો. પોતે આગલ મહિલા હોવાથી પ્રભાવ ઠીક પાડી શકી.

તેટલામાં તો બીજી બાજુએથી કોઇ ને દોડવાનો અવાજ નજીક ને નજીક આવતો સંભાળ્યો. પેલી આંગ્લ મહિલા પણ ભય પામી કે કદાચ આ શયતાન નો કોઇ સાથીજ આવતો હશે; એટલે તેણે મેનાને પોતાની તરફ ખેંચી લીધો. એટલી વારમાંતો દોડનાર વ્યકિત ત્યાં આવી પહોંચી. ચોર ફાનસ વડે તેના મુખ પર પ્રકાશ પડયો ન પડયો કે તરતજ મેના દોડી જઇ "કોણ વિનોદ?" એવી બૂમ પાડી તેને ભેટી પડી.

"ગભરાઇશ નહિ મેના? કયાં ગયા એ ગાડીવાન!" વિનોદે ક્રોધસહ બૂમ પાડી

પરંતુ વખત સમજી ગાડીવાનતો ગાડીલઇ છટકી ગયો હતો. "તમો અહિં કેવી રીતે આવ્યા" તેને વિખુટા ન કરતાં મેનાએ કહ્યું. "

"મેના? ગરબાવાળીના રાસથી પ્રેરાઇને! છોડ આ બાઈ ઉભાં છે"

# પ્રકરણ ૧૧ મું.



## "મેં ગ્રહ્યો નથી સંસાર" !

" આપી પ્રેમ બને ખરે, પ્રમદા નામ પ્રમાણ,
સદ્દમાર્ગે જે ચાલતી, બનતી નાવિક જાણ."
" નારીના દીલમાં રહે, સદ્દગુણે કરી ખાણ,
તેનો કર જેણે ગ્રહ્યો, તેને સ્વર્ગની લ્હાણ."

—(૦)—

તુરતજ ભલી સુપ્રિન્ટેન્ડેન્ટ, લેડીને પોતાની ઓળખાણ આપી બન્ને જણ ત્યાંથી તેની સાથેજ દવાખાનામાં ગયાં. દવાખાને જઇ હરિલાલ પર તુરતજ ટેલીફોન કરતાંજ મકાનમાં શોરબકોર થઇ ગયો; અને હરિલાલ પોતે મોટર લઇ દવાખાનામાં ગયા. ત્યાં જતાંજ તેઓ પહેલવહેલા તે ભલી બાઇનો ઉપકાર માની વિનોદને ભેટી પડયા: અને મેનાને આશ્વાસન આપવા લાગ્યા. પોતાનો સર્વ ઇતિહાસ મેનાએ તે બાઇનો ઉપકાર માનતાં માનતાં અને વિનોદને પણ નહિ ભૂલી જતાં પોતાના પિતાને જણાવ્યો. આખરે ઘર આગળ સૌ ઉચાટમાં આવશે ધારી તેઓ ત્રણે જણ લેડીનો ઉપકાર માની ચાલ્યાં ગયાં.

મકાને જતાંજ વિજયાએ વિનોદને શાબાશી આપી તથા સવિતાએ પણ બ્હેનને ભેટી વિનોદનો ઉપકાર માન્યો. રાત્રે સામું મકાન હતું, છતાં બહુ આગ્રહથી વિનોદ આખરે ત્યાંજ નિંદ્રાધિન બન્યો. કેવી મહત્તા ! જે ઘરમાં વિનોદ જેવો ટ્યુટર હરિલાલને ન ગમતો, તેજ ટ્યુટરે આજે તે ઘરને કલંકિત થતું બચાવ્યું તો હવે તે ઘર તેને ઘરનો માણસ ગણી આમ આવકાર આપે તે દેખિતું છે. આજે હરિલાલ વિનોદ ઉપર જે માગે તે દેવા આફરીન થયો હતો, પણ. વિનોદને કયાં કંઇ લાલચ હતી !

આ બનાવથી મેના પણ વિનોદ તરફ વધારે ખેંચાઇ. તે હવે તેની સાથે હરતીફરતી અને હસાહસ કરતી, છતાં કોઇ તેમાં હવે અંતરાય નાખતુ નહી, ઉપકારવશ મેના વિનોદને આનંદ આપી આભારી વૃત્તિઓ બતાવે છે, એમ સમજી કુટુમ્બમાં સર્વ મનુષ્યો આ બન્નેના પરિચયથી કદિ વહેમાયાંજ નહિ. જ્યારે આ તરફ ગુરૂ શિષ્યા મટી જઇને બન્ને ભોળાં યુવાન યુવતિ માયાના પાશે બંધાઇ મદનરાજનો માર જેટલો સહન થાય તેટલો સહન કરી દીલ પર કાબુ મેળવી તેમનાં મનને બરાબર કસતાં હતાં.

હવે કોલેજમાં છ માસિક પરીક્ષા વીતિ ગઇ હતી, એટલે દિવાળીની રજાઓ પડવાથી ભરૂચથી શશીકાન્તનો પત્ર આવ્યો હતો કે વિનોદે ભરૂચ તરફ આવવું નહિ. કારણ તેઓ દંપતિ વાસદ જતાં વિનોદને વડોદરા મળશે- અને ત્યાંથીજ સીધાં સર્વ વાસદ જઇશું. એવો પત્ર મળવાથી મેનાને તો આનંદ થયો. કારણ જેટલા દિન વિનોદ ટકે તેટલી વધારે આનંદી વૃત્તિઓ કેળવાતી હતી એક બીજા માટે પ્રણય ફણગો ફુટી ચુકયો હતો, છતાંતે હજુપણ દીલના ગુપ્ત

ભાગમાંજ છુપાઈ બેઠો હતો. કોઇનાથી એક બીજાની લાગણી ખુલ્લી ન થઈ.

" ચપળાના દીલ દેહમાં, શરમનું તાળું હોય,
લાજ મુકી એ પુરૂષને, તોડવું દુનીયા માંય, "
" લજ્જા ભૂષણ નારિનું, શર સંધાને બાહોશ;
ભલભલા ક્ષણ એકમાં, કરી દેતા ખામોશ. "

પોતાના મકાનમાં રહેતા અન્ય બે મિત્રો સ્વસ્થળે ઉપડી ગયા હતા, જેથી હવે આ બન્ને પ્રણુયિની બેઠક વિનોદના મકાનેજ થઇ. અહિ પણ મર્યાદા તો ઠીક સાચવી. કોઇ કોઇ વખતતો સવિતા પણ તેમની સાથે ભળી આનંદ કરતી. વળી જ્યારે જ્યારે પેલો ગાડીવાળાનો પ્રસંગ યાદ આવતો ત્યારે મેના આભાર સહ વિનોદને ગરકાવ બનાવી દેતી હતી. લીલાવતિ પણ વારે વારે આવી તેમને આનંદ આપતી હતી. ગાડીવાન વાળો બનાવ તો કોઇએ જાણ્યોજ નહતો કારણકે તે ખુલ્લો કરવામાં મેનાને શરમસ્પદ બનવાનું હતું જેથી તે બાબત ઢંકાએલીજ રાખવી ઠીક માની કોઇએ તેને ખુલ્લી કરી નહિ ખુદ લીલાવતી પણ આ ભેદ સમજી શકી નહિ. ફકત તે એટલુંજ જાણી શકી કે સખી મેના દરરોજ વિનોદના વેણુંનાદે વધારે ને વધારે મોહમયિ બની મોહ પામે છે. હવે કદાચ ગોપી કહાનનો રાસ પણ બની જાય, તેમ પણ તેના મનમાં તો તર્ક બંધાયો હતો. પરંતુ મેના પર વ્હાલ દાખવનાર વ્હાલસોઈ લીલાવતિ આ પ્રકારનો વિચાર કરી આખરેતો રાજી થતી.

આ અરસામાંજ ઘણા દિને આજે ભરૂચ જઈ આવી ત્યાંથી સીધો કલાનો પત્ર વિનોદ ઉપર આવ્યો. પત્ર દેખતાંજ વિનોદ

સમજી ગયો કે એ પત્ર કલાનોજ છે. હવે દુઃખ એ થયું કે " કદાચ મેના જાણશે તો તેનું દીલ ચીરાઇ જશે; તથા મારે માટે તે શું ધારશે! અહિં તેની આગળ હું કઠોર તપશ્ચર્યા કરૂં છું; પણ જ્યારે આ પત્ર વાંચશે ત્યારે એ તપશ્ચર્યાનો લોપજ થયેલ મેના તો માની લઇ મને લુચ્ચો બદમાશ તથા ધુતારો ઠગારો માની દેશે તેમાં જરાયે શક નહિ. માટે ઉત્તમ રસ્તો એજ કે પત્ર તે દેખેજ નહિ તેમ વાંચી પછી ફાડી નાંખીશ. અને ત્યારબાદ કલાને હવે છેલ્લો પત્ર લખી દઇશ."

પોતે આવો વિચાર કરતો હતો તેટલામાં તો અધિરી મેના નજીકજ બેઠી હતી તેણે તેને વિચાર ગ્રસ્ત જોઈ પ્રશ્ન કર્યો.

" કેમ કંઇ આમ વિચારમાં પડયા માસ્તર સાહેબ ? સહેજ જ ! અમસ્થોજ એતો મેના ! " વિનોદે ઉતાવળમાં કહ્યું

" ના! ઑહ! નો! નો! યુ સીમ ટુબી ટુ મચ ઇન્ડલ્જડ ઇન ધેટ લેટર ! હુઝ ઇટ ઇઝ ડીયર વિનોદલાલ! માઇ સ્કૉલર ફોર ધી પીઆનો ! અરે! નાના ! પેલા પત્રમાં તમે બહુ ગરકાવ થયા જણાવો છો. મારા બાહોશ હાર્મોનિયમ વિદ્યાર્થિ ! વ્હાલા વિનોદલાલ! એ કોના છે? "

" કોઇ મુંબાઇના સ્નેહિ મિત્રનો ! બટ મેના ! આઈ સી ધેટ યુ આર મેડ નાવ એ ડેઝ ' " [ પણ મેના! મને લાગે છે કે હમણાં હમણાં તું ગાંડી બની છે ] "

"તમે તો ગાંડા છો ? હાવ કેન યુ ડેર સે ?" ( તમે કેવી રીતે મને ગાંડા કહી શકો છો ) "

"તારા પોતાના ભૂલભરેલા શબ્દોથી ! યસ યસ ઇટ ઇઝ રાઇટ" "(હા હા તે બરાબર છે)"

" એન્ડ આર યુ નોટ યુઝીંગ સચ એન્ડીયરીંગ ટર્મ્સ ફોરમી ડીયર વિનોદ ? " ( અને વ્હાલા વિનોદ ! તમો મારે માટે એવા વ્હાલ ભર્યા શબ્દો નથી વાપરતા શું ?) "

"છતાં લીમીટ ( મર્યાદા ) સાચવીને બોલું છું મેં ! તું મને વ્હાલા કહી બોલાવે તે કેવું ગાંડપણ ? સહેજ ઓબ્લીગેશન માટે આવો બદલો વળાય નહિ તે યાદ રાખી સમજો વ્યવસાય કરી લેવો ઉત્તમ છે મેના."

"તો તમે શું તમારા માથામાં એ ફુટનો ગજ લગાવી પડયા છો તે મને 'તું' 'તારી' કહી સંબોધો છો ? તમેજ મને એ પ્રમાણે ટીચીંગ ( શીક્ષણ ) આપ્યું છે કહો કોનો વાંક ?" કહી નયનોનો કુસુમસર ધિમેધિમે સરકાવતી બાળા હસી પડી.

"ઓલ રાઇટ મેના ! ભલે બન્નેનો વાંક ચાલ પત્યું ! પણ યાદ રાખજે કે 'ઓલ ધેટ ગ્લીટર્સ ઇઝ નોટ ગોલ્ડ " "[ ઉજળું એટલું દુધ નહિ. ]"

"ભલે દુધ નહિ તો દહીં તો ખરૂંને ! પણ દૂધ તો સારૂં કે એકદમ પી શકાશે, જ્યારે આ દહીંની તો બહુ પંચાત." એમ કહી વિનોદને ધકકો મારી મેના હસવા લાગી.

"ઠીક ! તો ચાલ હવે પેલો કાઇનેટીક એનરજીનો દાખલો કરીયે. કાલે પ્રોફેસર પૂછનાર નથી પણ મહિના પછી તો પૂછશેને!"

"અને કાલે શાથી નહિ ? કાલે પૂછે તો ભલે પૂછે ને ? લાજ જશે તો વિનોદની જશે ! આપણે શું ?"

"પણ કાલે કયાંથી પૂછનાર છે ? કાલે તો કોલેજ બંધ છે.

"એટલે શું પ્રોફેસર નાસી ગયા છે! તેમને ત્યાં જઈ રીકવેસ્ટ ( પ્રાર્થના ) કરીશું કે અમોને સ્પેશ્યલ સ્ટુડન્ટ ગણી સવાલો પૂછો; અને અમારી ડીફીકલ્ટીઓ સોલ્વ કરો "

"હા ! હા ! તું જજે ! મારે તો નથી આવવું." કહી વિનોદ ખૂબ હસ્યો.

"એમ કહોને કે તમારી બુદ્ધિના ખાડામાં છીંડુ પાડ્યું છે, એટલે તે હવે લીક ( ગળી ) થઇ જાય છે. ચાલો હુંજ પ્રોફેસર

બનીશ. અને તમારા નોલેજ (જ્ઞાન) માટે પ્રશ્નો પૂછીશ. યાદ રાખો કદિ ન અનુભવેલા પ્રશ્નોત્તરો લાવુ છું કે નહિ."

"તો હું પણ તને પુછીશ હાંકે! યુ વીલ બી પરપ્લીક્સ્ડ એટ ધેટ મૉમેન્ટ" "(તે વખતે તું ગભરાઇ જઇશ.)"

"ઓલ રાઇટ! વોટ ડુ આઈ કેર!" "[ભલે ભલે! મારે શી દરકાર છે]"?

"તો ચાલ હવે આ સૌ નાટક છોડી આપણે એનરજીના દાખલા કરીયે. એ સૌ જો આપણે વિસારીશું તો આપણાતરફ બમણી ગતિ વાપરી તે સૌ આપણને વિસારી દેશે. માટે ગો ઑન લેટ અસ વર્ક?" "માટે ચાલ! આપણે હવે કામ કરીયે]."

"શું કહ્યું? મેં સાંભળ્યું નહિ"

"તારૂં દીલ તો ઠેકાણે છે ને મેના?" વિનોદે પ્રશ્ન કર્યો.

"હા, લગભગ એક કવાર્ટર (ચોથું) તો આ ઉછળતી છાતીમાં સંતાડયું છે, પણ બાકીના ત્રણ કવાર્ટર (ચોથીયાં) તો કોઇ ઉપાડીગયું છે જબરદસ્તીથી એટલે તે માટે હું કંઇ ગેરંટી ન આપું જેણે આમ કર્યું હોય તેને મારા વતી ઓન માઇ બીહાફ જરા વિનંતિ કરશો તો પણ તે ધુતારો ચોર તે થાપણ તો નહિજ છોડે." કહી મેનાએ નીચું જોયું.

"મેના! આજકાલ તારૂં ચિત્ત અભ્યાસમાં નથી હોકે! આ બધું શું લવી જાય છે! થીંક પ્લીઝ ફૉર અવર સ્ટડી એન્ડ બેની ફીટ" "(મહેરબાની કરી આપણા અભ્યાસ અને ફાયદા તરફ જો)"

"હા! આ તો ફાયદાની જ ટોક [વાત] છે."

"ના જંરાયે નહિ, નોટ એ બીટ ઈવન મેના" "[ એક ટુકડો જરા સરખો પણ નહિ મેના ]"

"તો લાવો એ દીલ પાછું તે રોબર (લુંટારા) પાસેથી એટલે તેને સોનાના દાબડામાં તાળું વાસી સંતાડી રાખીશ. જેથી ઈટ વીલ નોટ બી સ્ટોલન બાઈ એની મીસ્ચીફીઅસ ફેલો." "( જેથી કોઈ તોફાની માણસ તેને ચોરી શકે નહિ )"

"વાહ! વાહ! બુદ્ધિની બલીહારી! એ તે વળી એમ પૂરી રખાતું હશે!" કહી વિનોદ હસ્યો.

"તો તમારી બુદ્ધિની પણ વાહ ઈમારત મારા સ્કૉલર! એને તે વળી શું ફોર્સ (બળ) કરી ચોરાતાતું અટકાવાય? તમોજ કહો ને?"

"ખરેખર એ ફેકટ (સાચું) છે; પણ આપણે આમ વાતો ન કરવી તે ઉત્તમ છે છતાં મેના! જા! ગો એન્ડ ગેટ યોર દીલ ફ્રૉમ ધી રૉબર. આફ્ટરવર્ડ્ઝ વી વીલ વર્ક ધી સક્સ." "( તો જા મેના! અને એ લુંટારા પાસેથી દીલ પાછું લાવ, ત્યાર પછી આપણે દાખલા કરીશું )"

"શંકા એટલી જ કે તે પાછું આપશે કે નહિ! આમ જાતે રોબર (લુંટારો) છે, એટલે કદાચ મને આખીને લુંટી હવે ઉપાડી જાય તો પછી મારાં માબાપ અને શિક્ષક ક્યા રમકડા સાથે રમે અને આનંદ કરે?"

"ના કેમ આપે? શું બાર છે? હી મસ્ટ." "તેણે આપવુંજ જોઈએ.)"

"ત્યારે બહુ જીદ કરો છો તો આ નાણાવટી મહારાજ!

રાજ રાજેશ્વર! મહિયારીના કહાન! ગોપીનંદન! મેના રાચક! મોરલીધર! દીલહર! દીલ ચોર! ઠગારા! ધુતારા! શેખર! (લુંટારા!) પરાયા ઘરને દગો દેનાર કનીંગ! (લુચ્ચા) મોહવાળા! કામણગારા! કૃષ્ણ! વીનોદ લાવો તે દીલ!

"હું શેનો આપું?" મેં કંઇ ઓછુંજ લીધું છે! આટલા બધાં ઉપનામો શાં?" વિનોદે આમ કહી હસાય તેટલું હસવા માંડયું.

"તે તો પુછોને તમારા દીલને! હવે હું શેનો આપું? કહી વાત ઉડાવો છો ત્યારે હું શું રોંગ (ખોટું) કહેતી હતી કે તે ધુતારો નહિ આપે! તમારા જેવો વિરા નર ઓછો જ ખિકણ અને તેમ છે.!"

"ના જરાયે નહિ! કોઇને દીલ આપી મારા પર આવું તહોમત ન મૂક. આઇ વીલ ટેલ હરિલાલ ઓલ ધી મેટર" "(હું હરિલાલને સર્વ બાબત કહીશ)."

"ઠીક ચોરી અને વળી ઉપરથી શીરજોરી! મારા મુખમાં શું જીભ નથી? હું પણ મારાથી કહેવાશે તે ડાબા કાનમાં કહીશ. તમો રાઇટ [જમણા] કાને કહેજો. પછી હરિલાલ કયા કાનને સતેજ કરે છે તે આપો આપ સમજાઇ જશે."

"ધન્ય છે મેના તારી વાકપટુતાને! પણ વગર વિચાર કર્યે તું મારા માટે આવા વિચારો કરી નાહક વખત ગુમાવે તે શું તને ઠીક જણાય છે? હરિલાલ આ વાત જાણે તો શું કહે? આપણે હજીયે ફાધર ક્રાઇસ્ટના (પ્રભુ પિતાના) પ્રતાપે નિર્દોષ છીએ, છતાં કોઇ શું ધારે? માટે આવા વિચારો મનમાં લાવ્યા વગર જે કંઇ તર્ક હોય તે ભુસી નાખવા ઉત્તમ છે. કારણ પાછળથી પસ્તાવો બહુ થાય છે. જેથી સુતરના એક તાંતણા જેટલા થાય

તેટલામાંજ તેને તોડી નાખ, નહિતો જ્યારે બહુ તંતુઓ ભેગા બળ જમાવશે; ત્યારે તે દોરડું તોડવું મુશ્કેલ થઈ પડશે. અને તે વખતે આ જીવન અંધૂળ સમાન જણાશે. હજી દુનિયાના પહેલે પગથીયે ઉભા રહી તને તેનો ખરો ખ્યાલ નથી આવ્યો. આવી બાબતોમાં માતપિતાની સંમતિ પ્રથમ જોઇએ, આપણો સમાજ એવો છે, તે સાથે લોક લાજપણ તેટલીજ છે."

"તો શું માબાપ કુવામાં નાખે તો કુવામાં પડવું ? હું તો કુવાનું ભડ પકડીને પણ ઉપર નાસી આવું. એમણે તો સવિતાને ખારે કુવે નાખી છે. એમ તો વિજયા મા પોતેજ કહેતાં હતાં."

"માબાપ કુવામાં નાખે અને ભડ પકડી ઉપર નાસી જાય તે સ્ત્રી ખરેખર નર્કની અધિકારી બને કારણ કે તેને હવે કુવોજ ક્ષેત્ર માનવાનો છે. તેણે કુવાનો છુટકારો કર્યો એટલે તરતજ તેની અધમાવસ્થા થઇ માનવી. ત્યારપછી તો ધોબીનો કુતરો નહિ ઘરનો કે ઘાટનો."

"ત્યારે આજ સુધી અવ્યક્ત રાખેલ બાબત માટે તમો મને હોપલેસ બનાવશો વિનોદ !" કહી મેનાએ આંખમાં અશ્રુ આણ્યા. પુરૂષના હૃદયને પીગળાવનાર સ્ત્રીના આંસુનો પ્રભાવ પડયા વગર રહે જ નહિ.

"જ્યારે આટલી બધી તારી 'ફીલીંગ' (લાગણી) છે, ત્યારે તો તેઓને માબાપને આપણી ફેવરમાં (કૃપામાં) લાવી કામ સાધવું એ અત્યોત્તમ છે. પણ મેના ! આઇ ડોન્ટ થીંક." (પણ મેના ! હું નથી ધારતો કે તેમ બને !")

"ના શું બને ? ડુંગર વસમા હોય છતાં સામી પાર જવા

માટે તેને ચઢી ઉતરવામાં હિમ્મત. ખોઇ નાખીએ તો પછી રોદડાં રડી રડી તળેટીમાં મરવાનું થાય."

"હજીયે મેના હું તો કહું છું કે ઉંડો ડીપ ડીપ વિચાર કરી ડગ ભરજે. નહિ તો આટલો ઓળખાણનો સંબંધ પણ તુટી જશે."

"તે રીલેશન (સંબંધ) તોડવું તમોને ઠીક લાગે છે ? તમો બાહોશ છો, કલેવર (હોંશિયાર) છો તો મને યુક્તિઓ બતાવજોને ? તે પ્રમાણે હું મોટાં મોટાં વિકટ તાળાં પણ તોડી નાખીશ."

"અને કદાચ સપડાવો તો મેના."

"તો તો સાથે જેલમાં રહી ત્યાં સહગમન સ્વર્ગનું આદરીશું. પ્રભુના દરબારમાં સહુ જીવો ઉંચા કે નીચા દરજ્જાના નથી. પોતાનાં કાર્ય પ્રમાણે હક ભોગવે."

"ધન્ય છે ! મેના ! તો આજે આટલા તારા ભાવ જાણી અત્યંત આનંદ પામી હું તને વચન આપું છું કે હું તારે માટે જીવન કુરબાન કરીશ."

"મેં તો ક્યારનુંયે કુરબાન કર્યું છે. મારા દીલચોર !" કહી મેના—ભોળી મેના—વિનોદને ભેટવા દોડી.

"મેના આપણે સ્નેહ ગાંઠથી જોડાયાં, પણ જ્યાંસુધી લગ્ન-ગાંઠથી ન જોડાઇએ ત્યાંસુધી શુદ્ધ ભાવના રાખવી તે પણ આજે આ રીતે પ્રભુ સાક્ષીએ પ્રતિજ્ઞા લઇએ."

આ સાંભળી ઉતાવળી બાળા પાછી પડી, અને તેણે મનમાં સમજી જઇ પાછાં ડગ ભર્યાં.

અચાનક હસતી હસતી લીલાવતિ દાદર ચઢી ત્યાં આવી પહોંચી અને બોલવા લાગી,

"સહીયર દીલના વાસી ! વિનોદ ભાઇ ! એ પુષ્પને જાળવજો એ તો કોમળ છે. તેની પાંખડીયો નાજુક છે હાં કે ! "

પોતાની સર્વ વાતો લીલાવતિ સાંભળી ગઇ જાણી મેના તેને ભેટી પડી. ઘડીભર વિનોદ આ વ્યવસાય જોઇ સ્તબ્ધ ઉભો. તેને પેલો પત્ર સાંભર્યો. એટલે તેણે તે ધિમે રહી ઉપાડી લીધો.

"ના ! લાવો એ લેટર. (પત્ર) હવે મારો અધિકાર તે ફોડવાનો છે." કહી ઝડપથી મેનાએ તે લઇ લીધો.

વિનોદ ગભરાયો પણ હવે શું બોલવું તે તેને સમજાયું નહિ. એટલામાં તો મેનાએ પત્ર ફોડી વાંચવા માંડયો,

વીરલે પારલે
ઘર નંબર—
મુંબાઇ.

## ખાનગી.

વ્હાલા વિનોદ !

ઘણા દિન પત્રની રાહ જોઇ, છતાં મળ્યો નહિ એટલે તમારી આજ્ઞાનો બીજી વખત અનાદર કરૂં છું તો માફ કરશો, જ્યારે આમજ કરો છો તો પછી મને તે દિને જોખમ ખેડી શા માટે બચાવી ? વિરહ વેદના કોને ન અકળાવે ? માતાના કલંકે પુત્રિને શા માટે દબાવો છો ? મારી માતા ભુલમાં ગમે તેવી હતી, પણ પ્રભુ સાક્ષીએ હું લખું છું કે તેણે હવે ચંપા માસી સાથે પુનર્જન્મ લીધો છે. સમાજની લાજે તમો મારૂં કુમળુ આશાવાળું દીલ ચીરશો નહિ, એવી તો ખાત્રી તમારા દીલમાં વહેતા દયાસાગર પરથી હું જાણું છું. છતાં આપને ફરીથી જણાવું છું કે

જો તમો મારો સત્કાર નહિ કરો તો બાલકુમારિ રહેવાનો સંકલ્પ મેં પ્રભુ માથે માની કરી લીધો છે. મારી મા તથા માસી હજીયે તમોને સંભારે છે. જવાબ ઉપરના શીરનામે લખજો કારણ અમોએ નઠારા લોકોથી હેરાન થઇ વાસ-રહેઠાણ બદલ્યો છે. એજ.

લી. આપની ચરણ રજ,
" કલાપિ માઇનસ પિ. "

પુરે પુરો પત્ર વાંચી રોષ સહ મદમસ્તિના જોરમાં ભાન ભૂલેલી બાળાએ વિનોદ તરફ કાતિલ નજર કરી હાથ લંબાવી પત્ર આપતાં કહ્યું.

" લો આ તમારી કોપ સ્નેહિનિની કંકોત્રી આવી છે. સાંભળ્યું કે મહારાજાધિરાજ ] નેક નામદાર ! બાલ બ્રહ્મચારિ ! "

" શેની કંકોત્રી લીલાવતિ? જાણે કંઇ ન જાણતો હોય તેવો ડોળ કરી વિનોદે વાત ઉડાવવા કાજ લીલાવતિ સાથે વાત કરી.

" અરે એ શરમના ટુકડા ! દિવાના વિનોદ ! મારી સાથેજ બોલોને ! લીલાવતિ ઓછી તમારી લૉયર [વકીલ] થવાની છે ! હુ ઇઝ ધીસ કલાપી માઇનસ પિ કલા ! [આ કલાપિ ઓછા પિ એટલે કલા કોણ છે. ] કહેતા હતા ને કે બાલ બ્રહ્મચારી છો. તમેતો શેમલેસ (શરમ વગરના) બની કોલેજને લજાવી. હવે સયાજી મહારાજની સયાજી કોલેજમાં તમારે વાસ્તે દરવાજા કાલેજ સ્ટોપ [બંધ] થઇ જવાના. બોલો તો ખરા ! હવે કયાં મુંઝાવ છો ! નાગા ! લુચ્ચા ! હરાયા !

પણ તરતજ સવિતા આજે અચાનક ત્યાં આવી પહોંચવાથી આ વ્યવસાય આગળ જતો અટકયો; અને સર્વ છુટાં પાડયાં; પ્રેમિ બનેલ પંખીઓને મનમાં ઘણી ઘણી મુંઝવણો થવા લાગી. વિનોદે

આખો પત્ર ચોકલો પડતો વાંચ્યો. તેની દૃષ્ટિ સમિપ કલા ચાક આવી " અરે! મેં બન્ને બાળાઓને બચાવી, અને બન્નેએ મને હસ્ત સોંપવા પોતાનો પરવાનો આપ્યો અને મારો માગ્યો. તો પછી કલાને ત્યજી આ મેનાને પસંદ કરી તે શું કુદરતને ગમે તેમ છે! સમાજ કલંકે અને માતાનાં આચરણે પુત્રિની આશાઓ તોડવી એ તો બાયલાપણું અને ભિરૂતા એ ખરેખર દીવા જેવી વાત છે! આ બધા તર્કો કરતાં પણ મારી સાથે શું સ્વતંત્રતા છે કે હું આમ વિચરી રહ્યો છું. પણ ના! ના! મેનાને વચન આપ્યું ત્યારે ક્યાં શશીકાન્તને પૂછવા ગયો હતો! જરૂર જરૂર તો તે કલા! કલંકિત માતાની પવિત્ર પુત્રિ કલા! મારા દિલમાં તારે માટે પણ એક ખુણો તો મેનાની રોપ ભરી નયનો નહિ ગણકારતાં છુપાવી રાખીશ. પ્રભુએ જેવી રીતે મેનાને બચાવવા મને પ્રેર્યો તેજ રીતે શું તારે માટે સેઇમ [બરાબર] ના બન્યું. હા, ખરેખરે તેમજ બન્યું. તો તને હું અન્યાય નહિજ કરૂં કલા. કલા! તારે માટે પણ લાગણી તો રાખીશ. પણ અરે? આ બધા વિચારો મને વિદ્યાર્થી અવસ્થામાં છાજે! ન છાજે ન છાજે! મારા જેવો એક હોંશિયાર મનાતો યુવક, આમ માયાથી મોહી પડે તો તો પછી આખી વિદ્યાર્થિ આલમને કલંકજ છે. પ્રભુ તું જે પ્રમાણે દોરીશ તે પ્રમાણે હું દોરવાઇશ. શશીકાન્ત તથા કુમુદને પણ મારા મતમાં ભળતાં કોણ તું નહિ કરે! કેમ નહિ! જગત નિયંતા! અમારો સ્નેહ તેં જોયો અને પારખ્યો, તો પછી હવે તારાથી આટલું મારૂં કાર્ય નહિ બને!

આ પ્રમાણે વિચારોમાંજ લગભગ દશ દિન તેણે વિતાવ્યા. આજકાલમાં તો પેલા પત્રની થયેલી અસરથી મેનાએ પણ બોલવું

ચાલવું ઓછું કરેલ હતું છતાં કલાની લાગણીથી તેને ભાવ ભર્યો જવાબ આપી વિનોદે મેનાને મનાવવા પ્રયત્ન કર્યોજ નહિ, એટલે કલારોષી મેનાને હવે મુંઝવણુ થવા લાગી; પોતાના મકાને ફક્ત એકજ વખત વિનોદ આવી ચાલી જતો તે તેને જરાયે ન ગમ્યું.

આ અરસામાં તો ભરૂચથી શશીકાન્ત તથા કુમુદ આવી પહોંચ્યાં. ભાઈ ભાઇને ભેટી પડી બન્ને બંધુઓએ એક બીજાના કુશળ વર્તમાન પૂછ્યા. કુમુદ પણુ દીયેર પર વ્હાલ બતાવી તેના સુકાયેલા શરીર માટે ચિંતા કરવા લાગી. આ વાત અર્ધા કલાકમાં તો મેનાએ જાણ્યાથી તરતજ સવિતાને ત્યાં મોકલી તેમને પોતાને ત્યાં તેડી મંગાવ્યાં. વિનોદે કરેલ ઓળખાણ શશીકાન્તને બહુ જ ઠીક લાગ્યું. કુમુદે પણ મુક્ત કંઠે મેનાનાં વખાણ કર્યાં. પણ શશીકાન્તે દાબ બતાવી તે બાબતમાં બહુ વાત ન કરવા તેને સમજાવી દીધું. તેઓ સાથે ફરી વિનોદે તેમને વડોદરાનાં સર્વ સ્થળ બતાવ્યાં. વડોદરાને વિનોદ ઘણા વખત સયાજીપુર કહેતો હતો જેથી કુમુદ વારે વારે કહેતી કે "વિનોદભાઇ હજી સયાજીપુર તો બતાવ્યું નહિ"! ત્યારે શશીકાન્ત તથા વિનોદ બન્ને ખડખડ હસી પડતા. હરિલાલે પણ વિનોદનાં ઘણાં વખાણ કરી શશીકાન્ત તથા કુમુદની બરદાસ પોતાને ત્યાંજ કરી. પાંચ દિવસ આમ રોકાઇ આખરે વિનોદ સાથે તેઓ વાસદ જઇ આજે જીંદગીમાં પહેલવહેલી દીવાળી ઉજવવા માટે તૈયાર થયાં. વિનોદ મેના સાથે હમણાં હમણાં બોલતો નહિ, અને વળી તે જવા તૈયાર થયો એટલે મેનાના મનમાં ચિંતા થવા લાગી. "કયારે વિનોદને મળી તેની માફી માગું ?" એજ વિચારો તેને થવા લાગ્યા.

જે દિને જવાનું હતું તે દિને સહેજ પ્રસંગ પડતાં મેનાએ

બનાવનાર વાક્યો મારી મધુરી મેના શિખ્યાં ”!

“હાશ ! આજે આપે મને તમારી કહી, તેજ લ્હાવો બસ છે. લાવો તમારો હાથ ! એ હાથ મારા કપોલ પર ફેરવો. એટલે લ્હાવની પછી પરવાજ નથી. જતાંએ તમારો હાથ પકડી રાખી આનંદસહ સ્વર્ગે વિચરીશ. તમે મારા છો અને હું તમારી છું. સમાજ આપણી વા । કરે છતાં મારૂં કહ્યું માનશો ? જગતની પરવા પ્રેમ પાછળ । કરો તો હું એક અંતરનો ઉમળકો કહું. માનશો વિનોદ ! મારા વિનોદ ! ”

“ કેમ નહિ ? હવે જગતની કયાં પરવા કરૂં છું ! જગતની પરવા ગણી મ્હેં તારા જેવી તરૂણીનો ભવ બગાડી જીવન છીનવી છુંદી નાંખ્યું; તો હવે તે જગતની કયાં પરવા કરૂં ? સગાં વ્હાલાં સૌથી પરવારી ગયો. હવે તારો સનમનો તારો હતો તે પણ ઉડી ગયો. અંધકારનું વાદળ તારા નામ પાછળ મને વીંટાઇ વળશે બોલ તારે શું મનાવવાનું છે પ્રિયે મેના ! ” કહી વિનોદ રડી પડયો.

“ આપનો ભવ બગાડશો નહિ. જો કે કલા બાબત તમે મને કંઇ જણાવ્યું નથી છતાં તેના પત્ર પરથી જ હું તમોને કહેતી જાઉં છું કે તેનો હસ્ત હવે જગત અને સમાજની દરકાર કર્યા સિવાય ગ્રહી તેને માગ વતી સંતોષજો. અને તે સાથે સાથે મારો એક ફોટો સ્મરણ ચિન્હ તરીકે તમો બન્ને હમેશાં ડોકમાં રાખી મુકશો. એજ મારી વાત ? છેલ્લી વાત ! કહો માનશો ! ”

“ મેના હવે માનવું ન માનવું રહ્યુ જ નહિ. જગત મને ભલે દીવાનો કહે. આંધળો કહે; કે ગાંડો કહે છતાં તારા નામની હડતાળ પાડી હું ચારે દિશાએ ગજાવી મુકી આખા જગતને મારી ગરબાવાળીના સ્મરણ રૂપે જણાવીશ કે—

વિનોદનો કોટ પકડી તેની માફી માગી; પણ વિનોદે ધિમે રહી એટલોજ જવાબ આપ્યો કે "મને ખોટું શું લાગ્યું છે, વળી તેં શો દોષ કર્યો છે તે મારી માફી માગે છે?" આટલુંજ તે બોલી ત્યાંથી આશાવાન યુવતિને તરછોડી ચાલ્યો ગયો. આ વખતે મેનાની આંખમાં અશ્રુ આવ્યાં. કુદરતે એવી સંકલના કરી છે કે પ્રેમિના દોષ પ્રેમિ દેખી શકતું જ નથી અને દેખે તો પછી એ પ્રેમિ કેમ કહી શકાય?

કુટુમ્બનાં ત્રણે જણ વાસદ જઇ સગાં સંબંધને નહિ ઓળખતાં હોવાથી ઓળખાણ કહાડી કહાડી મળ્યાં. સુઘડ કુમુદને જોવા આડોશીપાડોશી આવીને રમાનાથ કાન્તા, દયાળભાઈ સરલા એ બધાંને સંભાળી અશ્રુ સારતાં. શશીકાન્તને મળેલ સારી જગાના પ્રતાપે તેના મકાનમાં પણ ઠીક ઠીક લોકની મેદની ભરાતી હતી. અહિં આ પ્રમાણે થતું ત્યારે વિનોદ વાસદ મુકામે તથા મેના સયાજીપુર અગર તો વડોદરા મુકામે ચીમનાબાઇ ટાવર સામે ઝુરતાં હતાં ફક્ત આનંદ હતો કલાને મુંબાઇ બંદરે કે તેણે ટુંકમાં જ વિનોદનો ભાવ ભર્યો આશા સુચન કરતો પત્ર મેળવ્યો હતો.

દિવાળીના દિવસે જ વડોદરાથી હરિલાલનો તાર આવ્યો કે "મેના શીક છે. અને વિનોદને જોવા માગે છે." શશીકાન્ત જાણતો હતો કે વિનોદ મેનાને ટ્યુશન આપવા જતો હતો. એટલે તેને જરાયે વહેમ ન આવ્યો; અને તેણે દિવાળી હતી છતાં વિનોદને વડોદરા રવાના કરી સાંજે પાછા આવવા જણાવ્યું. કુમુદે પણ શશીકાન્તને ત્યાર બાદ તેજ દિને કહ્યું કે 'મેનાનાં માબાપ આપણી ન્યાતનાં છે. એટલે જો કંઇ ગોળ ધાણા થાય તો ઘણું સારૂં. મને

તો એમજ સમજાય છે. જુવોને એ છોડી વિનોદ સાથે કેવી છુટથી બોલતી હતી ! વિનોદ આપણાથી શરમાતા હતા એટલુંજ."

પણ શશીકાન્તે જવાબ આપ્યો કે "સાવ સ્વર્ગ મળે તો પણ વિનોદને હમણાં જંજાળમાં નથી નાંખવો. તેનો અભ્યાસ પુરો થયા બાદ સૌ જોવાનું. અને તે પ્રસંગે ભાગ્યમાં હશે તેમ બનશે" આથી કંઇ કઇ બબડી કુમુદ શાંતજ રહી.

આ તરફ વિનોદ વડોદરા આવ્યો તો તેને માલુમ પડયું કે ખરેખર મેના તાવથી સપડાઇ પથારી વશ બની ગઈ હતી. તેના દેહમાં ઘણો તફાવત પણ પડયો હતો. અને ડૉકટરે સલાહ આપી હતી કે મન પર ભારે ધ્રાસકો પડવાથી આમ થયું છે. આ સાંભળી વિનોદ તો દિંગ થઇ ગયો. લીલાવતિ ત્યાંની ત્યાંજ સખી માટે અશ્રુ સારી રહેતી હતી; અને તેને એકાંતમાં ઘણું સાંત્વન દેતી પણ અનુભવે સિદ્ધ કરેલ બાબત જાણી મેનાને ધિરજ ન રહેતી. આથી જ લીલાવતિએ હરિલાલના નામે વાસદ તાર કરાવ્યો હતો.

વિનોદને આમ અચાનક આવેલ જોઇ હરિલાલ તથા વિજ્યા અને સવિતાએ આવકાર આપ્યો; પણ તેઓનાં દીલ દુઃખ નીચે દબાયેલ હતાં તેતો તેમની મુખાકૃતિઓ જ જણાવતી હતી. લીલાવતિ એકાતમાં ઘણા વખત મેના સાથે ડૉકટરની સલાહ મળ્યાથી રહેતી હોવાથી ત્યાં કોઇ ઝાઝો વખત બેસતું નહિ. વળી ડોકટરે એવી સલાહ આપી હતી કે જો બહુ ધાંધલ કરી તેના મનને વધારે ઉદવેગ આપવામાં આવશે તો કદાચ હૃદય બંધ પણ પડી જાય તેવી હાલત છે, એટલે કોઈ ત્યાં બહુ વખત બીકથીરહેતું નહિ.

જે દિને વિનોદ આવ્યો તે આખો દિન તેણે પણ એકાંતમાં અશ્રુ સાર્યાં. તેને સમજાયું કે પોતે કલાની હાય વરાળે મેનાને પણ

સખત અન્યાય કર્યો હતો. એટલે તેને ઓછું આવે તે સ્વભાવિક વસ્તુ હતી. બપોરે જ્યારે ફરીથી ડૉક્ટર આવ્યો હતો ત્યારે તેણે જણાવ્યું હતું કે કંઈ આરામ જેવું લાગે છે, એટલે સૌને આનંદ થયો હતો, પણ વિનોદ તો આવ્યો ત્યાંથીજ શોક ગ્રસ્ત બની મૂઢ જેવો થઇ એકાંતમાંજ બેસી રહ્યો. વારે વારે મેનાની રૂમમાં જઇ પાછો આવતો હતો છતાં તેનું દીલ કહ્યું કરતું નહિ કે હવે શા મુખે મેના સાથે વાત કરવી! તેનો ચહેરોજ જણાવે છે કે તે થોડા દિનની મહેમાન છે. જે મેના તેની માફી માગતી તેજ મેનાની માફી માગવાનુ મન તેને થયું પણ અવસૂર ક્યાં મળતો હતો! સાંજના સાડા પાંચ વાગે હરિલાલ જ્યારે કામસર બહાર ગયા ત્યારે વિજ્યા પણ મંદિરમાં જવા તૈયાર થઈ. આજ દિવાળીનો દિન હતો જેથી મંદિરમાં જવું એ ફરજ માની તેણી સવિતા તથા લીલાવતિને મેના સોંપી ગઇ પરંતુ કર્મ વશાત સવિતાને પાડોશીની સ્ત્રી બોલાવી જવાથી અશાંત વિનોદને તરતજ લીલાવતિ મેનાની પથારી નજીક તેડી ગઈ પોતે વિનોદને ત્યાં મુકી બારણા બહાર જઇ નિરાંતે બેસી રહી.

"વ્હાલા વિનોદ! મારો રોષ ભુલી જશો? મારી એટલીજ પ્રાર્થના છે. હવે હું જઇશ, અને જઇને પણ ત્યાં આપનો વાસ કરવા નવું પ્રેમ સદન ચણાવીશ. આ જીવનનો ઉજ્વળ કાર્યક્રમ પુરો કરી તમો તથા કલા ત્યાં પધારશો તે દિન મારે સોનાનો સૂર્ય ઉગશે. પ્રભુ! મને માફ કરો." કહી મેના રડવા લાગી.

"આંસુ ન પાડ મેના! તું મારી છે હું તારો છું! તારે હજી જવાની વાર છે, અને જઇશું તો 'કલા મેના વિનોદ' સર્વે સાથેજ જઇશું, મને નિરાશ ન કરીશ આમ બોલીને? અશાંત

" પીધું સનમનું ઝેર મેં, પીવું ગણી પીધું હતું.
વ્યાપ્યું રગે રગ [illegible], [illegible] રસ રાજને."

" ડાહી બની દુનીયા બધી, છેડે ભલે આ દીનને,
પરવા નથી એ પાગલોની, પીધું સનમનું ઝેર જ્યાં."

" બસ હવે આ જગત મારા વિનોદ માટે છોડતાં મને જરાયે બીક નથી કે નથી સહેજ પણ ચિંતા. પ્રભુ આજે મારો સંસાર સફળ થયો. દયા લાવી તમારા બન્ને હાથે મને દાબો.' કહી અશક્ત મેના બેસવા પ્રયત્ન કરવા લાગી.

" ના! ના! ન આપ! ન આપ! જરાયે [illegible] તારા દેહને ન આપ! મેં અણ્યો નથી સંસાર! પ્રિયા ત્હેં અણ્યો નથી સંસાર! થયો અફળ સફળ સંસાર!" કહી વિનોદે તેને ફરીથી સુવાડવા પ્રયત્ન કર્યો.

પરંતુ મેનાએ તેની પાછળ પોતાના હાથ વીંટાળી દઇ ધિમે રહી કડી ગાયા કરી કે " મેં અણ્યો નથી સંસાર! થયો અફળ સફળ સંસાર! પ્રભુ આજ હાલતમાં મને મરવા દો લાવો તમારો હાથ."

" લે! મેના લે! એ હાથ તારોજ છે." કહેતો આંસુ સારતો વિનોદ પ્રિયાને સુવાડી તેની છાતીમાં માથું મુકી રડવા લાગ્યો.

# પ્રકરણ ૧૩ મું.

—(०)—

## મેં તજ્યો નથી સંસાર!

મેના તથા વિનોદનો વાર્તાલાપ સાંભળતી લીલાવતિની આંખમાં આ સ્નેહિ જોડા માટે હર્ષનાં આંસુ આવ્યાં. 'પણ તે હવે શા કામનાં! સખી મેના બહુ તો ૩ થી ૪ દિનની મહેમાન છે. કારણ તેનું શરીર તો દરરોજ વધારે અને વધારે શિથિલ થતું જાય છે. પ્રભુ મનની વેદના ટાળનાર વૈદ્ય તેડાવ્યો છે, તો હવે મારી સખીનું દીલ ચિંતાયુકત કરી તેને મોતનો ગ્રાસ થતી બચાવ. હજી ઉછરતી આશાઓ બંન્નેને સરખીજ છે. તે આશાઓ આજે કરમાઇ ગઇ છે"

આ પ્રમાણે લીલાવતિ વિચાર ગ્રસ્ત દશામાં બહાર બેસી રહી હતી; તેટલામાં તો પાછળથી તેને કોઇએ ધિમો તમાચો માર્યો. ગભરાતી ગભરાતી વહેલી વહેલી પાછી ફરી તેણે જોયું તો ત્યાં તેનો "હૈયા હાર મી. રમણલાલ પરીખ જરા જરા હસતો હસતો ઉભો હતો.

"એ! અંદર ન જશો. એ પ્રેમિ-જોડાને છેલ્લી તક મળી છે; તેમાં તેમને રૂચતા સંકલ્પો કરી લેવા દો," ધિમે રહી લીલાવતિ બોલી.

"મારી ક્યાં ના છે? ચાલ આપણે પણ સંકલ્પો કરીયે કાર્મહૂતિ!": હળવે રહી તેનો હાથ પકડી રમણલાલે કહ્યું.

"જુવો પાછા મીયાં મસીદના મસીદે ગયા. ખરૂં! હવે વળી પાછું હૈયામાં તાન ચડ્યું. ના હવે તો આજ દિવાળી! અને દેવ દેવાળી ઉપર તો આપણે પતિ પત્નિ થઇશું; ત્યારે તમે કહેશો તે આજ્ઞા શિર પર ચડાવીશ. વળી અહિં કોઇ આવી સખી મેનાનો આવો નિર્દોષ વ્યવસાય જુવે તે પણ સારૂં નહિ. માટે આજે નહિ. અને પંદર દિવસ પણ નહિ," હસ્ત લઇ લઇ તેણે કહ્યું.

ફરીથી હસ્ત લઇ રમણલાલે તે પર ચુંબન કર્યું. અને લીલાવતિને તેના તરફ ખેંચી; પણ તે ખસીજ નહિ. એટલામાં તો અંદરથી મેનાનો બોલવાનો અવાજ આવ્યો, એટલે રમણલાલે આપોઆપ શરમાતી લીલાવતિને છોડી દીધી. દબાય તેટલી દાબી સંતોષ માની તે અવાજ સાંભળવા લાગ્યો.

"વ્હાલા વિનોદ! એજ હાલતમાં મારા હૈયા પર શિર મુકી હવે મારી છેલ્લી ઘડીઓમાં પડી રહો. મને આનંદ થશે, અને મને મુક્તિ મળશે. પહેલેજ દર્શને તમારા વર્તનથી આપે મારૂં દીલ જીતી છીનવી લીધું હતું, તે દીલ તમારીજ પાસે સાચવી રાખજો કલાને મારો પ્રેમ નિવેદન કરી મારો ફોટો તેના હૈયા પર પહેરાવજો. કદિ કદિ આપના ગળામાં પણ રાખેલ ફોટો જોઇ તમે બે આંસુ સારસો તેજ મારો આ ભવ ઉજળો બનાવશે. હાય ? વિનોદ કાન્ત! પ્રભુ! વ્હાલા! પ્યારા! પહેલેથી પ્રભુએ તમોને આવી પ્રેરણા શા માટે નકરી! હૃદય વલ્લભ! મારાદેવ! મારી પાછળ શોક કરશો. નહિ. દીલ દુભવશો નહિ. જવાનું સૌને છે. તે સ્થળે તમારી રાહ

જોઈ આશા સહ હું લાંબી લાંબી નજર કરી મારો પ્રેમ સદનમાં બેસી રહીશ. હાશ ! પ્રભુ ? મને આરામ થયો છે. મારું દર્દ વીજળીની ત્વરાથી જાય છે. તમો ભલે ગમે તે આવે પણ દરકાર વગર, અરે એ પાગલોની પરવા સિવાય હવે મારા હૈયાપરજ મસ્તક નાંખેલું રાખો, જેથી તેની ચિંતાઓ આપો આપ ખસી જશે. આપને મેળવવા ઘણી યુક્તિઓ કરી, અને તે સૌ પ્રભુએ સફળ બનાવી, છતાં આપને નિરાશ કરી અરે દગો દઈ હું સીધાવી જાઉં છું, તો પ્રિયકાન્ત વિનોદ ! મને માફ કરો. હું તો તમારી હતી, છું; અને હમેશ રહીશ, જગત આપણો આવો સંબંધ જાણી નિંદા કરશે. પણ મારા પ્રેમં ઘેલા વિનોદ !–તમો તેની પરવા કરશો નહિ. નિરાશ ન બનશો; મુંઝાશો, મા ? જગતની કીર્તિ તો સાવ ઢંગધડા સિવાયની પોથી છે. પ્રભુ આપણા નિર્દોષ પ્રેમને કદિ નજ વખોડે, ન વખોડે; જરૂર ન વખોડે." કહી તેણે વિનોદના ગળા પછળ વીંટાળેલ હાથ ત્યાંના ત્યાંજ રાખ્યા.

" મેના ! મને હવે છેલ્લી પળે ભાન આવે છે હવે એ ભાન શા ખપનું ! પહેલેથી તને નિરાશ કરી હવે આશાવાન બનાવું તે શા ઉપયોગનું ? મેં પહેલીજ તારી લીલાવતિ તથા પરીખનો વ્યવસાય જોઈ પણ તારી સ્થિતિ તરફ ન નિહાળ્યું હાય ? ઓ દાની જગતના નિંદાખોર લોકો ! તમો પારકી નિંદા કરવામાં મશગુલ બનો છો, તેટલાજ તમારી પોતાની નિંદામાં મગ્ન રહો તો તમારા હાથે જાણ્યે અજાણ્યે બનતાં કેટલાં પાપોનો વિનાશ [illegible] [illegible] ચાલતાં હતાં એક [illegible]; " તે [illegible] નાક, સાચુવા [illegible] તમારા જ્ઞાનને હવે સતેજ કરજો. ! [illegible] [illegible] [illegible] [illegible] મેનાની મૂર્તિ જોઈ હું તમારી [illegible] [illegible] [illegible] [illegible] પોકારીશ, કે " તે મારી છે. " [illegible] મેના

તું પણ હવે ચિંતા ન કર! આપણે એક હતાં, અને છીયે, અને દેહ રૂપાંતર થશે છતાં જીવ એકજ રહેશે. સંસારમાં સોભાગ્ય તને નહિ ભૂલું. કલ્યાને તારા જેવી પનોતી હમેશ તારાં સ્મરણો કરી હું હરરોજ આંસુ પાડીશ ફોગટનાં નહિ પણ મારી મેના પાછળ હું ખરેખર દુઃખનાં આંસુ પાડીશ. આ વખત મને હમેશ સ્મરણમાં રહેશે. તે કેમ ભૂલાય મેના! મારી મધુર મેના! સ્વર્ગમાં રહી પણ તું મારો આક્રંદ ભર્યો નાદ શ્રવણ કરીશ તો મારો આત્મા સંતોષ માનશે."

"થઇ દીવાનો દીલનો, દાનો સખા ત્હારો કરે;
ઝીલજે સખી તું સ્વર્ગથી, દાતા તણા એ દાનને."

"એ દાનમાં ડહાપણ સમાયું, સર્વસ્વ મમ જીવનનું;
એનુંય એ એમાં ભમાયું, મન મને મલકાવતું."

"ગાંડો બન્યો હું ઘેલડો, ઘેલી ફરી મેના સખી;
હું ઘેલડો તું ગાંડીની, જોડી મઝેની જામી'તી."

"હું તે તું અને તું હુંજ છું, તારૂં હૃદય તે હું નકી;
હું હું ખરે તારૂં પ્રતિબિંબ, તારી છબી હુંમાં ભરી."

"આ ઝેર છે કે સનમ મીઠું, તોળજે તું પોષજે;
જો હોય કોમળ હૃદય તો, દીલડું કદી વરસાવજે."

"અને મેના તને આવો યાદ કરીશ તે સાથે સાથે આખી દુનિયા પરના નિંદાખોરોને પણ જણાવી દઇશ કે—

"મેં કાયદો તોડયો નથી; તોડયો ભલે તો છો તૂટે;
કુદરત શીખાવે આવડું, ભોમ ભલે કીર્તિ લૂટે."

" ચાહું હું ત્યાં એ ચાહના, આડે કોઇ ના આવશો;
દૃષ્ટિ સનમ જાગ્યો નહીં, લપસ્યો જરીએ ચાસ્શો."

" એ સ્નેહ સુરભિ સદનમાં, વાસ છે મુઝ દીલ તણી;
આ દીલડું દેહારનું, લપત્યું જરી જાણી કરી."

" એ ફુલડું, એ દીલડું, સૌંદર્ય સાચું મીઠડું;
મારૂં હતું તે ચાહવું, ઠંડું જરી જ્યાં દીલડું."

" બાપુ કદી કોરો પીને, મા સ્વર્ગની સખી ડુભાવશો;
હું તે તે અને તે હું હતાં, મની તમે સૌ રાચજો."

"પછી જગત ફાવે તેમ ભલે બૂમો પાડે, અગર તો મારી હડતાળમાં સંમત થાય તેની પરવા લગારે હું નહિ રાખું. માયાવી જગતે માયાની પાંખ પ્રસારી મને દગો દીધો, તે જગતને હજારો ધિક્કાર છે.! અરે ફિટકાર છે ! મેના ! તારે માટે હવે હું શું અન્ય કરૂં તે જણાવીશ ?

" બસ બહુ થયું, હૃદય શાંત બન્યું પણ વિનોદ ! કદિ અવિચાર પણું રાખશો નહિ. જે કાર્ય કરો તે સાચવીને કરશો. લોક લાજથી ડરશો તો હજી કલા પાછળ ઝુરે છે તે યાદ રાખશો. "

વિનોદે કંઇ જવાબ ન આપ્યો, એટલે પડદા પાછળના રમણલાલે હવે લીલાવતીનો કેડો લીધો. તેને બળાત્કારે પકડી આગળના રૂમમાં લઈ જઇ તે કહેવા લાગ્યો,

" મેં કાયદો તોડયો નથી, તોડયો ભલે તો શો તૂટે " લીલાવતિ એ રોષમાંજ તેના તરફ ગુસ્સો કરી જણાવ્યું કે

" શરમાળ બાળા કોઇનીહું, લાજ મારી ક્યાં લુંટે " " એમાં ક્યાં લાજ લુંટાઇ જાય છે? જગત ભલે બરાડા પાડે. વિનોદ મેનાએ

જો આપણને કેવો બોધ દીધો છે. ! ચાલ જરી દેદારમાં દીલ લપસાવી એવીને એવી ગઝલો ગાઇ નાંખીયે. "

"ના જરાય નહિ. અહિં તમોને કોણે બોલાવ્યા હતા ? ચડયે ઘોડે આવ્યા છો તે હવે તોરણેથી પાછા જાવ. કંઈ મૂહુર્ત જોયું હતુ કે નહિ. ! "

"આજ દિવાળીને દિને વળી શું જોવાનું હોય! ચાલ મને છેતરી વાત ન ઉડાવ "

"તમે ગમે તે કરશો તો પણ હું એવી બે નથી થવાની. કદાચ સવિતા અગર કોઇ આાડી તેમને જોઇ જાય તો કેવું ખરાબ દેખાય! નાક કાપી નાંખો ."

"તારે અમારો તો [illegible] નહિને! વિનોદલાલ તથા મેના પાસે અમો તો પરિચારકને "

"હજારો વાર ! હજારો વાર ! વન થાઉઝડ ટાઇમ્સ આાઇસે. ( હું કહું છું કે એક હજાર વાર. ) જેણે તમોને આફતમાંથી એ વખત બચાવ્યા, એટલું તો નહિ પણ પ્રભુની નજરમાં થતું પાપ જેણે અટકાવ્યું તેના પરિચારક થવું શું ખોટું ! ધનભાગ્ય ! "

"જાને ત્યારે વિનોદનેજ ભેટી પડને! એ બિચારો એ મરણના મુખમાં પડેલીને ભેટી શું કઢાડવાનો હતો ? ".

"તમો રીસાશો તો ! યાદ રાખજો હું તો ભેટી પડીશ."

"જરાય શા માટે રીસાઇ જઇશ! દેદારનું દીલડું મીઠ્ઠું બની લપસી જાય તેમાં કંઈ ઓછી ના પડાય તેમ છે ?"

"પણ પછીથી અકળાશો તે નહિ બને. ક્યારે તો હું ચાર તમાચા લગાવી દઇશ. માઇન્ડ વેલ. (યાદ રાખજો)

"આઇ ડોન્ટ કેર ફૉર યૉર સ્લેપ્સ. (તારા તમાચાની મને ફીકર નથી.) પણ હવે તો જરા જરા ગરમા ગરમ ભજીયાં પૂરી ઉડાવીયે. જો? જરા વખત તને મારા સમ."

"જો સમ આપી આવ્યા છો તો તમને મારા સમ છે મારૂં નામ લો તો." કહી લીલાવતિ ત્યાંથી છટકવા મંડી.

"એ કયાં દોડી જાય છે! જરા આવતો જો! સ્ટુપીડ ગર્લ?" "(હઠીલી બેવકુફ છોકરી.)"

"શું કહો છો! ટેલ એટ એ ટાઇમ પ્લીઝ" "(મહેરબાની કરી એકી વખતે કહીદો)"

"આઇ સે ઓલ એટ એ ટાઇમ ધેટ યુઆર એ સ્ટુપીડ ઍન્ડ ફેરલેસ ગર્લ ડેસ્ટીન્ડ ટુબી માઇ વાઇફ ઇનધી નીયરેસ્ટ ફ્યુચર" "(હું કહું છું કે નજીકમાંજ મારી પતિ થવા સર્જાયલી તું બહુજ હઠીલી અને બેવકુફ છે.)."

"ઓલ રાઇટ! આઇ વીલ પ્રુવ આફ્ટર ફીફ્ટીન ડેઝ હુ ઇઝ સ્ટુપીડ!" "(ભલે હું પંદર દિન પછી સાબિત કરી આપી શકે કોણ બેવકુફ છે?)" કહી લીલાવતિ ત્યંજ ઉભી રહી.

છતાં વળી તેનો હસ્ત પકડી પરીખ રમણલાલ તેને અન્ય એકાંત રૂમમાં ખેંચી ગયો. લીલાવતિની હા, ના, ચાલી નહિ. દેદાર નાં દીલડાં લાગી પડયાં. કામદેવની જય થઇ, અને રતિ દેવી શરમાઇ નીચું નીહાળી રહી. આ બેર આજ સુધી પળાયેલો સંયમ તુટી ગયો. લીલાવતિની આશા અધુરી રહી. કુમારિકા અવસ્થામાં પાળવાના નિયમનો ભંગ થયો. હઠીલો રમણલાલ [redacted] ગણકાર્યા સિવાય બહુજ હઠીલો બન્યો, ત્યારે તેને ખોટું ન લ[redacted] કારણે લીલાવતિ

વશ બની ગઇ. અને એતો કુસુમશર ? મદન દેવ ! તમો પણ આજ કાલ ઠીક ફાવી જતા લાગોછો ? નથી જોતા સંબંધ કે બુદ્ધિ નથી જોતા પરિસ્થિતિ અગરતો વખત ? પશુ પંખી માનવ સર્વેમાં તમો સારા ઘુસી ગયા છો ? પણ જરા ભારત ભૂમિના અગાઉના ઋષિ મુનિઓ સંભાળો તો ખરા ? ત્યારે તમોને સૌ સમજાશે ? શિવાજી ને છેતરતાં તો રતિવલ્લભ ? તમારે ભસ્મ થવું પડ્યું ? તો યાદ રાખજો કે કોઇ દિન એકાદ ક્રોધી મનુષ્ય તમોને સમુળગી વિદાય આપી દેશે,! શરીર નથી છતાં આટલો પ્રભાવ પાડો છો તો જો શરીર હોતતો તો આ સંસારને તમે ખેદાન મેદાન બનાવી દીધો હત ? આજે લીલાવતિ અને રમણલાલે સવારના પહોરમાં શું મઝાનાં સ્વપ્નાં જોયાં હતાં ? જરાયે નહિને ? છતાં તમે કેવો જય મેળવી એ બિચારી અબળા કહેવાતી ની લાજ લુંટી નાંખી !

"જાવ ! જાવ ! હવે નમેરા ન થશો ! મને નાહક અકળાવી નાંખી. જાણે જમ રાજ !" શરમાતી લીલાવતિએ રમણલાલને ધકેલી મૂકી કહ્યું.

જરા ખસતો રમણલાલ બોલ્યો, "હવે સમજાશે કે જમરાજ કે દયા સાગર ! દયા યાચવા તું હવે આવીશ એટલે ખરેખર જમરાજ તારા કહેવા મુજબજ બની જવ.નો "

"જો જો મારા સમ હવે એમ ન કરશો. કુવામાં તારી ઉતારી વરત ન વાઢશો. ઉપર ખેંચી લેજો, અગર તો નીચે જળ માંજ નાંખી દેજો. કહી લીલાવતિ તેને ભેટી પડી.

"ના ? હવે મને તુ અડીશ નહિ. મારા જેવા વિશ્વામિત્રને છળવા આવેલ મેનકા ? હવે તું એટલેજ રહેજે નહિતો તને બાળી ભસ્મ કરીશ "

"કંઇ ફિકર નહિ. તપસ્વિ તો હમણાંજ ઘડી પહેલાં જણાતા હતાને? શિવજી એ કામદેવને બાળી નાંખ્યા છતાંયે તેમનો પ્રભાવ તો ઘડી પહેલાં જોયો ને! એવોજ પ્રભાવ બાળો નાંખશો, છતાં આ મેનકાનો સમજજો. સાવ હઠીલા જાણે તમારી વસ્તુ ચોરી નહીંધી હોય! તેમ જબર દસ્તીથી તેને કહાડવા માગતા હોય તેમ ગુંદરીયા જેવા! ઠગારા! લુચ્ચા?"

"હં! હવે ચેપ લાગી ચુકયો છે. આ ગુંદરની ગારે હવે મહારાણી ચોંટયાં લાગે છે? ધન્ય ઘડી આજની અને ધન્ય આજનો દિપોત્સવી દિન.! મારે તો તે સફળ થયો. આજ મકાનમાં ૨૫ દિવા વધારે બળાવીશ. તું પણ તેવો બંદોબસ્ત કરી દેજે. કરીશને બુલબુલે સિતમ?"

"સિતમ તો તમે ગુજાર્યો? મને શાના વળી બુલબુલ! અને સિતમ કહોછો! મારે દીવા શા સળગાવવાના હોય? સખી મેના ના શોકે હું મારે ત્યાં દિવોજ નથી કરવા દેતીને.!"

"ત્યારે શું આજકાલ સર્વ અંધારામાંજ રહોછો?" હસીને રમણલાલે પુછ્યું.

"શું દિવા બળાવનારજ અજવાળામાં રહે છે? અરે લાઇટ (અજવાળું) કરનારાતો આજકાલ તમારા જેવા અંધારામાંજ હમણાં ટીચાયા તેમ ટીચાઇ મરે છે.?"

"વાહ? વાહ! તારી અક્કલ? જાણું સુરસાગર પર વેચવા બેસું."

"મને વેચી તમે શું કરશો! પસ્તાશો."

"અરે! નૉટ યુ બટ યોર અક્કલ.?" "(અરે તું નહિ પણ તારી અકકલની વાત થાય છે.)"

"ત્યારે તમારી મૂર્તિને તો હું જાણે અહિંના મ્યુઝીયમમાં પેલા વાઘ સાથે બેસાડી દેઉં તેમ મને થાય છે."

" કારણ કંઇ એમ કરવાનું લીલાવતિ ? "

"એજ કે વાઘ જેવા અવિચારી અને ક્રોધી છો, એટલે બધા એક વર્ગના જીવોને એક બાજુ સંઘરવા તે ઉત્તમ છે. જેથી કોઇ દિન રેડી રેફરન્સ (ઓચીંતો સંબંધ) મેળવતાં હરકત નપડે " કહી લીલાવતિ હસી પડી.

અચાનક દાદરો ખખડયો; અને સવિતા ઉતાવળી ઉતાવળી ઉપર ચઢતી જણાઇ. લીલાવતિ વહેલી વહેલી મેનાના ઓરડામાં દોડી જઇ વિનોદને કહેવા લાગી,

" વિનોદભાઇ સાચવો હવે સવિતા આવે છે.

પણ વિનોદે જરાયે જવાબ ન આપ્યો. એટલે તેનો હાથ પકડી તેણે તેને દૂર કરી આરામ ખુરસીમાં બેસાડયો, તેટલામાં તો સવિતા ત્યાં આવી પહોંચી.

" કેમ લીલાવતિ! બ્હેનને કેમ છે! આ શું! વિનોદભાઇ નરમ કેમ છે? "

" મેનાની સ્થિતિ જોઇ શિક્ષકના મનમાં ચિંતા થાય છે. તેથીજ તેઓ નરમ બન્યા છે. આપણે પહેલાંજ નહતાં જોતાં કે એકબીજા માટે તેઓ નિર્દોષ માયા રાખતાં હતાં ! "

રમણલાલ પણ એ અરસામાં ત્યાં આવી પહોંચ્યો. તેણે વિનોદને આશ્વાસન આપી મેનાની ખબર પુછી પછી વિનોદને બહાર આવવા જણાવ્યું. એટલામાં તો ડૉક્ટર પણ ત્યાં આવી પહોંચ્યો. મેનાની મુખાકૃતિ પરથીજ ડૉક્ટર હસ્યો અને તેણે કહ્યું " સવિતા બ્હેન ! હવે ફિકર જેવું નથી. મેના સુધરતી જાય છે ! "

" શું કહો છો ! પ્રભુ ત્હારો ઉપકાર ! પાલકપિતા માતા પણ કેટલાં રાજી થશે! "

"સવિતા બ્હેન પાલક પિતા માતા શાથી કહો છો ?" લીલાવતિએ શક લાવી પ્રશ્ન કર્યો.

'અરે એ તો સહેજ." ગભરાઇ સવિતાએ ઉત્તર આપ્યો. ત્યાર બાદ ડૉકટરે મેનાનું શરીર તપાસ્યું તો તેને એકદમ આસ્માન જમીનનો ફેર જણાયો. જે મેનાને બચાવવાની આશા તેને આકાશ કુસુમ વાટ લાગતી હતી તે હવે બચશે એવી ખાત્રિ તેને થઇ ગઇ. દવા જુદા પ્રકારની લખી આપી સંતોષ સાથે તે ચાલ્યો ગયો. વિનોદ પણ આનંદ પામી રમણલાલ સાથે બહાર ગયો.

ડૉકટરે આપેલ અભિપ્રાયથી આનંદ પામતી સવિતાએ બ્હેનને ફળ આપી ખવાડવા માંડયાં. આજે પહેલ વહેલીજ માંદી થયા પછી આનંદ સાથે મેનાએ સવિતાને વાત કરી.

"પણ મોટી બ્હેન ! વિનોદ જમ્યા કે નહિ ! તે તમે કોઇએ પૂછયું ?"

"હાય ! હાય ! તારી ચિંતામાં કોઇએ એ મહેમાનને જમાડયોજ નહિ. અરે બાપ ! ખોટું થયું ! લીલાવતિ ! બળ્યું તને પણ યાદ ન રહ્યું !" કહી સવિતા વિનોદ પાછળ દોડી.

"વિનોદભાઇ ! એ વિનોદભાઇ ! ચાલો ચાલો જે હશે તે આપીશ. મુઓ રસોઇઓ હજુયે નથી આવ્યો. આવો રસોડામાં તમને મારા સમ જે ભાવે તે ખાઇ લો. આખો દિન આમ ચિંતા શું કરો છો ? તમારી શિષ્યા હવે તો સાજી થઇ તમોને સવાલો પુછી પુછી થકવી નાંખશે. એક વખત તમે બચાવી, હવે પ્રભુ બચાવે છે. ગભરાવો નહિ ચાલો ખાવા આપું." કહેતી સવિતાએ વિનોદને આગ્રહ કર્યો.

પણ વિનોદ ખાવા માટે ન ઉઠયો; એટલે રમણલાલે તેને સમજાવી ઉઠાડયો. પોતે તેને રસોડામાં મુકી ચાલ્યો ગયો હમણાંજ છંછેડેલી નાગણ જેવા ચોટલા વાળી પાસે.! સવિતાએ વિનોદને ઘણો આગ્રહ કર્યો ત્યારે સહેજ ખાઈ તે હાથ ધોવા તૈયાર થયો, પણ સવિતાએ તેનો હાથ પકડી સમ દઇ ફરીથી ખાવા બેસાડયો. આખરે જ્યારે મેનાના સોગન દીધા ત્યારે વિનોદે સહેજ ખાધું.

આ તરફ મેના પોતાની સખીને કહેતી હતી કે "લીલાવતિ! મેં તજ્યો નથી સંસાર! થયો સફળ ખરે સંસાર!" જ્યારે સવિતા આગ્રહ કરી વિનોદને ખવરાવતી હતી. અને વાતો કરી તેને રોકતી હતી.

"વિનોદભાઇ મને હવે વાંચતાં આવડે છે. અગ્રેજી વાંચન મને પહેલાં અઘરૂં જણાતું, પણ હવે તો આનંદ પડે છે. આજે એકાદ પાઠ ચલાવશો?"

"તમારી ઈચ્છા હશે તો હું જતા પહેલાં તમોને શીખવતો જઇશ."

"કયાં જવાના છો? હવે બે ત્રણ દિન તો રોકાવ." સવિતાએ હસી વાત કરી.

"શશીકાન્ત ભાઇએ મને સાંજે તો પાછા જવા કહ્યું છે. એટલે મારે જવુંજ જોઇએ"

"ના જરાયે નહિ આજે તો નહિજ! તમોને મારા સમ! મેનાના સમ! મારે તમારૂં કામ છે!"

"શું કામ છે? શીખવાનું કે બીજું કંઇ છે?"

આપને વખત આવ્યે કહીશ. તમારે જવાનું નથી" કહી સવિતા શરમાવા જેવી બની બહાર ચાલી ગઇ.

"અરરરર ! આ શો જુલમ ! આવી મારા કરતાં જ્યેષ્ટ યુવતિને આજે આમ મારી સાથે વાત કરતી જોઇ આ આખો સંસારજ મને તો વિષમ ભાસે છે. મને છાની વાત શું કરવાની હશે ? પવિત્ર દિલની સવિતાએ આજ સુધી દેહને કસ્યો, પણ હવે આ વિધવાને આ શું સુઝયું છે ! જગત નિયંતા દયા સાગર ! આ બિચારી કંઇ ફસાઇ ન પડે તે જાળવી લેજે. અરે પણ મારે આમ ધારવું શી રીતે ? કદાચ મેના બાબતજ કોઇ કહેવાનું હશે તો ? હશે ત્યારે તો રોકાવું અગર ન રોકવું એજ સવાલ છે. ઘેર ભાઇ ભાભી પણ વિલાપ કરે તે દેખીતું છે. અને કુમુદતો વહેમાય પણ ખરાં." આમ વિચાર કરતો વિનોદ રસોડા બહાર નીકળ્યો. તેણે ત્યાંથી ખસી જતી અજબ ફેરફાર વાળી સવિતાને આજે જોઇ. આજે પોતે જે કંઇ વિચાર કરતો હતો તે જાણવા સવિતા આમ સંતાઇ મનપરની છાપ મુખ પરથી જોવા પ્રયત્ન કરી ગઇ એજ બતાવે છે કે કંઇ નવા જુની તો છે જ.

તરતજ વિન્યા આવી પહોંચી. લીલાવતિ તથા સવિતા એ બન્નેએ તેને ડૉકટરની સલાહ કહી દેવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. સાંજે હરિલાલ પણ આવતા સૌ બાબત જાણી મેનાની તબિયત જોઇ વધુ આનંદ પામ્યા. ઘણા આગ્રહે વિનોદ ઘર તરફ ન ગયો. અને રમણલાલ તેને આશ્વાસન તથા ધિરજ આપી પોતાને ત્યાં લીલાવતિની મશ્કરી કરી ચાલ્યો ગયો. રાત્રે લીલાવતિ ને તેડવા માણસ આવવાથી તે પણ છુટી પડી ચાલી ગઇ.

રજની દેવીએ પોતાનો શ્યામ પડદો પાથરી આખા જગતને પાંખનીચે દાબીદીધું હતું; સવિત્રા બ્હેન મેના પાસે પથારી કરી સુતી

હતી. તેનાં આંખમાં આજે નિંદ્રા ન હતી. વિચારમાંજ તે ગોથાં ખાયા કરતી હતી. રાત્રિના લગભગ બાર વાગ્યા છતાં તેના અંતરમાં શુંયે થતું હશે કે તે જરાયે શાંતિ મેળવી શકી નહિ. નજીકજ આવેલ મહારાજ થીયેટરમાં ભજવતા ખેલનાં ગાયનો અને બોલાબોલી સર્વે તેને કાને પડઘા રૂપ આવતાં હતાં. તેટલામાંજ મેના ઉંઘમાં પણ કંઇ બબડવા લાગી; એટલે તેનું લક્ષ તે તરફ ગયું.

"મેં ગણ્યો નથી સંસાર; મેં તજ્યો નથી સંસાર,
થયો અફળ સફળ સંસાર, મારો સફળ બન્યો અવતાર!"
"મેં તજ્યો નથી સંસાર, મારે સફળ થયો સંસાર,
તજ્યો રહ્યં આગાર, જમો જમો તમે કંસાર!"

"હાશ? એ હાથ ત્યાંજ રાખો. મને જતાં એ સુખ આપશે તે આપનો માયાવી હાથ? કલા ત્યજે તો ગૌહત્યાનું પાપ? મારો સફળ થયો સંસાર?"

આ પ્રમાણે લવી મેના શાંત બની ગઇ. સવિતાને તો આ સર્વ ઝાઝી ખટપટ મુઝવણ જેવી લાગી." કોઇ દિન નહિ અને આજે મેના આમ શાથી લવેછે? અરે પ્રભુ! જો પ્રેમ માટે મેના આમ કરતી હોય તો તેનું પાત્ર તો જાણવુ રહ્યુ ને જરૂર પ્રેમાગ્નિ બની મેના આજે આમ લવે છે! વિકારવશ મારા જીવનને ધિક્કાર છે કે મ્હેં પ્રેમનો છાંટો પણ અમિરસ માની નથી પીધો. અરે તે વાતજ મારા કમનસીબે ન આવવા દીધો. મેના! મેના! પ્રેમ એ નઠારી અગર તો સારી ચીજ હશે, છતાં તારા માટે આખું જગત હજી ખુલ્લું છે; જ્યારે મારૂં ક્ષેત્ર તો બંધ થઇ ગયું છે. મારા પ્રેમ મંદિરના દીવા હોલવાઇ ગયા છે. અરે તેના દરવાજા વસાઇ

ગયા છે. હવે તો મરણ આવ્યે તેમાંથી છુટકારો થાય ! અફસોસ ! હું ત્યાં શરમ મુકી બેવકુફ બની જઇશ તો પણ શું એ સુંદરી કૃતિ માનશે ? નજ માને ? વિધવાનો બેલી કોઇ ન બને. કારણ કલંકનો ભય તો માથે ઝઝુમી રહ્યો છે. તો પછી મારાથી અભિસારીકાજ કેમ બનાય ! મારા કરતાં તે ઉમ્મરમાં કદાચ નાના છે, પણ અક્કલમાં તો વધારે આગળ છે એટલે છેતરાય પણ નહિ. ચાલ આજે પહેલ વહેલીજ મન મેલું કરી માયા મુકું. પ્રશ્ન ! પણ ! આજે મને આ શું સુઝતું હશે ! મારાથી જવાય ! ન જવાય ! હું કોની પુત્રિ ! હરિલાલ તથા વિજયા માતાની હું લાડકવાઈ વિધવા બનેલ આધેડ વયે પહોંચવા આવેલ પુત્રિ સવિતા ! મને આ વિચારો શોભે ! જરાયે ન શોભે ! ત્યારે શું અંતરની ઉર્મીઓ કચરી નાંખવી ? ચાલ જવું તો ખરૂંજ. જેમ બને તેમ ખરૂં. જો પ્રભુ ઇચ્છા હશે તો સૌ આવી મળશે; નહિ તો છાની માની પાછી આવીશ "

આમ વિચારવશ બનેલ સવિતા ત્યાંથી ઉઠી ધિમે ધિમે પાસેની ઓરડીમાં સરી ગઈ તેનું હૃદય ધડકતું હતું અક્કલ આવી ત્યારે તો ચંદ્રકાન્તે ત્યજી હતી, એટલે તેને આવા પ્રસંગે શું કરવું તે પણ કેમ સમજાય ! પોતાના શીર પર હાથ મુકી પોતાની દેહને ધિક્કારી ત્યાંથી પાછા જવાનું મન થયું. પણ વિનોદ શાંત રીતે પલંગમાં પડ્યો પડ્યો ઘસઘસાટ ઉંઘ લેતો હતો, તેની આકૃતિ જોઇ તેના પગ ત્યાંથી ખસ્યાજ નહિ સ્તબ્ધ બની મનમાં બીક લાવતી સવિતા ત્યાંજ ઉભી રહી પુતળી જેવી બની ગઇ. તેની દૃષ્ટિમાં ક્રોધાયમાન ચંદ્રકાન્ત આવા નિંદનિય અઘોર પાપની શિક્ષા કરવા હાથમાં દંડ લઇ આવતો જણાયો. તે થરથર ધ્રુજવા લાગી.

અરસામાં વિનોદે પાસું ફેરવી વળી લવવા માંડયું આજે ! દિવાળીના દિને આખા ઘરમાં લવવાનુંજ શરૂ શરૂ થયું હતું. આમ થવાથી ધ્રુજતી સવિતાને લાગ્યું કે જરૂર વિનોદ જાગી ઉઠી પોતાને ઠપકો આપે છે.

"જા હવે જા ? હવે આશા શા ખપની ? પ્રભુ કરે તે સ્થિતિ ભોગવવી ઘણી સારી ? પહેલેથી સ્નેહનુ આ પરિણામ મેં ન હતુ ધાર્યું ? હાય અફસોસ ? મારો અફળ સફળ સંસાર ? મેં ત્યજ્યો નથી સંસાર ! મ્હેં ત્યજ્યો નથી સંસાર ! થયો સફળ ખરે સંસાર ? પ્રભુ ! પ્રભુ ? આ સૌ હું શું જોઉં છું. ? આ તે સાચું કે સ્વપ્નું ! "

નિદ્રામાં વિનોદ આમ લવી ગયો. તે ખરેખર સવિતાને તો લાગ્યું કે પોતાના પાપથી વિનોદ તેને ઠપકો આપે છે ! હાય હવે હવે શું કરવું ? પૃથ્વી માર્ગ આપે તો સમાઇ જવું ઉત્તમ ! પણ હવે શું થાય ? વળી પાછી પેલા તેના ચંદ્રકાન્ત પતિની મૂર્તિ હાથમાં દંડ લઈ ત્યાં આવતી હોય તેવો તેને ભાસ થયો. હવે તો ઉકળેલો ચંદ્રકાન્ત ખરેખર તેને દંડશે ; એમ બીક લાગી આખરે ભયમાંજ તે " હાય પ્રભુ ? વિનોદ ? મને તિરસ્કારી ઉપદેશ દેનાર બંધુ વિનોદ ? મને માફ કરો. " એમ લવી બેભાન બની ત્યાંજ ધબ લઇ નીચે પડી ગઇ.

ઢોલને પડવાનો અવાજ સાંભળી વિનોદ સફાળો જાગી ઉઠી બેઠો થઇ ગયો. તેણે ~~તરતજ [illegible]~~ દીવો કર્યો તો બેભાન સવિતાને પોતાની ઓરડીમાં પડેલી જોઇ. આમ થવાથી તે પણ ભય પામ્યો કે " અરે આ વખતે કદાચ હરિલાલ અગર તો વિનાયક

મા અહિં આવે તો કેવું અધમ દેખાય!" એટલે તરત તેણે પાણી લઇ સવિતાના મુખ પર છાંટવા માંડયું.

એટલામાં તો ધિમે ધિમે ડગ ભરતી મેના ત્યાં આવી પહોંચી. જાણે કંઇ ચોરી કરવાની હોય તેમ ધિમે રહી તેણે વિનોદને વાત કરી.

"વિનોદ ચાલો આપણે બ્હેનને મારી રૂમમાં ઉપાડી જઇએ; નહિ તો બન્ને વગોવાશો.

"કોણ મેના! સખી મેના! તારા શરીરને દુઃખ થશે જા સુઇ જા. હુંજ સવિતાને ઉંચકી લાવું છું."

"ના, આજે મારો તાવ લગભગ અર્ધો થઇ ગયો છે, હવે અને મટી જશે ફિકર કરશો નહિ. ચાલો હું તમોને હો-પ (મદદ) કરૂં વ્હાલા! મારા દુઃખીયારીના બેલી!" કહી મેનાએ અશક્ત પણાને લીધે હળવે રહી સવિતાના પગ ઉપાડયા.

વિનોદે માથું પકડયું, અને બન્નેસ્નેહિ પંખીડાં સવિતાને પોતાની પહેલાનીજ પથારીમાં લઇ ગયાં. ત્યાં સવિતા લવી ગઇ કે' મેં તજ્યો નથી, મારો સફળ અફળ અવતાર." તરતજ તેના મુખ પર પાણી છાંટી બન્ને સ્નેહિ એકબીજાને ભેટી છુટાં પડી ગયાં કેવો પ્રસંગ બની ગયો?

# પ્રકરણ ૧૪ મું.



## ચંપક ગુમ !

—(૦)—



વ્હાલા વાંચક ! આપણે હવે જરા કલકત્તા તરફ દૃષ્ટિ કરીયે. પ્રસન્ન તથા ચંપક બન્ને પોતાનાં જીવન કલંકિત કર્યા સિવાય હજી પણ સાથે રહી ટેલીફોન આફીસમાં કાર્ય કરી રહ્યાં હતાં. આડોશીપાડોશી અથવા તો ઓળખાણવાળા સૌ તેમને પતિ પત્નિ માનતા; પણ આ બન્નેજ જાણતાં હતાં કે તેઓ ભાઇ બ્હેનના સંબંધથી એકાંતમાં ઉજ્જવળ જીવન ગુજારે છે. પ્રસન્નનું રૂપ હંમેશ અત્યુત્તમ થતું જતું હતું દરરોજ તે ખીલતી હતી. તેની મુગ્ધાવસ્થા ભર યુવાનીમાં ઝોલાં ખાતી હતી. વસંતરાજે તેને કબજે કરવા કુસુમશરના થોકેથોક વરસાવવા માંડયા હતા. અને આજકાલમાં આવો રૂપાળો અને મુખ ભરાય તેવો શિકાર પ્રાપ્ત થશે. માની મદનદેવ નિરાંતે પોતાની જાળ પાથરતા હતા. ચંપકનું દિલ તો સાવ ડોલી ઉઠયું હતું. પરંતુ જ્યાં તે પ્રસન્નની પ્રસન્ન મુખમુદ્રા દેખતો ત્યારે એકદમ મનની મનમાં સમાવી દઇ શાંત બની જતો હતો. કારણ તેને પ્રસન્ન માટે માન હતું. તેની લાગણી દુભવવા તેનું હૃદય કબુંજ ન કરતું. બાકી પ્રસન્ન પર અનિચ્છાયે પણ હાથ મુકતાં હવે તેને ખાળનાર કોણ હતું ? હા, નાહ્કી પ્રસન્નને પણ વશ બનવુંજ રહ્યું. પુરૂષના કરતાં સ્ત્રીઓમાં સો ઘણી

વધારે કામદેવ રમી રહે છે, તે કહેવત અને એ રૂષિ મુનીઓના અનુભવને પ્રસન્ન લાત મારતી હતી,

ગમે તેમ હોય પણ એક દિવસ બહુ વાતોમાં ચઢવાથી ચંપકે રામેશ્વરને કહી દીધું કે તેઓ અમદાવાદી પતિ પત્નિ છે, પણ હજી એક બીજાની શરમ તોડયા વગરજ જીંદગી ગુજારે છે. આ વાત સાંભળી રામેશ્વરે ચંપકને બરાબર મંત્ર ભણાવી દીધો; અને ઘેર રવાના કર્યો પણ તેના બીજેજ દીને વળી ચંપકે કહ્યું કે " એ ભણાવેલું તો એ મોટી વિદ્યાપીઠ આગળ નિષ્ફળ નિવડયું." જેથી રામેશ્વરે હવે ચંપકના કાન ભંભેરવા માંડયા; કારણકે તેનું દીલ પણ એ સૌંદર્ય પાસે ડોલતું હતું.

"અસ્મા ચંપક ? તું તો સાવ ઉલ્લુજ છે ? જુનાં શાસ્ત્રો વાંચ ? અરે તેતો બાજુમાં, પણ રૂષિમુનીઓ તરફ તો દૃષ્ટિ નાંખ ? મેનકા વિશ્વામિત્રને ઘડીના છઠ્ઠા ભાગમાં છેતરી ચાર દિનનું ચાંદરણું બતાવી ઈન્દ્ર મહરાજને બચાવી ચાલી ગઇ. કૃષ્ણ પ્રભુની પણ શી દશા ? અને નારી ચરીત્ર પણ જો. નારીને આપણી પુરૂષ જાતિ કરતાં ઘણો કામ હોય છે. સૌ શું એ મોટી યોગિનિ થઇ ગઇ છે તે કામને બાળી નાંખે ? દેવ દેવીઓ રસરાજની બીકે એ ગળી જાય છે-તોતો. આતો માનવ છે. આટલા એકાંતમાં ગમે તેવી સ્ત્રી હોય છતાં તેનું મન લલચાઇ જાય; પણ આમ થાય છે તોત્તો મને ખરેખર ભાસે છે કે તારી એ પ્રસન્ના કોઇ સાથે પ્રેમમાં પડી તારો સંગ કરવા નથી માગતી બાકી આ કલકત્તા જેવું શહેર અને તેમાં વળી અસલ્ય કોઇ અનહદ રૂપાળી સ્ત્રી તે શું બાકી રાખે ? મને તો આ સૌ તર્કટ લાગે છે કોઇ યાર સાથે રંગ મઝા માણી પછી તેર માટે જરાયે ભુલો લાગી શકે ? માટે આજે તો તું આલિંગન કર નહિ તો તારો

જન્મારો એવો જશે; અને સાથે એવું પણ બનશે કે તને બાંધી નાખી મુઠ પણ મરાવશે. એતો આજ સુધી એમ થયું તો હવે શું ન કરે? અમદાવાદમાં તારો સંગ કરતી હતી કે નહિ? તુંજ બોલી નાંખ ને?"

"ના રામેશ્વર! બન્યું એમ કે પરણી ને તરતજ અમો આવ્યાં છીયે; એટલે ત્યાં પણ એનું એ હતું."

"તો તો અલ્યા મને એમ સમજાય છે કે અમદાવાદથી કોઇ તેણીનો સગો અત્રે તમારી સાથેજ આવેલો હશે; તેની સાથે તે પહેલે થીજ પ્રેમમાં હશે એટલે અહિં પણ તને છેતરી ઉડાવતી ઠીક મજા હશે.! જોને અત્યારેજ પેલી ઓપરેટર સાથે કેવી હોંશિ કરી હસા હસ કરે છે.? એજ બતાવે છે કે સંસારથી અજાણી આવું કદિ કરેજ નહિ. મને તો તારો ભવ બગડયો, સમજાય છે. હુ તો આવી રાંડને કદિ ન સંઘરૂં. કલકત્તામાં સ્ત્રી કરતાં પણ વધારે બરદાસ કરે એવી એવી માયાઓ વગેરે; તો પછી નાહક ઓ પાછળ આમ ગુચાય શું કામ કરે છે! વળી મ્હેં તો વાત પણે સાંભળી છે કે હવે તો સામે બારણે પેલી નર્તકિ રહે છે ત્યાં પણ ઉઠ બેસ વધતી જાય છે. જો જે એનો છણકો ન લાગે? મૂળમાંતો સ્વર સારો છે; અને તેમાં વળી તારા જેવો ભોળો ભથરિ મળ્યો છે, એટલે બાઇ સાહેબ હિમાવલ ઉપર બેસવાનો ડોળ કરી ઠીક ગમ્મત ઉડાવતાં લાગે છે.! એનાં હાડકાંજ દોદરાં કરી નાંખ ને! જાણે ખાવા ધાતી હોય તેમ દૂર દૂર ભાગી જાઇ ત્હેજ એને ચાંદ્કાવી દીધી છે, તે હવે એકદમ ઓછી કબજે આવવાની હતી? ગમે તેમ થાવ પણ આજે તો તેના પરતું વિચાર કર્યા સિવાયજ લોટીપટ અને તપાસ કર કે તે ખરાબ રસ્તે વળેલી છે કે નહિ? પછી મારી સાથે વાત કરજે"

આ પ્રમાણે ઑફીસમાં વાત ચિંત થતી હતી તે પોતાની એક ઑપરેટર સખી સાથે ગમ્મત કરતી પ્રસન્ન સૌ જોતી હતી. તેને પણ આજે મનમાં ભય થયો કે જરૂર તેના બાબતજ વાતો થાય છે. વળી કાલે સાંજે ચંપકે જરા ગુસ્સો કરી વશ થવા જણાવેલ તે પણ કદાચ રામેશ્વરનીજ શિખવણી હશે તેમ તે બરાબર સમજી ગઇ.

ઑફીસમાંથી છુટયા બાદ પ્રસન્ન ચંપક સાથે ઘેર જવા માટે તેના ટેબલ પાસે ધિમે પગલાં એ ગઇ ? પણ ચંપકે ક્રોધવાળી આંખોથી જવાબ આપ્યો.

"આજ જા? તું એકલીજ જા? મારે અહિં કામ છે?"

"તો ચાલો હું પણ આપને કામ કરવા લાગીશ; જેથી વહેલો અંત આવી જાય! ઘેર જઇને પણ હું શું કરવાની છું?"

"તારે ફાવે તે. શું વળી શું? આજ સુધી કર્યું હોય તેમ કરજે ને! હવે ખબર પડશે! ચાલ ચાલીજા અહિંથી કોઇ જોઈ જશે, આજ આવી તારા સીતાર અને હાર્મોનિયમ તબલા એ સૌ બાળી નાંખીશ યાદ રાખજે. બજારમાંથી ૧૦ પઇસાની નેતરની સોટી પણ લેતો આવું છું. માટે જરા પીઠ બરાબર સંભાળી રાખજે. તેનું જતન આજ સુધી ઠીક કર્યું છે? કહી ચંપકે કાગળીયાં ઉપાડયાં.

અહિં બોલતાં કદાચ ચંપકનો વધારે મિજાજ જાય તો ખોટું દેખાય માની શોકીત બનેલ પ્રસન્ન આંખમાં ઝરઝરીયાં લાવી ચાલી ગઇ. દૂર બેઠેલ રામેશ્વરે તે ઝરઝરીયાં જોયાં પણ ખરાં! પ્રસન્નના ગયા બાદ વળી તેણે ચંપકને બરાબર ભંભેરી વધારે ખારૂં ખોટું અને તીખુંતમ મરચું ખવાડી દીધું. ક્રોધ ગ્રહણ કરી દુર્વાસા જેવો ... વાળો ચંપક આજે સહેજ અવિચારી બની ઘર તરફ ગયો, ...

પોચિત એક સોટી તો સેતોજ ગયો. આ સોટી રામેશ્વરે પોતેજ ચંપકને ખરીદી લાવી આપી હતી. એટલે તેનો મનાય તેટલો ઉપકાર માની આજે મનને બરાબર સતેજ કરી તે ઉપડ્યો હતો.

આ બાજુ બિચારી ભોળી નિર્દોષ પ્રસન્ન ઘેર ગઇ, પણ તેનું દીલ ભરાઇ આવવાથી તે અશ્રુ પાડી યોગિની માતાનો મઠ સંભાળવા લાગી. આજ લગભગ વર્ષોને વર્ષોનાં વ્હાણાં વીતિ ગયાં હતાં; એટલે હવે તે મઠના વિચારો પણ નકામા હતા.

"હાય પ્રભુ! હું આવું જાણતી હત તો ચંપક સાથે આમ કલંકિત બની આવતજ નહિ. દુનિયામાં એક વખત બાળપણમાં અજાણપણે જ બળાત્કારથી કલંકેત બની છું. એ ડાઘ હજીયે મારી છાતી ચીરી નાંખે છે. તેટલામાં તો પેલા મુઆ રામેશ્વરના કહેવાથી ચંપક મારાપર ફરીથી કલંક [illegible] તૈયાર થાય છે! હાય! હું અબળાજાતિ! મારાથી શી રીતે ટક્કર ઝીલાય? મારું કહ્યું તે નહિ માને, અને મને સદાને માટે નિચું જોવાનો વખત લાગી બેસશે. ચંપક! ચંપક! તમે પહેલાં મારું કહ્યું કેવું સારું માની માનતા હતાં! તમારા દીલમાં આજે આમ હોળી સળગવાથી મારું દીલ પણ બળી જાય છે! તમો ધારો છો કે પ્રસન્ન તમોને ચાહતી નથી. પણ હું તમો સિવાય કોઇને ચહાતી નથી તેની શાક્ષિ તો પ્રભુજ પૂરે! જીંદગીમાં જન્મ ધરી સમજુ સ્ત્રીએ એક પુરૂષનો સંગ કરવો, એ ન્યાયે બળાત્કારે પણ મેં એક પુરૂષને નામે બની સંગ સેવ્યો છે; તો હવે તમારી પર ઘણું વ્હાલ હોવા છતાં એ શા કામનું? તેમ છતાં પણ હજી આપણે કુંવારાં જ છીયે તમોને મનમાં થતું હોય કે આપણે પરણ્યાં છીયે તોતો તમારી ભૂલ છે! જો આમજ કદી જીંદગી ભોગવવી હોય તો તો પછી આ પવિત્ર ભારત માતા

પર લગ્ન એવી પવિત્ર ગાંઠ શા માટે જ ગણાત! પ્રભુ! તમારા દીલને સારે રસ્તે વાળી શાંત બનાવો! મા યોગિનિની સાથે રહી પણ મન પર કાબુ ન સેવતાં આવડયો તે માતા જ્યારે આવી તુચ્છ વાત જાણે ત્યારે તેમના હૃદયમાં કંટક ન વાગે? વળી સ્નેહ એટલે શું રંગ માણવો તે? ના નહિ જ! શુદ્ધ સ્નેહથી એકબીજાને ચાહવું એજ ખરો પ્રેમ! પ્રેમનો અર્થ એવો નથી થતો કે સંસારજ માંડવો! તમો મારી પીઠ પર સોટી મારશો અગર ગમે તે મારશો તે હું સહન કરીશ! મનમાં જરાયે ઉદ્વેગ નહિ ધરૂં! પણ તમો પોતેજ પાછળથી પસ્તાશો. યાદ રાખજો! હાર્મોનિયમ, તબલા, સિતાર, એ સૌ તમારે બાળી નાંખવા તસ્દી લેવી, હુંજ બાળી નાંખુ ભલે! એમ કરવ થી પણ જો વહાલા ચંપક આપને આનંદ થતો હોય તોતો હું એ સૌ ત્યજી દઇશ. મારે કોની સામે જોવાનું હતું જો તમે મને આરીસમાં આડું અવળું કહી નાંખ્યું હાય! દેવ! પ્રભુ! મ્હારા દેવ ચંપકમાં સદ્‌બુદ્ધિનો વાસ કરજે. વાસ તો છે, પણ રામેશ્વર અમર તો બીજા કોઇ અન્ય મનુષે અમારો સુખી વહેવાર તોડી નાંખવા આ ખટપટ કરી છે તે.માટે પ્રભુ, તું અમારા બન્ને તરફ જોજે. અમે ત્હારાજ છીયે! ચંપક નમેરા થશે, અરે નિર્લજ્જ બનશે, મને મારશે, તોપણ મ્હારાજ છે. મન તેમનું છે પણ દેહ ઉપર તેમનો અધિકાર નથી. એ ગંભિર વિચાર તેમના મનમાં ઠસાવી દેજે પ્રભુ કિરતાર!"

આ પ્રમાણે જિયારી પ્રેમિ પ્રસન્ન મનમાં વિચાર કરતી હતી; તે દરમ્યાન તેના ઘરની માલીક સ્ત્રી ત્યાં આવી પહોંચી. તેઓ જે ઘરમાં રહેતાં હતાં તે એક પાનપટ્ટીની દુકાન કરનાર તંબોળીનું

મકાન હતું. તેની સ્ત્રી લતા યથાનામા પતીયાં બત્તીયાં જરા સફાઈ-બંધ પાડી વેપાર પણ પોતાના દેહરૂપિ ધનમાલનો ઠીક ચલાવતી હતી. એ વાત પ્રસન્ન પણ જાણતી હતી, છતાં ઘરધણિયાણી હોવાથી તેની સાથે સારી રીતે બોલતી હતી. તેણે આવીને તરતજ આજે પ્રસન્નને આમ ચિંતાતુર જોયાથી પ્રશ્ન કર્યો.

"અલી; પ્રસન્ન! તું તે કેવી હશે! તે દરરોજ આમ ઉર શા માટે બાળે છે! હજી કલકત્તાથી તું અજાણીજ લાગે છે. આટલાં વર્ષ અહિં મ્હારા ઘરમાં રહી છતાં કલકત્તાને તું પિછાની શકી નહિ એ તો નવાઈની વાત."

"બ્હેન લતા! મારે કલકત્તાને પિછાનજ નથીને! આજે હું શોકાતુર નથી. એ તો શરીર પ્રકૃતિ જરા નરમ થવાથી એમ જણાઉં છું."

"ગાંડીરે ગાંડી! પ્રસન્ન! મને છેતરે છે કે? આજકાલ કરતાં તું જ્યારથી અહિં રહી ત્યારની હું જોઉં છું કે તું દરરોજ સંસારનું સુખ નહિ મળવાથી એક શેર શેર લોહી સુકવી નાંખે છે. જો ખરું પુછો તો મારો પણ એવોજ મત છે કે ચંપકલાલ. તારો પતિ ખરેખર બાયલો-હીજડોજ છે નિર્માલ્ય પાસેથી શી આશા રખાય? અને તારા જેવી સ્વરૂપવાન યુવતિએ તો કલ્પવૃક્ષ નીચે બેસીને પણ આશાઓ સફળ નથી કરી. નદિ કાંઠે બેસી ત્હેં તરસ ન છુપાવી, એજ બતાવે છે કે તને દોરનાર કોઇ નથી; એટલે મનની વ.તો બહાર કહાડયા સિવાય તું દરરોજ મુંઝાઇ મરે છે. બોલ ખરૂં કે નહિ? બાકી આ કલકત્તા શહેર તો તારા જેવી મનોહર લાલિત્ય વાળી યુવતિ માટે ખરેખર કલ્પવૃક્ષ સમાન છે. જે અવસર મળ્યો

તે અવસર ફરીથી નથી આવવાનો. આ જોબનિયું ચાલ્યું જશા એસશે ત્યારે નેવનાં પાણી માફક ઉતરી પડતાં તેને જરાયે વાર નહિ લાગે. માટે જ્યારે ખુદ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ ધોવા ન જવું એ કહેવત સમજી હવે તું તારો રસ્તો પકડને! મુઓ, એ પીટયો તારો કંગાળ પતિ તારા રોટલાએ જીવનારો નિર્માલ્ય, ચંપક! જોને ગઈ કાલે તારીપર ઓછો જુલમ ખેંચતો હતો? જાણે સ્ત્રીઓ તો પુરૂષની ગુલામજ ન હોયની! જો આપણેજ એક એ વખત કાર-માટના કકડા જેવા પુરૂષોના આવા ધુંટડા સમજી ગળી જઇએ, તો તો એ બદમાસ જાતિ આપણા ઉપર વધારે ત્રાપ મારવા તૈયાર બને છે, બળ્યો એમનો કુતરા જેવો અવતાર! એથી તો શ્વાન પણ ભલા! માટે પ્રસન્ન! હવે તું શોક મુકી તારે ફાવે તે પંથ પકડને! શરૂ-આતમાં તો શરમ આવશે; પણ જો તારી મરજી હોય તો ચાલ હું એ સૌમાં લઇ જઇશ; અને તને ગમતા નવયુવાનો સાથે કોઇ ન જાણે તેમ રાસ રમાડીશ. નોકરીની પણ પરવા ન કરીશ. એ મુઓ એ વખત આવી ખાઇ પી ચાલ્યો જાય તેટલો વખત આપણે સંભાળી લઇશું. પછીથી શી હરકત છે! પ્રસન્ન! મને તારી પર એક બ્હેનના જેટલું વ્હાલ આવે છે; અને તેથી તારી જીંદગી મોજમઝા વગર ચાલી જાય છે, એટલે મને મનમાં બહુ વેદના થાય છે, તેથીજ તને આજે આ પ્રમાણે હું કહું છું. જોકે અત્યારે તને એ બાબતનો અનુભવ નથી, એટલે આ શિખામણ ઝેર જેવી લાગતી હશે, પણ એકાદ વખત એ મીઠા ઘુંટડો પેટમાં પચાવીશ, તો પછી એ સ્વર્ગ સુખમાં હમેશાં રસબોળ બની જતાં તારા જેવીને વાર નહિ લાગે. વળી મારે મુખે તો વાત પણ આવી છે કે ચંપક તેના મિત્ર સાથે તને વેચી નાંખવા પ્રયત્ન કરે છે. જોયો લુચ્ચાંનો સરદાર

એ પતિ ! બૈરીને વેચી રોટલા ખાનાર કુમાર્ગગામિ પતિને તુંજ હવે બતાવીની ! કે સ્ત્રી જાતિને છેતરવી રહેલ નથી ! તે હરાયા પાડા જેવો બની વેશ્યામાં પડયો રહે તો પછી તારે શું બધી વૃત્તિઓને તાળાં દેવાં ? ના જરાયે નહિ ! ચાલ આવ મારા ઘરમાં જરા વાત કહું ! તને મારા સમ ! મારૂં મન તારા માટે બહુ બળે છે, એટલે તને ઠીક એકકુ ગોઠવી આપીશ ચાલ તો ખરી, પછી પાછી પણ નહિ આવે, એવું એવું બતાવીશ." કહી લતાએ પ્રસન્નનો હાથ પકડી ખેંચવા માંડયો.

અત્યાર સુધી શોકગ્રસ્ત બનેલ પ્રસન્ન લત્તાના આવાં જાદુ ભર્યાં લાલચ બતાવનાર વાકયો સાંભળતી બેસી રહી હતી પણ હવે જ્યારે તેણે હાથ પકડયો, ત્યારે ખુલ્લા શબ્દો માંજ તેણે તેને કહી દીધું.

"લતા બહેન ? તમારૂં સુખ તમોને મુબારક ? મારા પતિ વિષે હવે મહેરબાની કરી કંઇ હલકા શબ્દ વાપરશો નહિ તેમનાથી મને સંતોષ છે. આવી તમારી વાત તેઓ જાણે તો મારો ભવ બગડે. જગતમાં પણ મુખ બતાવવું છે ને ?"

"ત્યારે શું અમારે મુખ નથી બતાવવું ! અમોને પણ પહેલાં તારા જેવુંજ થતું હતું. હવે તો ખાસા ગાલ ભરાય જાય છે ? કંઇ પણ છેજ નહિ ને ? અને કોઇ આવું અવળું ભસે તો પણ જાણે એમ થાય કે કોઇ કુતરો ભસી ગયો."

"તમે ફાવે તેમ કરવા શકિત માનછો અને હું મારે ફાવે તેમ કરવા મુખત્યાર છું. તમોને જે ઢાલ સોનાની લાગે છે; ત્યારે તેજ ઢાલ મને લોઢાની જણાય છે."

"એ લોઢું તો તારા જેવી મદમાતી નવયૌવના આગળ આપો

આપ પિગળી જઈ તારા સ્પર્શથીજ સોનું બની જશે સમજી! વાહ! શું શરમાયે છે તારા મનમાં વિચાર છે, એતો હું સમજી, પણ તને જગતની બીક લાગે છે. માટે જરાયે ફિકર કરીશ નહિ વાત કરનારનાં મુખ હું સીવી નાંખીશ, બોલ આજે એ મુઓ ક્યારે આવવાનો છે? તને એક લાખોનો પોતનો દિકરો પોતાની ગૃહિણી બનાવવા ઇચ્છે છે છે કબુલ? મારે તો લેવા દેવા નથી, પણ તારા ભલા માટે હું તને કહું છું."

"પણ એમનું શું થાય? એતો આપઘાત કરે" "દૂધ અને દહીં બન્નેમાં હમણાં પગ રાખીદે પછીથી હું તને કહું કરજે સમજાવું તે મુજબ કરજે. ઉભી રહે તેને હું તારા વતી, અહિં આવવાજ તેડું આપી આવું" કહી લતા બહાર નીકળવા લાગી,"

"તે કોને લતા બ્હેન! તમે શું બોલો છો? ગભરાઇને પ્રસન્ને લતાનો હસ્ત પકડ્યો.

"મુકતો ખરી? તારે ફાવે નો સોદો કરજે ને? જરા માલ તો જો? નમુનેદાર છે? મુંબાઇ નો હલવો. ખાસ રૂપ રૂપ નો ભંડાર' કહી જબર જસ્તિથી ગળે પડું લતા બહાર નીકળી ગઇ.

આ સૌ તર્કટ જોઇ પ્રસન્ન તો ગુંચાઇ ગઇ તેને અહિંથી છટકી જવાનું મન થયું. "પણ ચંપક હમણાંજ આવી પહોંચશે એટલે વાંધો નહિ આવે વળી મને અહિં ન જુવે તો તે શું ધારે?" એમ વિચારી તે ત્યાંજ બેસી રહી.

તરતજ એક ખરેખર મહા તેજોમય અને કામદેવના અવતાર જેવા નવયુવાનને લઈ લતા દાખલ થવાથી પ્રસન્ન વિચાર છોડી તેના તરફ નિહાળવા લાગી, પગથી માથા સુધી તેણે આવા સ્વરૂપવાન

યુવકને જોઇ મનમાં પોતાની જાતપર ધિક્કાર વરસાવ્યો. ખરેખર તેનો ચહેરો તેને મોહકજ લાગ્યો.

"લે હવે તારે ફાવે તેમ કર ? એક વખતના સાટા પછી વાંધો નહિં આવે. શરમાય છે શું ? એતો એજ ! આવો દાવ ન જવા દઇશ ચાલ કંઇ વાંધો નથી. હું પોતેજ બહાર બેસું છું મુઓ ચંપક ? તને સાવ બાળી ખાખ કરી નાંખી."

"લતા બ્હેન ? આ બિચારા કોઇના નિર્દોષ પુત્રને તેનાં મા-બાપ પાસેથી છીનવી ન લો ? વળી મારા સાંભળતાં તેમને માટે હલકો શબ્દ પણ ન કહાડશો. આવાં તમોને મેં ધાર્યાં ન હતાં. મહેરબાની કરી તેમના વતીજ હું આપને નોટીસ આપું છું કે આખા માસનું પડતર ભાડું આપી અમો કાલેજ સવારે તમારૂં મકાન ત્યજી દઇશું." ક્રોધથી પ્રસન્ને જણાવ્યું.

"સારૂં ! સારૂં ! હવે, શરમની પુતળી ! અલ્યા બાલુક ! તું પણ જોઇ શું રહ્યો છે તારી માને ! જાને જઇને બાઝી પડને ! એટલે એની મેળે વશે કે કવશે રાગે આવી જશે. પછી સ્વાદ ચાખ્યો એટલે બેડો પાર ! એ તો શરમાવાથીજ આવું બોલે છે." કહી લતાએ પેલા યુવકને પ્રસન્ન તરફ ધકેલી દીધો; અને પોતે બહાર ચાલી ગઇ.

"પ્રભુની આણ દઇ. ભાઇ તમોને પગે પડી આપની આશા નિષ્ફળ કરૂં છું તો માફ કરો ભાઇ ! હું અન્યની થઇ ગઇ છું." કહી પ્રસન્ન રડી પડી.

એટલામાં તો ઓચિંતો દાદર ધમકાવતો ચંપક ઉપર ચઢી આવ્યો. લતા ખબર આપે તેટલી વારમાં તો તે અંદરના ખંડમાં

જઈ ઉભો રહ્યો: પ્રસન્નની આંખમાં એક પુરૂષ સામે ઉભા રહી જણાતાં આંસુથી તે અકળાઇ ગયો તેણે તરત્તજ રામેશ્વરની સોટીનો ઉપયોગ પ્રસન્નની પીઠ પર કરવા માંડયો.

"બદમાસ પ્રસન્ન ! તારા વહાલેશ્વરી આગળ હવે શાં રોદણાં રડે છે ? આજે તારૂં બધું પોકળ સમજી ગયો છું. મને ખોટાં ખોટાં બ્હાનાં બતાવી આજ સુધી ભરમાવી ત્યેં આમ શેતરંજના દાવ ખેલ્યા, તો મારી જાતને પણ તું શું ન કરે ?" કહી તેણે વગર જોયે કે વગર વિચાર્યે નિર્દોષ પ્રસન્નનો બરડો ખોખરો કરવા માંડયો.

આ અરસામાં તો પેલો યુવાન તથા લતા બન્ને પોબારા ગણી ગયાં હતાં; એટલે બિચારી પ્રસન્ને પાંચદશ સોટીઓ વગર બોલ્યે સહન કર્યા પછી હાથ જોડી સોટી પકડી ચંપકને કહેવા માંડયું.

"તમારી છું તે અન્યની થઇ નથી. અને થઇશ પણ નહિ ચંપક ! પણ તમો આ બધું શું વિચારી કરો છો ? આપ પાછળથી પસ્તાશો. કોઇના ભરમાવ્યાથી નાહક આમ મારી પર આજ પહેલ-વહેલા રીસાઈ આ જુલમ શું કામ ગુજારો છો ? આપની ઇચ્છાને હું આધિન બનું તો આ બધો અંત આવી જાય, પણ પ્રભુ ! પૂજ્ય ચંપક ! માથાના મુગટ દેવ ચંપક મારી કથા તમે નથી જાણતા, તેથીજ આમ જુલમ વરસાવો છો મનથી તમારી છું, પણ દેહથી હું નિર્દોષપણામાં અન્યની બની ચુકી છું."

"અરે ચંડાળ ! પ્રસન્ન ! છોડ સોટી છોડ ! દેહથી અન્યની બની છું એટલેજ તને હવે આ સોટીથી આજે ચીરી નાંખીશ.

ત્યારબાદ હું પોતે પણ તારી પાછળજ આવું છું. દગો દેનારને સખત શિક્ષા કરવામાં જરાયે પાપ નથી. વિશ્વાસઘાતીને દંડવામાં પ્રભુ પણ રાજી બને છે.”

“પ્રભુ દેવ! મનના દેવ! ચંપકલાલ! યોગિનિમાતા આ કાર્યથી રાજી નહિ થાય! તેમને આજ વર્ષો પર વર્ષો વીત્યા છતાં સંભાળો તો ખરા! મારી સાથે આપ આજ આમ વર્તો છો તે તદ્દન અવળું સમજીનેજ. નિર્દોષપણે હું અપવિત્ર અને કલંકિત બની, તેઆ રાંડ પન્નાના પાપે! તે દિવસ અરે તે પળ હજીયે મને દુ:ખ દે છે. તમારો સંગ નથી કરતી તેનું કારણ જ એ છે કે સર્પના ઘરમાં સપડાઇ મેં મારૂં પવિત્રપણું અનિચ્છાએ કલંકીત કર્યું છે ઇચ્છા અગર અન ઇચ્છાએ એક વખત આમ બન્યું તો પછી અન્ય સાથે બિલકુલ સંગ ત્યજી દેવો એ શું આપને ઉત્તમ નથી લાગતું?”

“હવે એ સૌ ઢોંગ જવા દે. હમણાં તો તારા પેલા કુમળા વ્હાલા આગળ આંસુ સારતી હતી. એ રાંડ લતાએ તને ફગાવી દીધી છે. એને પણ હું બતાવીશ. અને તું તો લે! ચાખી લે?” કહી વળી ફરીથી તણું સોટી છુટી કરી માર દેવા માંડયો.

“ભલે તારે મારો! આજે આ જીવન પુરૂં થાય એમજ મારી ભાવના છે પણ હજીયે કહું છું કે તમે ભૂલ કરો છો! હાય હાય! ચંપકલાલ! આ માર હવે સહન નથી થતો. ઓ! મા! યોગિનિ મા! સખી વિશુ! આવ! અને જો તારી આ સખીની દશા? હેં શું જોઇ મને અત્રે આવવા સલાહ આપી હતી? ઓ બાપરે! ઇશ્વર! પ્રભુ ચંપકલાલ! હાય હાય! રે મારા બાપ! મરી ગઇ! અરરરર! રે બાપ! ચંપકલાલ! બસ

મારો મારો ! મારૂં ચામડું તુટી જાય ત્યાં સુધી મારો ! હવે શું બાકી રાખવાના છો ? અને પછીથી મારી પોક મુકી જીંદગીભર રડજો. ઓ બાપ રે ! હવે જવા દો બાપજી ! મરી ગઇ ! હાય ! હાય ! ઓ બાપ ! તમે આજે આ પીસ્તોલ શું કામ લાવ્યા છો ? તમારા ખીસ્સામાંથી તે હમણાંજ પડી ગઇ બાપ ! ”

અચાનક આ ધુનમાં આવેલ ભાનભૂલી શિક્ષા કરતા ચંપકની સોટી નિર્દોષ પ્રસન્નના નાક પર વાગી ગઇ. દગાબાજ રામેશ્વરે લગાડેલ દવાના પ્રતાપે પ્રસન્ન એકદમ બેભાન બની જમીન પર ઢળી પડી. તેની દશા આવી થઇ છતાં આજે ચંપકને સહેજ પણ દયા ન આવી. નાકમાંથી લોહી નીકળતું હતું, તે પણ કસાઇ બની તેણે જોયા કર્યું. પોતાની આંખે આજે બનાવ જોયો તે ખરો માની હવે તેને જરાયે દયા ન ઉપજી પણ જ્યારે તેણી બેભાન બની નીચે પડી ત્યારે પણ આ રામેશ્વરનો ટુંકમાં બનેલ ચેલો જરાયે ચુકયો નહિ. તેણે બે ભાન યુવતિનાં વસ્ત્ર છિન્ન ભિન્ન કરી નાંખ્યાં. અને કહેવાતો અત્યાચાર રામેશ્વરની શિખવણી મુજબ કરવા તેણે પગલું ભર્યું. બે ભાન અબળાને શેની ખબર હોય કે પોતાનો ટેક હવે તુટી જશે?

પણ એટલામાં તો પેલો શયતાન રામેશ્વર પોલીસ લઇ ત્યાં આવી પહોંચ્યો. ચંપક આંધળો બની પ્રસન્નના દેહને વળગતો હતો કે તરતજ પાછળથી પોલીસે તેની ગળચી પકડી લીધી અને તેને કડી પહેરાવી દીધી. રામેશ્વરને પ્રસન્નની સારવાર કરવાનું કહી તરતજ ચંપકને દોરી પોલીસ ચાલ્યો ગયો. હવે રામેશ્વરે પેલા સોટી લઈને તેના પર બીજી કોઇ દવા લગાડી દીધી કે જેથી તપાસ થતાં ખરી બીના સમજાય નહિ.

પોતાના હસ્તમાં આજે અચાનક પ્રસન્ન આવવાથી ઊંડા વિચારમાં એકેલ રામેશ્વરે આ તર્કટકરી ચંપાને અન્ય દવા સુંઘાડી દીધી. પણ તેને જરાયે ભાન ન આવ્યું. નાડી તપાસતાં જણાયું કે તેની નાડી અનિયમિત બની ગઇ હતી. એટલે કદાચ તેનો આત્મા છટકી જાય પણ ખરો, તેમ તેને લાગ્યું. પ્રસન્નને લુંટવા આટલો પ્રયત્ન કર્યો; પણ આખરે તે નિષ્ફળ જતો જોઇ શયતાને આખરે પ્રસન્નના વહાલા ચંપકને દગોદઇ પોલીસને તાબે કરે તેણી બેભાન પણ જીવતી હતી તે દરમ્યાન તેના શરીરને ચુંથવા દૃઢ વિચાર કર્યો. તેનાં વસ્ત્ર તો ચંપકે અવ્યવસ્થિત કરેલ હતાં. છતાં તે સૌ દૂર કરી તેણે અરેરે! આ નિર્દોષ બાળા? યોગિનિ માતાની વહાલી પુત્રિ સમાન પ્રસન્નની છાતીપર હાથ મુકયો.

વળી પાછો ત્યાંથી હાથ લઇ મકાનનું બારણું વાસી તે પાછો આવ્યો. અને હવે કંઇ ફિકર નથી, ધારી તેણે નિરાંતે મઝા માણવા માટે પ્રસન્નના દેહને બાથમાં લીધો. પણ તે દરમ્યાન તો બંધ કરેલ બારણું કોઇએ ધકેલ્યું.

“શયતાન? હું તારો બધો ભેદ ખુલ્લો કરીશ છોડીદે પ્રસન્ને? અને બારણું ખોલ? મુકી દે તે પવિત્ર પુત્રિને? ખબરદાર? સહેજ પણ ચેષ્ટા કરી તો!” કહી કોઇ ગંભીર પણ તિવ્ર અને ઉતાવળે અવાજે બોલતી વ્યકિતએ બારણા પર જોરથી લાત લગાવી. વગર ભાને આનંદમાં અને આનંદમાં ખાલી વાસેલ બારણું ફડાકદઇ ને ઉઘડી ગયું. અને તે સાથેજ એક યોગિનિ હાથમાં કમંડળ લઇ ત્યાં દોડી આવી. તેની પાછળ કોઇ ખીલતી પ્રસન્નની ઉમ્મરની બાળા પણ દોડી આવી. પેલો રામેશ્વર તો બીક પામી એકદમ ઉભો થઇ જઇ પોતાના ખીસ્સામાં હાથ નાંખવા લાગ્યો.

"હાયરે બાજી ? મારી પ્રસન્ન શું મરી ગઇરે ? હાયરે આ રકત શેનું છેરે" કહી પેલી બાળા પ્રસન્નને વળગી રડવા લાગી.

"વિમળા ! ગભરાઇશ નહિ તે જીવતી છે ? આ પાપીને સંગે બગડી ચંપકેજ તેની એ દશા કરી છે. પ્રભુનો ઉપકાર માનકે તેની આવી સ્થિતિમાં આજે ઘણા વર્ષે આપણે તેનો પત્તો મેળવી શક્યાં છીયે? અને ઓ નરાધમ ?રામેશ્વરના નામે ઓળખાતા નરપિશાચ ? હવે તો ભાન લાવ ? તારો સઘળો વહેવાર અને પરિચય મારાથી અજાણ્યો નથી ? હું તને બરાબર પારખું છું પ્રભુ પાસે માફી માગી હવે સુધરી જઇ તારી પાપી જીંદગીને ઉજવળ કરી પાપનાં પોટલાં હલકાં બનાવ. ખીસ્સામાં હાથ શું નાખે છે. ? પીસ્તોલ માટે તું હાથ ફેરવે છે પણ જો આ તારીજ પીસ્તોલ ?", કહી યોગિનિએ તેના દેખતાં જમીન પર પડેલ પીસ્તોલ ઉપાડી લીધી,

"તારો ચેલો ચાલાકી કરી રસ્તામાંથીજ પોલીસના સાથે છટકી ગયો છે, હવે તે ગૂમ થઇ ગયો સમજ જે અત્યારે તો તે કલકત્તા છોડવાની તૈયારીમાં છે. ચાલ ચાલ્યો જા ! તારૂં કાળું મુખ લઇ અહિંથી દૂર થા, ? સહેજ પણ બોલીશ, અગર તોફાન કરીશ તો તારીજ પીસ્તોલ વડે તારૂં ખુન કરીશ. આ પીસ્તોલ જ બતાવે છે કે તું કોણ છે ! ચંડાળ ? હરામી ? ચાલ્યો જા.." કહી તેણે દાદરનો રસ્તો બતાવ્યો.

સહેજમાં તો રામેશ્વર દાંત કચ કચ કચ કરતો ત્યાંથી ડોળા કહાડતો કહાડતો ભાગી ગયો યોગિનિ અને વિમળાએ પ્રસન્ન તરફ જોઇ આંસુ પાડયાં.



# પ્રકરણ ૧૫ મું.

—(૦)—

## પ્રણયિના પંથે.

"ફુટયા જ્યાં પ્રેમ અંકુરો, કસુરો ત્યાં નહિ સુઝે,
જીવન પ્રેમી મધુરાં તે, લગારે માન ના પુછે."
"કદી તલવારના જખમો, સહેવા હાથ પ્રભુથીના,
જીવન આશા તુટી જાતાં, સનમ સ્નેહી વેહનાના!"



ગીનિ તથા વિમળાએ પ્રસન્નના શરીર પરનાં છિન્ન ભિન્ન વસ્ત્રો ઠીક કરી દીધા બાદ એક ગાડી મંગાવી તેમાં તેને સુવાડી આશ્રમમાં લઇ જવાનો બંદોબસ્ત કર્યો.' યોગિનિની આંખમાંથી અશ્રુ પડતાં હતાં. જ્યારે વિમળા તો આશા-ભેર છટકેલ પંખી સમાન સહિયર પ્રસન્નની આવી કફોડી દશા જોઇ શોકાતુર બની ગઇ. તેણે મનમાંજ ચંપકને શ્રાપ આપવા માંડયા. 'આવું જાણતી હત તો મારી રૂખી શું ઝખ મારવા તેની સાથે પ્રેમ સરિતા બની વહી જાત! ત્યારે તો સાવ ઉજળો બગલો દેખાતો હતો, પણ ખરેખર આતો બગ બગ કરતો બગ ભક્ત

નિવડયો. બિચારી સખીનું જીવન કલંકિત કરી હવે તે યોગિનિનો લાડકવાયો ચંપક ક્યાં ભાગી ગયો હશે! ફિટકાર છે તેની જીભને! કે આમ સહેજમાં તેણે તેની વાણી કઠોર બનાવી મારી સખીને કદિ ન સહન કરેલ સોટીનો માર વરસાવી આમ બેભાન કરી દીધી. અલ્યા એ પુરૂષોત્તમ પ્રભુ! તમે પણ કેવા! કે એ નરાધમને પોલીસના હાથમાંથી છટકવા દીધો? ઠીક થયું કે રસ્તામાં ભાગતો અમે જોયો જેથી પોલીસને ખબર આપી અહિં આવી પહોંચ્યાં. નહિ તો વળી પેલો બદમાસ મારી સખીને કલંકિત ન કરત! ઓ લુચ્ચા! ન માર મુઆ! જ્યારે પાલવવાની શક્તિ ન હતી તો પછી અતિચારી હીજડા! બાયલા! બેશરમી! તેને છેતરી ભોળવી, શું કામ કુવે ઉતારવા લઇ ગયો? મારી સહિયર શું વાટમાં પડી હતી? રડયા પીટયા! તેનું તો એનું એ મુખ આશ્રમમાં રહેશે. માસ બે માસમાં તારાં પાપ કંઇ ઢંકાશે નહિ! એતો આખી જીંદગીભર આશ્રમમાં રહેનાર ગાશે, અને તને નિંદશે. પ્રસન્નની પણ વાત તો થશે; છતાં તે થોડા વખતજ ચર્ચાઇ બંધ પડશે. એવા તો એના મળતાવડા ગુણ છે. આ યોગિનિ મા તને 'મારો ચંપક' કહેતાં હતાં, હવે તેમને પણ ખબર પડશે કે તેમના લાડકવાયો ચંપક કેવો નિવડયો છે? તેમણેજ તેને લાડ લડાવી ઉડાઉ કરી નાખ્યો હતો, અને તેનું પરિણામ બિચારી પ્રસન્નને સહેવું પડયું." આમ વિમળા વિચાર કરતી હતી તેટલામાં તો આશ્રમનો દરવાજો દેખાયાથી યોગિનિએ તેનો હાથ પકડી કહ્યું.

"વિમળા! આ વાત કોઇને કહીશજ નહિ! આ પ્રભુના સોગન!"

" માતા ! હું કોઇને નહિ કહું ! પણ મુઆ એ ચંપક માટે તમોને હજીયે લાગણી થાય છે ! એ રાક્ષસ હવે તો નદિમાં પડી મરે તોજ તેની અવધિ થશે ! હજીયે તમે તેની આટલી દયા ખાવો છો મા ! "

બ્હેન ! ગાંડી ન થા ! શ્વાન જેવાં આચરણ આપણાથી ઓછાંજ થાય છે ! દયાહિણુ તે મનુષ્ય નહિ પણ ઢોર ! પારકો દયાહિણુ હોય, પણ આપણે તેથી આપણો માનવ ધર્મ નહિ છોડવો જોઇએ. "

" ત્યારે એ દયાહિણાએતો માનવ ધર્મ છોડી દીધોને ? હવે તો એ મનુષ્ય નહિજ ને! "

" ખરેખર એમજ મનાય, પણ હજી પ્રસન્ન તેને માટે માનજ રાખશે એટલે તું એને માટે જે ગાળો કહાડે તે સૌ અસ્થાનની ગાળો છે પ્રેમિ પંખીઓમાં એક બીજાના ગુણ દોષ કદિ જોતાં નથી. તેમને તો પ્રેમ સાથે કામ ! તેમની નેમ પ્રેમ ! કંઈ પણ ગંભિર ગુન્હો થયો હોય તેપણ તેમને તો અમસ્થી ભૂલ જેવોજ સમજાય છે ! જો પ્રભુ એ એટલું એ નિર્માણ ન કર્યું હત તો પછી સંસાર ચાલતજ નહિ. નરમ ગરમ થવું એ પ્રેમિના હૃદયે અંકાઇ ગયેલ હોય છે, પ્રેમ સરિતા રૂપ સ્ત્રી ખારા સાગર રૂપિ મનુષ્યના હૃદયમાં જાણી કરી કંઇ અમસ્થી સમાઇ જતી હશે! છેટેથી જ ઘુઘવાતો સાગર સાંભળી– અરે જોઇનેજ શું એ નદિ પાછી ન ફરી શકે ? ના જરાયે નહિ. જોને રસહિણુ સરિતાઓ ઉજ્જડ જેવાં રણ મેદાનોમાં આપો આપ સમાઇ જાય છે, તેમ સંસારને ન ચાહનાર આપણા જેવાં એ મેદાનમાંજ સમાઈ મરવા પ્રયત્ન કરે. સંસારથી દૂર રહી સંસારના લોકો

માટે દયા ન ખાવી તે અધમાચાર છે ક્યારૂપિ ઈશ્વરી ગુણ સૌમાં છે. તો તેનો સદુપયોગ કરવો તે આપણી ફરજ છે. કસાઇને મેઢાંની ગરદન કાપતાં પણ રહેજ દયા ખાવા જેવું તો કંઇકથાયજ પણ તે તેનો ધંધો થઈ પડયો ચોરી કરનાર ચોર જાણેછે, કે પોતે ચોરી કરે છે તે પાપ છે, છતાં પણ ચોરી કરવી તે તેની આજીવિકાનું સાધન છે. અરસપરસ સંસારી જીવોએ એક બીજા માટે માન રાખવું એ ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે. જો હવે આશ્રમ આવ્યો એટલે આપણે વાતચિત કર્યા સિવાય જ ચાલ્યાં જઇએ. ગાડીવાળો ધિમે ધિમે ગાડી આપણી પાછળ ભલે લાવે," કહી યોગિનિ આ સર્વ શાંત રીતે શ્રવણ કરતી વિમળાને લઇ ઉતરી પડી આગળ આગળ ચાલવા લાગી. અને પ્રસન્નને બાજુના મકાનમાં સુવાડવામાં આવી. આ વાત આખા આશ્રમમાં ફેલાઇ ગઇ, પણ આમ શાથી થયું તે કોઇ સમજ્યું નહિ.

આ તરફ જ્યારે પોલીસે આવીને દીવાના બનેલ ચંપકના હસ્તમાં રામેશ્વરના દેખતાં હાથ કડી નાંખી, તેજ ક્ષણે ચંપકને ભાન આવેલ કે પોતાની ભૂલ થઈ છે. પણ તેને છોડાવનાર હવે કોઇ ન હતું આટલી. શિક્ષાકરી છતાં "પ્રભુ પ્રભુ" કહી સંબોધન કરનાર પ્રસન્ન જો ભાનમાં હત તો જરૂર આ વખતે તેને ગળે વળગી પડયા વગર ન રહેત એ પણ ભાન હવે ચંપકને આવ્યું તેણે રામેશ્વર તરફ જોઇ કંઇક બોલવા મુખ ઉચું કર્યું તેટલામાંતો ધકકા મારી પોલીસે તેને ત્યાંથી દૂર ખેંચી લીધો. હવે પ્રસન્નની દશા તેનાં હૃદયને ચીરવા લાગી, એ બિચારીની હવે શું ગતિ થશે તે તેને સાંભળવા લાગ્યું રામેશ્વરે તેને ફોસલાવી દગો દીધો છે તેમ પણ તે સમજ્યો બિચારી

પ્રસન્ન ઘણી વખત રામેશ્વરની આંખમાં ભરાયેલ કામે માટે ફરિયાદ કરી તેની આંખ ઉઘાડવા મથતી હતી તે પણ તેને યાદ આવ્યું. પણ હવે તે શા ખપનું હતું ?

રસ્તામાં હાથકડી પહેરાવી કોઈ આબરૂદાર જેવા યુવકને પોલીસ ખેંચી જતો હતો. જેથી લોકો પણ ટોળે ટોળાં થઈ જતા હતા. કલકત્તા જેવા શહેરમાં નજીવા પ્રસંગોએ બે મિનિટમાં તો મોટો કુંભ મેળો ભેગો થઇ જાય; તો પછી આતો પોલીસને હાથે ગયેલ બાબત હતી; એટલે સ્વભાવિક છે કે લોકો છીનેજાર બની ભેગા થઇ જાય

આ સર્વ બિચારો ચંપક નીચે મુખે જોતો હતો. તેટલામાં અચાનક તેની દૃષ્ટિ ટોળામાં પોતાની યોગિનિમા ઉપર પડી. તેની સાથે વિમળા પણ તેના તરફ તાકી રહેલી જણાઇ. તેજ ક્ષણે પૃથ્વી માર્ગ આપે તો સારૂં; પણ પોતાનું કલંકિત મુખ માતા યોગિનિને ન બતાવવું એવો તેણે દૃઢ નિશ્ચય કરી લીધો. પ્રસન્ન બાબત, તેઓ પુછે તો શો જવાબ આપવો એ પણ મોટો સવાલજ હતો ને ! વગર વિચાર્યે તેણે પોલીસના હાથને આચકો મારી પોતાના હાથની કડી સાથેજ ત્યાંથી ભાગવા માંડયું. પોલીસ તેની પાછળ પડયો. આગળ તે અને પાછળ પોલીસ, એમ બનતાં આ ટોળામાં ઘુસી જઇ ચંપક શરમિંદો બની કઈ ગલીમાં પેસી ગયો. તે પોલીસતો સમજ્યોજ નહિ. બીજા કેટલાક પોલીસો પણ ત્યાં ટોળે થઇ ગયા, અને તેમણે તપાસ શરૂ કરી, પણ તે સૌ વ્યર્થ ગઇ. એટલે તરતજ સામાસામી વાટાઘાટ કરી બે પોલીસો પીસ્તોલ વાગી બાબત કહેવા મોટા પોલીસ સ્ટેશન તરફ ગયા. આ સૌ વાત પેલી યોગિનિ તથા વિમળા સાંભળતાં હતાં, જેથી તેમણે શોકીત બની જે પોલીસ ચંપકને પકડી લઇ જતો હતો

તેને જ મળી દયા ભાવ યાચિ આ બનાવ જાણવા પોતાની ઇંતેજારી બતાવી. પોલીસે હસી જવાબ આપ્યો.

"અરે સાધુડી ! તારે એવી શી ખટપટ ! એ ભાગનાર કેદી તો અહિંથી સાતમી ચોકી તરફ પેલી લતા પાનવાળીના મકાનમાં રહેતો હતો. તેણે ગઇ કાલેજ ૧૦૦૩ નંબરની પીસ્તોલથી એક સ્ત્રીનું ખૂન કર્યું છે. તેની બાતમી મળવાથી હું ત્યાં તપાસ કરવા ગયેલ, તો જણાયું કે આજે પણ તે કોઇ યુવાન બાળા પર જુલમ વરસાવતો હતો, એટલે હું તેને મારા અમલદારના હુકમ મુજબ એકદમ જ પકડી લઇ જતો હતો, પણ આ શયતાન તો ભાગી ગયો. પીસ્તોલ મ્હેં ૧૦૦૩ નંબરની તેના મકાનમાંજ પડેલી જોઇ છે. હવે ઉપરી અમલદાર આવશે એટલે ત્યાં જઇ તપાસ કરીશું; તે દરમ્યાન ત્યાં એક સદગ્રહસ્થને સૌ વ્યવસ્થા રાખવા મુકયા છે."

આ સાંભળી પેલા પોલીસનો ઉપકાર માની બંન્ને જણ તરતજ ગાડી કરી સાતમી ચોકી તરફ ગયાં, ત્યાં જઇ તેમણે લતાનું મકાન સહેજમાં ગોતી કહાડયું. કારણ કે મહોલ્લામાં ઉંચી પરીક્ષાઓ પાસ કરી ઉંચી પદવીઓ પ્રાપ્ત કરી હતી. વ્હાલા વાંચક ! ત્યાં શું બન્યું તે આપણે જોઇ ગયા છીએ.

તેઓના ગયા પછી લગભગ અર્ધા કલાકે પોલીસ પાર્ટી ત્યાં દોડધામ કરતી આવી પહોંચી. તેમને સંતાઇને જોયેલ લતાએ વગર પુછ્યે સૌ હેવાલ જણાવી દીધો પોતાની ગફલતથી આ પરિણામ બન્યું હતું એટલે ઉપરી અધિકારી તે બધો રોષ બિચારા પોલીસો પર ઠાલવવા લાગ્યો. પણ એટલામાં તો કોઇ મનુષ્ય દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો તેણે ત્યાં આવતાંજ બૂમ મારી.

"શું છે ? શું થયું છે ? ક્યાં છે એ ચંપકલાલ તથા પ્રસન્ન ? મારે તેમનું ખાસ કામ છે ! રાષ્ટ્રિય ચળવળને અંગે તો તેમના પર કંઇ તોહમત તો નથી આવ્યું ને બતાવો જલદી મારે ખાસ જરૂરનું કામ છે. અને આજેજ મારે મુંબાઇ ચાલ્યા જવું છે. ?"

અમલદારે આગળ આવી તોછડી રીતે જવાબ આપ્યો." હવે જોઇ તારી શેખી ? મોટી રાષ્ટ્રિય ચળવળ વાળો આવ્યો ! ચાલ્યો જા ? અમોજ તેમને ખોળીએ છીએ કે તેઓ બંન્ને કયા પાતાળમાં ઘુસી ગયાં ? ત્યાં વળી તું અહિં આવી આમ બૂમો પાડે છે ? કરો હાથ કડી એ બદમાસને ! કોઇ તેનો સાથીજ લાગે છે ! ખૂનની બાતમી તેની પાસેથી બરાબર મારામારી બહાર કહાડો"

આ સાંભળતાંજ માલિકનો હુકમ માનવા પોલીસો આગળ ધસ્યા; પણ તરતજ પેલા આવનાર પુરૂષે પોતાના ખીસ્સામાંથી એક ગોળ સીક્કો કહાડી અમલદાર તરફ ધર્યો આ જોતાંજ અમલદાર ઝંખવાણો પડી ગયો.

"કોણ ? મી૦ ધીરજલાલ ! મુંબાઇના બાહોશ ડીટેક્ટીવ ! તમારા આગમનનો તાર આવેલ હતો પણ આ બનાવ માટે દરગુજર કરશો સી આઈ. ડી ખાતાના મનુષ્યો કંઇ ઓછાજ પારખી શકાય છે." કહી અમલદાર હસ્યો.

"કંઇ નહિ, પણ શું થયું છે તેતો મને જણાવો" ઉતાવળે આપણા પૂર્વ પરિચિત બાહોશ ધીરજલાલે પ્રશ્ન કર્યો. અને સર્વ બિના અમલદારે તેને કહી સંભળાવી. આખરે સહેજ વિચાર કરી ધીરજલાલે રામેશ્વર કયાં રહે છે તે સ્થળ તપાસવા પોતાની ઇચ્છા બતાવી. તરતજ સર્વ મંડળ ત્યાં જવા રવાના થઇ ગયું પોલીસને એક મનુષ્ય રામેશ્વરનો મુકામ જાણતો હતો. ત્યાં જતાંજ બારણું બંધ જણાયું. તેની પર લખેલ હતું કે "મી૦ રામેશ્વર ચાર માસ માટે રંગુન તરફ ગયા છે."

આ જોઇ વળી કંઇક નવિન ઘટના ધીરજલાલને જણાય. તેણે તરતજ ટેલીફોન ઑફીસમાં તપાસ કરી, તો ત્યાંથી ખબર મળી કે આજેજ રામેશ્વર ચાર માસની ચઢતા પગારની રજા લઇ રંગુન તરફ ગયો છે. અને તેની ટીકીટ પણ કંપનીએ કઢાડી આપી છે. એટલે ત્યાંથી નિરાશ થઇ ધીરજલાલ કલકત્તાના બંદરે ગયો. આજેજ અહિંથી એક કિનારે ફરતી બોટ રંગુન તરફ ઉપડવાની હતી એટલે તેણે ઉતાવળે ઉતાવળે જઇ ટીકીટ ઑફીસમાં તપાસ કરી તો જણાયું કે રામેશ્વર નામનો કોઈ મનુષ્ય આજેજ ટીકીટ લઇ ગયો છે. અને બોટપણ લગભગ અર્ધા કલાક પહેલાંજ ઉપડી ગઇ છે. છતાં કંઇ ખાત્રી નહિ કે રામેશ્વર રંગુન ગયો છે એમ ચોકકસ કહીજ શકાય ! બાકી પેસેન્જરોની સંખ્યા તપાસતાં તો સર્વ રીતે સરખીજ થઇ હતી. આ હેવાલ સાંભળી બિચારો ધીરજલાલ નિરાશ બની ગયો. તેણે બંદરપરના પોલીસને પોતાની છાપ બતાવી તેને મદદ કરવા કહ્યું પણ તે વ્યર્થજ ગયું. એટલે આખરે તેણે તેની સલાહ લઇ રંગુન તાર કરાવી દીધો કે રામેશ્વર નામના કોઇ મનુષ્યને પકડી લેવો પાછળથી વોરંટ લઇ અમલદાર આવે છે. તે દિવસ પછી ચાર દિને બીજી કોઇ જાપાનીઝની બોટ કલકત્તાથી રંગુન થઇને ટોકીયો જવાની હતી, તેમાં ધીરજલાલને જવાની સગવડ પણ થઇ ગઇ. જે બોટમાં રામેશ્વર ગયો હતો, બોટના કેપ્ટન ઉપર પણ રંગુન તાર કર્યો.

અને તે તારનો એકજ કલાકમાં જવાબ આવી ગયો કે રામેશ્વર નામની કોઇ વ્યકિત અત્રે છે; પણ તેનો પાસ પોર્ટ નથી. આટલી બાતમી મેળવી ધીરજલાલ શહેરમાં ચાલ્યો ગયો. તેની ધારણાઓ અચાનક આમ ફરી ગઇ હતી. પણ તેની હિમ્મત જરાએ ઓછી થઇ ન હતી.

અને તેજ વખતે ચંપકની શી દશા હતી તે આપણે જોઇએ. ગલીમાં સંતાઇ જઇ પોલીસની આંખમાં ધુળ નાંખી ધિમે રહી ચંપક એક નર્તકીને મેડે ચઢી ગયો, ત્યાં જતાંજ તેણે લોક લાજે ચૂપ રહેવા સમજાવી, તેના બદલામાં પ્રસન્ન તથા પોતાનો પગાર તેજ દિને આવ્યો હતો તે આપવા કબુલ કર્યું. છટકેલને હવે શું કહેવાનું હોય ? તેણે પોતાના હાથ વતીજ પહેલી સર્વે નોટે કહાડી લીધા બાદ ચંપકની કડી પણ કળ વડે કહાડી નાંખી. અને તેને અભયદાન દીધું. બે કલાક સુધી અહિં ગોંધાઇ અંધારૂં થતાં ચંપક આ નીચ નાચનારી પાસેથી ઘણા કાલાવાલા કરી પોતે આપેલ પઇસામાંથી રૂપીઆ ૨૫) પાછા મેળવી ત્યાંથી ચાલ્યો ગયો. આશ્રમમાં શું મુખ લઇને જવું તે તેને સમજાયું નહિ, વળી મકાન તરફ જઇ જો ત્યાં પ્રસન્ન હોય તો તેની માફી માગી, ત્યારબાદ કલકત્તા ત્યજી બંનેએ અન્ય સ્થળે ચાલી જવું તેવો વિચાર કરી આખરે તે મકાન તરફ વળ્યો. પણ છેટેથીજ ત્યાં અંધારૂં દેખી તેના હાંજા ગગડી ગયા ધિમે ધિમે ત્યાં થઇ તેણે દાદર ચઢીને આખું મકાન જોયું તો ત્યાં કંઇ પણ જણાયું નહિ. પોતાની ચીજોમાંની સર્વ ચીજો પણ ત્યાં હતી નહિ એટલે હવે નિરાશ બની કપાળે હાથ દઇ તે પાછો ફર્યો.

"જો ગાડીમાં બેસી કંઇક ભાગી જવા પ્રયત્ન કરીશ તો કદાચ પોલીસ મને પકડશે" એમ ધારી તેણે ગાડીએ જવાનો વિચાર માંડી વાળી આખરે પ્રસન્નને લીધે રડાય તેટલું રડી તેજ અંધારી રાત્રે કલકત્તા શહેર ત્યજી પગ રસ્તો પકડ્યો. તેના દીલમાં અત્યારે પ્રસન્ન માટે દાવાનળ સળગતો હતો. ગંગા મૈયામાં પડી આપઘાત કરવાનો તેનો ઇરાદો થયો; પણ આશા અમર ચીજ છે. તેણે તેને તેમ કરતાં

અટકાવ્યો અને તે ચંપક, અરે ? ભાન-ભૂલેલ પ્રસન્ન જેવી યુવતિનો હૃદય વલ્લભ. પોતાની સખીને સુખી રાખવા કલકત્તાને સોંપી પગ રસ્તે ચાલી નીકળ્યો હવે તેને ન હતો અંધારાનો ભય કે વનવગડાનો ભય ! ગઈ ! પ્રસન્ન ? તો પછી જીવન શા કામનું ?

અને વ્હાલા વાંચક ? તેજ વખતે આશ્રમમાં લઇ જવાયેલી પ્રસન્નને સારવારથી ધિમે ધિમે ભાન આવતુંહતું. સહેજ આંખ ઉઘાડતાંજ તેણે પોતાના મુખ પર આંસુ પાડતાં યોગીનીનું ભવ્ય તેજોમય મુખ મંડળ દીઠું તેણી ધ્રુજી ઉઠી

"મા મને કલંકીનીને આશ્રમમાં લાવ્યાં છો, કે ક્યાં લઇ ગયાં છો ? હું આ સ્વપ્ન જોઉં છું કે સત્ય ?"

"પ્રસન્ન ! હવે કલંકની વાત જવાદે ? બ્હેન જો તારા માટે વિમળા બહુ રૂદન કરે છે."

"હાય ? હાય ? ઓ પવિત્ર સ્નેહીઓ ? મારૂં કલંકીત મુખ તમે ન જોશો. ! મને ત્યજી ચાલ્યાં જાવ. ! દૂર નસાય ત્યાં નાસી જાવ ! ચંપકલાલ ? તમો ક્યાં ગયા ?"

"તારો ચંપકલાલ પડ્યો ગંગાજીમાં ! મુઓ પીટ્યો નફ્ફરખંડો" વિમળાથી ન રહેવાયું એટલે તે લવી ગઇ.

"હાય ત્યારે શું તેઓ ગયાજ ? પ્રભુ ! ઉભા રહો ? ઉભા રહો ? હું આવું છું ? મારા સિવાય તમોને કોણ આનંદ આપશે ? તમોએ મારા માટે આશ્રમ છોડ્યો છે; મેં તમારા માટે નથી છોડ્યો. એ રામેશ્વરે તમારી બુદ્ધિમાં ભ્રમકની દગો દેવા વિચાર કર્યો છે તે તો જુઓ. હાય ! તમારી સોટી વ્હાલી લાગે છે, પણ માર સહન નથી થતો ! આજ પહેલ વહેલાજ મારી સાથે રીસાયા ? નાથ ! મનના નાથ ! તમો દેહ નાથ નહિ બનવાના !

હું લાચાર છું ! મેં આપને લઇ જઈ શું સુખ આપ્યું. ! ઓ બાપ ! હાય ! હાય ! ઓ યોગિનિ મા ! સખી વિભુ ? બચાવો બચાવો બાપરે ? આ પીસ્તોલથી મારૂં ખુન કરશે. રે ! પણ ના ના ? તમો એ તો નથીજ ! અને મારશો તો પછી મરીશ. પણ ફક્ત ચિંતા આપની, તમારી છબી અને યાદી મને સદા સતાવશે હાંરે હૈયા હાર ! ન મારો ! ન મારો ! આ સખીને નમારો ! ઓ બાપ મરી ગઇ હાય ! હાય ! ઓ રાંડ લતા ? હેં પણ આજે કયા જન્મનાં વેર વાળ્યાંરે ! બાપલીયા ? ઓ ચંપક ! હવે તો સોટી ના મારો ! અને હાય હાય ! તમો સોટી મારી ને પણ શાંત ન બન્યા તે હવે રૂદન કરી ગંગાજીમાં પડયા ! ઉભા રહો ! ઉભા રહો ! એ મૈયા ગંગા ! મારા પતિને પાછો સોંપો ! તમોને શું અનુભવ નથી ! છે ! છે ! હજારો વાર છે ! ભિષ્મની માતા ! ઓ ! દયાદેવી તમો દયા કરી મારા પતીને અદેખાઇથી છીનવી લેશો નહિ. ! લાવો લાવો ! ઓ ઓ વિમળા સખીરે ! તેં શું જોઇ આશ્રમ કલંકિત કરી છુટી જવા સલાહ આપી ! મરી ગઇ ! મરી ગઇ ! ઓ ચંપક હવે છોડો મારા બાપ." આમ લવી તે ફરીથી તે બે ભાન બની ગઇ. આખા આશ્રમનાં કુમારિકાઓ સમજી ગઇ કે મુઆ ચંપકે પોતાની વાજીંત્ર ગુરૂને બહુજ માર માર્યો હશે. વિમળા તો આ સૌ સાંભળી ત્યાંને ત્યાંજ યોગિનિએ ઘણી ના પાડી છતાં ચંપકના ગાજીયા ગાવા લાગી. અને આખું કુમારિકાનું મંડળ આજ પહેલ વહેલી માની આજ્ઞા ઉથાપી વિમળા સાથે સહયોગી બન્યુ. પ્રસન્નપર વહાલ રાખનાર આટલું કરે તે પણ ઓછું ? એકાંતમાં તેના જેવી સ્વરૂપવાન યુવતિ એ નિર્દોષ રીતે થયેલ કલંકથી કેવું મન વાળ્યું હતું ! તે પાઠ તો ખરેખર શીખવા જોગ હતો. આ ભારત માતા ઉપર હજી એ એવાં

રત્નો બિરાજે છે તેજ માતાની ઉજ્વળ કુખ ! તેજ આપણાં વડીલ આર્યોનાં શાસ્ત્રો ! ખરે, તેજ આપણી શોભા ! આટલી શિક્ષા સહન કરી છતાં ચંપકની માયા તેણે તજી નથી ! ધન્ય છે તારા પવિત્ર સ્નેહને

લગભગ બે દિન બરાબર સારવાર થઇ ત્યારે પ્રસન્નને સર્વ વેદના ઓછી થઈ ગઇ. પણ જ્યારે વિમળા ચંપક માટે તિરસ્કાર વરસાવતી હતી ત્યારે તે ખીજવાઇ જતી હતી વળી ચંપકનું શું થયું તે કોઇએ તેને જણાવ્યું ન હતું, એ ખરેખર ઠીકજ થયું હતું. પણ બનવા જોગ બની જાય છે તેમાં મનુષ્યની બુદ્ધિનો ખપ બિલકુલ આવતો નથી.

આશ્રમમાં દરરોજ કલકત્તાનું એક ગુજરાતી પેપર આવતું હતું. તેમાં ચંપકનો બધો હેવાલ છપાયો હતો તે વાંચી યોગિનિએ એ પેપર સંતાડી દીધું હતું. વિમળાને પ્રસન્ન બહુ પુછતી, પણ તે જરાયે ઉત્તર આપતી નહિ એટલે ચંપક માટે તેને ઘણી ચિંતા થતી હતી. હવે તે આમતેમ સર્વ સ્થળે ફરી શકી આનંદ કરતી હતી, જેથી તેણે માને મળવાને ઇરાદે ત્રિજે દિને તો તેમની બેડકમાં પ્રવેશ કર્યો. ત્યાં કોઈ હતું નહિ, એટલે પોતે એકલીજ ત્યાં બેસી એક પુસ્તક વાંચવા લાગી. એટલામાં એક ઉંદર દોડતો દોડતો ત્યાં આવી નજીક પડેલ સાદડીઓમાં ભરાઇ ચુંચું કરવા લાગ્યો. તેની પાછળ ડોળા કહાડતી બિલાડી પણ બરાબર રચીપચી દોડી આવી સાદડીઓમાં માથાં મારવા લાગી. એટલે બિલાડીને દૂર કરી દયા ભાવે ઉંદરને બહાર કહાડવા પ્રસન્ને સાદડીનો મોટો ઢગ હતો તે એકએક ખસેડવા માંડ્યો. આમ કરતાં તેના હાથમાં પેલું પેપર આવ્યું.

અચાનક આજે જીજ્ઞાસા થવાથી તે પેપર લઇ વાંચતાંજ

"ખૂની ચંપક છટકયો!" એવું મથાળું તેના જોવામાં આવ્યું. આ સૌ જોઇ પ્રસન્નની મુખમુદ્રા એકદમ શોકીત બની ગઇ. તેણે ઉતાવળમાં ઉતાવળમાં બધો લેખ વાંચવા માંડયો.

"ગઇ કાલે કૉર્નવૉલીસ રસ્તા ઉપરના પેલા મોટા મકાનમાં થયેલ અબળાના ખૂન માટે શક લાવી ચંપક નામનો એક સખશ કે જે અત્રેની ટેલીફોન ઑફીસમાં કારકુન હતો, તેને પોલીસે ઓચીંતો દરોડો પાડી નંબર સાતમી ચોકી નજીક તેના મકાનમાંથી પકડયો હતો. જે પીસ્તોલથી ખૂન થયાનું જણાવવામાં આવતું હતું તેજ પીસ્તોલ તેના મકાનમાંથી મળી હતી. પણ પોલીસની બેદરકારીથી તે ત્યાંજ રહી ગઇ છે અહિં જ્યારે ટેલીફોન ઑફીસમાં કામ કરતા રામેશ્વર સાથે પોલીસ પહોંચ્યો ત્યારે બેસિતમ વરસાવી એક કોઇની દિકરી જેવી જુવાન બાળા પર તેણે અત્યાચાર કરવા શરૂઆત કરી હતી; પણ પોલીસે તેને પકડવાથી તે ગુન્હો થતો અટકી પડયો હતો. પણ રસ્તામાં જાદુથી ભરી રીતે હેરત બતાવી તે અઠંગ ઉઠાવગીર અચાનક ગૂમ થઈ ગયો છે; જેથી પોલીસ તેની સખત તપાસ કરે છે. જે અબળાપર સિતમ થતો હતો, તે પાછળથી તેની પકડી આણેલ કોઈ સ્નેહિ સ્ત્રી જણાવવામાં પણ આવે છે. પણ તેનો પત્તો તથા પેલા પીસ્તોલનો પત્તો મળતો નથી, તે સાથે રામેશ્વરને પકડવા પણ મુંબાઈથી કોઇ આવ્યાની વાત ચવાય છે. આ સૌ ભવાડામાં ખરેખર અમોને તો બહુજ ઉંડુ કાવત્રું સમજાય છે; એટલે અમો ભાર દઇ જણાવીયે છીયે કે પોલીસો આ બારામાં ગાફલ રહી પોતાનું નામ ગુમાવવું નહિ એ એક અમૂલ્ય ફરજ છે. વળી એ ચંપક :......"

"શું વાંચે છે પ્રસન્ન! હાય! હાય! બાપ! તું અહિં ક્યાંથી આવી પહોંચી! અફસોસ દેવ!" કહી ઓચિંતાં ત્યાં યોગિનિ

દોડી આવ્યાં. અને તેમણે પેપર છીનવી લીધું. ત્યારબાદ તેમણે શાંત રીતે ગભરાયેલ પ્રસન્નને આશ્વાસન આપ્યું.

" પ્રસન્ન ! જરાયે ગભરાઇશ નહિ ! ખૂન કરનાર ચંપક નથી એ વાત ચોક્કસ છે. શોક એટલોજ છે કે તેનો પત્તો મળતો નથી; નહિ તો સર્વ વાત જાણી હું તેને ઉગારત. હવે કદાચ પોલીસના હાથમાં તે સપડાશે તો તો મારે જાતેજ કોર્ટમાં હાજર થઇ સર્વ ભેદ ખુલ્લો કરવો પડશે એટલુંજ, બાકી તેનો વાંકો વાળ કોઇ નહિ કરે હું સમજું છું કે પ્રસન્ન તમો બન્ને એક બીજાને ચાહો છો; અને તેથી તારા દીલમાં દુઃખ થતું હશે; પણ દેહના વ્યાધિમાં માનસિક વ્યાધિ કરીશ નહિ. પ્રભુ સૌ સારૂં કરશે. તને દુઃખ ન થાય તેટલા માટે એ પેપર મેં છુપાવી રાખ્યું, કિન્તુ દૈવ જે ધારે તેજ થાય છે. તેવી રીતે તમારા દૈવમાં જે લખાયું હશે તે બન્યાજ કરશે. આપણા પ્રયત્નો બધા ફોગટમાં જશે. માટે જરાયે ચિંતા ન કર ! " કહી યોગિનિએ પ્રસન્નને માથે મુકયો.

" પણ મા ! ત્યારે તેઓ કયાં ગયા હશે ! એ તો બહુજ શરમાળ છે ! "

" તેને ફાવે ત્યાં ગયો હશે ! તું ગભરાઇશ નહિ. "

" કયાં ગયો હશે, તે પાપનો પોટલો બાંધી નર્કમાં શિક્ષા ભોગવવા ! તેને તે વળી હવે બીજો શો આરો ! સારૂ થાય જો પોલીસ તેને પકડી શિક્ષા કરે તો ! હું પણ તેને જાણે કે ગડદા પાટુ લગાવું એમ થાય છે ! આટલું આટલું થયું છતાં હજી 'ચંપક' 'ચંપક' શું કરે છે ? કયાં ગયો હશે, જહન્નમમાં ! શરમાળ શેનો છે ? બહુએ ચીબાવલો અને ફાટેલો છે ! " કહેતી વિમળા ત્યાં દાખલ થઇ.

વિમળાની વાગ્ધારાથી પ્રસન્નને બહુ ખોટું લાગતું પણ પ્રસંગ એવો બન્યો હતો કે સૌને ખોટું લાગે તેમ હતું. એટલે મનમાંજ ખીન્નઇ પ્રસન્ન બેસી રહી. ત્યારબાદ યોગિની તથા વિમળા બન્નેએ તેને ઘણું આશ્વાસન તથા ધિરજ આપી.

અને તે આખો દિન પ્રસન્ને ચંપકની ચિંતામાં અન્ન જળ નજ લીધું. રાત્રે પણ તેને ઉંઘ ન આવી મધ્યરાત્રિ થઇ, અને સર્વ આશ્રમ શાંત બન્યો ત્યારે તેણી પોતાના પ્રણયિ પાછળ પ્રેમની જોગણ બની તેને શોધવા ચાલી ગઇ. યોગિનિ તથા વિમળાએ જે જે શિખામણો દીધી હતી તે સૌ નિષ્ફળ ગઈ.

ચંપકલાલ પ્રેમાતુર બનેલ પ્રસન્ન! તારા પ્રેમને કોણ જગતનો પ્રેમ કહેશે! તેં તો પ્રેમનો પાઠ આખી આલમમાં ભજવી દીધો; તે પાઠ કદિ કોણ વિસરશે? તારો પ્રેમ ખરેખર દૈવી પ્રેમ! અંતરનો પ્રેમ! એ પ્રેમ સિવાય પ્રેમ કર્યો, અગર ન કર્યો તોયે શું? પળ પળના પ્રેમ પાછળ મરનાર જીવોને તારી આવી વર્તણુંક પરથી કેટલો બધો પાઠ પઢવાને મળશે! તારા ફુલ જેવા કોમળ દેહને નેતરની સોટીથી રામેશ્વરની શિખામણ માની વહેમાઇને ચંપકે ઘણી શિક્ષા કરી; છતાં એ પ્રેમ ઘેલી! મન ઘેલી પ્રસન્ન! તું એનો એ પ્રેમ વરસાવે છે. એ તારો પ્રેમ કેવો ઉજવળ! પ્રિયતમ મનનો હતો; દેહનો નહિ. શાબાશ તારી ભાવનાઓને! તારા જેવી યુવતીઓના પ્રેમ પંકજે આ નંદનવાડી સમાન ભારત બાગ ખીલી નીકળશે પ્રસન્ન! હજારો વાર તારા વર્તનને અભિવંદન! તારાં તો પૂજન કરવાં રહ્યાં! ગરમી કે ઠંડીનો ત્હેં વિચાર કર્યા સિવાય ચંપક જયારે ઘરબાર સિવાય ફરે ત્યારે ત્હેં આશ્રમની લ્હેરો તજી

દીધી એ તારો ઓછો ભોગ હતો ! હવે એક રસ્તે ભોગ ન આપ્યો; પણ અન્ય રીતે દેહનો ભોગ ચંપકને જરૂર આપ્યો છે !

વ્હાલા વાંચક ! પ્રસન્ન અમુક ધારણાઓ બાંધી રેલવે માર્ગે ગઇ હતી; જ્યારે તેનો ચંપક સખીને દુઃખ દઇ પગ રસ્તે પાપનું પ્રાયશ્ચિત કરવા જતો હતો. ચંપક ક્યાં ગયો તે આપણને ખબર નથી. હવે પ્રસન્ન ક્યાં જાય છે તે પણ આપણને ખબર નથી. દૈવ તેમને દોરે ત્યાં દોરાવાનું રહ્યું. આશ્રમમાં તે પવિત્ર દીલની યુવતિનો સત્કાર થયો; છતાં જે ચંપક માટે એક દીન વર્ષો પહેલાં આશ્રમનાં સુખ ત્યજ્યાં હતાં તેજ ચંપક માટે આજે ફરીથી તેમ કરતાં પ્રસન્ન જેવી વલ્લભાને જરાયે આંચકો ન જ આવ્યો !

આ પ્રમાણે અહિંથી પ્રસન્ન ગઇ; તે દિને તો ડીટેકટીવ ધીરજલાલ રંગુન જવા ઉપડી ગયો હતો. તેને શોધવાં હતાં ત્રણ જણ ચંપક, પ્રસન્ન અને રામેશ્વર ! તેમાંથી ચંપક અને પ્રસન્ન તો બીજી દિશામાં ગયાં હતાં. હવે ફક્ત રામેશ્વર પાછળજ તે જતો હતો. પ્રેમીની પાછળ ગાંડી બની–જોગણ બની–અગર પ્રેમકંથા ધારી પ્રસન્ન, ચંપકને શોધવા ચાલી નીકળી તે પ્રણયિના પંથે જતી હતી કે ભૂલીને અન્ય પંથે તે આપણે કયાંથી જાણીયે ? આપણે તો તર્કજ કરવા રહ્યાં.



# પ્રકરણ ૧૬ મું.

———(૦)———

## કલાનું હરણ ! !

——(૦)——

" ઘડી આવે અરે છેલ્લી, છતાં શયતાન ના સુધરે;
વિના દોષે પીડે બહુને, પછી એ શું હવે ઉગરે !"

——(૦)——



વ્હાલા વાંચક ! મેનાની માંદગી મટી ગઈ છે. સવિતાને પણ તે દિનનો બનાવ સ્વપ્ના જેવોજ લાગી ગયો છે. અને લીલાવતિ તથા રમણલાલનો હસ્ત મેળાપ પણ થઇ ચૂકયો છે. એ સૌ બન્યા બાદ આવી પરીક્ષા આખા વર્ષનું ફળ હવે ઉગવાનું હતું એટલે સૌને પાસ થવાની હોંશ હતી. પરીક્ષામાં અઘરો વિષય સાયન્સનો હોવાથી પ્રોફેસરે રજા આપવાથી જેને ન આવડે તેવા પ્રયોગો (Experiments) કરી લેવા માટે સાયન્સ હોલ ખુલ્લો હતો. ત્યાં ચારે જણ જઇ પ્રયોગ કરતા હતા. પ્રયોગમાં ઓપરેટરનું કામ વિનોદને મળતું હોવાથી તે ગમ્મત કરી આનંદ આપતો હતો.

જ્યારે ફૉર્ક [ ચીપીયો ] વાળો પ્રયોગ કરવા માટે મેનાએ વિનોદને કહ્યું; ત્યારે વિનોદે તે હોંશ સાથે કરી ફોર્કનાં [ચીપીયાનાં]

વાઇબ્રેશન [ આંદોલન ] બાબત સૌ બિના મેનાને સમજાવવા માંડી. ગમ્મતિયાળ વિનોદ ટેબલ પર ચોપીઓ પછાડી જ્યારે તેનાં પાનાંનું આંદોલન થતું ત્યારે પાણીની શીશીમાં તે બોળતો; એટલે પાણી ઉછળી એકદમ મેનાના મુખને પલાળી દેતું હતું. આથી મેના ચીડ-વાતી હતી. પણ વિનોદ બહુને બહુજ આમ કરતો હતો. આ સૌ પ્રોફેસર જોઈ ગયાથી તેણે વિનોદને જરા ધમકાવ્યો. એક તો છોક-રીઓ સાથે ભળી પ્રયોગ કરતો હતો. અને વળી આમ તોફાન કરતો હતો એટલેજ પ્રોફેસરે તેને સહેજ ધમકાવી દીધો.

પ્રોફેસરનું લાંબુ ભાષણ સાંભળી મેનાને પણ દુઃખ થયું કે "મેં વળી કયાં આમ ચીડીયો સ્વભાવ કર્યો! એટલે તેણે પ્રોફેસરને કહ્યું. "બટ સર આઇડોન્ટ ટેઇક ઇલ ઑફ ધેટ" "(પણ સાહેબ એથી મને ખોટું લાગતુ નથી)"

"વેલ ગો આઉટ એન્ડ પ્લે મીસ્ચીફ ધેર. ધીસ ઇઝ આફટર ઑાલ એ ટીચીંગ હોલ યુસી!" "(ભલે બહાર જઇને તોફાન કરો. આ આખરે તો એક શીખવવાનો હૉલ છે હાંકે)"

પ્રોફેસરના આ ટાણાથી ત્યારબાદ બન્નેએ કદિ તોફાન કર્યું નથી. પણ ઘણા વખત વહેલો આવી વિનોદ મેનાની સીટ પર કંઈ કંઇ વ્હાલા વ્હાલીનાં ચિત્રો દોરી જતો હતો વળી તેના ઘરમાં જયારે જતો ત્યારે એકાદ પૈસાના સેત્રમમરા લઇ જઇ મેનાની ચોપડીઓની બેગમાં (દફતર) ભેગા મુકી દેતો હતો. આસૌ જોઇ લીલાવતિ આનંદ પામતી. પણ તેણે કોઇને આ વાત કરીજ નહિ. પરીક્ષા આપ્યા પછી તે કોલેજનો અભ્યાસ બંધ કરનાર હતી. કારણ કે હવે લગ્ન ગાંઠથી જોડાયા પછી અભ્યાસ સહેજ વસમો

લાગતો હતો, એટલે તેણે સુખી મેનાને હજારો ધન્ય આપી તેનો સંસાર વિનોદસાથે સુખી નિવડે એવીજ આશિશ દરરોજ દેવા માંડી હતી.

મેનાની માંદગી બાદ વિનોદ તથા મેના ઘણી છુટ લેતાં, છતાં ઘરનાં મનુષ્યો તેમની આડે આવતાં નહિ. બન્ને હવે તો ખાય પણ સાથે. એક બીજાની થાળીમાંથી કંઇ કંઇ ઉપાડી ફેંકીદે; અને વળી ખાઇ પણ જાય. સવિતા આ સૌ તમાસો જોઇ ગઇ હતી એટલે તેને પેલાં વાકયો "મેં ગ્રહ્યો નથી સંસાર, મેં તજ્યો નથી સંસાર" એકદરે બહુ સતાવતાં હતાં છતાં તે દિનની ઘટનાને સત્ય નહિ પણ તેણે સ્વપ્નવત્ માનીને ચુપકીજ ધારણા કરી હતી. અચાનક આ અરસામાં ભાગ્યથી ભારે વય વાળી કુમુદ સહેજ માંદી થવાથી તેને વડોદરા ડફ્રીન હોસ્પીટલમાં લાવવામાં આવી, ત્યાં મેનાએ તેની બહુ ચાકરી કહી તેને ખુશ કરી દીધી. આ પરથી કુમુદ મેના માટે સારી લાગણી તથા માન રાખતાં શીખી; પણ તે પહેલાં તેને કયાં ખબર હતી કે તેતો તેની દેરાણી બનવા તલ પાપડ થઇ રહી છે.। ફક્ત રજા જોઇએ શશીકાન્ત અને હરિલાલની એટલુંજ બાકી હતું આખરે સાજી થઇ અને કુમુદ ભરૂચ તરફ ગઇ ત્યારે પણ મેના તેને સ્ટેશન સુધી વળાવી આવી. વિનોદ આ સૌ સમજતો અને મનમાંજ મુંઝાતો હતો કે" હવે આમ ચોરી છુપીથી કેટલા દિન ચલાવવું હવે તો મેના સવિતા મારફતે કહેવરાવે, અને હું જાતેજ શશીકાન્તને કહું તો ઘણું સારૂં; કે જેથી આ સર્વ અદ્ધર લટકતી તરવારનો ભય મટી જાય" પણ તેનું દીલ સાવ બળી ઉઠતું હતું. જે વાત મુખથી ન વદાય તેજ વાત લખી શકાય છે ખરી; છતાં વિનોદે તેમ પણ કરવાની હિમ્મત કરી નહિ.

આ તરફ મેના તો એમજ ધારી રહી હતી કે " માત પિતા

આવા છોકરા માટે કદિ ના પાડશેજ નહિ કારણ વિનોદ પાસે પૈસો છે; ઘરબાર છે; અને વળી શણગાર રૂપતો વિદ્યા છે; એટલે વાંધો શો છે.!" એમ ધારી તે વખત વિતાવતી હતી. સવિતા એ પણ હવે તો અંગ્રેજીમાં ધિમે ધિમે બોલવું શરૂ કર્યાથી બન્ને બ્હેનોમાં છુટ લેવાતી, છતાં મેનાંએ તેને પણ આઘાત ન કરી.

તેજ વખતમાં મુંબાઈ અને બીજાં સ્થળોમાં જાણીતી થઇ ગયેલ "ધી રૉયલ નાટક સમાજ કંપની,, વડોદરામાં આવી હતી તેના ખેલાથી તો વડોદરા ચકડોળે ચડયું, હતું. એટલે એકદિન સવિતા, મેના, લીલાવતિ અને વિનોદ એ ચારે જણાંને નાટકમાં જવાનો બંદોબસ્ત હારલાલે કરી આપ્યો. ' એકજ ભૂલ " નો ખેલ હોવાથી પ્રેક્ષકોની સંખ્યા ત્યાં માતીજ ન હતી. ઓરચેષ્ટામાં પહેલીજ હારમાં આચારે જણની જગા રીઝર્વ કરાવવામાં આવી હતી, એટલે તેમને જરાયે વાંધો ન આવ્યો વિનોદની એક બાજુ મેના, અને બીજી તરફ લીલાવતિ, તથા સવિતા; એમ સર્વ મંડળ ગોઠવાઇ ગયું હતું. આ ખેલ જોવા આવેલ કેટલાક તો હારતોરા લઇ ને પણ આવ્યા હતા. નાટકના એકટરો પણસ્ત્રીઓ બની ઘણાનાં દિલ હરી લેછે, તો ગમે તેવી પણ સ્ત્રીજ હોયતો તો તેના કુસુમ શરની કેટલી બધી અસર થાય? એનો" મુગ્ધાઓ કુસુમ શરથી વૃદ્ધને જુવાન બનાવે છે" એ વાકયાનુસાર માનવાનું રહ્યું.

ખેલ ભજવતાં અમિર બિહારી નો જે વ્યવસાય થઇ ગયો, તેથી સવિતાનું દિલ જરા ઉંચું થઇ ગયું હતું. બેરિસ્ટરની બૈરી સાથે પ્રેમમાં પડી બિહારિએ પોતાનું નામ બદનામ કર્યું. અને તે ફક્ત એક ચુંબનના પ્રતાપેજ. આથી ગુસ્સે બનેલા નોકરે બિહારીને જે શિક્ષા કરાતી તે અધમમાંઅધમ નોકરને પણ શોભા સ્પદ નજ

ગણાય ? બિહારી એકજ ભૂલ કરી લોકલાજ માટે આખરે જેલમાં ગયો તેની બૈરી તથા પુત્રિકાન્તિ દુઃખ વેઠતાંજ રહ્યાં. પરંતુ બેરીસ્ટરના છોકરા લલિતે કાગળીયાં શોધીકાઢી સર્વ ભેદ ખુલ્લો કર્યો, જેથી કાન્તિ તથા લલિત બંન્ને પ્રેમ સતિામાં નાહાવા લાગ્યાં. તે વખતે જ્યારે" મને ભોળીને ભરમાવીરે મા ? કેમ કરૂં ? " એ ગાયન ગવાયું ત્યારે તો તાળીઓ ઉપર તાળીઓ પાડી લોકોએ થીએટર ગજાવી દીધું. હાર તોરાનો વરસાદ વરસ્યો આગળની હારમાં હોવાથી એક હારતો એવીરીતે પડયો કે વળમાળા માફક વિનોદ તથા મેનાના ગળામાં પરોવાઇ ગયો. મેનાએ, હાર ભલે રહ્યો એમ માન્યું પણ વિનોદે હળવે રહીને કાઢી લઇ પાછો ફરીથી સ્ટેજપર નાંખ્યો. આ બનાવ બનવાથી વિનોદ નીપાછળ બેઠેલ એક ગ્રહસ્થે વિનોદને પૂછયું કે " ભાઇ ? વાંધાજેવું તો નથી થયું ને ? "

વિનોદે જવાબ આપ્યો. " નાજરાયે નહિ. એતો મારા મિત્રનાં ધર્મ પતિન છે "

" ચૂપ રહો ! સાયલન્સ પ્લીઝ. " કહી મેનાએ વિનોદનું ધોતીયું કોઇ ન જાણે તેમ સહેજ ખેંચ્યું. આ બનાવ સવિતાની દૃષ્ટિ બાર ન રહ્યો, તેણે તરતજ મેનાને તેના તરફ બેસાડી દીધી, નાટક ખલાસ થયા પછી તેઓ જ્યારે ઘેર ગયાં, ત્યારે સવિતાએ વિચાર કર્યો કે " હવે તો હદ થાય છે એટલે માજીને વાત કરી દઇશ. ,,

પરીક્ષા આપી વિનોદ ભરૂચ ચાલ્યો ગયો. યથાસમયે વડોદરેથી હરિલાલનો તાર આવ્યો કે વિનોદ ઉપલે નંબરે પાસ થયો છે. મેના પણ પ્રસંસા પાત્ર નંબરે પાસ થઇ છે. ફકત લીલાવતિ નાપાસ થઈ છે. આ તારથી શશીકાન્તના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે હવે વિનોદને કોઇ લાઇન લેવા કહ્યું, પણ તેણે તે માન્યું નહિ; અને

ગ્રેજ્યુએટ થયા બાદજ પગલું ભરવા વિચાર જણાવ્યો. કુમુદ પણ હવે વિનોદ તરફ માયા રાખવા લાગી હતી, કારણકે મને કે કમને તેમ કર્યા સિવાય છુટકોજ ન હતો, તારા અવ્યા પછી લગભગ દશ દિવસમાં તો મેનાનો પત્ર આવ્યો કે " ગાંધીજીને કેદ કર્યા છે એટલે આખા વડોદરામાં હડતાળ પાડવામાં આવી છે. અને તબિયત નાદુરસ્ત રહેવાથી પિતાજી પણ નોકરીમાંથી છુટાથઇ ગયા છે. " આવાં વાકયો સિવાય કપટી મેનાએ બહુ વાત લખી ન હતી એટલે કોઇને જરાયે વહેમ ન આવ્યો.

વળી પાછો જુન માસ તો આવી ગયો; અને વિનોદ ઇંટરના અભ્યાસ માટે વડોદરા આવ્યો. અહિ. તેણે લૉજીક ને બદલે મેથેમેટીકસ લીધું હોવાથી જરાતસ્દી પડતી પણ તે સૌ પોતાને માટે હતું ને ! લીલાવતિએ કોલેજ છોડવાનો ઇરાદો પહેલેથીજ કર્યો હતો, એટલે હવે મેના એકલીને ભણવાનું રહ્યું પણ તે એકલી કયાં હતી ! તેની સાથે તો તેનો હૈયા હાર હરજી પણ હતો ને? લીલાવતિ હજી પણ વિનોદનો ઉપકાર ભૂલી ગઇ ન હતી.

એક દિવસ એમ બન્યું કે મેના તથા લીલાવતિ ને ચંદ્રકાન્ત નું પુસ્તક વાંચતાં સહેજ વાદવિવાદ બનીગયો. " એકાંતમાં સ્રીનો સંગ સારો નહિ. " એ વાકયને પુસ્તકમાં સાબીત થતું જોઇ લીલાવતિ એ મેનાને કહ્યું. ?

" અલી મેના ! આ બનાવ શું તને ખરો લાગે છે ? "

" મોઇ ! એમ બનેલતો ઓછુંજ હતુ ? પણ આતો દાખલો આપી આપણા માઇન્ડમાં (મનમાં) ઠસાવાની બાજી છે. છત લખનારે જે દષ્ટાંત ઘડયું છે તે નાંખી દેવા જેવું જરાયે નથી. એ વાત ખરેખર સત્ય છે. બનાવ સત્ય નહિ; પણ એમ થાય તે વાત

લો દીવા જેવી છે. મોટા મુનીઓ પણ ચળી જાય તો પછી સાધારણ માનવના શા ભાર ?"

"ત્યારે તું તો કંઇયે મળી જતી નથી ! શું તમો બંન્ને એકાંતમા નથી આવતાં ! હજારો વાર ! ઘણીયે વાર."

"ખરૂં પુછો તો આ બાબતમાં મન પણ કબજે તો નજ રહે અને તે અનુભવ થયે તું સમજીશ. અરે ! સમજી ગઇ; હવે કંઇ ઓછું જ બાકી છે. ! હવે અંડર સ્હુડની (બધ્યા હારની) કંઇ ઓછી જ વાત છે ! થીયરી છોડી હવે પ્રેકટીસ થાય છે ? કેમ ખરૂ કે નહિ ?"

"હા ! પણ હવે તુંયે સરવરની પાર ઉપરજ છે ને ? સહેજ લપસીશ ! એટલે ખલાસ !"

આવી આવી વાતો થઇ, છતાં લીલાવતિ એ ચંદ્રકાન્તના વાકયને ખોટું જ કર્યું. પણ આ બનાવ નિત્યાબાદ ચોથેજ દિને લીલાવતિ એકલીજ સાંજે વિનોદના મકાને ગઇ. ઇંન્ટરમાં વિનોદે એ આખું મકાન એકલેજ રાખેલ હતું. કારણકે તેના સોબતીઓ હોસ્ટેલમાં જગા મળવાથી તેઓ ત્યાં ચાલ્યા ગયા હતા. એટલે મેના તથા લીલાવતિને છુટથી બોલતાં જરાયે શરમ ન આવતી. આજે લીલાવતિ તથા રમણલાલ ને રૂસણાં બંધાયાં હતાં, એટલે રમણલાલ ને સમજણ પાડવા માટે વિનોદને અરજ કરવા લીલાવતિ વિનોદને મકાને જતી હતી, પોતાની બારીએ રહી મેનાએ તેને જોયાથી સ્વાભાવિક રીતેજ વહેમાઇને મકાનમાંથી નીકળી ધીમે પગલે ત્યાં જઇ દાદરમાં ઉભાં રહી તમાસો જોવો શરૂ કર્યો.

વિનોદ આ વખતે ઉંઘતો હતો. રવિવારનો દિન હોવાથી દિવસે નિરાંતે ઉંઘ લેતા વિનોદને થોડીજ ખબર હતી કે લીલાવતિ તેના

મકાનમાં આવવાની છે ! ઉંઘતા વિનાદને નિહાળી લીલાવતિ ત્યાં સ્તબ્ધજ બની ઉભી રહી. તેણે મનમાં ઘણા વિચારો કર્યા, તેના મુખ પર હાસ્ય હતું. આખરે પાંચેક મિનિટ વિચાર કરી તેણે બારણાં બંધ કરી દીધાં. ડોકું ઉંચું કરી ક્રોધ ભરી મેના આ તમાસો જોતી હતી. તેને એમજ થયું કે " વિનોદ ધુતારો છે ! ઠગારો છે ! અને તેને ફોસલાવી લલચાવી છેતરે છે ".

લીલાવતિએ ધિમે રહી વિનોદની પથારીમાં બેસી તેનો હાથ પકડી પોતાની છાતી પર મુકી દીધો. અને તેના પડખામાં શાંત રીતે લપસી પડી. ઉંઘમાં ડખલ થવાથી વિનોદ સહેજ જાગ્યો, પણ વળી પાછો ઘેનમાં અને ઘેનમાં લીલાવતિના પગ પર પગ નાંખી અને તેની કેડો પાછળ હાથ ભેરવી તે શાંત બની ગયો. લીલાવતિ સમજી ગઇ કે વિનોદ જાણી જોઇ ચાળા કરે છે. મેનાને પણ તેજ વહેમ પડયો. પણ એટલામાં તો વિનોદ જાગી ઉઠી વહેલો વહેલો બેઠો થઇ ગયો.

" કોણ મેના ! હજીયે તને ભાન નથી આવતું ? આપણી સ્થિતિ તું હજી સમજતી નથી ? પથ્થર પર પાણી ! આ શું કરે છે તું ! ધીસ ઈઝ એ પ્યૉર મીસ્ચીફ.' "( આ હડહડતી મસ્તી કહેવાય )". જો કોઇ જુવે તો કેવું ! ઉઠ ! ઉઠ ! મન પર આટલો કન્ટ્રોલ [ દાબ ] નથી રાખતી તે સારૂં નહિ." કહી વિનોદ ઝટ લઇ ઉભો થઇ ગયો.

લીલાવતિને તો શું બોલવું તે સમજાયુંજ નહિ. પોતે શું કરવા આવી હતી અને શું થઇ ગયું ? જે માણુસ પર બહુ હેત રાખીએ તેનો પણ એકાંત સંગ સારો નહિ, એ તેને ખરેખર સમજાયું

અને તેજ ક્ષણે કાળકા જેવી ચંડીકા બની મેના ત્યાં ધબધબ કરી દોડી આવી લીલાવતિને રૂખત તમાચો મારી કહેવા લાગી ' યુ બીચ ! (કુતરી). એ ચંદ્રકાન્તને વગોડજે હરે ! હવે તો સમજીનો!"

"અલા ! ધન્ય છે ! મારી મેના, તને શાબાશ છે ! તારા દીલમાં મારે માટે કેટલી લાગણી છે. હજી પણ તને શું વિનોદ પર ટ્રસ્ટ (વિશ્વાસ) નથી ?" વિનોદે સૌ ભેદ સમજી જણાવ્યું.

"હજારો વાર છે ! મારા વિનોદ અન્યના બનેજ નહિ ! એ તો તમે મેના ધારી છતાં કેવો સરસ ગૌરવ ભર્યો ઉપદેશ આપતા હતા ! તો જો પહેલીજ વખતે લીલાવતિને જોઇ હત તોતો તમે શું એ કહેત ! ડીયર વિનોદ આઇ હેવ ફુલ ટ્રસ્ટ ! "વ્હાલા વિનોદ મને પૂરેપૂરો વિશ્વાસ છે )."

બિચારી શરમાઈ ગયેલ લીલાવતિ એ મેનાનો ઉપકારમાની ક્ષમાયાચન કરી. અને શરમ સાથેજ વિનોદને પોતાના ગૃહમાં બનેલ કંકાશ સમજાવ્યો. સૌ સાંભળી આખરે વિનોદે ગમ્મત ખાતર જણાવ્યું કે "લીલાવતિ ! તમો આ કાઠીયાવાડી છોડીને કહો ! તે સૌ બંદોબસ્ત કરી લેશે. તેની પાસે મોહિની છે."

"ત્યારે શું તમારી પાસે નથી ? તમે તો મોટી ચાર હાથની વિણા વગાડી મોહિનિ ક્યાં મારતા નથી !" કહી મેના હસી. ત્યાર બાદ બંન્ને સખીઓ વિનોદનો ઉપકાર માની છુટી પડી ગઇ. હરિલાલે નોકરી છોડયાં બાદ વડોદરામાંજ રહેવું ઉચિત માન્યું હતુ, એટલે તેઓ હવે પોતાનો બાકીનો વખત પુસ્તકાલય અગરતો બીજા વ્યવસાયમાં ગાળતા હતા

વ્હાલા વાચક ! આમ એક વર્ષ પસાર થઈ ગયું. અને બંન્ને સ્નેહિ ઈન્ટરમાં પણ પાસ થઇ આનંદ પામ્યાં. જુનિયર બી એ માં પણ એની એજ મસ્તી. ને સીનિયરમાં તો હદ થઈ ગઇ હવે

હરિલાલ પણ મેનાના લગ્ન માટે વાતચિત કરતા હતા. મેનાને એ વાત સાંભળી બહુ ચીડ ચઢતી હતી; અને તેણે પિતાજીને કહ્યા વગર મક્કમ વિચાર કર્યો હતો. છતાં વાત ઉપડતી નહિ. વિનોદ ને બી. એ પાસ થઇ વિલાયત મોકલવાનો બંદોબસ્ત શશીકાન્તે કર્યો હતો. લગભગ સીનિયર બી એ માં આવ્યા પછી એક દિન મેના દાદરેથી પડી જવાથી તેના એક બાજુના લમણાપર વધારે ઇજા થવાથી ત્યાં ચાઠું રહ્યું હતું.

શશીકાન્ત અચાનક આ અરસામાં વડોદરે આવ્યો હતો. તેને કાને પણ બન્નેના સ્નેહ બાબત વાત આવી હતી. વિનોદને એમ થતું કે ભાઇને વાત કરી દઇ નિશ્ચિંત બનું. પણ તેમ તે કરી શકતોજ નહિ. શશીકાન્તે પહેલાંતો વિચાર કર્યો હતો કે જો હરિલાલ હા પાડશે તો લગ્ન કરી દઇશ. પણ જ્યારે મેનાના કપાળમાં પેલું ચાઠું જોયું ત્યારે તેનું મન તેના પરથી ઉઠી ગયું. ખરૂં જોતાં તે એટલા માટેજ ત્યાં આવ્યો હતો; પણ આ બનાવ બન્યાથી તેણે ત્યાર પછી હરિલાલ ને વાતજ ન કરી. પોતે પાછો ગયો, તે વખતે મેના તથા વિનોદ બન્ને તેને સ્ટેશને મુકવા ગયાં હતાં; એને સ્ટેશનેથી સીધાં આજે બન્ને ફરીથી આજવે ગયાં ત્યાં વળી વાસદનાં કેટલાંક માણસો મળ્યાં; તેમને ઉદ્ગાર ભણાવ્યાં કે "આ છોડીતો શ્રાવકની છે" હમણાં હમણાં બહુ છુટ થવાથી મેના ઘણા વખત વિનોદને પૂછતી કે "વ્હાલા! મારા કપાળમાં થયેલ ડાઘથી રીસાશો તો નહિ ને!"

ત્યારે એકદમ અધિરો બની વિનોદ જવાબ આપતો કે "હજી મારી મેનાના દીલમાં ડાઘ નથી પડ્યો"

"તો એ ડાઘ કદિ નહી પડે તે જરૂર માનશો; મારા જીવનીવા રૂપિ અવતારના સ્વાર?" કહી મેના વિનોદને રાજી કરતી

હવે તો વિનોદ છતે નોકરે રીસાઇને મેના પાસેજ પોતાનું ધોતીયું ધોવરાવતો; અને સુગ થતી છતાં (વ્હાલાના મનને દુઃખ ન થાય એટલા માટે નહિ;) પણ ખરા પ્રેમ ખાતરજ મેના વગરબોલ્યે તે ધોતી હતી. ભણેલી ગણેલીને પ્રેમ, આગળ તો પાણી ભરવું પડે ને! વળી જ્યારે બિચારી તે ધોઇ સુકવતી ત્યારે પાછો વિનોદ રીસાઇ કહે તો કે " હજી આ ડાઘ રહ્યો બરાબર મન હોય ત્યારે જ ધુવેને. ?" મેના હસીને વળી પાછી ફરીથી સાબુ દઇ ધોતીઉં ધોઇ નાંખતી નોકર આ સૌ જોતો, પણ "મોટા ઘરની મોટી વાત." એમ સમજી ચૂપજ રહેતો હતો. એક વખત કર્મ વશાત સવિતા જોઇ ગઇ કે મેના વિનોદને મકાને તેનાં ધોતીઆં ધુવે છે. એટલે તેણે વિજ્યા માતાને સહેજ જાણવા ખાતર આ વાત જણાવી દીધી. અને વિજયાએ અજાણ પણે હરિલાલને વાત કરી; તેથી મેનાને ઘણો ઠપકો મળ્યો પણ મેનાએ જવાબ આપ્યો કે

"તમારે તેમાં શું? તમારે એટલું લાગે વળગે છે? આઇ વીલ નોટ બી એ સર્વન્ટ બાઇ વૉશીંગ ધી ક્લોથ ઑફ માઇ ટયુટર (મારા શિક્ષકનું ધોતીયું ધોવાથી હું કાંઇ નોકર બની જવાની છું!" પુત્રીનાં આવાં વાકયો હરિલાલ સમજી ગળી ગયો; પણ મેના જોઇ શકી હતી કે હમણાં હમણાં હરિલાલ નું મન તેના પર નારાજ જેવું રહેતું હતું.

વિ ાને પણ એક તરફ મેનાનો સ્નેહ અને બીજી બાજુ ઘરનું બંધન સાંભળતું હતું, ત્યારે તે નિરાશ બની જતો હતો. મેનાને આશા આપી છે, પણ શશીકાન્તભાઇ અગર હરિલાલ આડા આવે તો શું થાય? એક વખત શરૂઆતમાં તો સહેજ પ્રસંગ બનવાથી મેના શોકને લીધે મરણ પથારીએ પડી હતી, અને તે

વખતે તેને વચન આપી ચૂકયો હતો તે પણ તેને યાદ આવતું હતું આ વખતે જ્યારે નાતાલની રજાઓ પડી ત્યારે તે ઘેર ગયો, તે વખતે કુમુદે નાનો કીકો તેના ખોળામાં મુકી તેની ગમ્મત કરવા માંડી હતી કે "વિનોદભાઇ! હવે તમોને પણ મારા જેવી સ્ત્રી લાવી આપીશું. એટલે આવાને આવા કીકા મેળવજો. અને વંશવેલી વધારજો."

ત્યારે ધિમે રહી નિરાશ બની વિનોદ કહેતો કે, "ના રે બાપ! તમારા જેવી તો બહુ તોફાની કહેવાય! મને તો મારીજ નાંખે ને ?"

"તો લાવવી છે પેલી મેનાને! બન્ને સાથે ભણ્યાં ગણ્યાં છો." કહી કુમુદ હસી પડતી.

આ વખતે વિનોદ કંઈપણ જવાબ આપતો નહિ પણ આ સૌ વાત કુમુદે જ્યારે શશીકાન્તને કહી ત્યારે તે પણ ખીજવાઇ કહેવા લાગ્યો કે "મેનાનું નામ વિનોદ પાસે લેવું નહિ. અને મેના સાથે તેના લગ્ન પણ કરવાં નથી. છતાં એટલું તો ચોક્કસ છે કે હવે ગમે ત્યાં તે વિલાયત જાય તે પહેલાં તેનું ચોકઠું ગોઠવી દેવું ઉત્તમ છે. જેથી ભવિષ્યમાં ત્યાં પણ તે ભળે નહિ. ત્યાંનો પવન સારો નથી."

રજાઓ પુરી કરી વિનોદ આશા અને નિરાશા વચ્ચે વડોદરે ગયો ત્યારે આ વખતે તેના દીલમાં ઘણું દુઃખ થતું હતું. તેની ડાબી આંખ ફરકતી હતી. તેને ચિંતાના વાદળો ઘેર્યો હતો તે વાત કીકાની મા અને બાપ બન્નેએ જાણી હતી. કીકાની મા કુમુદ! અને બાપ શશીકાન્ત!

આ અરસામાં હવે જરા મુંબાઇ તરફ દૃષ્ટિપાત કરીએ. પેલો શયતાન મનહરલાલ મુંબાઇમાં ભટકતો હતો. તેણે પણ કંચન પાછળ બહુ પઇસા વાપર્યા હતા. અને હજી પણ વાપર્યાજ કરતો હતો. કંચન પણ સમજી ન શકતી કે મનહરલાલ જેવો રખડતો આટલા બધા પઇસા ક્યાંથી લાવતો હતો! પણ તેને શું! કેટલીક નવી ભૈનીઓ રાખી તેણે પાછો પોતાનો નરમ પડેલ ધંધો ધીકતો કરી દીધો હતો. અને તેમાં હજારો જીવો બળી મરતા હતા. સહેજ સહેજ મજા બતાવી—અરે કહેવાતી મજા બતાવી, પછીથી પઇસા મળ્યા બાદ ધક્કો દઇ સામું ન જોનારીના કામબાણે આંધળા થનાર જરાયે વિચાર નથી કરતા કે આતો પઇસાનાં પૂજન છે! જ્યાં સુધી આમ ચાલે ત્યાં સુધી વેશ્યાઓને આજીવિકા અને મોજશોખ માટે શી ફિકર હોય! એ ત્રુટે તો બીજા અન્ય શરાફો હુંડીઓ લખી નાખવા તૈયારજ બને, ત્યાં શી ખોટ હોય!

એક દિન વાતચિતમાં મનહરલાલે કંચનને કહ્યું કે "કંચન તું મારા પર ખરેખર આટલો બધો પ્રેમ રાખે છે? તે શું અંતઃકરણ પૂર્વકનો, કે ઉપર ઉપર મોજ!"

"જાવ, જાવ શેઠ. મારા દીલચોર! તમારા પ્રેમમાં પડીને તો મ્હેં તથા મારી સખીઓએ અન્ય સામે જોવાનું પણ ત્યજી દીધું છે; એવાં તો કામણગારાં તમારાં નેત્રો છે. પ્રેમ જોવો હોય તો હું આખી રાત્રિ દિન બૂમો પાડી કહ્યાજ કરૂં કે 'મારો પ્રેમિ મનહરલાલ છે.' વળી તેથી તે ન્યુનતા જણાતી હોય તો નોકર ચાકર સૌ પાસે પણ બૂમો પડાવું. બોલો શું કહો છો? નામ પ્રમાણે તો ગુણગામિ છો! એટલે અમારા પતંગીયાનો શો હિસાબ મારા પ્રેમિ! આજ

મારે આંગણે જો ચંપા તથા માયા હત તો તમોને હથેલીમાં નચાવત. સમજ્યા !"

"એ કોણ હતી તે કંચન ! શું આ ન્યાતમાંથી પણ રૂપાળી હતી ?"

"હા હા લાખો વાર ! તેને પણ નયને નચાવે તેવી તેઓ બન્ને હતી. ચંપા મારી પ્રજાનું સાર વર્તતી પણ એ રાંડ માયાએ તેને મારી પાસેથી છીનવી લીધી. એ રાંડો ક્યાં જવાની હતી ? પણ છોકરી કલાએ આપી વિઘ્ન નાંખ્યું. જો કલા જોઇ હોય તો તો જાણે રૂપ રૂપની અંબાર !"

"હવે તે ક્યાં જતા રહ્યા !" મનહરલાલે પ્રશ્ન કર્યો.

"પહેલાં તો તેઓ ભૂલેશ્વરમાં રહેતાં હતાં. પણ ત્યાર બાદ જુદાં સ્થળોમાં ચાલ્યાં ગયાં છે. ઘણી તપાસ કરી પણ કંઇ પત્તોજ લાગતો નથી. નહિ તો એ માયાનો મદ તો હું ઉપર ઉભી રહી છડે-ચોક ઉતારી નાંખું. શું એનું રૂપ મનહરલાલ ! જાણે હુંજ પુરૂષ બની તેના લાવણ્યને ચુંથી નાંખું ! અને તેથી વધારે તો તેની દિકરી કલા ! નામ પ્રમાણે નીવડી છે. ખરો શિકાર અનાયાસે પ્રાપ્ત થયો હતો તે ચાલ્યો ગયો છે." કમી કંચને પોતાના કપાળે હાથ મૂકયો.

આટલી વાત સાંભળી પઇસાને પાણી માફક વેરતા મનહરલાલે સઘળે સ્થળે બે માસ સુધી બરાબર તપાસ કર્યા બાદ માયા પહેલાં જે સ્થળે ભૂલેશ્વરમાં રહેતી હતી ત્યાંથી ખબર મેળવી કે હવે તે વીરલેપારલે ચાલી ગઇ છે. એટલે પોતાના બદમાસોની ટોળીને તપાસ કરવા સમજાવી દીધું. તે મુજબ બે દિનમાં તો માયાના મકાનનો પત્તો પણ તેણે શોધી કહાડયો. ત્યાર પછી બરાબર બનીઠની દરરોજ તે માયાના મકાન સામે આંટા મારવા લાગ્યો પણ ત્યાં હવે કોને

વિકાર હતો ? આખરે કંટાળો લાવી પંદર દિવસમાં તેમણે તેમની ઓરડી સામેજ ઓરડી ભાડે રાખી લીધી. નવો પાડોશી જોઇ માયા ચંપા અને કલાને આનંદ થયો. ચંપા મનહરલાલને જોઇ ઉંડા વિચારમાં પડી હતી. તે વાત માયાએ જાણવાથી તેને સારી રીતે બોધ આપી તેના દિલમાં થતી ઉથલપાથલ શાંત કરી દીધી. મનહરલાલે મોલનસાર સ્વભાવથી ત્રણે જણાનાં દીલ જીતી લીધાં. હવે ઘણાં વખતતો મનહરલાલનું વાજું લઇ કલા વગાડતી હતી. ચંપાને પણ શોખ થતો ત્યારે તે ગાઇ લેતી. એક વખત માયા બહાર ગઇ હતી, ત્યારે કલાએ ચંપા માસીને પહેલાં તેઓ શું શું ગાતાં હતાં ને ગાવા માટે બહુજ ભારપૂર્વક આગ્રહ કર્યો. ચંપાએ બહુ ના પાડી પણ આ જીદ્દી કલાએ હઠ કરી. મનહરલાલ પાડોશીના વિશ્વાસે પોતાની ઓરડી ઉઘાડી રાખીનેજ જતો હતો. કારણ કે તેમ કરી આ લુચ્ચાને પ્રપંચ રમવો હતો. એટલે તેનું વાજું દરરોજ કલા તથા ચંપા વગાડતાં હતાં. કલાને કંઇક કંઇક આવડતું હતું અને જ્યાં સુઝ ન પડતી ત્યાં ચંપા તેને શીખવતી હતી આજે કલાના બહુ આગ્રહથી પહેલાનાં પોપટ માફક કંચનના શીખવાડેલ ગાયનોમાંથી એક ગાયન ચંપાએ પોતે હાર્મોનિયમ વગાડી ગાવા માંડયું.

"કનૈયા ! કો ન બોલાવે;
સાવરીયા ! કોન સાદ કરતહે. કનૈયા૦
આધી રાતે મત છોડો કનૈયા,
સુનાં મોરાં દ્વારા રહત હે. કનૈયા૦
બાલા જોબનમેં સુંદરી સુવત હે,
ગઠરીયાં મત છોડો સુરત હે.

દેખ દેખકેમેં અમીરસન પીના,
ચલત ગયે ઢોળી, કોન બંસી બજાવે !" કનૈયા૦

"વાહ વાહ માસી! તમે તો હદ કરી હદ! મને એકાદ એવું ગાયન શીખવાડોને! હાય રે બાપ! જુવો તો ખરાં! આ મનહર-મામા બારણામાં ઉભા ઉભા સૌ સાંભળી ગયા! ખાતાં જાવ! આવો હવે આપણે ફરીથી ગવરાવીયે!"

મનહરલાલને દ્વારમાં ઉભેલ જોઇ ચંપા એકદમ ગભરાઇ ગઇ. તેણે તરતજ હાર્મોનિયમ બંધ કરી દીધું. તેના ગાનથી માળામાંની મહા નિંદ્રાખોર ગણાતી અન્ય ફ્રાકેલ મુંબાઇના રંગે રંગાયેલ આપણી આર્ય મહિલાઓ ત્યાં ઉભરાઈ ગઇ.

કલાતો ગાન સાંભળી અજબ થઇ ગઇ હતી. તેણે નિર્વિકારી દીલે મનહરલાલનો હાથ પકડી અંદર ખેંચી જઇ તેને ખૂબ હલાવી કહ્યું "શું જુવોછો મનહર મામા? એતો ચંપા માસીનું ગાન! તમારાં ગજાં ન હોય એતો! ફેંકીદો વાજું. ધૂળ પડી તમારા હાર્મોનિયમ રાખવામાં.! હવે શું વિચાર કરો છો!"

મનહરલાલ જરા હસી ત્યાં ખુરસીમાં બેઠો. ચંપાતો બિચારી વહેમલાવી માયાએ તેને શિખામણ આપી હતી તે પ્રમાણે કલાને સાદ કરી પોતાની ઓરડીમાં ભરાઇ ગઇ. પણ કલાતો મનહરલાલ સાથેજ ગમ્મત કરવા લાગી મનહરલાલે હળવે રહી કલા સાથે વાત કરવાનો પ્રસંગ મળ્યાથી વાત ઉપાડી.

"કલા! તમો મુંબાઇમાં ગુજરાન શોરીને ચલાવો છો! એકલાં બાઇ માણસ અને વળી હું તો તમોને કંઇ ધંધો કરતાં જોતોજ નથી."

"ત્યારે તમે શું પાટલા મુંડો છો! મામા કંસ જેવા મનહર મામા! તમો કાલે તાકી તાકીને માસી સામે જોતા હતા તે શું હુ

નથી જાણતી ! યાદ રાખજો હું આજેજ માયા માજીને સૌ કહી દેવાની છું ' કલાએ હસી કહ્યું.

" અરે ગાંડી ! જોજે એવું ન કરતી ! શું કોઈ, કોઇના સામું જુવેજ નહિ ! તું તો જબરી ખટપટ વાળી લાગે છે ને કંઇ" ઉડાવ રીતે મનહરલાલે જવાબ આપ્યો.

"હોવે હોવે ! મને પણ સાન છે હાંકે? ચંપામાસી પણ તમો ને જોઇ કેવાં ઢીલાં ઢચ્ચ બની જાય છે ! કાલે તો તમો બન્ને એક બીજા સામું વિકારવશ રીતે નિહાળી એક બીજાની છાતી ઉપર હસ્ત મુકતાં હતાં. ! મ્હેં સૌ જોયું હતું. બોલો ખરૂં કે નહિ મામા! યાદ રાખજો હું સર્વ ભેદ ખુલ્લો કરીશ; માટે હવે એક વાત માનો તો માફ કરૂં "

" શી વાત બોલ ! તું કહે છે તે સૌ તદ્દન તહોમત છે, છતાં બોલ શી વાત છે કલા ! " મનહરલાલે ગભરાઇ જવાબ આપ્યો.

" હા હજીયે વિશ્વામિત્ર બનોછો કે ! અને પરમ દિવસે સાંજે માજી પૂંજામાં હતાં ત્યારે તમે શું માસી પાલવ પકડયો ન હતો. ! મને દેખી તરતજ તમો બન્ને ચૂપચાપ ખસી ગયાં હતાં કે નહિ ! બોલો હવે કંઇ બાકી છે. ! કહો હું કહું તે આપશો ! નહિ તો સર્વ વાત કહી દેવાની. જરૂર કહી દઇશ. આ મકાનના સોગન ન કહુ તો ! હું તો ભુંડી છું. " !

"અરરર ! તું શું વાત કરે છે કલા! આમ કોઇ સામે જોવું અને ભૂલમાં કોઇને અડીને સહેજ જવું એમાં થી તેં મંથન કરી ઠીક માખણ નીપજાવ્યું છે! બોલ તારે શું જોઇએ!"

" હજીયે મિયાં પડયા પણ નાહુ પકડી રાખો છો કે ! ત્યારે કાલે સાંજે પેલો પત્ર લખી શું કામ નાંખ્યો હતો ! શું માસી તમારાં ઘરવાળાં

બેઠાં હતાં કે ! બોલો હજી ચાળા કરશો તો હું બધું એ જાણું છું. લાવો આ ગુન્હેગારી બદલ તમારૂં હાર્મોનિયમ મને આપી દો."

"પણ માથા જરૂર વાંધો લેશે તેનો વિચાર કર્યો કલા!"

"એ મારૂં કામ! તમારૂં નહિ! તમે હમણાં હા પાડો ને એટલે હું સૌ ફોડી લઇશ. પણ મનહરમામા! આ બધી કાલેજોમાં રજાઓ કયારે પડતી હશે! જુવોને છોકરાઓ પલટન ને પલટન બની કાલેજમાં સ્વરાજ લેવા ઉભરારાઇ જતા આપણે દરરોજ જોઇ એ છીયે. સરકાર પણ કેવી છે કે મહાત્માથી ડરી જઈ એ સાબરમતિ ના તપસ્વી ને યરોડા ઉપાડી ગઇ! અને લોકો તો જાણેકે મને જાણે સ્વરાજ ન જોઇતું હોય તેમ કરી નીરાંતે તે બેસી રહ્યા છે! હું તો કાલેજ ખાદી પહેરવાની છું, મામા? તમારે પણ ખાદી પહેરવી પડશે; નહિ તો હું તમારી વાત કહી દઇશ હાંકે? આમ છે ત્યારે માસીને મામીજ કરીદોને! છુટે મુખે માજીને કહી નાખો, એટલે પત્યું.! જોજો પણ ખાદી પહેરાવી પડશે હાં! તમે મારા ચેલા! મારે આ વર્ષમાં એકસો અને એક માણસોને ખાદી પહેરતા બનાવી દેવા છે, તેમાં તમારી શરૂઆત પહેલી કરૂં છું, એટલે જો કંઇ મારી સંખ્યા પૂરી ન થાય તોતો હું તમોને અપસુકનિયાં માની જરૂર આ વાત ફોડી નાંખીશ, તે પણ યાદ રાખજો. માટે તમો પણ મને ચેલા મુંડવામાં મદદ કરશો તોજ હું તમોને છોડીશ ચાલો હવે માજી આવશે; એટલે ચાલી જઉં. પણ અરે! પેલી કાલેજો અત્યારે બંધ છે!

"ના ના! કાલેજો બંધ થવાને હજુ વાર છે? પણ જરા બેસને! એક વાત કહું?"

"જરાયે નહિ ને! હાં સમજી! માસીને પત્ર લખી આપવો

હશે તે ? હું એવી કંઇ મદન દેવની કામ દૂતિ નથી. ગેબીટ વીન (પ્રેમીના સંદેશા લઇ જનાર અને લાવનાર) મારે નથી થવું. તમો તો ધુતારા છો ?" કહી કલા ત્યાંથી ચાલી ગઇ.

...તે દિને સાંજ પડી છતાં માયા પાછી આવી નહિ, એટલે ચંપા તથા કલા બંન્ને રોવા લાગ્યાં મનહરલાલે પણ તેમણે ધીરજ આપી શોધ કરવા જવા માટે આશ્વાસન આપ્યું પોતે બહાર લગભગ બે કલાક રખડી પછી પછો આવી જણાવા લાગ્યો કે પોલીસો કંઇ એ જણાવતા નથી દરેક ચોકી પર ટેલીફોન કર્યા, " આ સાંભળી માસી ભાણેજ બંન્ને વધુ રૂદન કરવા લાગ્યાં. મોડીરાત થઇ છતાંયે માયા પાછી નહિ આવ્યાથી આખી રાત્રિ ઉજાગરો કરી તેમણે રૂદનમાં કહાડી, બીજે દિને મનહરલાલે જઇ પોલીસને ખબર પણ આપી કે હજી કંઇ પત્તો મળ્યો નથી. એટલે આ કામ સી. આઇડી. ખાતા પાસે પણ ગયું.

તે બીજા દિનની મધ્યરાત્રિ અંધારી ઘોર ભાસતી હતી ત્યારે માસી ભાણેજ શોકમાંજ એકબીજાને વળગી ઉંઘતાં. હતાં તે વખતે ચાર બુકાની વાળા કાબુલીઓ તેમની ઓરડીમાં દાખલ થયા. બન્નેને દવા સુંઘાડી બેભાન બનાવી છુટાં કરી તેમણે ચંપાને ત્યાંજ રહેવા દઇ કલાને ઉપાડી લીધી. ત્રણ. કાબુલી કલાને લઇ ચાલ્યા ગયા; અને ચોથાએ ચંપાના અચેતન દેહને જરા હલાવી તેના મુખ પર પરવાળાં જેવાં હોઠનું પાન કરી હાસ્ય સાથે ચંપાનાં વસ્ત્ર કહાડી નાંખ્યાં, પણ કંઇક ખડખડાટ થવાથી તે પણ થોડીજ વારમાં ચાલ્યો ગયો.

ચેતન આવતાં ચંપાને માલુમ પડ્યું કે કલા તેની પથારીમાં નથી; એટલે વહેલી બૂમો પાડી તે બેઠી થઇ ગઈ, પોતાનાં વસ્ત્રો

પણ છુટાં થઇ ગયાથી તેણે તે સંભાળી લીધાં અને તેજ વખતે શરમ મૂકી તેણે મનહરલાલને જગાડી સર્વ બિના જણાવી મનહરલાલ તેને ધિરજ દેતો હતો; તેટલામાં તો સર્વ સ્થળે ઘોંઘાટ થઇ ગયો; અને આખા માળામાં વાત ચર્ચાઇ ગઇ. તરતજ પોલીસને જણાવવા મનહરલાલ ગયો. થોડી વખતે પાછા ફરી તેણે રડતી ચંપાને આશ્વાસન આપ્યું; અને સુઇ જવા સલાહ પણ દીધી. તેની પડખેથી બે સ્નેહિઓ આજકાલમાં ઉડી જવાથાં હવે તેને ન રહ્યો આધાર કે ન રહ્યું શોક દબાવવાનું સ્થળ હૃદય ! વ્હાલા વાંચક ! ત્યારે માયા અને કલા કયાં ગયાં હશે વારૂ ! જરા આ બાબત ગુંચવાડા જેવી લાગે છે, પણ આપણે તેનો ભેદ અવશ્યમેવ શોધી કહાડીશું.



# પ્રકરણ ૧૭ મું.

——(૦)——

## વસમા પેલા તાર!

——(૦)——


ણા પ્રયત્નો અંતે માયા તથા કલાની કંઇ પણ ભાળ ન મળવાથી હવે ચંપાએ તેઓની આશા ત્યજી દીધી. એકલી પડતાં તેના મનને વેદના થવા લાગી; પણ મનહરલાલ તેને સર્વ વાતે મદદ આપતો હોવાથી લગભગ બે માસમાં તો તેણી પોતાના સ્નેહિઓને બિલકુલ વીસરી ગઇ.

દરરોજ મનહરલાલ સાથે રહેવાથી ચંપા તેના પર સ્વભાવિક રીતે ચંચળ દીલની અબળા માફક સ્નેહ રાખવા લાગી. તેને મનમાં થતું કે આ પુરૂષની સાથે તેણે ભૂતકાળમાં ગમે ત્યાં પેટ ભરી વાતો કરી છે; પણ તે કંઇ સંભાળી શકતીજ નહિ. કોઇ વસ્તુ જોઇએ તો પણ મનહરલાલને કહી તે મગાવી લેતી. મતલબી મનહરલાલ પણ વગર આનાકાનીએ સૌ ચીજ ખડી કરી દેતો; એટલે હવે ચંપાએ તેને પણ પોતે ભોજન પાક કરી આપશે એવું જણાવ્યું. આ પ્રસંગથી મનહરલાલ વધારે ખુશી થયો.

હવે તો તેમણે બંન્નેએ એકજ ઓરડી રાખી રહેવા માંડયું મનહરલાલને પૂછ્યા સિવાય ચંપા કંઈ કાર્ય પણ કરતી નહિ આ

બનાવથી આખા માળામાં ચંપાની નિંદા થવાલાગી. અને ટુંકમાંજ તે વાત ચંપાએ પણ જાણી જેથી દીલ બાળીને પોતાનાં સ્નેહિ માયા ત્થા કલાને ખુણે ભરાઇ સંભાળી આંસુ પાડવા લાગી. દરરોજ મનહરલાલ પણ તેની સાથે વધારેને વધારે છુટલેતો હતો, એટલે તેનેય કંટાળો તો આવતો; છતાં "જો મનહરલાલને ખોટું લગાડીશ તો મારો રોટલો જશે;' એ બીક તેને બહુ હતી એટલે મનહરલાલનાં ગમે તેવાં અયુકત વેણ પણ તે ગળી દિનો પસાર કરતી હતી.

પણ જે મનુષ્યને ખાસડાં ખાવામાં સ્વાદ જણાતો હોય તેને તો તે ખાસડાંનો માર પણ અમિરસ જેવો લાગે કાગડાને કદિ તેની કુટેવો છોડવી ગમેજ નહિ. કોયલના ટોળામાં રહે ત્યાં કાગડો એકદમ વર્તાય નહિ, પણ જ્યારે બોલાબોલી થાય ત્યારે તરતજ તે પકડાઇ જાય અમૃત પડયું હોય તેમાં મુખ ન મુકે અને ગધેડાની જાત ગામ પાદરે નું દુર્ગંધ મારતું ઘાસ નિરાંતે ચાવે;' એક વખત નહિપણ હજારો વાર માર પડે છતાં હરાયું ઢોર એક વાડો મુકી અન્ય વાડે જવાની પોતાની ટેવ છોડેજ નહિ. તેવી રીતે આખરે આપણા મનહરલાલે હવે ભજવાય તેટલું નાટક ભજવી પોતાનું પોત પ્રકાશવા માંડયું કંઇ ચીજ આપતાં પણ ધિમે રહી ચંપાના હાથને જાણે ભૂલમાં અડયો હોય તેવો ઢોંગ કરી તેણે પોતાની પ્રપંચ જાળ પાથરવી શરૂ કરી હતી; તે ચંપાથી અજાણ્યું ન હતું. કંચન જેવા બાહોશ અને ભલા ભલા ને પાણી ભરાવતી નર્તકિ ને નામે વેશ્યાનો વેપાર કરતી અઠંગ ઉઠાવગીરની ચેલી બનેલ ચંપાને આ ચાળા સમજતાં શીવાર લાગે!

જેમ બને તેમ તેણી મનહરલાલ સાથે હવે ખપ પુરતુંજ બોલવા લાગી; છતાં મનહરલાલે, તો તે ન બોલાવે તોયે પોતાનો

પાઠ ભજવવા માંડયો હતો. આખરે ચંપાએ એક દિવસ ખુલ્લે મુખે તેને શીખામણ આપવા ખાતર કહી દીધું,

"મનહરલાલ ભાઇ! આ માળામાં આપણી વાત થય છે; માટે હવે આપણે મર્યાદામાં રહીએ. તે સારૂં મુઆ લોકો ઓછા જાણે છે કે આપણે ભાઇ બ્હેન તરીકે રહીયે છીયે! રાંડોને નિંદા વગર કંઇ ધંધોજ નથી. પ્રભુ પુંજામાં એટલો વખત વિતાવે તો યે આ મનુષ્ય અવતાર સફળ થાય"

"અને મર્યાદા ન હોય તો પણ લુચ્ચાં બદમાસ લોકોની આંખમાં શું હોળી સળગે છે તે! ન જોવાતું હોય તો ફોડી નાંખે આંખો; એટલે પંચાત મટી. એ સૌ તો મોટી પતિવ્રતાની બેટી ઓજ? સીતા અનુસુયા, સમાનજ હશે! સાલી નિંદાખોર સ્ત્રી જાતિ ને અમરિત પણ વાત ન થાય તે શું ખોટું છે! બિલાડીના પેટમાં ટકે ખીર, તોજ આ ભુતડીઓ પોતાના ગાગરા જેવા પેટમાં વાત ટકાવે તેથી ચંપા, તારે જરાયે ડરવું નહિ? ખબરદાર! કાલેજ હું નોટીસ આપી દઇશ." ગુસ્સે થઇ ચંપાએ પ્રોત્સાહન આપવાને ઇરાદે મનહરલાલે ધાંટો પાડી બોલવા માંડયું.

"અરે પણું ભાઇ! ધિમે બોલો ને! પારકી બરીઓ ને આવી ગાળો ભાંડો છો તે હમણાંજ ધાંધળ થશે. આતો મુંબાઇ છે; માટે સમજી જાવ કે; "ગોળાને માથે ગરણું છે પણ જગતને માથે નથી" ખરૂં પુછો તો તમો આજ સુધી મને માનથી બોલાવતા, અને હવે તુંકારા કરો છો એટલે બૈરીઓ વહેમાય છે." ચંપાએ ધિમે રહી જવાબ આપ્યો.

"પણ તેમાં તેમનો બાપ કોણે વેચી નાંખ્યો છે તે! એકાદ રાંડને કાલે હું ઉભી ને ઉભી ચીરી નાંખીશ, ત્યારે તેમની લુલીઓ ઠેકાણે આવશે. અમે ફાવે તેમ નાચીશું, કુદી શું, ત્હેમાં હરામ ખોરો

ને આશી બધી પંચાત! અમે એક બીજા માટે ગમે તે કરીયે. બહુ થશે તો ઓહો! મકાન બદલી નાખીશું; એટલે ત્યાં સુખે દંપતિ સ્નેહે દાંપત્ય દાખવી સુકો પન રોટલો ખવાય તો ખરો.! આતો વંતરી વાગોલો જેવીઓ સહેજ સહેજમાં મોટું મહા ભારત બનાવી મુકે છે! જાણું છું એ બધી દ્રોપદી જેવી ઓ છે તે! દાંતજ તોડી નાંખીશ. તારે પણ ગભરાવું નહિ. મારે ફાવતી વાત છે કે તને તુંકારો કરી બોલાવુ. અને તે આપણે બન્ને ને જોવાનું છે ને! તે રાંડોને ઝાંપડી જેવીઓને તેમાં શું!"

"મુઆ નફ્ફર ખંડા! ઉછેદિયા? તારી એ ચંપાને ચીરી નાંખને? એને સોમણ મચ્યાં ભરી તારે ફાવે તેમ કરને અમારે શું? ખબરદાર? આતો આબરૂદારનો માળો છે. અહિં એવાં તોફાન જરાયે નહિ ચાલે લોકોતો જોશે તેવું બોલશે, બીજે ઠેકાણે જઈ ચંપાને ફાવે તેમ કરજે અહિં નહિ ચાલે. સમજ્યો? ગાળો ભાંડે છે તે થૂ? તારા ગંધાતા મોં માં, કુતરા બે ઇમાન?" કહેતી એક પાડોશણ બહાર નીકળી આવી.

ચંપાએ પકડી રાખ્યો છતાં તેનાથી છુટો થઇ ગુસ્સે બનેલો મનહરલાલ એકદમ બહાર નીકળી તે બોલનાર પ્રત્યે બોલવા લાગ્યો.

"અરે ઓ પાર્વતી? તમો જરાયે બોલ્યાં; તો હવે તમારી મર્યાદા નહિ રહે સમજ્યાં! તમો ઘરમાં હુતો હુતી શું કરો છો?"

"મુઆ રડયા! આખલા મર્યાદા તારીજ જાળવને? અમો તો પરણેલ છીયે અને એતો તારી બ્હેનને ઠેકાણે છે; તેનો તો વિચાર કર?"

"જા! જા? હવે કુતરી? રાંડ લુચ્ચી નિંદાખોર! ગંધાય છે તારૂં મુખ?" ગુસ્સે થઇ મનહરલાલે ઘાંટો પાડયો.

"અલ્યા બદમાસ! કુતરો સાલો તારો બાપ? આવીજ બેટમલાલ? મનહરિયા? તારાં પોકળ અમો શું નથી જાણતા?" કહેતો પાર્વતીનો ધણી બહાર ધસી આવ્યો. આ રમખાણ સાંભળી આખો માળો પણ ત્યાં ટોળે મળ્યો. બે ત્રણ સારાં મનુષ્યોએ સૌને ટુંકમાંજ શાંત કરી દીધાં. અને મનહરલાલને ઓરડી ખાલી કરી બીજી જગાએ જવાની શિખામણ પણ આપવામાં આવી.

આ બનાવથી દયાવાળો જણાતો મનહરલાલ ચંપાને તો રાક્ષસ જેવો લાગ્યો, તેણે તેની સાથે વાતજ ન કરી. મનહરલાલે પણ ક્રોધમાં અને ક્રોધમાં કંઇ બોલ્યા સિવયજ સુઇ જવું ઠીક માન્યુ ચંપાને એમજ થયું કે મનહરલાલ ખરેખરો શયતાનજ છે. પણ તેનું ઘર છોડી ક્યાં જવું એ સવાલ હતોને?

તેજ રાત્રે જ્યારે ચિંતાતુર બનેલ ચંપા પ્રભુ ના વિશ્વાસે એક ખુણામાં સાદડીપર સુઇ ઉંઘી ગઇ હતી, ત્યારે પેલો મનહરલાલ મનમાં કંઈ કંઈ ઘાટ કરતો હતો પોતે સામી બાજુએ સુતેલો હતો, ત્યાંથી ચંપાની નજીક જઇ તેણે તેના દેહને જોવાય તેટલો જોયો. ધીમે ધીમે બળતો દીવો સતેજ કર્યો અને ચંપાનું ખસેલ વસ્ત્ર જોઇ જરા હસ્યો પણ ખરો, પછી ધીમે રહી તેણે તેની પાસેજ સુઇ જવાનો પ્રયત્ન કર્યો.

પોતાના દેહને કોઈનો સ્પર્શ થતાંજ ચંપા બેબાકળી બની જાગી ઉઠી. તેણે મનહરલાલને પોતાની પથારીમાં આવેલ જોઇ એક દમ ત્યાંથી ખસી જઇ કંઈક બોલવાનો પ્રયત્ન કર્યો. પણ તેટલામાં તો વિકાળ બની મનહરલાલે ગાય જેવી ધ્રુજતી ચંપાનો હસ્ત પકડી તેને ચૂપ રહેવા ધમકી આપી.

"છોડો મારો હાથ? ભાઇ મનહરલાલ ભાઇ! છોડો છોડો! આજે આપ આમ શીદ કરોછો"

"બસ તું બોલીશ નહિ? નાહક ધાંધલ કરી લોકોને જગાડીશ તો તારી આબરૂ જશે. આમેય જશે અને તેમેય પણ જશે. માટે સીધી રીતે મારી મરજી સ્વીકારી લે, અને હું તને ન્યાલ કરીશ પહેલાંતો તું મારી પર પ્રેમ રાખતી હતી. હવે શા માટે શરમાય છે? કાલેજ આપણે વાસ બદલીશું; એટલે પછી કશો વાંધો નહિ આવે." કહી મનહરલાલે ધ્રુજતી ચંપાને વધારે ખેંચી.

"ના ભાઈ સાહેબ! મને છોડો! આમ સતાવશો નહિ. મને છંછેડશો નહિ." કહી હાથ છોડાવવા ચંપાએ પ્રયત્ન કર્યો.

"હવે છંછેડી તને! નર્તકી બની જેને તેને વેચાણ બનતી હતી, તે કરતાં મારી સાથે આખો સંસાર માંડવો તે શું ખોટો છે, ! તારી પાછળ તો આ બધી ધમાલ છે. હું આજે તને નહિજ છોડું"

"ભલે! હું નર્તકિ હતી પણ હવે નથી. એ વાત સંભાળી મને સતાવશો નહિ. અને તમો હવે મારૂં નામ લેશો તો હું આ પળેજ ચાલી જઇશ. અને કાલે તો જરૂર ચાલી જઈશ મહેરબાની કરી આજની રાત્રિ મને અહિં સુઇ રહેવા દો.'

"તોશું આજ સુધી તને નાહક પાળી પોષી? મને ઓળખે છે!"

"ઉપકારનો આવો બદલો માગતાં તમો ને શરમ પણ નથી આવતી મનહરલાલ! તમો બીજું ગમે તે કાર્ય કહેશો તે તમારા ઉપકાર ખાતર કરીશ. પણ મહેરબાની કરી હવે સુઈ જાઓ."

ચાલ ત્યારે નથી માનતી તો! હુજ તને મારો પ્રભાવ બતાવું. આજ સુધી કામણ કરી હવે છેતરે છે લુચ્ચી ચંપા?" કહી મનહરલાલ! વધારે નિર્લજ્જ બન્યો.

"હવે હદ થાય છે હાં! તમારૂં લુણ પેટમાં છે; એટલે હજી સાંખું છું, પણ હું હવે જાતપર જઇશ. માટે સમજી જાવ"

"જા જા હવે! જાતપર જનારી! નાચનારી!" કહી મનહરલાલ વધારે તેને ખેંચવા લાગ્યો.

"મને છોડો! તમારાં પાપ બહુ થયાં છે! એમતો આજના તમારા બોલથીજ હું જાણી ગઈ છુ. ચાલો તમારા ઘરને હું હમણાં જ ત્યજી જઇશ મને જવાદો માફ કરો" કહી ચંપા એ બારણા તરફ જવા પ્રયત્ન કર્યો.

"ખબરદાર! મારો બદલો આપ્યા સિવાય ખસીતો! તને લુંટયા વગર આ લુટારો નહિ જવાદે યાદ રાખજે ચંપા તારા સૌંદર્યે હું ભાન ભૂલ્યો છું. અને દિવાનો બન્યો છું"

"તો એ સૌંદર્ય તમોને ફાવે તેમ કાપીલો. હું ના નહિ પાડું. તમારૂં લુણ પેટમાં હોવાથી હું ના નહિ પાડું."

"તો આમ શા માટે ના પાડી જવા તૈયાર થાય છે! ચાલ હવે તયાર બન મદનના જંગી યુદ્ધમાં; અને જો કોની જીત થાય છે!"

"બાળો તમારૂં મુખ! નઠારૂ દેખાય છે મનહરભાઇ! મને જવાદો. આવું જાણ્યું હત તો માયા તથા કલા સાથેજ હું પણ ક્યાંય ચાલીજાત પ્રભુ! હવે તું કરે તે ખરૂં." જરા નરમ બની ચંપાએ કહ્યું.

"ચાલ ત્યારે બહુ ચીબાવલી થાય તો જો દેખ આ પીસ્તોલથી તારૂં ખૂન કરીશ. માટે મારે તાબે થા." કહી મનહરલાલે પીસ્તોલ ધરી

"લુચ્ચાના પીર શયતાન! હવે તારો અને મારો સંબંધ ચુટી ગયો. તને ખબર નથી કે—

"શીયળ સતિનું તોડતાં ભૂલો ભયંકર થાય છે,
સતિના શ્રાપજ માત્રથી, સૃષ્ટિ નિકંદન છે."

સુરપાળ ?

મોટી સતિને હું બરાબર ઓળખું છું માલ હવે હઠ છોડી તાબેથા અગર મરવા તૈયાર બન; એટલે પાર આવે. ” કહી તેના તરફ વધારે ખસતા મનહરલાલે તેની છાતી નજીક પીસ્તોલ ધરી.

“જો દેખ આ માયાની ચેલીને બદમાસ હિચકારા મનહરલાલ! હજી આટલા કાલાવાલા કર્યે માનતો નથી. ?” કહેતાં પોતાની કેડેથી પીસ્તોલ કહાડી ચંપાએ મનહરલાલ સામે ધરી.

ચંપા પાસે પીસ્તોલ જોઇ મનહરલાલની અજાયબીનો પાર રહ્યો નહિ. તેણે તે ઝુંટવી લેવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ નિવડયો તાણા વાણીમાં ચાલાક બાજ અને કળાબાજ માયાની બનેલ ચેલીએ મનહરલાલની પીસ્તોલ છીનવી લીધી. ચંડીકા બની ત્યાર પછી તેણે પોતાના શરીરને બાઝેલા મનહરલાલને લાત મારી જમીન પર પાડી દીધો અને એકદમ તેની છાતી પર ચઢી બેસી, તેણે તેના કપાળ ઉપર પીસ્તોલ ધરી ક્રોધ સહિત રાતાં નયનોએ કહ્યું.

“જો જરા ખસ્યો, તો તારૂં કપાળ તોડી નાંખીશ સમજ્યો.! ચંડાળ મને વહેમ જાય છે કે મારી પુત્રિસમાન વ્હાલી કલા તથા બ્હેન સમાન માયાને ત્હેંજ ગુમ કર્યાં છે. માટે ખરો જવાબ આપ, નહિતો તારો પ્રાણ ખેંચી કાઢીશ. યાદ રાખ ભૂલીશ નહિ મારા પ્રશ્નને!”

“ધન્ય ધન્ય! ચંપા તારા શિયળ રક્ષણને! અમો આવીયે છીયે. જરાયે ગભરાઇશ નહિ. જો એ બદમાસ સહેજ ચું કે ચાં કરેતો કપાળ ફોડી નાંખજે. પછીથી સૌ જોઇ લેવાશે” કહેતી પાર્વતી ઓરડી બહાર નીકળી પડી. તેની પાછળ તેનો પતિ પણ બુમો મારતો આવ્યોઃ

“મને ઓળખે છે ચંપા! હું કોણ! પંદર વર્ષ પહેલાંની વાત યાદ છે!” મનહરલાલે ગભરાઇ આ કાળીકાને કહી દીધું.

"કોણ આપ! મારા દેવ! અફસોસ! અને તે આવી હાલતમાં!" કહેતી પ્રેમઘેલી ચંપા એકદમ મૂર્છાવશ બની જમીનપર ઢળી પડી તેજ ક્ષણે બારણું તોડી પાર્વતી તથા બીજા અન્ય મનુષ્યો ત્યાં દોડી આવ્યાં અજાયબી એ હતી કે સૌની આંખમાં ધૂળ નાંખી દીવો બંધ કરી મનહરલાલ એકદમ ત્યાંથી ભાગી ગયો હતો. ધાંધળ બહુ વધી પડયું. ડૉકટર ને પણ બોલાવવામાં આવ્યો.

ડૉકટર આવ્યો તેજ વખતે કોઇ અજાણ્યો માણસ પણ ત્યાં આવી પુછવા લાગ્યો "કયાં છે મનહરલાલ! મારે તેનુ કામ છે!"

"તે તો હમણાંજ ભાગી ગયો છે; આપ સહેજ મોડા થઇ ગયા મીસ્ટર!" કહી ડૉકટર હસવા લાગ્યો.

'અરે તમો હસોછો પણ હું તો પાછો નિષ્ફળ બની ગયો છું. એ ચંડાળ છટકયો ને અજાયબીની વાત છે."

"કોણ! ઓહો! મી૦ ધીરજલાલ ડીટેકટીવ કે?" કહી ડૉકટર ફરીથી હસ્યો.

"હા મારા મ્હેરબાન! અને તેથીજ આપને હું ઠીક અત્યારે કેદ કરૂં છું; મી૦ રામેશ્વર! તમે મને રંગુન તરફ ઠીક રવાના કર્યો હતો. ચાલો બતાવો હવે કયાં છે ચંપક તથા પ્રસન્ન તે! અને જવાબ આપો કે પેલું પેપરોમાં ચર્ચાયેલુ ખુન કોણે કર્યું હતું!" કહી સંતાયેલી પોલીસને બોલાવી ધીરજલાલે તરતજ ડૉકટરને હાથ કડી દીધી આ કીસ્સો જોઇને તો આખા માળાનાં રહેવાસી દિંગ બની ગયાં કે આ વળી શું કૌતુક થયું! રામેશ્વર, ચંપક, અને પ્રસન્ન એ શું છે તે વળી!

તરત માટે તો ડૉકટર રૂપે આવેલ રામેશ્વરને કાચી જેલમાં રાખવામાં આવ્યો. ધીરજલાલના હર્ષનો પાર રહ્યો નહિ તેના ઉપરી અમલદારોએ

પણ તેને ખૂબ ધન્યવાદ આપ્યો. પરંતુ આ બાબત બન્યા પછી ચાર દિવસમાં તો ખબર મળી કે રામેશ્વર કપટ કરી છટકી ગયો છે એટલે પાછા હતા તેવા ને તેવાજ ધીરજલાલ ડીટેકટીવ તથા તેનો અમલદાર બની ગયા.

આ તરફ બીજેદિને ચંપાને ભાન આવ્યું ત્યારે તે દવાખાનામાં હતી. અહિંથી તેજ સાંજે તે પોતાનું જીવન પુરૂં કરવા છાની રીતે ઉપડી ગઇ હતી તેની શોધ કરી છતાં તે પણ મળી નહિ. એટલે વળી પોલીસોને નવો કિસ્સો ઉભો થયો.

વાંચક ? અતારે જણાવવું ઉચિત છે કે મનહરલાલેજ કંચનની શિખવણીથી માયા તથા કલાને ગુમ કર્યાં હતાં, પણ પોતાનું કાર્ય બહાર ન પડે; અને તેમ કરવાથી ચંપા પણ જીતી શકાય; એમ ધારી તે ત્યાંજ રહયો હતો. માયાને શોધવા તેણે અમસ્થો અમસ્થો ઘણો પ્રયત્ન કર્યાનું ચંપાને જણાવ્યું, તથા કલા બાબત પણ તેવોજ રિપોર્ટ આપી દીધો હતો. બિચારી ચંપા આ શયતાનના પાશમાં સપડાઇ શી દશાને પ્રાપ્ત થઇ તે હવે આપણે જોઇ ગયા છીયે. માયાને કંચનને ત્યાંજ એક ભોંયરામાં પુરવામાં આવી હતી જ્યારે કલાને પેલા ત્રણ કાબુલીયોના હવાલે રાખવામાં આવી હતી. અને ચંપા પાસે જ્યારે કંઈ વળ્યું નહિ ત્યારે આખર ત્યાંથી છટકી જઇ હવે કલા માટે મનહરલાલે નવો ઘાટ ઘડી નાંખ્યો હતો

તે ગોઠવણ અનુસાર એક દિવસ બળાત્કારથી મોટરમાં બેસાડી કલાને વેચવાનું કહી પેલા પડાણોએ તેને બહાર લઇ જવા માંડી વેચવાની વાત સાંભળી કલાએ પગે પડી પડી ક્ષમા માગી દયા ખાવા જણાવ્યું પણ કોણ તેની દરકાર કરે ! આખરે તેણે રૂદન કરવા માંડ્યું. અંધારી રાત્રે મોટરમાં બેસાડી કલાને દરિયા કિનારે

લાવવામાં આવી, અહિં સંકેત મુજબ એક વેશ્યાને તૈયાર રાખવામાં આવી હતી તેણે કલાને રૂપિઆ ૫૦૦૦ ગણી આપી વેચાણુ રાખી પણ જ્યારે તેને લઈ જવા માટે આગ્રહ કરવામાં આવ્યો ત્યારે તેણે તે વેશ્યાને પગે પડી જણાવ્યું કે " આપ મારાં માતા સમાન છો. મને નાહક નંકના ખાડામાં નાંખવા ન લઈ જાવ ! પ્રભુ રાજી નહિ થાય ! જ્યારે મારી માયા :મા આ વાત જાણુશે ત્યારે તેની શી દશા થશે ! "

આ વાત સાંભળતો હોય તેવો ડોળ કરી એક બનાવટી પોલીસ ત્યાં આવી પહોંચી પૂછવા લાગ્યો. " કોણુ છે એ ખૂની પુત્રિ ! કલા છે કે ! છોકરી ! તારૂં નામ શું ! તારે મારી સાથે આવવું પડશે "

" શું કામ મારા બાપ ! મ્હેં શું ગુન્હો કર્યો છે જે મને આમ વગર જોગે દયાળુ સરકારની પોલીસ બની તમો સતાવો છો ! અમારા દેશભકતો આ હડહડતા વખતમાં ખરેખર સત્યજ તકરાર રમી રહ્યા છે તે ચોક્કસછે. પણ ચાલો હું તમારી સાથે આવીશ. ત્યાં આવી મરવું તે સારૂં, પણ આ વેસ્યાના ઘરમાં ભરાઇ બેસવું તે હજારો દરજ્જે નિચ છે. ચાલો હુંજ માયાની પુત્રિ કલા ! મારીપર ખૂનનું તહોમત છે. તો કોનું ખૂન થયું છે ! "

" બંધ કર તારી જીભ ! મેં તને વેચાતી રાખી છે." પેલી વેશ્યાએ વચમાં પડી જણાવ્યું.

" તો ભલે તેને આજ અને કાલને માટે તમારે ત્યાં લઇ જાવ. તે દરમ્યાન તેનું શિયળ વેચી તમારા પઈસા પૂરા કરી લઇ અમોને પરમદિવસે સોંપી જજો. " કહી પોલીસ ત્યાંથી જવા લાગ્યો.

" અરે પોલીસ ! પોલીસ ? મને મદદ કરો ? મને આમ કોઈ ઉપાડી જાય છે, અને તમે તેમાં સલાહ આપો છો તે શું દયાળુ

સરકારને શરમ સ્પદ નથી કે ? સરકાર માબાપ બનીને આમ તેના નોકરો મારફતે અન્યાય કરાવે તો પછી વરસાદ ક્યાંથી આવે ? મને તો લાગે છે કે તમો કોઇ બનાવટી પોલીસ બની સરકારના નામને વગોવો છો. " ચપળ દીલની કલાએ બૂમ પાડી જણાવ્યું.

પણ એટલામાં તો "શું છે ? શું છે ! બદમાસો કોને સતાવો છો "? એમ બૂમ પાડતો મનહરલાલ ગોઠવણ મુજબ નાટકનો પાઠ ભજવવા ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ આંખમાં આંસુ સાથે કલા તેને ભેટી પડી કહેવા લાગી "અરે મનહરમામા ? સારૂં થયું કે આપ મને બચાવવા અહિં આવી પહોંચ્યા ? મામા તમારી ગાય હું

"ગભરાઇશ નહિ ! કલા જરાયે બીક રાખીશ નહિ. બોલ શું બન્યું છે ?" આમ પ્રશ્ન મનહરલાલે કર્યો. તેટલામા તો સર્વ બનાવટી મંડળ બનાવટી બીક સાથે ભાગી ગયું. ત્યારબાદ કલાએ સૌ હેવાલ કહી બતાવ્યાથી મનહરલાલે બહુજ ગુસ્સો બતાવ્યો.

રસ્તામાં કપટી મનહરલાલે કલાને સમજાવ્યું કે "ચંપાનું ખૂન થયું છે તેમાં માયા તથા કલાનું નામ આવે છે. જેથી માયા તો દરિયાપાર ચાલી ગઇ છે. હવે તારેજ સંતાવાનું છે. તો આજેજ ભરૂચ તરફ આપણે જઇએ. "

"પણ મારા બાપ રે મામા ? એ મારાં ભલાં ચંપામામીનું ? અરે ભૂલી ગઇ માસીનું ખુન કોણે કર્યું ? હાય ? માસી, તમો તો આ અધમાવતારમાંથી છુટયાં મા દીકરી અમો રહ્યાં, અને તે પણ હવે સદા માટે વિયોગીજ રહેવાનાં." કહી કલા રડી પડી.

"ખૂન ગમે તેણે કર્યું પણ તમારા બન્નેનાં નામ પોલીસની નજરે ખુંચ્યાં છે; એટલે હવે જયારે માંયા છટકી ગયાં છે ત્યારે આપણે

ભરૂચ જઇએ તો બહુજ સારૂ ! ત્યાં હુ તને રહેવા સર્વ બંદોબસ્ત કરી આપીશ. ગભરાઇશ નહિ. જ્યારે સર્વ વાત શાંત થશે ત્યારે હુ જાતે જઇ માયાને ગોવેથી પાછી લાવીશ. અગરતો આપણે ગોવે જઇશું માટે હાલ તો ભરૂચજ જઇએ. કેમ બોલ તારી શું મરજી છે કલા !"

"મામા તમારો ઘણોજ ઉપકાર માનું છું. પ્રભુએ મને બચાવવા તમોને મોકલ્યા છે, તો તમે જ્યાં કહેશો ત્યાં હું આવીશ" કલાએ કહ્યું. ભરૂચનું નામ સાંભળી કલાને વિનોદ પણ યાદ આવ્યો હતો; એટલે તેણે હા પાડી.

તેને બીજેજ દિને કલાને લઇ મનહરલાલ ભરૂચ ચાલ્યો ગયો ત્યાં શશીકાન્ત રહેતો હતો તેના મકાનથી દૂર ભાડે મકાન રાખી તે રહેવા લાગ્યો જ્યારે જ્યારે કુમુદને જોવાનો પ્રસંગ મળતો ત્યારે તેને સુરત સાંભળતું હતું, એટલે આખરે આ શયતાને એવો પ્રપંચ રચી નાંખ્યો કે "હાલ કુમુદ માનતી નથી; પણ જો આ તાબેદાર કલાને તેના દીયેર વિનોદ સાથે પરણાવવાનો બંદોબસ્ત કરૂ તો ત્યાં દરરોજ કલાની ભાળ કહાડવાને બ્હાને જઇ હું તેનું મન મનાવી લઇશ. માટે હવે ગમે તે રસ્તે શશીકાન્તને આ વાત ઠસાવવી જોઇએ"

આવી યુક્તિ કરી તેણે કલાને બહુ લાડ લડાવવા માંડયાં. અને તેને પણ સમજાવ્યું કે "જો કોઈ પૂછે તો કહેવું કે મનહરલાલનીજ દિકરી પોતે છે. અને તેઓ બાપ દિકરી » મદાવાદનાં છે" પોલીસની બીકે કલાએ એ વાત માન્ય રાખી; કારણ તેને હજીયે ભય હતો કે કદાચ તેણી ચંપા માસીના ખૂન માટે સપડાઇ જશે.

આટલો બંદોબસ્ત કર્યા બાદ છાની રીતે ખબર મેળવી. મનહરલાલે શશીકાન્ત વકીલના એક મિત્ર નામે બાલુભાઇ સાથે પરિચય

વધારવા માંડયો. અને તે પરિચય ધિમે ધિમે વધવાથી આખરે મનહરલાલે પોતે બાલુભાઇને જણાવ્યું કે પોતાની દિકરી કલાનું લગ્ન શશીકાન્તના નાનાભાઇ સાથે કરવા તેનો વિચાર છે. કલા હોંશિયાર અને ચાલાક હતી એટલે તેને જોઇને બાલુભાઇ ખુશી થયો અને તેણે વચન પણ આપ્યું.

ત્યારબાદ પોતાની દવા રામબાણ કરવા લાગ જોઇ મનહરલાલે એક દિન કુમુદની પણ મુલાકાત લીધી. તેને રૂઆબમાંજ તેણે કહ્યું કે કલા નામની તેની એક પુત્રિ અહિં છે, તેની સાથે વિનોદનાં લગ્ન કરી આપવાં; નહિ તો મનહરલાલ પોતે નનામા પત્રો લખી તેની જીંદગી ધુળધાણી કરશે. આ બીકથી ગભરાઇ તો ખરી, છતાં વિનોદ તરફ હમણાં હમણાં તેને પક્ષપાત થયો હતો એટલે તેનું હિત જોવા પણ તેનો દૃઢ વિચાર હતો. "પણ કન્યા જોયા બાદ હું સહુ વાત કરીશ; બાકી તમારે ફાવે તે ફોગટ ફાંફાં મારજો, હું ડરતી નથી." એવો સચોટ જવાબ તેણે મનહરલાલને તેજ દિને આપી દીધો

આ ઉપરથી મનહરલાલે બંદોબસ્ત કર્યો કે કલા શશીકાન્તને ત્યાં જતી આવતી થાય. કુમુદને કલાનો સ્વભાવ તથા રૂપ બન્ને ગમી જવાથી આખરે તેણે આ વાત શશીકાન્તને પણ કહી, છતાં શશીકાન્તે શરૂઆતમાં તો નાજ પાડી.

"ત્યારે તમે એક બાજુ વિનોદભાઈને વિલાયત જતા પહેલાં પરણાવવાનું કહો છો; તો આવો અવસર નહિ મળે. છોડી રૂપનો અંબાર છે. જાણે પેલી વડોદરાની મેનાજ હોયને તેવી રૂપાળી છે. ચાલચલગતમાં પણ સારી છે, વળી અભ્યાસ પણ સારો છે. મા વિના ઉછરેલી હોવાથી રીઢી પણ થઇ છે. માટે તેનો બાપ માને તો મારો વિચાર તેને ત્યાં બેસી જવાનો છે."

"પણ એમાં પૂછવા કોણ જાય ? મારા વિનોદને માટે હું કોઇ કન્યાનું માગણું તો નહિજ કરૂં તેનો બાપ ફાવે તે કરે."

"લાવોને તમોને શરમ અને હિણપદ લાગતું હોય તો મારા દીયેરને લાડકડી વહુ લાવી આપવા ખાતર પણ હું એ બંદોબસ્ત કરી દઇશ. પછી માનશો કે નહિ. ? કન્યા તો તમે જોઇ છે."

"ભલે મને વાંધો નથી; પણ જોજે નીચું જોવાનું ન થાય." કહી આખરે શશીકાન્તે મંજુરી આપી દીધી.

આ વખતે વ્હાલા વાંચક ? કલાએ કુમુદને ત્યાં આવવું જવું શરૂ કર્યું હતું; ત્યારેજ તે સમજી શકી કે કુમુદ બ્હેન તો વિનોદનાં ભાભી છે. એટલે તે તેના તરફ બહુ પ્રેમ રાખી વાતો કરતી હતી. ત્યારે કુમુદ હસી તેની મશ્કરી કરતી હતી કે "અલી કલા ? કામણ કરી મારા દીયેરને છળવા છે કે શું ?" તેનો જવાબ કલા આપતી કે "તમો તો મોટાં કહેવાવ. અમારૂ એટલુ ગજુ નહિ મારા પિતા માને પણ કેમ." ? આમ કહી તે શરમાઇ જતી. મનમાં તો આનંદોત્સવ થતો હતો; પણ મુખે કોઇને કહેવાતો નહિ. વિનોદની છબી જોઇ તે દરરોજ હર્ષનાં આંસું પાડતી. આખરે એકદિવસ બાલુભાઇ મનહરલાલને લઇ શશીકાન્તને ત્યાં ગયા. આ વખતે કલા પણ ત્યાં કુમુદ પાસેજ હતી. બાલુભાઇએ મનહરલાલના વતી સૌ વાત નિવેદન કરી તે સર્વ કલાએ શ્રવણ કરી પ્રભુનો ઉપકાર માન્યો. આખરે ઘણી આનાકાની કરી વિનોદને પૂછવા ઉપર વાત મુલત્વી શશીકાન્તે હા પાડી, અને તેજ દિને વ્હાલા વાંચક ? પહેલા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીયે તે તાર બાલુભાઇએ કર્યો.

કુમુદે ત્યારબાદ વિનોદની રાહ કાકડોળે જોઇ કલાને કહ્યું કે

"હવે તું મારી દેરાણી થઇ એમ સમજજે ? અલી મુખ બતાવવાનું શું લઇશ. ? અત્યારથીજ કહી મુકજે એટલે ઘડાવી રાખીશ. બોલ શું લઇશ પઇસા કે જણસ. ?"

"એકજ ચીજ." શરમાઇ કલાએ કહ્યું.

"શી ચીજ ?" અધીરી બની કુમુદે પૂછયું.

"તમારા દીયેર આપશે એટલે બસ." શરમાઇ કલા હસતી હસતી લટ્ટી ગઇ.

"પણ એ તો એમના મોટાભાઇ જાણે. અને તેમણે તો વાગ્દાન દઇ દીધાં છે; સમજી મારી જમરૂખ જેવી દેરાણી ?" કહી કુમુદે ફીકો તેના ખોળામાં મુકયો અને તેને ભેટી પડી.

આ સૌ વાત શશીકાન્ત સાંભળતો હતો; તેના હર્ષનો પાર રહ્યો નહિ અને તેજ વખતે તેણે ફરીથી વડોદરા વિનોદ ઉપર તાર કર્યો.



# પ્રકરણ ૧૮ મું.

## પ્રેમિઓની હાય !!

"બિચારાં પ્રેમી પંખીને, જગતમાં હાય રોવાનું;
સમાજે જે ઘડી બેડી, ગણી તે પાત્ર ખોવાનું.
દરદ પ્રેમી તણાં જોઇ, કહો કો આંસુ પાડે ના.
વિયોગી હાય બનતાં તે, કહો કુદરત રીસાયે ના!"



નાશ બનેલ મેના પાસેથી તે ખીલતી રજનીના સામ્રાજ્ય વખતે ગાડી તેના પ્રિયતમ માનેલ વિનોદને લઇ દોડી ગયા બાદ બિચારી નિરાશ થતી તે સારસી પોતાના બંગલે ચાલી ગઇ. આજે તેને નથી ખાવાનું ભાન ! કે નથી કોઇ સાથે શાંતિથી વાત કરવાનું ભાન ! સીનીયર બી. એ કલાસમાં આવી; પણ હજી તેને માટે વિકટ પંથની પરીક્ષાઓ તો આપવી બાકીજ હતી. તેણે કયારનુંયે છેલ્લાં ચાર વરસ થયાં પોતાનું દીલ વિનોદને સાચવવા સોંપ્યું હતું છતાં તેને હજીયે તે દિલ માટે દુઃખ તો થતુંજ હતું કે પ્રેમિ તેને સાચવશે કે ખોઇ નાંખશે.? અગર કોઈ કુદરતિ પંજો તો તેને ફોસલાવી ને નહિ ખેંચી જાય એ પણ, ભય તો માથા પર જ હતો.

આજે સવિતાએ બ્હેનની સ્થિતિ જોઇ તેને એકાન્તમાં ઘણા પ્રશ્નો કર્યા; પણ મેનાએ તેનો કંઇ જવાબજ ન આપ્યો. હરિલાલની તબિયત હમણાં હમણાં નરમ રહેતી હતી જેથી તેમનો સ્વભાવ પણ ચીઢીયો બનતો હતો. વિજ્યા મા પોતાની દિકરીનું દુઃખ નહિ સમજવાથી બળાપો કરી તેને રાજી રાખવા ઘણા પ્રયત્નો કરતી તે સૌ પથ્થરપર પાણી સમાન હતું આજે જેટલા પ્રમાણમાં મેના શોકીત બની હતી; તેટલાં પ્રમાણમાં તો તે કદિ દુઃખી બનેલજ નહિ હોય. એમ સવિતાને ચોક્કસ જણાવાથી આખરે તેણે તેને ગમતી વાત ઉપાડી.

"મેના ? આજે વિનોદભાઇ તેમના મકાનમાં કેમ જણાતા નથી ? હજીયે અંધારૂં છે ત્યાં તો! જાને તપાસતો કર!"

"શું કરૂં ત્યાં જઇને સિસ્ટર! (બેન!) તેતો આજે ઉપરા ઉપરી બે ટેલી ગ્રામ (તાર) આવવાથી હમણાંજ ભરૂચ ગયા!" કહી મેનાએ આંખમાં આંસું આણ્યાં.

"તો તો, તેઓ જરૂરના કામે ગયા હશે એટલે એક બે દિનમાં પાછા તો આવશે ને ? તેમાં રડવા જેવી શું કામ થાય છે? મા તથા બાપુ જાણે તો કેવો અભિપ્રાય બાંધે?"

"તેમને જેમ કહેવું હોય તેમ કહે ? વોટ ઇઝ ધીસ ઓલ ઑબેઇંગ એંડ ડીસઓબેઇંગ ? (આ બધું આજ્ઞામાનવી અને આજ્ઞાનો અનાદર કરવો એ શું છે તે ?) આપણે શું આપણું હિત ન જોવું મોટી બહેન ?

"એટલે તું શું કહેવા માગે છે મેના ? મને જણાવતો ખરી. એમાં ઓબેઇંગ (આજ્ઞામાનવીતે) અને ડીસઓબેઇંગનો (આજ્ઞા ન માનવીતે) ક્યાં સવાલ છે!"

"તો બ્હેન આજે મારી માંદગીને ત્રણ વરસતો વિતવા આવ્યાં છે; છતાં આપ સમજ્યાં નથી તો હું આપને એક ખુલાસો કરૂં તે પહેલાં મને વચન આપો."

"શું વચન! તું તો કંઇનું કંઇ વેતરી નાંખે એવી ભણેલી છે બાપ!" કહી સવિતા હસી પડી.

"બ્હેન! આ હસવાની વાત નથી! હું તો ખરેખર વાત કહું છું. મને વચન આપો કે એ વાત તમો કોઇને કહેશો નહિ, ઉલટાં મને તેમાં મદદ અથવા તો કંઇ ઘટતો રસ્તો કરી આપી આભારી બનાવશો બોલો વચન આપો છો!"

"પણ વાત જાણ્યા પહેલાં તું મારા હાથ પગ દોરડે બાંધે તે કેમ બને મેના!"

"ના, ત્યારે બસ એ વાત હું નહિ કહું યાદ રાખજો એ બહુ મઝાની વાત છે. મારા લાભની નથી, તમારા લાભની છે; એટલેજ હું પાણી પહેલી પાળ બાંધુંછું."

"અરે મારા જેવી હત ભાગીનિની લાભદાયિ વાત હવે શી હોય! બોલ મેના બોલ! હું તને વચન આપું છું. લે આ પ્રોમીસ!" (વચન) કહી સવિતાએ મેનાને ખભે હાથ મુકયો.

"પણ ફરી જશો તો બ્હેન! પછીથી હું તમારાથી રીસાઇ જઇશ હો! માટે વિચાર કરી પ્રોમીસ (વચન) આપજો કે જેથી પસ્તાવુ પડે નહિ."

"જરાયે નહિ મેના? આજે હું તને પણ ઘણા દિવસથી એક વાત કહેવા માગું છું તે ત્યાર પછી કહીશ."

"ના, ત્યારે તો સવિતા બ્હેન! તમે એ વાત પહેલી કહો; ત્યાર પછી હું તમોને તમારા લાભની વાત કહીશ" કહી મેનાએ હઠ કરી.

"તો જો મેના! મને તારીપર ખરેખર એક સગી બ્હેન માફકજ વ્હાલ આવેછે! અને આપણે તેવા સંબંધમાંજ ઉછર્યાં છીયે છતાં હવે તું સમજુ થઇ છે; એટલે તારા લાભની વિરૂદ્ધ જ્યાં વાત થતી હોય ત્યાં મારાં માબાપથી વિરૂદ્ધ જઇને પણ હું તને મદદ કરીશ. બ્હેન! જો સાંભળ? અને દુઃખ પામ કે તું મારી સગી બ્હેન નથી. મારાં માબાપ તો તારાં પાલક માતાપિતા છે. આજથી લગભગ ઘણાં વર્ષો પહેલાં જ્યારે વિજયામા બહુજ માંદાં હતાં, ત્યારે પિતાજી બાર માંસની રજા લઇ મહાબળેશ્વર ગયા હતા; તે વખતે મારી ઉમ્મર નાનો હતી. અફસોસ એટલોજ હતો કે તે નાની ઉમ્મરમાં વર વહુ શું તે હું સમજતી પણ નહિ. તે વખતે તો હું પરણેલી હતી." ચંદ્રકાન્ત નામે એક વેપારીના પુત્ર સાથે હું અમદાવાદમાં લગ્ન ગાંઠથી જોડાઇ છું "એવો ખ્યાલ તે વખતે મને હતોજ નહિ. ખરૂં પુછો તો હું કયારે પરણી તે પણ મને યાદ નથી છતાં મહાબલેશ્વર વાળી વાતતો મને યાદ આવેછે. બ્હેન! રડે છે શા માટે! તું મારી મા જણી બ્હેન સમાન છે. જો આમ કરીશ તો હું સર્વ વાત નહિ કહું આટલું આટલું ભણી બી. એ. થવા આવી છતાં બી. એ. ને બદલે બીયે જેવું કરે છે તે તને ન શોભે. !"

"ના બ્હેન! એ તો સહેજ જ ! ત્યારે એટલું તો ખરૂંજ કે હું અનાથ બાળા છું. બોલો બ્હેન બોલો ત્યારે મારા માતપિતા કોણ વારૂ!" આંસુ સાથે મેનાએ પ્રશ્ન કરી આગળ જાણવા ઇંતેજારી બતાવી.

"તે વખતમાં બ્હેન! માતા ભારે વયમાં હતી એટલેજ તેને બહુ વેદના થતી હતી. છતાં ડૉકટરે મહાબલેશ્વર જવા પોતાની સલાહ જણાવ્યાથી પિતાજીએ ત્યાં જવાનો બંદોબસ્ત કર્યો હતો. ત્યાં

માતાને ઘણા વખત તો તાણો આવતી હતી અને તે બેભાન બની જતી હતી; એ તો હજીયે મને સાંભળે છે. તેજ અરસામાં તે જગાએ અમોએ લગભગ ચાર માસ વિતાવ્યા બાદ મહાકષ્ટે માતાએ એક મરેલા પુત્રને જન્મ આપ્યો હતો. જે દિને અને જે રાત્રિના બાર વાગે માએ પ્રસુતિની વેદના જીંદગીમાં બીજી અને છેલ્લી વાર ભોગવી હતી તેજ વખતે એક ભવ્ય જટાધારી સાધુ મહારાજ તને ત્યાં લઇ આવી પહોંચ્યા તેમણે પિતાજીને એકાંતમાં બોલાવી જે વાત કરી તે સૌ મને જેવી તેવી તો સાંભળે છે ! હું નાની હોવાથી કંઇ સમજતી નથી, એમ માની પિતાજીને વાત કહેવામાં તે યોગીએ જરા પણ અંદેશો રાખ્યો ન હતો. તેમણે પિતાજીને કહેલ કેટલાંક વાકયોનો સાર તને જો હું કહું; કે જેના પરથી તું તારો ઇતિહાસ જાણી શકીશ.

"હરિલાલ ! આપ દયાળુ છો; અને તેથીજ આ બાળાને લઇ તમારી પાસે આવ્યો છું. આ બાળકનો જન્મ આજેજ દિવસના બાર વાગે થયો છે. તેની માએ પુત્રિને જન્મ આપી તરતજ તાપીમાં પડી આપઘાત કર્યો, એટલે તે નિરાધાર બની છે; તો આશા છે કે તમારા મરેલા પુત્રને બદલે આ પુત્રી જીવતીજ જન્મી માની તમો તેના પાલક થઇ પ્રભુને રાજી કરશો."

આ વખતે પિતાજીએ વચ્ચમાંજ પ્રશ્ન કરેલ કે "પણ મહારાજ તમે કેવી રીતે જાણ્યું કે મારી પત્નિએ મુએલ પુત્રને હમણાંજ જન્મ આપ્યો ! વળી આ બાળા કઇ ન્યાતની ?"

"મને ખબર પડી તે તો પ્રભુ જાણે છે ! પણ હું દિલગીર છું કે તેની ન્યાત આપને જણાવતો નથી. છતાં એટલું તો કહું છું કે તમારે તેને ઉછેરવામાં જરાયે બાધ નથી. વળી તમો સમજુ છો.

માતાના ઉદરમાંથી બહાર આવ્યા પછી તેણે માનું ધાવણ પણ નથી જોયું તો પછી તેની ન્યાત ગમે તે હોય ! પણ ઉછેરવામાં તમે જરૂર ભાગ્યશાળી બનશો; અને સારી કીર્તિ મેળવશો. પુત્રને બદલે પુત્રિ બહાર પાડો એટલે કોઇ જાણશે પણ નહિ હરિલાલ તમે તેને લક્ષ્મીનો અવતારજ માનશો, કારણ કે તે જ્યાં જશે ત્યાં લક્ષ્મી આપોઆપ તેના ગુણે દોરાઈ આવશે, એમ તો જુઓ આ તેની હસ્ત રેખાજ કહે છે. માટે દયા લાવી તમો આટલું મારૂં કથન માન્ય કરી મને આભારી બનાવો."

"તમારો આગ્રહે અને લક્ષ્મી અવતાર રૂપ ખરેખર પ્રભાવ-શાળી તો તે બાળા અત્યારથીજ જણાય છે; એટલે તેને ઉછેરતાં હું આનંદ પામીશ; પણ મહારાજ ! તેની માએ આપઘાત શા માટે કર્યો વારૂ ?" પિતાજીએ આ પ્રમાણે પ્રશ્ન ત્યારબાદ તરતજ કર્યો.

"તે કથા બહુ લાંબી છે હરિલાલ ! છતાં જ્યારે તમો જાણવા માગો છો ત્યારે ટુંકમાંજ હું તમોને કહું છું. બિચારી તેની માને તેના બાપે પઇસાના લોભે એક આબરૂદાર ગણાતા ગૃહસ્થના દિકરા સાથે સુરતમાં પરણાવી હતી. તે કન્યા બહુજ ભણેલી ગણેલી હોઈ હોંશિયાર તથા ચાલાક હતી; પણ પોતે મુંબાઈની હોવાથી ઘણા વખત મુંબાઇ જવા હઠ કરતી. આ વાત તેનાં સાસુ સસરાને જરા પણ ગમતી નહિ. દૈવ વશાત બન્યું પણ એમજ કે પુત્ર પરણાવ્યા બાદ બે માસમાંજ મા મરી ગઇ. એટલે તેના સસરાએ માન્યું કે વહુ ખરાબ પગલાંની છે. અને કદાચ પુત્રને પણ મારી નાંખશે. જેથી તેણે તેના પુત્રને આડું અવળું સમજાવી છ માસમાં તો બીજું સાટું ઉભુ કરી પુત્ર સાથે બાપ પણ વરઘોડે ચઢયો. બિચારી જુની

વાસી થયેલ પતિનું હવે શું માન રહે? જ્યારે દુઃખ આવે ત્યારે ચારે દિશાએથી આવે તે તો પ્રભુની કસોટી છે. તે મુજબ એક વર્ષજ નવી પતિ સાથે પ્રેમ કરી પુત્ર પણ મરી ગયો. તેને ક્ષય રોગ લાગુ થવાથી આ પરિણામ આવ્યું હતું, છતાં બિચારી તેની જુની પતિ ઉપર આરોપ અને કલંક મુકવામાં આવ્યું. ઘેટાના પંથે ચાલનારૂં જગતે પણ બિચારી નિર્દોષ વહુને વખોડી, તથા તેની નવી શોકયે પણ તેને દુઃખ દેવા માંડ્યું. નવી સાસુ તો જાણે તેનું મુખજ જોતી નહિ. ધિમે ધિમે આ પ્રમાણે બે વરસ વીતિ ગયા બાદ એક દિવસ આ બિચારી અભાગણીયે જોયું કે તેની શોકયે સસરાને કામણ કર્યું હતું; આમાં ગમે તેવી પતિ હોય છતાં તેને આવી વાત ન રૂચે, છતાં ઓરમાન સાસુ પણ સામેલ હતાં, એ વાત જ્યારે તેણે જાણી ત્યારે તેને પોતાના પતિને બેવફા બનનાર તેની શોકય માટે ઘણું દુઃખ થયું. તેણે સસરા પર પણ મનમાંજ ફિટકાર વરસાવ્યો. ઘરમાં આવી રીતે ચાલતું હોવાથી તેની નવી સાસુ પણ છુટતી વર્તતી હતી; અને તેણે પોતાના પતિના એક ઓળખીતા સાથે આડો વહેવાર પણ ચાલુ કર્યો આવી રીતે સસરાને પોતાના પુત્રની પતિ તે પુત્રિ સમાન હતી, છતાં તેની સાથે તે રંગે ચડયો; ત્યારે સાસુ પણ પોતાને ફાવે તેમ કરતી હતી. આ બધો તમાસો બિચારી આ બાળાની મા જોતી ત્યારે તે ઘરને ખુણે વૈધવ્ય ધર્મ પાળી રૂદન કરી પોતાના સ્વર્ગસ્થ પતિને સંભાળતી. હવે બન્યું એમકે તેમને સામે બારણેજ એક તેમની ન્યાતનો છોકરો રહેતો હતો; તે બહુજ પૈસાદાર હતો. તેના માબાપ તેને એકલાને હવાલે લાખો રૂપિયા મુકી તેજ વેળા મરી ગયાં હતાં, એટલે આ છોકરો પાણી માફક છુટથી પઇસા વાપરતો હતો. એક વખત તો તેણે આ

બિચારી વિધવાને પત્ર લખી પોતાનો છાનો પ્રેમ તથા રૂપિઆ દશની નોટ પણ બીડીને આપી પત્ર વાંચી તે ગરીબ વિધવાએ નોટ પાછી મોકલી જવાબ આપ્યો કે તેની લાગણી માટે તે તેનો આભાર માને છે; પણ નિંદનિય કાર્ય કરવા તેનો કિરતાર ના પાડે છે. પણ હરિલાલ! એ તો દેખીતું છે કે ઘરમાં કોઈ તેની સાથે બોલે ચાલે પણ નહિ, એટલે તેને કંટાળો પણ આવે પોતે યુવતી હતી; વળી સૌંદર્યવાન અને હજારો આશાવાળી પણ હતી; તે ઉપરાંત મકાનમાં ઉડતા ભોગ વિલાસો પણ દરરોજ દેખતી, એટલે તેણે હવે અગાસીમાં બેસી છાની રીતે પેલા યુવક સાથે વાતચિત કરવા માંડી. આ વાત પણ પાંચ દિવસમાં તો પકડાઇ જવાથી બિચારીને દોરડે બાંધી એક આખી રાત્રિ ઉંધે મસ્તકે લટકાવી રાખવામાં પણ આવી હતી. જ્યારે આ વાત પેલા પ્રેમિના જાણવામાં આવી ત્યારે તેણે છાની રીતે તેને પોતાની સાથે બહાર નીકળી જવા સમજાવ્યું; છતાં તે વિધવાએ એ વાત માનીજ નહિ પણ એક દિવસ તેણે વાત સાંભળી કે તેની સાસુ તેનું દલાલુ કરવા માટે ફાંફાં મારતી હતી; અને તે મુજબ તેણીએ યાર સાથે બંદોબસ્ત કર્યો હતો એટલે જે દિને એ પ્રમાણે કરવા માટે આ પાપીઓએ તર્કટ રચ્યું હતું; તેજ દિને પેલા પ્રેમિ સાથે નાસી જઇ આ બિચારી વિધવા તેના પ્રેમમાં પતંગીયાં માફક ફસાઇ પડી. પોતાનો દેહ પવીત્ર રાખવા તેણી નાસી તો ગઇ; પણ જ્યારે તે યુવકે તેની મરજાદા તોડાવી ત્યારે તે સમાજથી કંટાળેલ વિધવા આપો આપ તેને તાબે બની ગઈ; કારણ કે અપકીર્તિવાન થવાથી હવે તેને કોણ કશું બોલનાર હતું? આ પ્રમાણે તે પ્રેમિઓએ લગભગ બે વર્ષ મઝા કરી તેનું આ ફળ. મિ૦ હરિલાલ! જ્યારે બિચારી વિધવાને પેટ ગર્ભ રહ્યો ત્યારે

બિહણુ પ્રેમિ છટકી ગયો. જેથી તે બિચારી રખડી રખડી મારી ઝુંપડીએ આવી. મ્હેં તેને આશ્વાસન આપી ત્યાં ઝુંપડીમાંજ રાખી હતી. પણ દૈવયોગે આજે હું સહજ કુદરતની પ્રેરણાએ ખરે બપોરે બાર વાગે પ્રખર તાપમાં બહાર ગયો, ત્યારે એ બિચારી આ નિર્ભાગી પુત્રિને જન્મ આપી નદિમાં કુદી પડી. એ તો મ્હેં જાતે દૂરથી જોયું. મ્હેં ઘણી બૂમો પાડી તે તેણે સાંભળીજ નહિ. અને તેણે આવી રીતે આ પુત્રિને માતા વગરની બનાવી પોતાની કલંકિત જીવન સરિતાનો અંત આણ્યો. હવે હરિલાલ' આપ આ બાળાને ઉછેરીને સુખી થાવ એજ મારો તમોને આશીર્વાદ છે. જગતમાં તમોને કોઇ નિંદશે નહિ; અને ખરૂં જોતાં તો કોઇ તમારૂં નામંજ નહિ લે; કારણ કે આ વાત કોઇ જાણશેજ નહિ. માટે તમો પ્રભુ શાક્ષિએ વચન આપો કે પેટની દિકરી માફક તેને ઉછેરી આપ દયાળુ દંપતિ માબાપની ગરજ સારશો. પણ યાદ રાખજો કે જે દિને તેનું દીલ દુભાશે તે દિને તમારી પડતી સમજવી."

"બ્હેન મેના ! ત્યારપછી મારા પિતાએ તથા માતાએ તને પુત્રિ તરીકે પાળવાનું વચન આપી તે દયાળુ સાધુ પુરૂષના હૃદયના ભારને ઓછો કર્યો, આ વાત જગતમાં કોઇ જાણતું નથી. માત પિતા પણ સમજે છે કે સવિતા જાણતી નથી. પણ મને હજી્યે ભુતકાળનાં સ્મરણો તાજાંજ છે. આજ સુધી તેને પાળી પાષી ભણાવી બી. એ સુધી લાવવામાં આવી; પણ અત્યારે મ્હેં વાત સાંભળી છે કે પિતાજીએ મા.ાની સલાહ લેઈ તારાં વેવિશાળ અહિંયાંજ કરવા વિચાર કર્યો છે પેલા સરસુબાના દિકરા ગણેશ સાથે તને પરણાવવા તેમણે વાતચિત પણ કરી છે. અને લગ્ન

પણ હવે એક માસમાં થઇ જશે. તો બ્હેન ! તને મારે એજ જણાવવાનું જે એ છોકરો અભણ છે, એટલુંજ નહિ પણ લોફર છે. જો કે બાપના પઇસા વેરીને વકીલ બન્યો છે. પણ તેને અભણ કહેવામાં જરાયે ખોટું નથી. માટે તારે હવે ત્હારા ભાગ્યનો વિચાર કરવાનો રહ્યો. મારાથી બનશે તેટલી મદદ હું તને કરીશ; પણ માબાપની આજ્ઞાથી વિરૂદ્ધ મારાથી જવાય નહિ, અને તેમ કરવાની હું હિમ્મત પણ ધરૂં નહિ, તે તો તું મારી સ્થિતિ પરથીજ સમજી જશે. આજ સુધી તને પુત્રિ ગણી પાળી પોષી મોટી કરી તે એમનો ઉપકાર ઓછો નથી; પણ કંઇ લાલચ અથવા બીજા એવા કોઇ કારણસર તે મારાથી સહન ન થવાથી આજે મ્હેં તને આ સૌ બિના જણાવી છે; તો તે છાની રાખી તેનો ઉપયોગ કરી વેડફાઈ જતું ભાગ્ય સાચવી રાખવા હવે તું કમ્મર કસી તારા પગ પર ઉભી રહેજે. વિનોદ સાથે તારી જે વાતચિતો થતી હતી, તે સૌ નિર્દોષ પ્રેમ વાળી હતી, તે પણ મારી જાણ બહાર તો નથી. છતાં જો તારી બહુજ ઇચ્છા હોય તો હું પણ હવે છડે ચોક તેની સાથે જોડાઇ જવા તને વગર આનાકાનીએ સલાહ આપું છું. એના જેવો પતિ મળવો મુશ્કેલ છે. એમાં જરાયે અતિશયોકિત નથી. હવે બોલ મારા લાભની શું વાત તું કહેતી હતી !" કહી સવિતાએ મેનાને પોતાની બાથમાં દાબી આ સૌ ભેદ ખુલ્લો કર્યો.

"ત્યારે હું અનાથ બાળાજ છું. હેં ! સવિતા બ્હેન ! આપે આ વાત મને જણાવી જેથી આપનો ઉપકાર માનું છું, ધન્ય છે તમારાં વડીલોને કે એ દુભવતાં તેમનું હૃદય ચીરાઇ જાય છે. મને કદિ પરાઇ નથી ગણી તેમણે. બ્હેન બીજું આપે લગ્ન બાબત જે

કર્યું તે બાબતમાંજ હું આપને કહેવા માગું છું કે તમારે મહેરબાની કરી માતપિતાને મારો તથા વિનોદનો પ્રણય સમજાવવો. વિનોદ સિવાય હું અન્યને નહિજ પરણું. તે મારો હૈયા હાર થઈ ચુકયો છે. અમો નિર્દોષ રીતે એક બીજાનાં થઇ ચુકયાં છીએ. જો સહેજ પણ આ મેખમાં ભુલ આવશે તેજ ક્ષણે મારો અગર તો વિનોદનો આત્મા આ દેહ પીંજરને ત્યજી વૈભવશાળાના સાજ સજવા સ્વર્ગે ચાલ્યો જશે, અને પાછળથી ટુકમાંજ હું અગર તે જીવશે તે પણ ઉડી જવાનાં, મારો પ્રેમ તેને માટે છે. મારો સનમ તે છે. મારૂં દીલ તે અને તેનું દીલ હું! મારો પ્રોફેસર અભ્યાસનો તે. મારો પ્રોફેસર જીંદગીનો પણ તે! મારા દેહનો માલિક તે! અને મારી આશાનું કેન્દ્રસ્થાન પણ તેજ. !

" અર્પણ કર્યું મેં દીલ મારૂં, દિવ્યએ મમ નાથને;
કારણ કરી તેણે હર્યું, છોડી છતાં ના લાજને, "
" જે પ્રમાના પંથે પળી હું, આજ આશા વાળી છું,
ફાવે ચહે દુનિયા વદે, પરવા નહિ ધરનાર હું. "
" સુધાનું નીર જોયું મ્હેં, બતાવ્યું દીલ દિવાનાને,
હું દિવાની તેની છું, તે દિવાનો મારી કને. "
" અમીની આંખની પ્યાસી, હૃદય વલ્લભ તણી દેવી;
સતાવે યા કદી મારો, છતાં મુંજ જીંદગી તેની. "
" પઢયાં સાથે અમે બંન્ને, પ્રીતિના પાઠ વર્ષોથી;
દઇશું પ્રાણ એક બીજાને. થવાનું શુંજ લોકોથી, "
" આ દેહ મારો, જીવન મારૂં, એ દેહ તેનો જીવન તેનું,
પછી શી અન્યને પરવા અમારૂં દીલ લપસવાનું. "

"અરે આમ ભાન ખોઇ બોલે છે તે મા બાપ સાંભળશે તો પછી ધાંધળ થશે; માટે તેમણે જે લગ્ન કરવા માટે બંદોબસ્ત કર્યો છે તેમાંથી મુકત થવાનો રસ્તો મોકળો કરવો એજ તારે માટે હવે શ્રેયસ્કર છે બૂમ પાડયે કોઈ કાર્ય બને નહિ; પણ હિંમ્મતથી અચળ વિશ્વાસથી અને દૃઢ મનના સંકલ્પથી એ કાર્ય પરિપૂર્ણ થયા સિવાય નજ રહે તું સમજે છે કે દૃઢ મનના સંકલ્પો પાસે વિઘ્નો આપોઆપ ભાગી જાય છે; તો પછી હજીયે તારા મનને હજારો અરે લખો વખત પુછકે તમારાં મન દૃઢ છે; કે તમોએ છોકરવાદીમાં રમતો રમી નાંખી છે ? આટલું નક્કી થયા પછી જે કરે તે હજીએ માતા પિતાની આજ્ઞા માની અને છેવટે જો બાજી ન જીતાયતો તે આજ્ઞાનો આદર ભંગ પણ કરી અમલમાં મુકજે; કે જેથી ભવિષ્યમાં એકાદનું દીલ છુટી જાય નહિ. આદર્શ બહુ દોહલું છે; તે જો લાગું થયું અને આશાવાળો તેજ વિનોદ ન મળે તો તારા દીલને હજારો વિંછીની વેદના થાય માટે હજી પણ વિચાર કરજે. મન એ ચંચળ અસ્થિર પારા જેવી વસ્તુ છે ઘડી ઘડીમાં આમથી આમ પાસા પાડી તે આપણને છેતરે છે. માટે હજી વિચાર કર. અને ત્યારબાદ સૌ કરજે." સવિતાએ આશ્વાસન આપતા ધીમેથી કહ્યું.

"હવે ધીમે અગર ઉતાવળો એ સૌ, બ્હેન આ અનાથ માટે સરખું છે. મને દુનિયાના લોકોની જરા પરવા નથી. અને જો દુનિયા કહે તે સાંભળીયે તો તો અમારી આશા અફળજ બને તે વખતે પ્રાણાર્પણ એજ સુગમ રસ્તો અમારા માટે છે. તે પ્રેમિ મને ભલે છોડે હું તેની છું અને તે મારો છે. હું તેને કદિનહિ છોડું. તેને માટે વનેવન ભટકીશ; તેને માટે તપ કરીશ; અને આખરે જીંદગી પણ તેનેજ અર્પીશ કોઇ જન્મના પ્રેમના રૂણાનું બંધ પુરા

કરવા એજ પ્રીતિ થવાનું મુખ્ય કારણ છે. એવા બંધને બંધાઇ અમો એક બીજાને દગો નહિ દઇએ; નહિ દઇએ; છાતી ઠોકીને એવલી ( બહાદુરીથી ) વીરેગો ( બહાદુર સ્ત્રી ) સમાન હું કહું છું કે અમારો પ્રેમ સાગર ભલે ખારો રહ્યા છતાં અમ પ્રેમિને તે અમિરસ સમાન છે. સ્નેહની સરિતાઓ તો અમે વટાવી હવે અમારૂં નાવ સાવ નિર્દોષ રીતે એક બીજાના અખંડ વિશ્વાસે અને પ્રેમરૂપિ સુકાનથી ભર દરિયે છોડી મુકયું છે; તો પછી હવે ભય શો ! દરિયો તોફાની હોવાથી તોફાન થાય તોય તેની સામે થવામાંજ ફાયદો છે. તેને તાબે બનવામાં તો અમારૂં નાવ ચકડોળે ચઢી ખરાબા તરફજ ખેંચાઇ જાય. વિનોદનું દીલ ભલે મકકમ ન રહે; તે મારે જોવાનું નથી; મારે તો એટલુંજ જોવાનું છે કે ગયાજન્મની પ્રીત અધુરી રહ્યાથી હું તે આ જન્મમાં પુરી કરૂં છું. તેને માટે જીવનનો ભોગ આપવામાં તો હું પાછી પાની નહિજ કરૂં પાલક બાપ તથા માતાની આજ્ઞાનો હું સવિનય લોપ કરી તેમને પગે પડી માફી માગીશ. અને તેમનાં દીલને શાંત કરીશ. છતાં જો તેઓ નહિજ. માને તો પણ હું તો મારો વિચાર કદિ નહિ ફેરવું "

"નહિ ફરશે નહિ ફરશે. કદી મેના નહિ ફરશે;
વિનોદી પ્રાણ પ્યારા ને જરૂર કીરતાર મેળવશે."

"જન્મ દાતા એજ છે તો, શ્રેયકર પણ તેજ છે;
આશા ભરી હું યુવતીનાં, વચન તે સુણનાર છે"

"પણ બહેન ! તમારે મને મદદ કરવી પડશે ? તમારે પણ વગર સંકોચે મને કોઇ જાણવા જોગ્ય બાબત હોય તે જણાવવી પડશે. સતિ સિતા, અનુસુયા, દમયંતિ, તારામતિ એ સૌનાં જીવન હું

જાણું છું સાવિત્રિનો ઇતિહાસ તો આપણે નાટક જોઇ સૌ જાણીયે છીયે. એ બધાયમાં પ્રેમ માટે દુઃખતો છે. છતાં સાથે સાથે જોવાનું છે કે એ સતિઓને પ્રેમ કયાં ભોગ વિલાસનો હતો? એતો દૈવિ અને માનસિક પ્રેમ હતો. શારિરીક પ્રેમ ચાહે તેની અધો ગતિજ થાય. કાદવના ખાડામાં મોહાય તે મુર્ખો.

સૌંદર્યે લોભાય તે હરામી! ફકત શુદ્ધ મનથી ખેંચાય તેજ સાચો પ્રેમિ! પ્રેમિ માટે જીવન આપવું તે તો સ્વર્ગમાં જવાની નિસરણી છે. પ્રેમિ પતંગિયા આપણે જોઇએ છીયે કે પ્રાણનું બલીદાન વગર સંકોચે આપી દે છે. તો આપણે તો સમજુમાંસમજુ ગણાતી માનવજાતિ છીયે. પ્રેમ પરમેશ્વર છે! અને પરમેશ્વર પ્રેમ છે! મ્હેં કહ્યો તે પ્રકારનો પ્રેમજ ખરો પ્રેમ! મ્હેં એકને પ્રેમ સાથે દીલ દઇ દીધું; અને તે જાણી કરીનેજ દીધું છે; તો હવે પ્રેમ એ ચીજ કંઇ બજારમાં વેચાતી નથી મળતી કે જેથી હું એ સરસુબાના છોકરા ગણેશને તે પ્રેમ વેચાતો પણ લાવી આપી શકું! એ કુદરતનું ઝરણું છે; અને કુદરત જેમ વહેવા ઇચ્છે તે પ્રમાણેજ તે વહે છે! જયારે સર્વ જવા બેસે ત્યારે લાજ શરમ પણ કયાં રાખવી? લાજ અને શરમ એ આપણ અબળાનો શણગાર છે; પણ તેનાથી આપણને જ્યારે હાનિ થતી હોય ત્યારે શા માટે તે ગધેડાનું પુંછડું પકડી રાખવું? તેમ કરતાં તો લાત વાગે અને દુઃખ થાય!"

"બસ મેના! આ વાત હું કયારનોયે જાણતો હતો; ત્હેં મારા દીલ પર પણ ત્રાપ મારવા ધારી છે તો હુંજ તને એ ગણેશ સાથે પરણાવીશ યાદ રાખજે! નિમકહરામ છોકરી! તને પાળવાનું આ પરિણામ?" કહેતા હરિલાલ અશક્ત હોવાના કારણે ધિમે ધિમે ત્યાં ગુસ્સાસહ આવી પહોંચ્યા. તેમની પાછળ વિજયા પણ આવી.

"પિતાજી ! પણ મારૂં કથન સાંભળશો ખરા કે નહિ ? માઇ વીશ નોટ ડીસઓબે યૅાર ઑર્ડર, બટ ડુ યુ થીંક ધેટ માઇ શુડ બી કામ ઇન ધી મેટર ઑફ માઇ હોલ લાઇફ !" "(તમારી આજ્ઞાનો લોપ હું નહિ કરૂં; પણ તમે વ્યાજબી ધારો છો કે મારી આખી જીંદગીની બાબતમાં મારે શાંતજ રહેવું ?' મેનાએ અડગ રીતે જણાવ્યું.

"યેટ ઇઝ માઇ લુક આઉટ. યુ આર ગોટ અપ બાઇ મી. યુ આર નાવ ટેઝ બીકમીંગ નોટી નો ડાઉટ.!" "(એ સૌ મારે જોવાનું છે. મ્હેં તને ઉછેરી છે. ખરેખર હમણાં હમણાં તું ઉદ્ધત થતી જાય છે.)" પણ હવે તું બી. એની પરીક્ષા આપે તે પહેલાં જ તારા મેરેજ (લગ્ન) હું કરી દઇશ તે યાદ રાખ ! માટે આ બધું વિનોદ ફિનોદનું ટાયલું છોડી હું કરૂં તે સૌ જોયા કરીશ તો સુખી થઇશ; નહિ તો તારા વિનોદને આવી રીતે મારી પુત્રિને ખરાબ રસ્તે ચડાવવા માટે હું કાયદેસર કોર્ટમાં ધસડીશ; અને તને પણ રખડતીને રખડી જવાનો વખત આવશે ! હું જ્યારે કામ (શાંત) બનું છું ત્યારે એકદમ શાંત છું; પણ જ્યારે મારો ટેંપર (મિજાસ) ખસી જાય છે ત્યારે દુર્વાસા જેવો બનું છું તે યાદ રાખજે. લોકો તારા એ કહેવાતા ભલા વિનોદ માટે વાતો કરી મને શરમિંદો બનાવે છે તે તો જાણે તારા દીલમાં કંઇ છેજ નહિને"!

"પણ અત્યારે આ બધું શું છે તે બે ગાય જેવીને આમ ધમકાવો છો ! તે ક્યાં તમારી વિરૂદ્ધ જવાની છે !" વિજ્યાએ દયાસહ કહ્યું.

"મેહિ જરાયે નહિ! મારી વિરૂદ્ધ તે જઈ શકશેજ નહિ; કારણ હું સૌ મોટા મોટા લોકો સાથે સરસુબાને વચન તથા નાળીયેર આપી આવ્યો છું; અને લગ્ન પણ એક માસમાંજ થઈ જશે. હવે જો તેમાં કંઈ છમકલું થાય તો પછી મારે તો વડોદરા છોડવું જ પડેને! તે વખતે ઓછી એ કાટેલી નોટી (ફજેત) છોડી લોકોનાં મુખ બંધ કરવા જવાની હતી! માટે હવે હું બરાબર સ્ટ્રીક્ટ (સખત) બનીશ તોજ ગાડું ચાલશે. જેથી હવે તારે આ બાબતમાં બોલવું નહિ. મેં તને ઘણા વખત કહ્યું હતું છતાં ત્હેંજ "વિનોદ સારો છે." કહી આ ધાંધલ ઉભું કર્યું છે." કહી હરિલાલ પત્નિને ધમકાવવા લાગ્યા

શા માટે કુવે નાંખવા તૈયાર થાવ છો? તેણીયે શાં પાપ કર્યાં છે. તેણે કદિ પણ તમારી આજ્ઞા ઉથાપી નથી." સવિતાથી ન રહેવાયાથી તેણે વચમાંજ કહ્યું.

"તને શું જાણી કરી અમે કુવે નાંખી હતી નષ્ટ છોકરી? અમે તો તારા ભલા માટે તને સુખી કરવા સારૂં ઘર શોધી એ પ્રમાણે કર્યું હતું; પછી વાંક તારા દૈવનો. તેમાં અમો શું કરીયે દૈવ કરે ત્યાં આપણાથી ઓછું ના પડાય છે?" આજ પહેલવહેલા આટલું બધું ઉકળી જઈ હરિલાલ પોતાના ઉભરા આ પ્રમાણે કહાડવા લાગ્યા.

"તો પિતાજી જરૂર માનજો કે દૈવે ધાર્યું હશે તેજ થશે! હું તો કહું છું કે વિનોદ સાથે મેનાનો હસ્ત મેળાપ થાય તેમાંજ દૈવ રાજી છે; તો તમે નકામા પ્રયત્નો છોડી દૈવને તાબે થાવ. તમારી ધારણાઓ ફળશેજ નહિ. મેના ઉપર આટલો બધો રોષ અને અત્યાચાર કરવાનો તમારો અધિકાર પણ શો છે? મને તમેજ

કુવે નાખી તે તો દીવા જેવી વાત છે. તમે સમાજથી દોરવાઇ મારો ભવ બગાડયો તે જોઇને પણ મેના તમારે તાબે નહિ બને! ખરેખર હજાર વખત નહિ બને! માટે હજીયે કરેલો વિવાહ ફોક કરી દો નહિ તો પાછળથી પસ્તાશો" સવિતાએ વગર ભયે જવાબ આપ્યો.

"નોનસન્સ ઓલ ધેટ! યુ બોથ આર સ્ટુપીડ! આઇ સી નાવ વોટ બકર્સ" "(એ બધું નકામું છે. તમો બન્ને ઉદ્ધત છો. હવે શું બને છે તે હું જોઈ લઇશ)" કહેતા હરિલાલ તરતજ બહાર નીકળી ગયા. વિજયાએ દોડી જઇ મેનાને આંસુસહ બાથમાં ઘાલી દીધી. પણ એટલામાં તો હરિલાલે બૂમ પાડવાથી માતા-સમાન માતા-વિજ્યા ત્યાંથી ચાલી ગઇ! અને બન્ને બ્હેનોજ ત્યાં રહી.

મેનાએ આંખમાં આંસુ સાથે સવિતાનો ઉપકાર માન્યો; અને કહ્યું "બ્હેન! મારે લીધે આપે આમ બોલી પોતાની લાગણી બગાડી નાંખી છે, પરંતુ તમારી જાતને હું હજારો વખત ધન્ય આપું છું. હવે મારૂં શું થશે? બ્હેન હું શું કરૂં?" કહી તે તરતજ રડી પડી

'શા માટે તું ગભરાય છે મેના! હું પ્રભુ શાક્ષિએ તારા ખરા જીવન વૃત્તાંતથી તને જગતમાં જાહેર કરીશ. તારે ફાવે તેમ કરવા તને છુટ છે. હોદ્દા તથા પઇસાના મદે પિતાજીની મતિ બગડી છે તે હવે થોડા માટેજ. એટલું પણ નથી સમજતા કે તેમને આપણા બન્ને સિવાય કોના તરફ જોવાનું છે તે? મારો ભવ એમણે ન બગાડયો તો કોણે બગાડયો! પણ કરણી તેવી પાર ઉતરણી જરૂર થશે ત્યારે ખબર પડશે. તું મારી મા જણી બ્હેન સમાન છે; અને હુંજ તને અભયદાન આપું છું કે વિનોદ સાથે ગમે તેમ કરી હું તથા વિજયા

મા તારો સંબંધ ગુમ રીતે પણ કરી આપીશું પછી પરવા નથી. એ ભ્રષ્ટ બુદ્ધિ પિતાની, અને માતા પણ કદાચ આમાં સંમત નહિ થાય તો હું એકલીજ તને વિદાય દઇશ. પછીથી આ ઘર છોડવું પડશે તેની કંઇ ફિકર નહિ શાંતથી વ્હેન" સવિતા ગંભિર રીતે આ પ્રમાણે બોલી.

"પણ બ્હેન! જુવો ત્યારે કોઇને ન કહો તો એક વાત કહું ગઇ કાલેજ વિનોદલાલપર મુંબાઇથી કોઇનો નનામો પત્ર આવ્યો છે કે ચંદ્રકાન્ત ભાઇ હજી જીવતા છે અને તેમની શોધ થાય છે. પણ બ્હેન આ વાત કોઇને ન કહેવા તેમણે મને કહ્યું હતું, છતાં આપને કહું છું તો કોઇને કહેશો નહિ; અને મનમાંજ રાખજો હું પુચ્છું છું કે મારા બનેવી જીવતાજ પાછા જડે તો ધનભાગ્ય મારી સવિતા બ્હેનનું?"

"બેન! આજે વર્ષોપર વર્ષો વિત્યાં; એટલે એતો ફ્લાવર્સ ઇનસ્કાઇઝ (આકાશકુસુમવત) જેવું છે. મને હવે હર્ષ શોકજ નહિ; મારી વૃત્તિઓ સમી ગઇ છે. પણ છતાંયે આટલી વાત જાણી હું કિરતારનો ઉપકાર માનું છું"

"ચાલ છોકરી તું પણ બહાર આવ! મને હવે તાળું વાસવા દે? કહી તરત નિર્દય બનેલ હરિલાલે સવિતાને બહાર લઇ જઈ ઓરડાને તાળું વાસી મેનાને અંદરજ રાખી. તેજ વખતે "હાય વિનોદ" એટલું બોલી ધબ દઈ મેના જમીનપર પડી તેના પડવાનો અવાજ કઠોર બનેલ હરિલાલે જરાપણ ગણકાર્યો નહિ. આજે તેનું દીલ પથ્થરનું હતું. સવિતા તથા વિજયાપણ આજે તેને ઝેર જેવાં લાગતાં હતાં. તેનું વચન જવાં બેઠું હતું તે વચન ભંગ તનાથી કેમ સહેવાય? મન કેટલી બધી નિર્બળ શક્તિવાળું છે તેતો આ ૩રથી

સહજ સમજાય ! ક્યાં પહેલાંનો પ્રેમિ હરિલાલ ? અને ક્યાં આજનો પદ્દિથી ઉચ્ચ બની ઉદ્ધત તથા અવિચારી બનેલ હરિલાલ ? હરિલાલને આપણે ઉદ્ધત કહી બરાડા પાડીયે; પણ તેના મનથી તેને એવો ખ્યાલ નથી. તેને તો સૌ બરાબરજ સમજાતું હશે! પોતે ન્યાયાધિશ હતો. છતાં આપણે તેને આવો પણ કેમ કહી શકીયે ? ન્યાયની સારા સાર બાજુતો તે જાણુતોજ હશેને ? વડોદરા કહો અગર તો સયાજી રાવનું સયાજીપુર કહો તે આખા શહેરમાં તેની કીર્તિનો ડંકો વાગતો હતો તે શાથી ? માટે આપણે તેને દોષ દેતા પહેલાં પણ ઘણો વિચાર કરવોજ રહ્યો.

ગમે તેમ હોય પણ એટલું તો ખરૂંજ કે આજે પહેલ વહેલાંજ મેનાનું દીલ આવી રીતે તેણે દુભાવ્યું હતું; તથા તેનો પક્ષ લેતાં સવિતાને પણ આવાં કઠોર વાકયો કહ્યાં હતાં. બિચારાં પ્રેમિ પંખીડાંની દશાની તેને ક્યાં ખબર હતી ! " સમાજમાં સપડાયેલ હરિલાલની આંખો પ્રભુ ઉઘાડે તો ઠીક " એવીજ ભાવના સવિતાની બહાર નીકળતાં પણ હતી. સવિતાએ બહાર નીકળી તાળું નહિ વાસવા હરિલાલને પ્રાર્થના કરી પણ તેને ધકકો મારી તે નિર્દય બનેલ—અરે નિર્દય નહી પણ સખત—અને મક્કમ બનેલ હરિલાલે તાળું વાસી દીધું, રાત્રિના સામ્રાજ્યમાં આવી રીતે બિચારી મેના 'હાય પોકારતી એકલી કેદી બની રહી, ત્યારે તો વ્હાલા વાંચક ! તેનો પ્રેમિ વિનોદ ભરૂચના સ્ટેશન નજીકજ પહોંચ્યો હતો.

# પ્રકરણ ૧૯ મું.

—(૦)—

## પ્રેમિઓની હાય ! (ચાલુ)

—(૦)—

" પડે જ્યારે આફત, તુટે તે થોકને થોકો;
જીગર સંસારીનાં ત્રોડે, ઝુરે પ્રેમી મુકી પોકો.
ખુદાએ પ્રેમ ચીણનારી, ઘડી છે કાજ શા માટે, !
મળેના પ્રેમી દીલો તો, સનમ છે શીરને સાટે."

---

પ્રિય વાંચક ! જ્યારે આવી અણધારી રીતે મેનાના પાલક પિતાએ તેને પોતાનો હુકમ પળાવવા નજર કેદ કરી, તે વખતે બિચારા પ્રેમિ વિનોદના દિલમાં પણ શાંતિ ન હતી. જેમ જેમ ભરૂચ નજીક આવતું હતું; તેમ તેમ તેનું મન વધારેને વધારે મુંઝાતું હતું. તે બિચારાને ક્યાં ખબર હતી કે તેની પ્રણયાના અત્યારે શા હાલ બન્યા છે ! તેને આશા ના આધારે ચાલતાં જરાયે આવો તર્ક કેમ આવે ! આજ સુધી હરિલાલની સંમતિની આશા રાખી તે વ્યર્થ, માટે તેનો પણ તેને ક્યાંથી ખ્યાલ હોય ! બી. એ. સુધી પહોંચેલ મેના આજે નિરાશ બની ઓરડામાં તેના નામની જપમાળા જપે છે. તે પણ ખ્યાલ

તેને ક્યાંથી હોય ! જો પ્રણયો પ્રેમિ દીલોની વાત એની મેળેજ જાણવાની કાંઇ કરામત મગજમાં પડી હોય તો કેવું સારૂં !

યથા સમયે વિનોદ ઘેર પહોંચ્યો. હર્ષ ભેર કુસુમે તેને વધામણી છાની રીતે વધામણી પણ આપી દીધી. આ વાત વિનોદે જાણી ત્યારે તેના દીલના ચુરા થઇ ગયા, શશીકાન્તને મળી, તેણે, તાર કરવાનું કારણ પુછ્યું તો શશીકાન્તે ટુંકમાં સર્વ બિના તેને સમજાવી, કલા નામની મનહરલાલની કોઇ કન્યાનું નામ સાંભળતાંજ વિનોદને મુંબાઇની માયાની કલાનો પ્રેમ સાંભરી આવ્યો. તેની નજર સાથેજ એક બાજુ શરમાતી કલા અને બીજી બાજુ હસતી મેના ખડાં થઇ ગયાં. મેનાએ વચન આપ્યું હતું કે કલાને ગ્રહણ કરવામાં બાધ નથી; એટલે આ વખતે પણ મેનાના દીલમાં જરાયે રોષ ન હતો, એમ તેની લાગતી પ્રતિમાએ જ વિનોદના દીલમાં સાક્ષી પુરી. શશીકાન્તે જે કંઇ કહ્યું તે સર્વ તેણે એક મશીન (યંત્ર) માફક સાંભળ્યાજ કર્યું, આખરે જ્યારે શશીકાન્તે આ બાબતમાં તેનો અભિપ્રાય પુછયો ત્યારે તેણે જણાવ્યું

"ભાઇ ? આપે મારો અભિપ્રાય પુછયો તેજ જણાવે છે કે આપ મારા ભલામાં રાજી છો ; પણ જ્યાં સુધી મેં કલા નામની કન્યકા જોઇ નથી ત્યાં સુધી હું શું જવાબ આપું ?"

આવો જવાબ સાંભળી શશીકાન્તે જવાબ આપ્યો "પણ એ વાતમાં તો પૂછવાનું છેજ નહિ, મારોતો સોળ ઉપર એક સત્તર આના જેવો વિચાર છે. યુ વોન્ટ ફાઇન્ડ એ ગર્લ ઓફ હર એબીલીટી ઇન સચ ક્રીટીકલ ટાઇમ્સ." " (આવા કટોકટીના વખતમાં તેના જેવી કોઇ કન્યા તું મેળવી શકીશ જ નહિ.)"

"બટ બ્રધર ? વોટ ઇઝ યોર ઓબ્જેક્શન ઇફ આઇ વુડ લાઇક ટુ સી ધી ગર્લ' ?'" "(પણ ભાઈ ! જો હું છોકરીને જોવા માગું છું તો તેમાં આપને શું હરકત છે ?")

"વિનોદ ? મ્હેં જે કંઇ કર્યું છે તે બરાબર વિચાર કરી કર્યું છે તે ખાત્રી પૂર્વક માનજે, હું તારો મોટો ભાઇછું પણ સાથે સાથે મારી ફરજો વિસરી ગયો નથીઃ એટલે આ બાબતમાં તને બહુ કહીશજ નહિં. તું પોતે સમજુ છે; હવે તો બી. એ. બનવા આવ્યો એટલે તને સારાસારનો વિચાર સહજ સમજાય તેમ છે. તો તુંજ ભલે વિચાર કરકે હું તને ખાડામાં નજ નાખું."

"પણ તે કન્યા જોવાની મારી ખાસ ઇચ્છા છે મોટાભાઇ ! આપે જે કહ્યું તે વ્યાજબીજ છે, છતાં મારૂં દીલ મને આમ કરવા ખાસ ભારપૂર્વક દબાણ કરે છે. એટલે હું ધારૂં છું કે તમો મને ઉદ્ધત તો નહિજ માનો." વિનોદે ધિમે રહી જવાબ આપ્યો.

"વિનોદ ! આજકાલના વાતાવરણથી તને ઉદ્ધત પણ માનું છું અને નિર્દોષપણ માનું છું. તારી ભાભીને સૌ વાત પૂછજે. પેલાં બાલુભાઇના પત્નીએ તેને સૌ ભેદ કહ્યો છે. અને આ વાત મારે કાને પણ તેજ અરસામાં અથડાયેલ હતી; છતાં બંધુ પ્રેમને લીધે મ્હેં તારૂં દીલ દુભાવ્યું નથી. પણ એટલું ખાસ યાદ રાખજે કે હું એક વકીલ છું." જરા કડક જેવા બની શશીકાન્તે કહ્યું

"મોટાભાઈ આપ આવી વ્યંગભાષામાં બોલો છો તે કરતાં ખરેખર સત્ય બિના બોલો તો ઘણું સારૂં ! મારે કન્યા તો જોવીજ પડશે જીંદગી કન્યા સાથે કોણ ગાળશે !"

"હા! હવે બી. એ થયો એટલે તારી ડીગ્રી પણ વધી જણાય છે. વિલાયત જઈશ ત્યારે સિવિલિયન થતાં થતાં તું શુંયે કરવાનો એ તો ચોક્કસ, શરમ તો લાવ કે આવી વાત તું કોની આગળ કરે છે! અમો તને લાકડે માંકડું વળગાડીયે છીયે? તેમ છતાં તારી એટલી બધી ઈચ્છા છે તો મને વાંધો નથી. તારી ભાભીને વાત કરજે. કન્યા મેં નથી શોધી પણ તેણે શોધી છે."

"પણ મોટાભાઇ એક વાત માનશો? મારે માથે ફરજ આવી પડી છે કે:—"

એટલામાંજ નિચેથી કુમુદે બુમ મારી. "વિનોદભાઇ! એ વિનોદભાઇ! આમ આવો તો મારે કામ છે. જલદી જલદી આવો."

તરતજ બોલવાના શબ્દો મુખમાંજ રાખી વિનોદ નિચે ચાલ્યો ગયો. કુમુદની સાથેજ તેણે કલાને જોઇ. ચાર વર્ષમાં કલાને તે ભૂલ્યો નહતો. તેને ઓળખી; અને તે સ્તબ્ધ બની ગયો.

જાણે નવી વહુ પાસેજ દીયેરને પધરાવી ચાલી જતી હોયની? તેમ કુમુદ પણ આ વખતે તારા મત્રી થતાં ત્યાંથી બહાનું કહાડી ઉપર ચાલી ગઇ વિનોદે કલાને અહિં જોયાથી તેને વિચાર આવ્યો કે અહિં તે શા માટે આવી હશે! જ્યારે કલાને એમ થતું હતું કે શું વિનોદ માનશે!

"કલા! તું અહિં કયાંથી આવી? જેના લગ્ન માટે વાત છે તે તો તું ન હોય?"

"વિનોદલાલ! તેજ હું કલા આપની! તમારી તો કયારનીયે થઇ ચુકી છું. આ તો જગતને બતાવવાનો ડોળ થાય છે!"

“ પણ તારી માતાનો ઇતિહાસ જાણીનેય શશીકાન્ત સંમત થયા તે ખરેખર આશ્ચર્યજનક વાત છે. મેં તો વાત સાંભળી કે તું તારા પિતા સાથેજ અહિં આવી છે; એ બધું શું છે તે ?”

“ વ્હાલા મને ન. પૂછો એ વાત ! માતાએ મારી ચંપા માસીનું ખૂન કર્યું છે. ચંપા માસીને તેણે દરિયામાં ધકેલી મુકયાં છે. અને તે સીધીજ છટકી ગઇ છે. શા કારણથી તેણે આમ કર્યું તે તો પ્રભુજ ખબર ! આપે શુ સાંજ વર્તમાનમાં આ સર્વ બિના નથી વાંચી ? ”

“ હા, વાંચી છે એમ તો સાંભળે છે; પણ પેપર વાળાએ મારી યાદ શકિત પ્રમાણે એવું પણ છાપ્યું હતું કે ‘ આ બન્ને ગોટાળા જેવોજ મામલો છે ’ તો એવી બિના સત્ય મનાયજ નહિ તે વાત બે ગુણ્યા બે એટલે ચાર જેવી છે. તને એમ માનવાનું કંઇ કારણ? વળી તું અત્રે કોની સાથે આવી છે તે જણાવીશ ? તારો હાથ હું જરૂર ગ્રહિશ; પણ તે સામે તારે એક વાત પણ માન્ય કરવી પડશે. ભલે શશીકાન્તભાઇ જાણે કે તું માયાની દિકરી છે. છતાં હું તને લગ્ન ગાંઠથી મારી બનાવીશ, સમાજ અને લોકલાજને હું ઠોકર મારીશ, તારા પત્રો હજી મારાં હૃદયમાંજ કોતરાયેલા છે. તું મારી મેના છે. મારી મેના કલા છે. કલા મેના વિનોદનાં રૂપ છે. રૂપ રૂપને ભળતાં વાર નહિ લાગે. કલા ! આવ. ત્યારે આપણે આ હિંચકે એસીયે! કુમુદે પણ ઠીક તાલ કર્યો છે ! શશીકાન્ત ભાઈ જાણશે કે તારા સૌંદર્યે હું લોભાયો તો ભલે એમ ! મારે તો તારૂં દીલ જોવું હતું તે તો કયારનુયે નોંધપોથીમાં ચિતરાઇ ગયું છે; જો એક વાત કહું; તે તારે માનવા જેવી છે. માનીશ કલા ? જો મારા પર હેત લાવીને માને તોજ કહુ” કહી તેનો હસ્ત પકડી તેણે હિંચકા પર બેસાડી.

"આજે આપે મને પાવન કરી ! બોલ્યું શી વાત ? તમારૂં દીલ જેમાં સાક્ષી આપે તે વાતમાં મને શું પુછો છો ? તમે કામણ કરી તન મન તો હરી લીધાં છે. આજે આપ મારા થયા; અમે હું તમારી હતી તે તમારી બની. તે દિવસે પેલા કાળુલી પાસેથી તમેજ મને છીનવી લાવ્યા હવાને લુંટારા !"

"હોને હોવે ! કલાપિ મોઇનસ પિ ! ત્યારે મને ખબર નહતી કે આમ વાત ઉડી જશે હોકે" કલા ! તારા જેવીજ સખી મેના સાથે હું પ્રેમમાં પડયો છું. અમોએ એક બીજાને દીલ પણ આપ્યાં છે; અને પ્રતિજ્ઞાઓ પણ થઇ ચૂકી છે. બોલ તું આ બાબતમાં સંમત છે ! મારે તો એક મ્યાનમાં બે તરવારો રાખવાની છે. પણ ના ! ના ? તમો તરવારોનું રૂપ ધારણ કરો તેમ તો છોજ નહિ,"

"એ મેના કોણ વ્હાલા ? તે ક્યાંની છે સખી ?" અધીરાઇથી કલાએ પૂછ્યું.

"વડોદરાની મારી ચાર વર્ષની સહિયર, મેના તે ત્યાંના નિવૃત બનેલ પેલા હરિલાલની પુત્રિ છે. હરિલાલ ત્યાં સબજજ હતા; અને હવે તેમણે તબિયત સારી ન રહેવાથી નોકરી છોડી દીધી છે. મેના તારો સર્વ હેવાલ જાણે છે. અને તેણે તને આંખમાં સમાવવા વચન આપ્યું છે. વગર પિછાણ્યે તારા પત્ર ઉપરથીજ તેણે તારે માટે સારો અભિપ્રાય બાંધ્યો હતો. કલા ! જરાયે સંકોચ સિવાય મને જે હોય તે બિના કહી દે, જેથી ભવિષ્યમાં તને મનમાં દુઃખ થાય નહિ."

"જો આપને વાંધો ન હોય તો મારે શો વાંધો ? નાથ. મારા દીલના તો તમો છો ! પછી શા માટે પુછો છો ?"

"અને કલા ચંપાના ખુન બાબત પણ મને તો શકજ જાય છે. માયા પણ કયાં છે તે આપણે જાણતાં નથી; વળી તારા પિતા કોણ છે! તારે કયાં પિતા હવા?"

ત્યારબાદ ટુંકમાંજ સર્વ બનેલ વાત કલાએ પોતાના ભવિષ્યના ભર્થારને કહી બતાવી વિનોદે આ સૌમાંથી તાત્પર્ય ખેંચી મનહરલાલને લુચ્ચાનો સરદાર માન્યો. આ વળી મનહરલાલ કયો હશે તેનો તેને વિચાર થવા લાગ્યો; એટલે તે બોલ્યોજ નહિ.

"અને વ્હાલા! આજે તો એ કહેવાતા મારા ફાધર વડોદરા આવ્યા હતા. અત્રે કોઇ જાણતુંજ નથી તે વાત."

"એમ! ત્યારે તો મારે તેમને પણ જોવાજ પડશે. ચાલ હવે હું જઇશ. બહુ વખત આપણે શશીકાન્ત ભાઇની મર્યાદા છોડી આમ કરીયે તે સારૂં નહિ. લે ત્યારે આ વચન!" કહી વિનોદે કલાના ખભે હાથ મુકયો.

"જરૂર વ્હાલા! જરૂર! હું તમારી છું. પુરૂરવાએ ઉર્વશીને બચાવી છે તે કંઇ અમસ્થી! તમારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. જરા બેસો તો ખરા! બળ્યું એકદમ શું જતા રહો છો? કુમુદ બ્હેન તો મને કંઇ કંઇ કહેતાં હતા." કહી તે શરમાઇ ગઇ.

"કલા! જો ચારિત્ર બળ કહેવા જઇએ તો તો આ ભારત માતાની સર્વ પુત્રિઓને નંદનવનમાંથીજ ઇંદ્રાદિક દેવોએ અણસુંઘીજ અત્રે પુષ્પોરૂપે ફેંકી દીધી છે. બાકી આખી અન્ય આલમના રડાપા બળાપા તો દરરોજ આપણે પેપરોમાં વાંચીયે છીયે. અણસુંઘ્યાં પુષ્પ સૌને ગમે. પણ હજી વાસનાનો વખત નથી આવ્યો, એ વાસનાની હજી વાર છે, ચાલ હવે તો જઇશ." કહી તેનું મુખ પકડી વિનોદે

ચુંબન કરી દીધું. આશાવાન બાળાએ પોતાના બન્ને હાથ વિનોદ પાછળ ભેરવી દીધા.

"અરે! તમે તો જબરાં જણાંવા છો ને! લો હુંજ શરમાઇ ચાલી જઇશ; ફિકર ન કરશો. તમારા ભાઇ તો બાલુભાઇને ત્યાં ગયા" કહેતી કુમુદ ત્યાં સહેજ ડોકું કરી પાછી ચાલી ગઇ!

"ભાભી! અરે ભૂલ્યો કુમુદ! આમ આવો! તમે આ સોદો કયાંથી કર્યો! આ બારકસને તો હું સારી રીતે ઓળખું છું, લ્યો તમારી આશા સફળ. તમે જ્યારે મને કલા શોધી આપો છો ત્યારે વશે કે કવશેજ મારાથી ઓછુંજ ના પડાવાનું હતું?"

"શું કહ્યું? જરા શરમાવ શરમાવ! મારૂં કહ્યું કોઇ માને તેમ નથી. એમજ કહોને કે તેના સૌંદર્યે તણાયા? સહે તો એની પડી." કહેતી કુમુદ અંદર આવી.

કલા એકદમ શરમાઇ ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ. પણ તરતજ કુમુદ તેને ખેંચી બહાર તાણી લાવી; અને તેણે બન્નેના હસ્ત મેળાપ કરી દીધા.

"પણ કુમુદ શશીકાન્તભાઈ બાલુભાઇને ત્યાં શું કામ ગયા? એ તો હમણાં મારી સાથે ઉતરી પડયા હતા!"

"મને ખબર નથી; પણ મ્હેં તમોને બોલાવ્યા કે તરતજ કોટ પહેર્યા વગરજ તેઓ ત્યાં ચાલ્યા ગયા છે. વાહ મારી દેરાણી આ દેવ જેવા દીયેર સામે કેવી સુરસ શોભે છે! હું ન હત તો તને વાસદ ગામ કયાંથી મળવાનું હતું? ધન્ય ઘડી તારાં અવતારની કે આજે મારો ચાંપલીયા જેવો દીયેર તને આમ વગર પઇસે આપી દેવા હું તૈયાર બની છું."

'છોડી તારે તો વાસદ ક્યાંથી હોય ! ભાર બાપની !' કહી કુમુદ હસી પડી. કલા શરમાઇ જવાથી એક અક્ષર પણ બોલી શકી નહિ, એટલામાંજ ત્યાં બાલુભાઇ તથા શશીકાન્ત બંન્ને એક અન્ય પુરૂષ સાથે આવી પહોંચ્યા એટલે વિનોદ પણ ત્યાંથી ચાલ્યો ગયો આ અન્ય પુરૂષ તેજ મનહરલાલ હતો વિનોદે તેને જોયો એટલે તરતજ તેને પેલી સુરતની ઘટના યાદ આવી વડોદરેથી આવતાં ગાડીમાં એજ મનુષ્યને જોઇ તેને વહેમ આવ્યો હતો કે તે માણુસને તેણે ગમે ત્યાં દીઠેલ છે.

તેજ વખતે વિનોદને કંઇ પુછ્યા સિવાયજ સામાસામી વાટા ઘાટ થઇ ગઇ, મનહરલાલે વિનોદને કુમકુમ કર્યો. અને રૂપિઆ એકાવન પણ આપ્યા, તરતજ શશીકાન્તે રાત્રિ હતી છતાં પોતાના સ્નેહિઓને તેડાવી લાવવા માટે નોકરને મોકલ્યો. રાત્રિના લગભગ ૧૧ ને ૧૨ વચ્ચેનો શુમાર હતો છતાં ત્યાં મેદની તો ઠીક ભરાઇ ગઇ હતી " વિનોદને કલા હવે ટુંકમાં જોડાઇ સુખી થશે." એમ સર્વએ પોતાનો અભિપ્રાય પણ જણાવ્યો, આ વખતે તે બિચારા ને કયાં ખબર હતી કે હજીએ તોરણે ચઢેલો પણ વર પાછો કહાડે એવો સ્વાર્થી મનહરલાલ હતો !

બીજે દિવસે સવારના પહોરમાંજ શશીકાન્તે કંઇક કારણસર ઉંડા વિચાર સાથે વિનોદને પુછ્યું " અલ્યા વિનોદ ! આ કલા તે પેલી મુંબાઇની પત્ર વાળી તો ન હોયને ! આ મનહરલાલ કંઈ વિશ્વાસપાત્ર નથી જણાતો. વળી તું પહેલાં કન્યાને જોવાનું કહે તો હતો. અને હવે કંઈપણ જીભજ ઉપાડતો નથી એ ઉપરથી મને તો એમજ લાગે છે. મારો તર્ક મને તો વ્યાજબિજ લાગે છે.

" પણ ભાઈ ! એમ પુછવાનું કંઈ કારણ ! કલા મનહરલાલની પુત્રિ છે, એમ તો હું શું જાણું ? હવે ગમે તેમ હોય જયારે પાંચ માણસો વચ્ચે વાત જાહેર કરી ત્યારે હવે એ કન્યાના દિલપર કાપ પડે એવી કોઈ ચીજ આપણાથી થાયજ નહિ." વિનોદે કહ્યું.

" ના ! પણ એ પેલી નર્તકિની છોડી તો નથીને ?" શશીકાન્તે કહ્યું.

" જયારે આપ બહુજ હઠ કરો છો, ત્યારે હું એટલુંજ કહું છું કે મ્હેં એને પહેલાં જોઈ હતી ત્યારે તે આવી ન હતી. એટલે શાથી ખાત્રી આપું કે તે તેજ કલા છે ! કલા નામ ધારી તો હજારો બાળાઓ હશે. ! "

"બદમાસ ! ભણી ભણીને આખરે મારી અપકીર્તિ કરવા માગે છે ? મને આખી રાત્રિ એજ વિચાર આવ્યા છે, અને તારા શબ્દોપરથી મને તો તે સત્યજ લાગે છે. આ સૌ કારસ્થાન તેંજ કર્યું હોય તેમ લાગે છે. હવે હું જોઉં છું કે એ મનહરલાલ પણ કયાં છટકી જાય છે તે ? કાયદેસર તેને હું તપાસાવીશ. જો એ વેશ્યાની છોકરી કલા હશે તો હું કાળાંન્તરે પણ તારા વિવાહને ફોક કર્યા સિવાય નહિજ રહું સમજયો ! સમાજમાં મારે તો રહેવું છે. ભણીને બી. એ. થવા આવ્યો એટલે આવો વિલાયતી પવન તારા મગજમાં ધુસી ગયો છે તે પણ હું જોઈ લઈશ. મને છેતરી શરમિંદો બનાવવા માગે છે ! અરે કુમુદ ! આમ આવજે !"

" શું કહું ! કેમ શું છે તે બૂમો પાડો છો ! " કુમુદે ઓચિંતી આવીને પુછ્યું.

" તારૂં કપાળ ! જો તને પણ ચોકખાં શબ્દોમાં સમજાવું છું કે હવે એ કલા સાથે બોલીશ ચાલીશ નહિ. તેને આપણે ત્યાં પણ પેશવા દઇશ નહિ. તે ગમે તેવી હોય છતાં આખરે તો વેશ્યા ની છોકરી છે ને ! " ગુસ્સે થતા શશીકાન્તે કહ્યું.

" શું કહો છો તમે ! એ તો મનહરલદલની દીકરી છે કઇ પાતરની એ.તે છોડી વળી આમ રખડતી હશે ! આ બધું સવાર ના પહોરમાં શું લઇ બેઠા છો ! લોક જાણશે તો ભવાડો થશે."

"બસ આટલો ભવાડો થશે તો વાંધો નહિ; પણ પછીથી કાળુ મુખ લઇ ફરવું પડે તેના કરતાં અત્યારે સહેજ વાત ભલે થઇ જાય કઇ પાતર તે મુંબાઇની માયા ! અને તેની કલાપિ માઇ નસ પિ પેલી છોકરી કલા તેજ આ બનાવટી બાપની પુત્રિ ! આજ સુધી આ લુચ્ચાને સીધો ધાર્યો પણ આતો ઝેર જેવો જણાયો છે. અને વિનોદ ! હું પણ તને સાફ સાફ શબ્દોમાં સમજાવી દઉં છું કે આવી છોકરવાદી જવાદે ! તને વિલાયત મોકલતા પહેલાં હું ગમે ત્યાં પરણાવી દઇશ એતો ચોકકસ છે, બાલુભાઇએ બીજી પણ એક કન્યા શોધીજ રાખી છે. જો ! એ મેના સામે તારો વિચાર હોય તો તે પણ છોડી દેજે; કારણ કે હવે તે બેડોળ બની ગઇ છે. અને આ કલા સાથે પણ જો તું પસંદગી આપતો હોય તો તે પણ નહિજ બને આઇ કુ ડીનાઇ બોથ ધી પ્રપોઝલસ" (હું બન્ને બાબતોની સાફ ના પાડુ છું.)

" પણ ભાઇ ! એક પડેલ ઘાની કિમ્મત વધારે કે દીલની ! માતાનાં આચરણથી વળી પુત્રિને આ માટે ડાગ દેવાય ! લગ્નએ મન મેળવવાની ચીજ છે."

" આઇ નો ઓલ ધેટ ! [તે બધું હું સમજુ છું) તારે

ટાયલાં કરવાં નહિ. એ પણ નહિ બને, અને આ પણ નહિ બને મ્હેં હીરલાલ પર બે દિન પહેલાંજ આ બાબતનો પત્ર પણ લખી નાંખ્યો છે. ચાલ હવે તારે શું કહેવું છે ! "

" એજ મારો વિચાર છે કે આ બન્ને સિવાય જગતમાં અન્યનો હુ મરણાન્તરે પણ હસ્ત નહિ ગ્રહી શકુ. આપની આજ્ઞાને આજે ઉથાપવી પડે છે તો માફ કરશો. મને સમાજની પરવા નથી કે તેની નિંદાની પણ પરવા નથી, સમાજ ફાવે તેમ તે વાતો કરે છતાં મારે તે સાંભળવી નથી, માતાના કલંકે હું કલાને નહિ ત્યજુ અને તે સાથે મેનાને પણ બેવફા નહિજ બનું મેં બન્ને સાથે પ્રીતિ લગ્ન કર્યાં છે,

" ચૂપ કર! તેમાંજ આજે આખી રાત્રિ મેના કલાનાં નામજ લવ્યા કરતો હતો હેં? જો હું પણ જોઉં છું કે હવે તારૂં ફાટેલું મગજ કેટલી વાર ટકે છે! ઘડીના છઠ્ઠા ભાગમાં રખડતો કરીશ સમજ્યો! માટે સમજી જઇ આ સૌ ટાયલાં છોડીદે, આખીજીંદગીભર પછીથી પસ્તાઇશ લગ્નની બાબતમાં ઘણો વિચાર કરવાનો છે."

" આપ મને રખડતો કરશો, પણ તેથી શું થઇ ગયું ! આ દેહમાં જે ઘડાઇ ગયું છે તેમાંથી એક તંતુ પણ ઓછો કરવા આપની શી તાકાત છે! હું છાતી ઠોકીને કહું છું કે મોટાભાઈ એ બન્ને બાળાઓને હું મારા દીલમાં સમાવીશ. પછી તમો હાપાડો અગર ના પાડો સમાજમાં બંધાઇ તમે ભલે આમ હજી આંખનાં પડળ ઠેકાણે ન લાવો. પણ યાદ રાખજો કે એ બાળાઓનો હસ્ત પકડીશ અગરતો જીવન પૂરૂં કરીશ."

" કાલે મરી જતો હોય તો આજે ઝેરપીને મરી જા. પણ તારૂં કલંકિત મુખ બનાવી મને અપજશનો પોટલો ન આપીશ.

સમજ્યો! આ વાત હજી પણ સમજ નહિતો પસ્તાઇશ. તારી બે અદબી હજી તને માફ કરી જતો કરૂં છું."

"પ્રભુ સિવાય બે અદબી કોઇ પાસે હોયજ નહિ. આ કુમુદ ભાભી. કલા, મેના, માયા, હું અને તમો એ સૌના જીવ એકજ છે. તે દરેકનો દરજ્જો પ્રભુના ન્યાયિ ન્યાયાસન પાસે સરખોજ છે. ત્યાં તમારી આજની ચાલતી લાગવગ નહિજ કામ આવે માબાપની હજારો રૂપિઆની—અરે લગભગ અર્ધા લાખની જે મિલ્કત છે–તે મારે મન આજથી શિવનિર્માલ્ય છે. અને તેમ છતાં જો મારો હિસ્સો આપતા હો ? તો તે આજની ઉજવળ રાષ્ટ્રિય ચળવળમાં આપીદેજો મારા નામથી, એટલે પત્યું. શશીકાન્ત ભાઇ હજી કહુ છું સમાજ સમાજ કરો છો; પણ તે સમાજ તમોને વખત આવ્યે લાત મારશે. ખરેખર બે પત્નિઓ મેળવવાની મારી ઉમેદ ધિક્કારને પાત્ર છે; પણ અમો ત્રણે પ્રેમિ દીલો રસમાં તલ્લીન થવા પ્રેમિ બની જોડાવા નથી માગતાં. અમો તોપ્રેમ ખાતરજ પ્રેમ કરીયે છીયે પ્રેમ માટે પડેલાં તો કંટકની જ સેયા હોય. અમોને તે પર સુતાં જરાયે સંકોચ અગર તો શોક નહિ થાય. આ કીકાને રમાડજો અને રાજી રાખજો. ભાભીને દુભાવશો નહિ એજ મારી આપને વિનંતિ છે." આંખમાં આંસુ સાથે વિનોદ બોલ્યો.

"એટલે આમ બોલી તું મને ડરાવવા માગે છે તે હું સમજું છું હાં કે? ગો ઍઝ યુ લાઇક; આઇ ડોન્ટ વૉન્ટ એ બ્રધર ઑફ યોર કૉન્ટેકટ." "(તારે જવું હોય તો જા ચાલ્યો જા; તારા જેવી ચાલચલકતનો ભાઇ મારે નથી જોઇતો)" રોષ સહ શશીકાન્તે વિદાય આપી દીધી.

"બસ હવે ? ન ફાવે તો વિવાહ ન કરશો; તેમાં બંન્ને ભાઇ ઉકળી જાવ છો શું કામ ? નરમગરમ થયેજ છુટકો છે. ભાઇ છો તે ઓછાજ મટી જવાના છો. ?" કુમુદે બાજી અદલાયેલી જોઇ કહ્યું

"હરામખોર ? આમાં તારૂં પણ કપટ છે. તે શા કારણથી એ રાંડ કલા સાથે લગ્ન કરવા મને જણાવ્યું હતું બોલ. " કહી તે બિચારીને પણ તેણે બે ચાર લાતો લગાવી દીધી.

"બસ ભાઇ ? મારે માટે તમો દંપતિ ઘરમાં કંકાશ ન કરશો. સ્વર્ગમાં બિરાજતાં માતા કાન્તામા તથા પિતા રમાનાથ રાજી નહિ બને આવા કાર્યથી. ? તમારા ઘરમાં કંકાશ થાય તે કરતાં હુંજ ચાલી જઇ મારે ફાવે તેમ ફેંડી લઇશ કુમુદે કલાના ગુણ જોઈ તમોને વાત કરી હશે. હું પણ ગુણ ગ્રાહકછું. મારે બીજુ કંઇ ખપનું નથી. આઇ વોન્ટ ઓન્લી પ્યોર લવ." "(મારે ફકત શુદ્ધ પ્રેમજ જોઇએ)"

"દૂર થા ત્યારે કુતરા! બે શરમી ! હિણ ભાગી ! તું ચાલ્યો જા ! સારૂં થયું કે ઇશ્વરે મને વેળાસર આ વિચાર લાવી ચેતાવ્યો યાદ રાખજે મારાથી દૂર થઇ તું પણ એ લોકો સાથે તો લગ્ન કરી શકીશ નહિજ. મારે તો સમાજમાં છાતી રાખી ફરવું છે. તારા જેવું બાયલા થવું નથી. કોણ આવ્યું તે! કલા ! શરમાતી નથી. રાંડ છટકેલની છોકરી મોટી કલાવતિ! બ્લડી ફુલ શેમલેસ ગર્લ ! ગો અવે ફ્રોમ માઇ હાઉસ યુ એન ચીટીંગ વીચ ! આઇ ડોન્ટ વૉંટ ટુ સી યોર ડાકિન કાસ્ટ ફેઇસ ગેટ અવે ! ડોન્ટ કમ હીયર શેમ લેસ સ્ટુપીડ ગર્લ !" "(શરમ વગરની છોકરી ! એ મોહલગાડનારી જાદુગરી ! મારાઘરમાંથી જતી રહે. તારો ચહેરો જોવા હું નથી માગતો. ચાલીજા; બેશરમી છોડી ! અહિં આવીશજ નહિ)" આ પ્રમાણે કલાને આવતી જોનાં ગુસ્સામાં તેણે કહ્યું.

બિચારી કલાતો એકદમ દિંગ થઈ ગઇ; પણ આ ચાલાક છોકરીને સમજતાં વાર ન લાગી કે માતાના કલંકેજ શશીકાન્ત તેને ડાઉન કાસ્ટ ફેઇસ વાળી (કલંકિત) કહે છે. તેની આંખમાં આંસુ આવ્યાં; અને તે બારણામાંજ ઉભી રહી.

"આવ કલા ! આવ ! જ્યાં સુધી હું મકાનમાં છું ત્યાં સુધી સુખે આવ ! તું કલંકિની માતાની પુત્રિ હોવા છતાં પણ મારી નજરમાં તારે માટે જરાંયે કલંક નથી. ખોટું ન લગાડીશ. ચાલ આવ !" વિનોદે મિજાજ ખોઇ વાત કરી.

"શું તારા બાપનું મકાન છે તે તું તેને અહિં નોતરે છે !"

"શશીકાન્ત ભાઇ ! આજે તમો આ સર્વ શું બોલો છો ! હું આપનો નાનો ભાઈ હોઈ આજ તમારી આજ્ઞા તોડવા તૈયાર થવું પડયું છે તે માટે મારૂં દીલ ચીરાઈ જાય છે; પણ જ્યારે આપ મારીપાસે બોલાવો છો ત્યારે કહું છું કે હા ! આ મકાન હજી મારા અને તમારા બાપનુંજ છે ભાઇ ! મનમાં આવેલ રોષ ટાળી શાંત બની મારા બોલ સાંભળશો તો આપનો ઉપકારી બનીશ. આટ આટલા દાખલાઓ આપણે દરરોજ વાંચીયે છીયે છતાં આપ હજી સમાજ ને સમાજના નામની વકીલાત કરો છોતે શા માટ ! સમાજ તમોને પણ પણ નહિ છોડે ! પૂજ્ય માતા પિતાનાં બાળક બની આપણને આવ્યવસાય ન શોભે તે હું સમજું છું તમારી આજ્ઞાનો અનાદર ન થવો જોઇએ તે પણ હુ સમજું છું; પણ આજે આપ ક્રોધથી દોરવાઇ જઇ આમ બોલો છો તે સારૂં નહિ. અને તેટલા માટેજ મેં મિજાજ ખોઇ આપને ગુસ્સે ઉપજાવે તેવા એકાદ બે શબ્દો કહી પણ દીધા હશે; પણ એટલાથી આ બિચારી કલા ઉપર શું કરવા

ઉતરી પડોછો ! તેનો શું દ્રોષ ! હત ભાગીનિ માતાની કલંકિત પુત્રિ કહેવાનો આપણો શો અધિકાર ! તમો કાયદા શીખ્યા છો; પણુ હું કંઈક કઈક તમારા સહવાસે તો જાણું છુ. મારા ગયા પછી ભાઇ આપ જરૂર પસ્તાશો મારે આ ઘર છોડયેજ હવે છુટકો છે. જ્યાં સુધી આપ મારૂં કથન નહિ ગણકારો ત્યાં સુધી હું આ મકાનમાં નહિજ રહું આપની લાગણી દુભાવું છું તે પ્રભુનેજ દુભાવવા બરાબર છે. પણુ જો આપ વિચાર કરી જોશો તો જરૂર મને આમ કહી તમે પીડી શકશોજ નહિ. તમો મુંબાઇના વાતાવરણે એલ. એલ. બી. થયા છો છતાં આવા વિચારો તમોને ન શોભે ભાઇ! આપ મારે મન પૂજ્ય છો; અને હું ચાલ્યો જઇશ છતાં તમો પૂજ્યજ રહેશો. અમારા પ્રેમમાં અંતરાય નાંખશો તેતો અમો પ્રેમિ પંખીડાં સહન નહિ કરીયે. પ્રેમને નથી જોવાનું હોતું કુળ કે જાત ? તેને નથી જોવાનું રૂપ કે રંગ ? તેને તો ગુણુ અને માયા દેખવાનું છે, પણ માયા સિવાય પ્રેમ થતોજ નથી; એટલે એ પ્રકૃતિ પ્રેમમાં આપોઆપ સમાઇ જાયછે સાક્ષાત શ્રી પ્રભુએ કુબજા આણી તે શા કાજે ? કૃષ્ણુ પ્રભુ વાસનાના પ્રેમિ ન હતા ? તેતો આપ કબુલ કર્યા સિવાય નહિજ રહો. શિવજી ભીલડીમાં મોહી પડયા તે રૂપ ઉપર મોહાયા એમ કહેવું ખરેખર હસવા જેવું જ છે. દુનિયા ગમે તે કહે પરંતુ ભાઇ ? આપ સમજુને વધારે શુ કહેવાનું હોય ? આપના હૃદયમાં મારે માટે વાસ છે તે હું સમજુ છું તમો આમ બોલો છો છતાં મારે માટે તમારી લાગણીનું ઝરણું નથી સુકાયું; પણુ કોઇના કહેવાથીજ તમો આમ છેતરાઇ આ પ્રમાણે વદી નાંખો છો તે વ્યાજબી નથી." વિનોદે મોટાભાઇ તરફ દયા યાચતા ચહેરે જોઈ કહ્યું.

પણુ તેટલામાંજ તારવાળો તાર લઇ આવવાથી સર્વ વાત બંધ પડી ગઇ. શશીકાન્તને સરકારી કામ માટે અંકલેશ્વર જવાનું હતું; જેથી

તે તેજ દીને પરવારી સવારની ગાડીએ રવાના થવા તૈયાર થયો. જતાં જતાંએ તેણે કુમુદને ઘણી રીતે સમજાવી, અર્ધા કલાકમાં તો તે ચાલ્યો ગયો, બિચારી આશાભરી આવેલી કલા પ્રેમિને માટે અર્ધોકલાક ત્યાં બારણામાંજ આંસુ સારતી ઉભી હતી, શશીકાન્તના ગયા બાદ વિનોદે પોતે તેનાં આંસુ લોહી તેને ઘરમાં તેડી આણી. કુમુદ આ વખતે મેડા પર જઇ વિચારમાં મગ્ન બની ગઇ હતી. કલાને હવે કોણ બોલાવે ? જેને ગરજ હોય તે. ?



# પ્રકરણ ૨૦ મું

## નિરાશ પંખિડાં !!!

" મધુવનના બાગમાં શરાબોની બેઠક કીધી,
નિર્દોષ ગમ્મત કરી છતાં લહેજત નહિ લીધી."
" બનાવી પુષ્પ શૈયાને જીગરથી નાચવા તે પર,
છતાંએ આશપેલાંને વિખુટાં દૈવતું ક્યાં કર ?"

જરાએ ન ડરીશ કલા ? તારા રડવાથી મારૂં દીલ દુભાય છે. હવે આપણને કોનો ભય છે તે આમ મુઝાય છે ?" નિરાશ બનેલો વિનોદ કલાને મકાનમાં લઇ ગયો કલાનું દીલ ભરાઇ આવ્યું હતું; એટલે તે ઠલવાઇ જાય ત્યારેજ શાંત બનેને ?

તેને આશ્વાસન આપવાના ઇરાદાથી વિનોદે હિંચકા પર બેસાડી તેનાં આંસુ ફરીથી લોહ્યાં છતાં તે શાંત નજ બની તેનાં ડુસકાં ચાલુજ રહ્યાં.

લુછયાં આંસુ વિનોદે પણ અરે તે શાંત નહિ બનતી;
ફુરી પુછે સનમ ઘેલો, છતાં બાળા નહિ વદતી
અરે રજની વિતિ ત્યાં તો પડયા શું કાપ જીગરે હા;
થવાનું તે થઇ ચાલ્યું, કહો તે કોણ કેહેશે ના ?

નિયમ કુદરત તણો એવો કરે પ્રેમી દુઃખો ઓછાં;
છતાં પ્રેમિ કરે શું ત્યાં ગ્રહેલાં દિલ જહિં પોચાં.

અશાંત ચિત્તે અને નિરાશ વદને આંખમાં આંસુ સાથે વિનોદ ત્યાંજ મુગ્ધાનો હસ્ત પકડી તેનાં આંસુ લુછતોજ લગભગ દશ મિનિટ ઉભો છતાંયે એ રૂદન ઝરણુ વહેતુંજ હતું; એટલે તેની આંખોમાં ભરાયેલ આંસુ પણ ટપોટપ જમીનપર પડવા લાગ્યાં; આ જોઇ કલા સમજી ગઇ કે વિનોદનું દિલ આથી ઘણુંજ બળે છે.

"વહાલા ! તમે શામાટે રડો છો ? મ્હને કંઇ ખોટું લાગ્યું નથી. તમે મને એ પ્રમાણે ક્યાં કહ્યું હતું ? અને કહ્યું હોય તો પણ શું થયું ? આપ મારા છો તે ઓછાજ મટી જવાના છો ! મારા સમ જો હવે એક આંસુ પાડો તો ! " કહી કલાએ પોતાના પ્રિયતમનાં આંસુ લોહવા માંડ્યાં એ ઉજળી બરફ જેવી ખાદીની ઓઢણીથી.

"ધરી મ્હેં ઓઢણી બાળા, અહા ખાદી તણી અંગે;
લુછ્યાં પ્રેમી તણાં અશ્રુ, છતાં શંકા તને ડંખે !"
"જગત ભારત તણી એતો, ઉદયની એક છે વસ્તુ;
ધરી મ્હેં તેજ અંગે તો, કરે શું ભાગ્ય તે કુમતું !"

"કલા ! તને રૂદન કરતી જોઈ મારા મનમાં દુઃખ ન થાય તો કયાં રહી એ લાગણી ? તારે જરાપણ ફિકર કરવી નહિ. તને પ્રિયા ! ડીયર ! માઇ લવ ! કલા તને મોટાભાઇનું કથન ઝેર જેવું લાગ્યું, પણ મોટાનાં વચન ગળીજવાં તેમાંજ નાનેરાંની શોભા છે. પછી પોતાને ફાવે તે કરવા છુટ છે; પણ મોટાંનું માન જળવાય તેટલું સારૂં ! તેઓ કહેવા કાજે છે; જ્યારે આપણે શ્રવણ કરવા માટે

છીયે તે ન કહેતો એવું કહી સારો નરસો અનુભવ આપણને કોણ કરાવે ! માટે કલા ! તારે મનપર જરાપણ દુઃખ ધરવું નહિ." કહી ફરીથી વિનોદે કલાનાં આંસુ સાફ કર્યાં.

"આપને આંગણે આજ સવારમાંજ ભિક્ષા માગવા આવી, છતાં મને આવાં વાકયો આદરમાં મળ્યાં; તોયે મને જરાયે, તમારા સમ ખોટું નથીજ લાગ્યું. હું આપને એક વાત કહું ! હું ખરેખર ફસાઇ પડી છું તમો કહો તે પ્રમાણે હું કરવા તૈયાર છું"

"અરે કલા ! ફસાવાનું છે શું ! અને શા કારણથી ! વળી શી ભિક્ષા હવે માગવાની હતી. ! આપણાં ભિખારી દીલો એ એક બીજાને કયારનીયે ભિક્ષા આપી દઇ ચિંતઃ મુકત કર્યાં છે; તો હજી તને શો વહેમ રહ્યો ! તે જણાવીશ ! પણ આપણે વધુ વાત કરીયે તે પહેલાં જરા હળવે રહી જોકે કુમુદ શું કરેછે. ધિમે રહીને જજે તેઓ જાણે નહિ."

તરતજ જવાબ આપ્યા સિવાય કલાગરી :આશાવાન યુવતિ દાદર ચઢી ધિમે ધિમે કુમુદની દશા જોવા લાગી. ત્યાં આરામ ખુરસીમાં કુમુદ ભારે વિચારમાં ગડમથલ કરતી જણાતી હતી. સહેજ ડોકું કરી કલા પાછી આવી; અને તેણે કુમુદની હકિકત વિનોદને કહી. આતરૂફ આજે વિનોદે કંઇ લક્ષ આપ્યું નહિ. અને કલાને જે પ્રશ્ન પૂછયો હતો તેનો જવાબ તેણે માગ્યો.

"આપને વાત કહી દુઃખિ કરૂં કે ન કરૂં એમજ મારા મનમાં ગુંચવણ થાય છે; કારણ થનાર વસ્તુ થઇ ગઈ છે વ્હાલા વિનોદ હું ફસાઇ છું ! ખરેખર હું જાણી જોઇ કુવામાં પડી છું. મારૂં શું થશે તે હું અત્યારે જાણતી નથી; કારણ એક બે દિવસમાં હું વિના

ભાડાની યાત્રા કરવા જરૂર દોરાઈ જઈશ. આપ મનમાં જરાપણ મારીપર વહેમ ન લાવશો, એ મારાં ભલાં ચંપામાસીનું ખૂન મ્હેં તો કર્યું જ નથી. અરે તેમને દરિયામાં ફેંકી દીધાં કે કુવા હવાડામાં મારી નિષ્ઠુર માતાએ ધકેલી દીધાં, તેની પણ મને ખબર નથી. છતાં મારીપર તહોમત છે; એટલે હવે સ્વાર્થિ મનહરલાલ જરૂર મનનું ધાર્યું નહિ થાય તો મને જગતમાં જાહેર કરી પોલીસને સોંપી દેશે. હાય! તે વખતે આપની શુ દશા બનશે! મારો આવો સરસ સત્કાર શું આપ સહી શકશો! નાથ! મનના નાથ! હૃદય વલ્લભ! ભલે આખી દુનિયા મને ખૂની કહે પણ હું કહું છું કે હું કંઇ જાણુતી નથી; અને મારા વિનોદ જો મારૂં કહ્યું માની મને નિર્દોષ ગણુશે તો બસ છે. જગતની પોલી કીર્તિ કેટલા વખત માટે હવે! આપને દગો દઇ હું ચાલી જઇશ તો મને ફિટકાર ન આપશો, વખત આવ્યે કદાચ ફાંસીપર પણ લટકવું પડે તો મારા નામનાં બે અશ્રુતો પાડજો મારી પાછળ હવે અશ્રુપાડનાર પણ કોઇ નથી. તમારા સિવાય આ પતિતની કન્યા કલાપર હેત ભાવ કોણ રાખે! નર્તકિની પુત્રિને ખૂની માનતાં જગત જરાપણ ન અચકાય, તે પણ ખરેખર બનવા જોગ છે; કારણ આજ કાલ નાચ ગાન એ સૌ નિચ ગણાય છે. આપણે પહેલાંનાં પુસ્તકો વાંચીશું તો કાદંબરી અગર મહાશ્વેતાને પણ મહાન કવિએ વીણાધારી બનાવી છે. એ શું કંઇ અમસ્થી! શાસ્ત્રો જણાવે છે કે દેવ લોકોને પણ અપ્સરાઓનો નાચ ગમતો હતો; તેમણે તો વળી ખાસ ગાંધર્વ રાખેલ હતા પણ વાત એટલીજ કે તે સુખીરામ રખવાળાનો વખત ગયો છે; અને હવે તો ' મારે તેનો દાવ, એવું થયું છે

આ જમાનામાં બ્હેન, ભાઇ નો વિશ્વાસ નથી લાવતી તો પછી એક ગમે તેવી શુદ્ધાચરણી નર્તકિ હોય તેના તરફથી સમાજ કેવી આશા રાખે ! આખરે એ પણ દેખીતી વાત છે કે એયે પડતીનું પગથીયું છેજ. કુમાર્ગે જવાની ચાવી તો એ છેજ. અને તે ધંધો ગ્રહણ કર્યાથી જગત નિંદે તે પણ ખરેખર વાસ્તવિક છે; છતાં વ્હાલા વિનોદ ! મારા મનમાં એને માટે હવે કંઇ બળાપો નથી રહ્યો ! કારણ માતાએ જે કંઇ કર્યું તે હવે થયું ન થયું ઓછું થવાનું છે ? મને શંકા એટલીજ રહે છે કે મારા ગયા પછી આપ મને ખૂની ગણશો કે નહિ ? બોલો મારા વ્હાલા વિનોદ ! જલદી બોલી મને નિશ્ચિંત કરો ” કહેતી કલાએ વિનોદના હાથ પકડી આજીજી કરવાનો દેખાવ કર્યો.

“ કલા ! મ્હેં સર્વ તારી વાત ઉંડા વિચારે સાંભળી; પણ તું જે ખૂન માટે આટલી બધી ફિકર રાખે છે તે ખૂનજ કોણે કહ્યું કે થયું હશે ? તે દિવસે પેપરવાળાએ છાપ્યું હતું તે તો એક નનામા પત્રનો ઉતારોજ હતો અને આ બાબતમાં પેપરને શંકા જવાથી તેમાં યોગ્ય ટીકા પણ થઇ હતી. તારીપર તહોમત શા માટે આવે ? જરાયે ગભરાઇશ નહિ. તને નર્તકિની પુત્રિ કહી હું પતિત કદિ નહિ કહું. માયાએ નર્તકિ બની પોતાનું જીવન પુરૂં કરવા માટે જે રસ્તો લીધો તે શા કારણથી લીધો હશે તેની પણ આપણને કયાં ખબર છે ? ખુન માટે તું આમ બોલે છે, તો મને સમજાય છે કે કોઇ પણ માણસે તને નાહક ભ્રમમાં નાંખી છે. એક બે દિવસમાં જેલયાત્રાએ જવાના તને જે ભણકારા થાય છે તે શાથી ? હવે તારે તો મારી સાથે કાલે સવારેજ વડોદરે આવવાનું છે. ત્યાં જઇને

આપણે નોકરી કરીશું અગર તો ગમે તે કરી દહાડા કહાડીશું તેની જરાયે ચિંતા મને નથી. હવે આ ભક્ષ્ય અગર વાસદ એ સૌ મારે શિવનિર્માલ્ય હોવાથી જેમ જલદી આ ઘરમાંથી છુટો બનું તોજ ઉત્તમ છે. જ્યેષ્ટ બંધુ અને કુમુદનો પ્રેમ હું વિસરી શકીશ નહિ, પણ તે સાથે તેમના કહેવાથી બે ગરિબ ગાય જેવી મારી પ્રિયાઓનાં કાળજાં કપાઇ જાય તે પણ મારે તો જોવાનુંજ રહ્યુંને. ! દુઃખિનાં આંસુ કોઇ ન જુવે. ! જેને અંગત સ્નેહ હોય તેજ મન બાળે. બાકી બીજાં સર્વ તો જોઇ જોઇને હસ્યાજ કરે. તું જરાયે એ ખૂન બાબત અને જેલ બાબત વિચારજ ન કરીશ ! જો ખરૂં પુછું તો હું તો આ તારા મનહરલાલ માટે ઘણોજ વહેમ લાવું છું; અને તેને પોલીસમાં પહોંચતો કરૂં એમ મને મન થાય છે; કારણ મને વહેમ જાય છે કે શયતાનના રૂપમાં મ્હેં એને ગમે ત્યાં જોયો છે, પણ બાબત એટલી કે તેના જેવા ચહેરાના તો ઘણાએ માણસો હોય!"

"અને વ્હાલા ! ત્યારે ત્હેમણેજ મને લખેલ આ પત્ર જુવો. રાત્રે જ્યારે અમો મકાને ગયાં ત્યારે ત્હેમણે આ પત્ર લખી મને આપ્યો હતો, અને તે સાથે મારી જોડે જે છુટ ત્હેમણે લીધી છે તે હું આપને શું કહું ! સવારના પહોરમાં એ પાપીના પંજામાંથી છુટી હું આ તરફ આવી તો અહિંથી પણ મને વિદાયગીરિનું નાળિયેર મળ્યું પણ હવે મારા વિનોદ સિવાય મને કોનો આશ્રય છે ?" કહેતાં આંસુ સાથે તેણે પોલકામાંથી એક પત્ર કહાડી વિનોદને આપ્યો વિનોદે તે પત્ર લઇ વાંચવા માંડયો.

"વ્હાલી કલા !

હવે ટુંકમાં તું અન્યની થઈ જઇશ, પણ મારો ઉપકાર માન કે વિનોદ જેવો પતિ તને આ મનહરલાલનાં કાવત્રાંથી પ્રાપ્ત થાય છે. તું અન્યનું ઘર અને વાસના ને શણગારે તે પહેલાં મારે તારૂં કેટલુંક ખાસ કામ છે. જો માનીશ તો ઠીક નહિતો બેજ દિનનો વિચાર કરવા દઇ ત્રિજે દિનેતો પેલા ખૂન માટે તને તહોમતદાર બનાવી હું પોલીસને સ્વાધિન કરી દઇશ. વિનોદ સાથે વિનોદ કરે તે પહેલાં તું મારી માગણી સ્વિકારી આજેજ અને આ વખતે મને પરિતૃપ્ત બનાવી આ મારા રૂણમાંથી મુકત બન, નહિતો યાદ રાખજે કે સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાંથી પણ તને ગોતી કહાડી હું પોલીસને તાબે બનાવી દઇશ. તારા નસીબમાં તે વખત ફાંસી દ્વારા મ્હોતજ અંકાઇ જશે. તું સમજુ છે એટલે તને સાનમાં સમજાવું છું તો આ વાત કોઇ જાણશે નહિ માટે આજની પહેલી રાત્રિતો મનેજ માણવાદેજે. મારો હક્ક છે!"

"લી-ત્હારો બનાવટી બાપ"

"શું કહે છે તે વળી બદમાસ! બસ હવે તારે ત્યાં જવાની કંઇ જરૂર નથી! હું જોઉં છું કે એ નરાધમ તને કેવો હવે પોલીસ પાસે લઇ જાય છે.! નિચ કુતરો નથી સમજતો કે આ પત્ર લખી આપ્યો તેજ એનો કાળ છે.! ત્હેમાંથી પોલીસ પણ સાર ખેંચી કહાડે કે ખૂન થયુંજ નથી; ફકત તેનીજ બચી કરમાત છે. કલા! શાબાશ છે તને કે આપત્ર ત્હેં અત્રે સાચવી આણ્યો. બોલ પછીથી શું થયું! ગભરાઇશ નહિ. મને જરાયે ખોટું નથી લાગવાનું." ગુસ્સા સહ વિનોદે કહ્યું.

"વ્હાલા! પત્ર વાંચ્યા બાદ મ્હેતે વાળીને ખીસ્સામાં મુકયો;

અને હું મારી શયનની ઓરડીમાં ચાલી જઇ જેવું બારણું વાસવા જતી હતી તેટલામાં મારી તરફ તાકી રહેલ તે બદમાસે બારણું વાસતાં મને ખાળી; મારો જમણો હાથ પકડયો. મ્હેં પેલા ખૂનની બીકથી બૂમ તો પાડી નહિ, કારણ આટલે દરજ્જે આવેલાનો હવે વિશ્વાસ શો? પણ હાથ છોડાવવા મ્હેં તાણાતાણ કરી તેમાં મારી બંગડી નંદાઇ ગઈ, અને જુવો કાચનો પડેલ આ ઘા. હજીએ મને તેમાં વેદના થાય છે, છતાં મારો હાથ તેણે છોડયોજ નહિ. ત્યાર બાદ બળાત્કારથી તે મને પથારીમાં લઇ ગયો. મ્હેં ઘણું તોફાન કર્યું પણ આખરે મને અબળાને તેણે પથારીમાં છતીપાટ સુવાડી દીધી. હજીએ હું ધમપછાડા કરતી હતી, એટલે તે આમથી આમ મને ગડદાપાટું મારતો હતો; તે દરમ્યાનજ તેણે પાંચ સાત ચુંબન બળાત્કારથી મારા કપોલપર કરી દીધાં. આખરે જ્યારે મને લાગ્યું કે હું હવે થાકી ગઇ હતી, ત્યારે મ્હેં જીભ ઉપાડી કાલાવાલા કર્યા; પણ એ ડોળા કહાડતા શયતાને કંઇ ગણકાર્યાં સિવાય હવે મારી છાતી ઉપર હાથ ફેરવ્યો. એટલે મ્હેં આખરે બૂમ મારી. પણ એટલા શુમારે કોણ જાગતું હોય? જો સહેજજ વધારે વાર થઇ હત તો હું કલંકિની બની જાત. પણ મારા મનમાં પ્રભુએજ યુક્તિ પેદા કરી દીધાથી મ્હેં તેજ વખતે બૂમ પાડી કે " ઓ મારા બાપ મનહરલાલ! જુવો પેલો સાપ આપણી ઉપર લટકે છે! આ સાંભળતાંજ ઉંચું જોતો તે પાપી એકદમ જીવ બચાવવા જેવું ડોકું ખસેડે છે તેવાંજ મ્હેં તેનાં લાંબાં પતીયાં પકડી લઈ તેને મારાથી દૂર રાખ્યો પતીયાં તાણી હું તેને છેક બારણા સુધી ઘસડી લાવી અને તે " છોડ છોડ! મારી નાખીશ " કહી બૂમો પાડતો હતો તે નહિ ગણકારતાં

મ્હેં બારણામાં ઉભારહીને ધિમે રહી બન્ને બારણાં વાસી દીધાં. અને તેના વાળ છોડી દઇ તરતજ સાંકળ મારી દીધી જોતે જાણતો હત તો મને બારણાં વાસવા દેતજ નહિ પણ નિચું જોઇ બૂમો પાડતો હતો એટલે તેણે મારી યુકિત જાણી નહિ. તેના માથામાં પણ વાળ ખેંચાવાથી લોહી આવ્યું હતું; પણ તે દરમ્યાનતો હું બહાર અને તે અંદર રહ્યો જેથી કરી જરાયે મને અડચણ ન પડી. બારણાંને ચારે તરફથી બીજાગરાં સાથે સાંકળો જડેલી હોવાથી તે ઉતારી પણ શકાય તેવાં ન હતાં; એટલે આખી રાત્રિ ત્યારબાદ મ્હેં અભય પણેજ વિતાવી છે. અને સવાર થતાં અહિં આપની હત ભાગીની, પણ પવિત્ર કલા આવી પહોંચી આશ્રયના ઉલ્લાસે, પણ નસીબ આગળનું આગળ!" કહી પછી કલા રોવા લાગી.

"કલા તારા પરાક્રમથી મને અત્યાનંદ થયો છે. તું જરા પણ ગભરાઇશ નહિ ચાલ અત્યારેજ એ તારા કેદીને આપણે પોલીસને હવાલે કરી દઇએ. મારી સાથે ચાલ; અને તારૂં મકાન બતાવ"

"ના! તમારી સાથે આમ બજારમાં હું ન આવું! વળી હજી વિચાર કરી જે ડગલું ભરીયે તે સારૂં! જુવો ઉપર કંઇ ખખડાટ થયો. કદાચ કુમુદ બ્હેન આવતાં હશે." કહી કલાએ દાદર તરફ જોયું.

"કલા! શાબાશ છે તારી યુકિતને! અને વિનોદભાઇ! તમે પણ આ ક્ષણેજ પોલીસને ખબર આપો, એટલે તે દગા બાજને જેલમાં લઈ જાય." મતલબિ કુમુદે દાદર ઉતરતાં ઉતરતાં જણાવ્યું, કારણ તેમાં તેનો પણ છુટકારો હતો. તેતો આપણે જાણીયે છીયે.

તેજ ક્ષણે નિચે ઉતરી કુમુદ કલાને ભેટી પડી અને વિનોદ પોલીસને ખબર આપવા પહોંચ્યો. તરતજ પોલીસ ત્યાં હાજર થયો

એટલે કલાને લઇ વિનોદ પોલીસ સાથેજ તેના મકાને ચાલ્યો ગયો. આ તરફ કુમુદ સમજતી હતી કે શશીકાન્તને એક બે દિવસમાં લટુ બનાવી પાછા ઠેકાણે લાવવામાં વાંધો તો નહિ આવે. અને કલા તથા વિનોદનાં લગ્ન પણ થઇ જશે. અત્યારે મેના મેના કરેછે, પણ જ્યારે પેલી જાદુની માયા કલા બતાવશે ત્યારે તે આપો આપ મેનાને વનમાંજ રખડતી રાખશે.

મનહરલાલને ત્યાં જતાં જણાયું કે બારણું ત્રાડીને તે બદમાસ છટકી ગયો હતો; એટલે વિનોદ નિરાશ થઇ ગયો. તેણે પેલો પત્ર પોલીસને આપવા વિચાર કર્યો પણ તેમાં કલાને હિણપદ લાગે તેવું હતું, એટલે તે વાત તેને વ્યાજબિ ન લાગી. અને પોલીસને દીધેલી તસ્દી માટે તેનો ઉપકાર માની તે કલાને લઇ પોતાના ભાઇના મકાને જવા લાગ્યો. રસ્તામાંજ બાલુભાઇનું મકાન આવતું હતું. તેમની પત્નીએ બન્નેને આદરમાન આપી પોતાના મકાનમાં બોલાવ્યાથી બન્ને ત્યાં રોકાયાં. બાલુભાઇને સવારના પહોરમાં બનેલ સર્વ હકિકત તથા મનહરલાલની સર્વ બાબત વિગેરે ટુંકમાંજ સમજાવી. વિનોદની લાગણીપરથી બાલુભાઇને પણ દયા આવી, અને તેમણે કહ્યું કે જો હરિલાલ પોતે સીમત હોય તથા જો બન્ને કન્યાઓ અરસ પરસ દેવ સાક્ષીયે બંધાતી હોય કે તેઓ ભવિષ્યમાં તકરાર નહિ કરે તોજ હું ઘણી ખુશીથી શશીકાન્ત નો મત ફેરવી નાંખીશ! એટલે તેમનો બંન્નેએ ઘણો ઉપકાર માન્યા બાદ ત્યાંથી વિનોદ એકલો જ મકાને ગયો. કલાને બાલુભાઇએ આગ્રહથી પોતાને ત્યાં રાખી. કારણ કે વિનોદ સાથે જવામાં લોક વાતો કરે તે ભય તેમને હતો.

વિનોદ મકાને પહોંચ્યો તો ખરો; પણ તેણે મેડા પર કંઇક વાતચિત સાંભળ્યાથી છાનો માનો તે સાંભળવા માંડયો.

"માફ કરો મનહરલાલ? તે દિવસો હવે ચાલ્યા ગયા છે. આપને એક બે વખત ફસાઈ મ્હેં મારો દેહ અર્પણ કર્યો, તેટલા માટે હજી તમો મને કનડી એવી વાત ન કરો મારા મુખ આગળ. મારે હજી આ ધાવણોજ બાળક છે થઇ ગયેલ ભૂલમાટે મને પસ્તાવો થાય છે, એટલે હવે એ વાત ન કરશો. લો બહુ આગ્રહ છે તો ભલે ચુંબન કરો. પણ માબાપ આમ મારો સંસાર ધુળ કરવાનું કહી તમે મને વગર ઇચ્છાએ પતિત બનાવોછો તે જો કોઇ જાણી જશે તો મારે જીભ દાબી મરવું પડશે. આજ કાલ શશીકાન્ત પણ આકરા થતા જાય છે. અને જો પેલો વિનોદ હમણાંજ અહિં આવશે તો:તો તમારી બાજી બગડી જશે. એક વખત તો તેણે જોયું ન જોયું કર્યું છે. અને મ્હેં પણ તેને આડું અવળું સમજાવી દીધું હોવાથી તે ભોળવાઇ ગયો હતો. પણ આ વખતે તેના ભાઇનો બધો દોશ મારા ઉપર વરસાવી તે પણ વેર વાળશે. માટે દયા લાવી લો ! તમારે ફાવે તેટવાં ચુંબન કરી ચાલ્યા જાવ. કહિ ફરીથી હવે ન આવશો. તે દિને મારા પ્રાણપતિની ગેરહાજરીમાં મ્હેં તમોને વચન આપ્યું, એટલે તમો આમ ફરી મારો ભવ ન બગાડો માબાપ? તમારી બાકિ તો મેં કલા સાથે વિનોદનાં લગ્ન કરાવ્યાં. અનેતે માટે પણ આજ સવારમાંજ તેઓ મને ધમકાવતા હતા બાકી વિનોદ માટે અમદાવાદ તથા કપડવંજથી સારાં માગાં આવે છે તમારી કલા માટેતો તે બિચારા પણ તેમની સાથે બોલી ચૂકયા છે હવે તમો શું કામ મને સતાવો છો! બાપજી તમારા પગે પડું.'

"બસ તું ધિમે રહીનેજ વાત કર! તારો વિનોદ પણ નહિ આવે અને કોઈ નહિ આવે. કદિ આવશે તો આ પીસ્તોલથીજ તેનો

નાશ કરાશ ચાલ તારે મારી સાથે મુંબાઇ આવવું છે કે નહિ!" ધમકાવતો હોય તેવો અવાજ સંભળાયો.

"તે દિવસે આવી હત તો આવી જાત! હવે તો નહિજ! મરણ થાય તો પણ નહિ. મને સંસાર અને સમાજમાં બાપજી હલકી ન પાડશો! હું વકીલની સ્ત્રી છું મારે આ તર્કટ ન કરવાં જોઇએ. તમો મહેરબાની કરી ચાલ્યા જાવ અને તેથી પણ અરે! આટલાં આટલાં ચુંબનો તથા આ માંસના લોચા પકડીને પણ ધરાયા નહોતો લાચાર બની લો! હજી એક વખત તમારે ફાવે તેમ કરી લો, કોઇ જોઇ જશે તો મારા આ બાળકને રખડતો કરી મરી જવું પડશે. પણ માફ કરો તો સારૂં. જાણે કંઇ હતુંજ નહિ. છતાં હું આપના પગે પડું છું તોયે જો ન માનતા હો તો લો! આ દેહને એક વખત ચુંથો. પુત્ર પ્રસવ થયા પછી મ્હેં પતિ સાથે પણ રૂતુવિલાસ કર્યો નથી; તો ઓ નિચ શયતાન મનહરલાલ! લે કાળમુખા સ્વાર્થી! એક સમાજના કલંક માટે હું અનદઃ પસ્તાવો કરી તને તે દેહ સોંપું છું. તારે ફાવે તેમ તેને ચુંથ! કાપી નાંખ! ટુકડા કર! છતાં હું નહિ બોલું. નરાધમ! આ બધું પાપ કેટલા વખત માટે? કુતરો બની કેટલા ઘરના ટુકડા આમ તેં ખાધા છે તેનો તો વિચાર કર! હજીયે સમજી જા! કુતરા! શા એટલા બધા મોહમાં તું તણાઇ જાય છે? ચાલ બાપજી! વખત ન વિતાવ! આવ આવ તને હું ભેટું છું; ચાલ!"

"બસ, ત્યારે હવે એ લાંબુલચ ભાષણ કર્યા સિવાયજ સીધી થઇ જાને! પેલી કલા સવારની ક્યાંએ ભાગી ગઇ છે તે સમજાતું નથી. એનો પણ મદ તારી માફકજ હું તોડીશ. મારી કુમુદનો 'હનીમુન' (પરણ્યા બાદ સંયોગની પહેલી રજની) મ્હેં ભોગવ્યો હતો. હવે તેનો 'હની

મુન નજીકજ છે. અહા કુમુદ! તે વખતે તારી શી દશા બની હતી? ત્યારે તો મારા વગર રહીજ ન શકતી. તારા તે વખતના રૂપ અને અત્યારના રૂપમાં કોણ કહે છે કે ફેર પડયો છે.? એજ કપોલ? એજ રૂપ? એજ અધર એજ નાસિકા? એજ દેહ! અને એજ સ્તન? ચાલ જીવ ત્યારે આનંદ કર? આવ? આવ? મરજીથી અગર કમરજીથી આવ કુમુદ? મારા હાથમાં સપડાઇજા! મને તો તારી અનિચ્છા અગર ઇચ્છાથી દીધેલ સુખ માટે આનંદ થશે જન્મ ધરીને પણ તારા જેવીઓને ચુંથવા આ તારા કુતરાએ મુંબાઇની પેલી મશહુર કંચન આગળ વચન આપ્યું હતું તેનો ક્યારનુંયે પળાઇ ગયું છે. અરે તેમાંયે ઉમેરો થઇ ગયો છે. ચાલ ત્યારે આવી જા એ રસ રંગમાં કુમુદ!"

"કુતરા! વાર નકરીશ! તને કોણ ના કહેછે! ઓ ગોઝારા! મારો પગ ઉપડતોજ નથી? આવ અહિં અને તારે ફાવે તેમ કર! કહેતી કુમુદે ડસકું ભર્યું.

'નહિ તારે આ પલંગમાંજ આવવું પડશે. આટલો ભોગ આ કુતરા માટે આપે છે તો જરા વધારે આપ!"

"હાય પિતા ઘેલાભાઇ! તથા મા સરસ્વતિ! પતિ શશીકાન્ત! અને દીયેર વિનોદ? અને છેવટે ઓ જગદાધાર! આજ આ લાડના પરિણામે ફાટેલ કુમુદની આ દશા! અજાણપણમાં યુવાનીના મદે તણાઇ અરે ફસાઇ જઈ મેં આ મોંઘો અવતાર એળે ગુમાવ્યો છે."

"મળ્યો અવતાર માનવનો, છતાં સુકૃત નહિ કીધાં
યુવાનીના મદે ભૂલી, અરેરે પાપ બહુ લીધાં."
"પ્રભુ કીરતાર ઓ પિતા, ભૂલીને ભાન મેં ખોયું
મેં તો નહિ ગીત તારી કહેં, અરે મન શા પરે મોહ્યું!"

"જગતના ઓ પિતા દેવી, કરો શિક્ષા મને ભારી,
દુઃખો વિકટ દઇ દેજો, જરૂર છે પાત્ર ગોઝારી."
"પિતા માતા પતિપ્યારા અરે વિનોદ વિનોદી,
કરો ટુકડા તમે મ્હારા, દગલ બાજી હું કૌમુદી."

"આવ ઓ કુતરા આવ ! મારો કાળનો અવતાર દીયેર હમણાં આવશે તો શુંયે તોફાન કરશે ! આવ લે ! સ્વાદ ચાટ ! કુતરા તારી જીભ લંબાવ ! પ્રભુ ! મારો સાક્ષી તું છે. પણ ખબરદાર યાદ રાખજે કે પછીથી મારાં પાપ કોઇને કહીશ નહિ."

"બસ તું અહિં નથી આવતી તો તને હું વધારે રીબાવીશ; મારી આજ્ઞા તારે પાળવીજ પડશે. ચાલ ચાલ હવે કુલટા બની સતિત્વ જાહેર કરેછે તે કયાં સુધી નભશે !"

"ઓ વિનોદ ! વિનોદ ! ચાલો ચાલો બાલુભાઇ આપને બોલાવે છે. કયાં છે કુમુદ બ્હેન !" કહેતી કલા ત્યાં એટલામાંજ દોડતી દોડતી આવી.

તેને ચૂપ રહેવા વિનોદે ઇશારો કર્યો પણ તે નજ રહી, વિનોદની સર્વ બાજી વિખેરાઇ ગઇ. તેણે કપાળપર હાથ મુકયો.

"બેવફા," કુમુદ ! ત્હેં મને સપડાવવાનું કાસ્રથાન કર્યું જણાય છે.! બદમાસ લે આ પરિણામ !" ઉપરથી શબ્દો આવી રીતે તેઓ બન્ને સાંભળે તે પહેલાં તો પીસ્તોલનો ગંભિર નાદ થઇ ગયો. "હાય" કહી કુમુદ શાંત બની ગઇ. વિનોદ ઉતાવળો ઉતાવળો ઉપર ચઢી જુવે છે તો નાનો બાળક કીકો પીસ્તોલનો ભોગ બની છુંદાઇ ગયો હતો. અને બેભાન બની કુમુદ જમીનપર પડી હતી, જયારે પેલો બદમાસ આંખમાં ધૂળ નાંખી છટકી ગયો હતો. આ બનાવથી તેનું દીલ તેને ડંખવા લાગ્યું કે તેણે જાણી જોઇનેજ

નિચે શેકાઇ ભૂલ કરી, તો આ ભૂલનો ભોગ થઇ ગયો ભત્રિજો કીકો ! શશીકાન્ત જાણશે તો હવે શું થશે ! ભોંયે પડેલી પીસ્તોલ તેણે ઉપાડી લીધી.

પણ એટલામાં તો કુમુદે શ્વાસ લઇ પાસું ફેરવ્યું. હાથમાં પીસ્તોલ લઇ વિનોદને ત્યાં ઉભેલો જોયાથી તેણે તેજ વખતે વખતને માન આપી બૂમ પાડી " ઓ બાપરે ! ધાજોરે ધાજો ! આ વિનોદે મારા કીકાને ભત્રિજા ખાવા બાપ મારી નાખ્યોરે ! મારી નાખ્યો રે પીસ્તોલથી મારી નાખ્યો રે ! હાય ! હાય ! ગજબ થયો. ! "

" કુમુદ ! ત્હમે આ શું બોલો છો ? કોટવાળને કયાં દંડો છો. ? અરેરે ! તમારૂં પાપ છુપાવવા મારીપર આવું તહોમત ! અને તે પણ ત્હમો મુકો છો ? " વિનોદે ગભરાઇ કહેવા માંડયું.

" હા ! હા ! ઓ શયતાન ત્હેંજ મારા પુત્રને બાપનું વેર લેવા વધેરી નાંખ્યોરે ! ઓ નિમકહરામી વિનોદ ત્હેં તો ગજબ કર્યો. " કહી કુમુદે ફરીથી બૂમો પાડી.

" કલા મારી સાક્ષી છે. ભાભી ! મને આમ નાહક વગોવી શરમિંદો અને ખુની ન બનાવો. કલા ! ઓ કલા ! આમ આવ ! "

પણ ત્યાં તો કલાને બદલે પાડોશીની દશ પંદર બૈરીઓ આવી પહોંચી. કમ્નસીબે એ બિચારા ભાન ભૂલેલા વિનોદના હાથમાં પેલી પીસ્તોલ હોવાથી તેઓ સર્વે પણ તેનાં છાજીયાં લેવા લાગી. વખત સમજી તરતજ વિનોદ બોલ્યો.

" ભાભી ! આજ તમારો અને મારો સંબંધ તુટી ગયો હવે ! એક વખત આપને સુરતના સ્ટેશને બચાવ્યાં તેનું આ પરિણામ ? શશીકાન્તભાઇને શો જવાબ દેવો તે નહિ સમજવાથી તમે આ ઠીક તાલ શોધ્યો છે; છતાં હું મારા વચન પ્રમાણે બેવફા નહિજ

બનું યાદ રાખજો. પણ મારે કંઇક તો કરવુંજ પડશે. કલંકિત બની ભાઇને મુખ બતાવ્યા કરતાં હું આ ક્ષણેજ ચાલ્યો જઇશ. લો ! બસ આ જીંદગીના હવે રામરામ ! હવે તો તમારા કહેવાથી ખૂની બની મારે બહારવટું કરવાનું છે; એટલે ભાભી ! સુખદુઃખની સલામ " કહેતો વિનોદ ત્યાંજ પીસ્તોલ મુકી ચાલ્યો જવા તૈયાર થયો. મૃત કીકાને ઉપાડી તેણે છાતીએ દાબ્યો, અને ગાંડા માફક તેજ ક્ષણે " કલા ! કલા ! "ની બૂમો મારતો નિચે ઉતરી ગયો.

ટોળે મળેલ બૈરીઓ બૂમો પાડવા લાગી કે, " અરે પોલીસ બોલાવો ! પોલીસ બોલાવો ! ખૂની ચાલ્યો જાય છે ! " આ શબ્દો વિનોદે પણ સાંભળ્યા. છતાં હવે તેને ક્યાં દરકાર હતી ? લાગલોજ તે બાલુભાઇને ત્યાં પહોંચ્યો. ત્યાં જઇ કલાની ભાળ કહાડી તો તે ત્યાં હતી નહિ. એટલે પોતાના ખીસ્સામાંથી પોકેટ કહાડી એક જુનો બીડેલો પત્ર તેણે બહાર લઇ તેજ ક્ષણે બાલુ-ભાઇને આપી કહ્યું. " પૂજ્ય વડીલ શશીકાન્તને આટલો પત્ર આપજો. કીકાનું ખૂન થયું છે. હું જાઉં છું. રામ રામ. "

બાલુભાઇ કંઇ પણ પ્રત્યોત્તર આપે તે પહેલાં તો વિનોદ ત્યાંથી ચાલ્યો ગયો હતો. કલાને મકાને તપાસ કરતાં પણ તે નહિ મળવાથી તેની આશા ખોઈ તે તેજ ક્ષણે સ્ટેશને પહોંચી ગયો. અહિંથી વડોદરા જવાની ટ્રેન તરતમાં ઉપડનાર ન હોવાથી એક ભારખાનું હતું તેમાંજ વડોદરા જવાનો વિચાર કરી વગર પૂછ્યે તે ખુલ્લા ડબ્બામાં પેસી ગયો; અને તેણે બારણું વાસી દીધું. અચા-નક થયું પણ એમજ કે અવળી દિશાએથી ચઢવાથી તેને કોઇએ જોયો નહિ અને તરતજ તે માલગાડી પણ ઉપડી

બિચારો નિરાશ બની મેનાને છેલ્લીજ વખત મળવા-અરે ભેટવા-આ આશાવાન યુવક વિનોદ હવે વડોદરાનાં સ્વપ્નાં લાવવા મથ્યો, પણ પેલા ખૂન આગળ તે શાનાં આવે. ? કલા ખૂન માટે ગભરાતી હતી, પણ તે તો અજાણ હતી. અને પોતે ખૂનના આરોપ માટે આટલું બધું ગભરાતો હતો તો કલાની શી દશા બની હશે તે ખ્યાલ તેને મનમાં તરતજ આવી ગયો. સવાલ એ હતો કે નિરાશ બનેલ કલા કયાં ચાલી ગઇ હશે ! પણ આવા સવાલ ઉકેલવા અત્યારનું વિનોદનું મગજ અસમર્થ હતું. હરિલાલ આ ખૂન જાણી હવે મેના ઓછીજ આપવાના હતા ? એ પણ નિરાશા તેને સતાવતી હતી. તે બિચારાને કયાં ખબર હતી કે પોતે આમ નિરાશ થયો છે તે પહેલાં તો મેના કયારનીયે નિરાશ બની જેલમાંજ પડેલી છે. હજીયે હરિલાલને દયા ન આવી હતી. એ તો પ્રેમિઓના દીલમાં નિરાશાનાજ અંક હોય !



# પ્રકરણ ૨૧ મું.

## જળ સમાધિ !!

" હતી જ્યાં એ મીઠી વાડી, તહિં પુષ્પો ઘણાં રસીયાં;
ન જાણે પ્રેમી ભોળાં કે, ગુલાબે કંટકો વસીયાં.
અરે નિર્દોષ પંખીની, સમાજે પાંખ છે કાપી,
વહે જળ ધોધ છાનો! તો! વળે શું તે રહ્યે હાળી ?

માલ ગાડીમાં અથડાતો ટીચાતો વિનોદ કોલેજીયન બીજે દિવસે તો વડોદરે પાછો આવી ગયો. આજે તેનું મધુરૂં અને રમણિય સયાજીપુર પણ જાણે ખાવા ધાતુ હોય તેમ તેને આભાસ થતો હતો. કોલેજમાં હવે ભણવું અગર ન ભણવું તે સૌ તેને મન તો સરખુંજ થયું જે વિદ્યાર્થિએ પોતાની ઉજ્વળ કાર્કિદી બતાવી સયાજીપુર કોલેજના પ્રોફેસરોનાં દીલ જીતી લીધાં હતાં; તેજ વિદ્યાર્થિ આજ હતાશ બન્યો હતો. સમાજમાં સપડાઇ શશીકાન્તે પ્રેમિઓ સાથે જોડાવા સાફ ના પાડી. એટલુંજ નહિ પરંતુ પ્રભુથી ડરતી હતી છતાં કુમુદ ભાભીએ વગર વિચારેજ તેની પર કીકાના ખુનનો આરોપ મૂકયો. જ્યારે બિચારો સમાજની સહેમાં તણાતો વકીલ આ વાત જાણશે ત્યારે તેની શી દશા થશે ? વિનોદ ભરૂચ ત્યજી ચાલ્યો ગયો એજ સાબિત કરી આપે છે કે ખુન તો તેણેજ કર્યું છે; જેથી માથે કલંક વહોરી તે છટકી ગયો.

મકાને પહોંચતાંજ વિનોદને નોકર માર્ફતે સર્વ ખબર સવિતાએ આપી દીધા. આ સાંભળતાંજ વિનોદનું ચિત્ત ખસી જવા જેવું થયું. તેને શ્રમ તો લાગ્યો હતો અને તેમાં એક ચિંતામાં આ બીજી ચિંતા આવી ગઇ; જેથી હવે તે તદ્દન નિરાશ બની ગયો. કલાની આશા ખોઇ; અને મેનાની પણ ખોઇ. એકલો એકલોજ જેટલું રડાય તેટલું રડયો. અને તેજ વખતે ભરૂચ શશીકાન્ત ઉપર તેણે પત્ર લખવા માંડયો. આખો કલાક વિત્યો છતાં પત્રનો અંત આવ્યો નહિ. પત્રમાં પણ તેને તો સ્વપ્નવત કલા મેનાના હાસ્યથી છલકાતાં મુખજ જણાતાં હતાં. એતે તે મુખ સામે જુવે, કે પત્ર લખે ? આખરે માંડમાંડ અશ્રુભિનો પત્ર પુરો કરી તેજ વખતે સ્ટેશને જઇ નાંખી આવ્યો. સ્ટેશને નાંખ્યો એટલે કયાંથી આવ્યો તે જાણવું મુશ્કેલ હતું. જેથીજ તેણે યુકિત કરી આ પ્રમાણે કર્યું.

અને સવિતાએ પણ હરિલલના ગયા બાદ તરતજ મેનાને ખબર આપી કે વિનોદ આવ્યા છે; પણ તેઓએ આ સૌ બાબત જાણી મન હતાશ કરી દીધું છે. જ્યારે આવવાની વાત વિનોદ તણી જાણી ત્યારે તો મેનાના દીલમાં થઇ હર્ષની લ્હાણી ! તે ભૂલી ગઇ એ જેલખાનું ! તેનો ભ્રમ દૂર થઇ ગયો ! વિનોદ તેની દ્રષ્ટિમાંજ જણાવા લાગ્યો પોતાની પાસે ફુલડાંની એક ચામળાની સંધ્યાના જેવી છાબ હતી તેમાં પણ વિનોદનુ વિનોદી મુખ તે જોઇ શકી. જ્યાં જ્યાં તે જોવા લાગી ત્યાં ત્યાં બસ વિનોદ અને વિનોદજ જણાવા લાગ્યો. તેને એમ પણ લાગ્યું કે પોતે વિનોદજ છે. બહુ ઝંખનાના પરિણામે કંઇ પણ વસ્તુ ફેરફાર થતાં વાર લાગે નહિ; અને જે ઝંખનાનું બિંદુ હોય તે મય થતાં પણ વાર ન લાગે. એક કીડાને

માખી લઇ જઈ પોતાના દળમાં મુકી દે છે, ત્યાર પછી પેલા કીડાને માખી અને માખીનીજ ઝંખના થાય છે કે હમણાં તે કાળ આવી મને મારશે, અને તેજ ધ્યાનમાં તો આખા કીડાનું રૂપાંન્તર થઈ જઇ પોતે પેલી માખી જેવોજ બની જાય છે. પ્રભુની કેવી અકળ-કળા ? છે કોઇ ગમે તેવાં યંત્ર નિપજાવનારની પણ આવી ગહન શક્તિ ? એવા એવાએ આ ભારતભૂમિના આર્યપુત્રો ૠષિ તપ-સ્વિઓ હતા. ! જે તપસ્વિ આખી ગંગા મૈયાનું આચમન કરી ગયા; જે તપસ્વિએ વિંધ્યાચળને વાયદા કરી નિચો બનાવ્યો; જે તપસ્વિઓ તપના આધારે આખા ઇંદ્રાસનને ડોલાયમાન કરતા હતા; અરે પોતાને ફાવે ત્યાં જઈ પણ શકતા હતા; તેજ તપસ્વિઓની આ ભારત ભૂમિ હજી રસાતાળ તો નથી થઇ. તેમનાં પુણ્યો લાંબાં હતાં; અને હજીએ ભારતનાં સંતાન તે પુણ્યોનું ફળ ભોગવ્યાજ કરે છે ! આટલો બધો જાતિભેદ તે વખતે તો ન હતો. કૃષ્ણ પ્રભુની લીલા તપાસો; રામ જેવા ગંહારથી સિતા દેવીને પરણ્યા ત્યારે કયાં જાણતા હતા કે સિતાનું કુળ શું ? એતો જનક નૃપનાં પાલક પુત્રિ હતાં. અર્જુનજેવો અગ્રગણ્ય ધનુર્ધારી અપ્સરાઓને વર્યો; અને પેલો પાપ નિકંદન કરવા જાણે અવતર્યો હોય તેવો ભીમ માયાવી રાક્ષસીને પરણ્યો. ! તે વખતના આપણા આર્યોમાં આવી વર્ણાશ્રમની દીવાલો કયાં હતી ? ક્ષત્રીને ફાવે તો બીજો પંથ તે લઈ શકતો હતો. બ્રાહ્મણ ધનુષ્ય ચલાવતા હતા. શુદ્રો પણ ઉજ્વળ કીર્તિકાર બનતા હતા. ક્ષત્રાણીઓ પોતાનું તેજ ચારેગમ ફેંકતી હતી; તેજ ભૂમિનાં આજનાં સંતાનો હજારો ફાંટા કહાડી કઢંગી દશા ભોગવે તેથી પૂર્વજોને શું દુઃખ નહિ ઉપજતું હોય ! તે વખ-તના પ્રેમ કેવા હતા ? વાસનાના પ્રેમ તે ન હતા. એતો પ્રભુ-

સમાન પતિને માનનાર સતિ અનુસુયામા, સતિ સાવિત્ર, દમયંતિ, તારામતિ, દ્રૌપદી અને લક્ષ્મી, પાર્વતિ એવાંના પુણ્યપ્રતાપે હજીયે જગત લીલી વાડી સમાન છે ! જ્યારે સીતાજીનું હરણ રાવણે કર્યું ત્યારે સીતાજી પાસે વિભીક્ષણની વિદુરા સ્ત્રી હંમેશ આવી તેમને આશ્વાસન આપતી હતી; તે દરમ્યાન એક દિવસ સીતાજીએ તેને કહ્યું કે " હું રામના એટલા બધા વિચારમાં છું કે હું પોતે કોઈ જેમ ભમરી બની જાય છે તેમ રામજ કદાચ બની જઈશ. " ત્યારે તે સ્ત્રીએ જવાબ આપ્યો કે " જેવી રીતે તમો રામ રામ પ્રભુને સંભાળી રામ થવાની વાત કરો છો; તેવીજ રીતે રામ પણ સીતા સીતા કરી સીતા બની જશે, અને ત્યાર પછી આ આખા લંકા ગઢને ખેદાન મેદાન બનાવી દેશે. " એજ ભાવભરી લાગણી વ્હાલા વાંચક ! આપણી મેનાને પણ થવા લાગી. તેજ ક્ષણે તેણે એ પુલડાંની છાબ પોતાના હાથમાં લઇ છાતી સરસી ચાંપી તેમાં જણાતા વિનોદના મુખ ભેળું પોતાનું મુખ દબાવવા વિચાર થયો પણ તેમ કરતાં પુલડાં કેવાં અકળાય તે તર્ક કરી તેણે એ મધુરાં પુલડાં કે જે પ્રિયતમનું પ્રતિબિંબ દેખાડવાની શકિત ધરાવતાં હતાં તેમને છાતી સરસાંજ દબાવી રાખ્યાં. આ વખતે તેને જરાયે ભાન ન હતું કે પોતે ક્યાં છે અને શું કરે છે ? તેના એ રમ્ય મુખમાંથી રૂપાની ઘંટડી જેવા નાદ બહાર પડવા લાગ્યા.

" મમ વાડીનાં પુલડાં મીઠાં, તે ચૂંટશો કોઇ નહિ;
એ પુલડે અમીરસ ઝરે, તો અર્પજો અંજલિ તહિં. "
" છે માળીનાં તે વ્હાલુડાં, ખંતે સિંચ્યું છે વારિ ત્યાં;
ખીલ્યાં તમે પૂર બહારમાં, શોભાવવા રસરાજમાં. "

"હેતે કરીને અર્પજો, ઓ ફુલડાં મમ નાથને;
નવરાવજો તળબોળજો, તમ હૃદયના રસકુંજને."
"રસરાજ છે ભોળો ખરે, કરશે કદર તમ અર્ધ્યની;
ભોળે દીલે એ ઝીલશે, તમ હૃદયના રસકુંજને."
"ઓ ફુલડાં સંતાડ્યું શું, એવું ખરે તમ ગોદમાં;
લપટાય છે જેથી અરેરે, મહારથીસમ માનવો."
"ફુલજો તમે ઓ ફુલડાં, અર્પજો તમ વાસને;
દુનીયા ખડી છે ઝીલવા, તમ સ્નિગ્ધ રસની રેલને."
"નીરખી નિર્મળાં ફુલડાં, હૈયું હરી મમ જાય છે;
ઉર્મિઓ ઉભરાય છે, રંગો રગેરગ વેંય છે."
"મારી બધી રસભાવના, ઓવારજો ઓ ફુલડાં;
મ્હેકાવજો મમ હૃદયને, પરિમલ સદા તમ કુમળાં."
"હું છું બિચારી બાળકી, આશાતણી મેના ખરે;
રસરાજ મારો દૂરથી, કયારે પધારે અહિં અરે"
"આ જેલખાનું ફુલડાં, સંગે તમારે મ્હેલ છે;
આપો પરિમલ જો તમે, બાજી બધી એ સ્હેલ છે."
"જાણું નહિ મમ માતને જાણું નહિ મમ તાતને;
માતા ગણું પિતા ગણું છું, આ ખરે આ ભ્રાતને."
"માતા બની મ્હારી તમે, ના રોષ કંઇ લાવશો;
પિતા બની ફુલડાં મીઠાં. કંઇ કામ આજે આવશો."

"મેના! બસ હવે તારી લવારી બંધ કર મ્હેં તારાં લગ્ન પાંચ દિવસમાંજ ગણેશ સાથે કરવા આજે સર સુબાને વચન આપ્યું છે, એટલે હવે તારો બકવાદ ખપ નહિ આવે" કહેતા હરિલાલ દ્વાર ખોલી અંદર દાખલ થયા.

"પણ પિતાજી! હું તો આ ફુલડાંની સાથે વાત કરૂં છું; અને તે કામદૂતો મારા મનના મુગટ પાસે મારી ઉર્મિઓ લઇ જવા મને વચન આપે છે. આપે કાલ સાંજના મારા વિચારો જાણ્યા છે; છતાં શા માટે આજે આપ તેને પ્રોમીસ (વચન) આપી આવ્યા! પરણવું મ્હારે છે કે ત્હમારે! પુપ્લીઝ ડોન્ટકમ ઇન માઇ વેઝ ફાધર !(પિતાજી! આપ મારા રસ્તામાં મહેરબાની કરી ન આવશો) આપની આંખો હજીયે નથી ખુલતી ? તમો મારે માટે અત્યંત વહાલ રાખતા હતા; તે સૌ શું હવે વિસરી ગયા ? આપની પાલક પુત્રિ હું મેના છું; છતાં તમે મ્હને પેટની દિકરી કરતાં વધારે લાડ લડાવી ઉછેરી મારી જીંદગીનો માર્ગ ખુલ્લો કર્યો તે આપનો ઓછો ઉપકાર છે? તમારો એ આભાર જીંદગી પર્યંત નહિજ વિસરાય; પણ આજે આપની આજ્ઞા તોડતાં મારૂં દીલ ચીરાય છે; છતાં મારા મનની વાત તો આપ જાણોછો એટલે પ્લીઝ ફોર ગૉડસ સેક (મહેરબાની કરી ખુદા ખાતર) મારા રસ્તામાં ન આવશો. ન્યાયાધિશ બની આપ આવો ન્યાય કરો તો પછી ન્યાયાધિશ બન્યા ન બન્યા તોયે શું ? લોકો તમારાં વખાણ મુક્ત કંઠે કરે છે તેઓ આ વાત જાણી શું કહેશે! તમે હજીયે પિતાજી મારી અરજ ધ્યાનમાં લઇ તે મેરેજ (વિવાહ) ફોક કરો તો તમારો મોટો ઉપકાર." એ બાબને હાથમાંજ રાખી મેના એ કહ્યું.

"મેના ! તું બી. એ. થવા આવી, છતા લોકથી અજાણુજ રહી છે. ત્હેં ઘણાં પુસ્તકો વાંચ્યાં હશે અને તે સર્વમાં ઉતાવળથી વગર વિચારે કરેલ કાર્ય માટે કેટલો બધો પસ્તાવો હોય છે તે પણ જાણતી હઇશ; તેમ છતાં જો આ વારા વિનોદના મોટાભાઇનોજ પત્ર

ત્હેમણે પોતેજ તારી સાથે વિનોદનાં લગ્ન કરવા સાફ ના પાડી છે. ધેન વ્હાઇ શુડ યુ બી સોમચ ઓબ્સ્ટીનેટ ફોર હીમ!" "(તો પછી તેને માટે ત્હારે આટલી બધી જકકી શા માટે થવું જોઇએ!)"

"યસ યસ ? આઇ સી ફાધર હરિલાલ ? બટ વ્હાઇ શુડ યુ ટેઇક ધલ ફોર માઇ વિનોદસ બ્રધર્સ લેટર ? (હા ? હા ? હરિલાલ પિતા હવે હું સમજી? પણ તમારે મારા વિનોદના ભાઇના પત્રથી શા માટે ખોટું લગાડવું જોઇએ ?) મ્હારે કોની સાથે સંબંધ બાંધવો છે ? મારે અને શશીકાન્તને શું? એક જેઠ તરીકે તેઓ મારા મુરબ્બી એટલુંજ"

"ચુપ કર હેવાન મેના ? તારી લવારી બંધ કર ? જેઠ બેઠ એ શું લાવ્યા કરે છે હેવ સેમ ? (જરા શરમ લાવ ?) ત્હારે ગમે તે પ્રકારે આજથી ચોથે દીવસેજ ગણેશ સાથે જોડાવાનું છે. માટે સૌ તૈયારીઓ થાય તે દરમ્યાન તારા મનમાંથી વિનોદનું ઘોસ્ટ (ભૂત) કહાડી નાંખ ? હજી નહિ માને તો તને અહિંજ પૂરી રાખીશ યાદ રાખજે." કહેતા હરિલાલ બારણું વાસી ચાલ્યા ગયા.

સવિતા આ સૌ તમાસો જોતી હતી તેણે હરિલાલ ઘરમાંથી સમી સાંજ હતી છતાં બ્હાર ગયા એટલે ધીમે રહી તાળું તોડી નાખ્યું. વિજયા કામમાં હોવાથી તેણે કંઇ પણ જાણ્યું નહિ. એટલામાંતો લપાતો લપાતો વિનોદ પણ ત્યાં આવી પહોચ્યો. તેનો હાથ પકડી તરતજ સવિતા તેને અંદર લઇ ગઇ. બન્ને પ્રેમિ આજ પહેલ વહેલાંજ આવી રીતે નિરાશ બનેલ હતાં એટલે સવિતાની દરકાર કર્યા સિવાય અન્યોન્ય સજ્જડ એક બીજાને ભેટી પડયાં.

"આપ આવ્યા? ડીડ યુ કમ માઇ ડીયર વિનોદ! વોટ ન્યુઝ? (આપ આવ્યા! મારા વ્હાલા વિનોદ ? શા ખબર ? )"

"મેના! ફેરવેલ! વી આર અનડન! આઈ એમ એ મર્ડરર નાઊ. ફેર ધીવેલ ડીયર મેના? ટ્રાઇ ટુ ફરગેટમી માઇલવ! નાવ ડોન્ટ સ્પોઇલ યોર લાઇફ આફ્ટર મી! યસ યસ આઇ એમ યોર વિનોદ! બટ એટધી સેઇમટાઇમ ધી ચાર્જ ઓફ મર્ડર ઇઝ ફોલન અપોન મી માઇલવ!" "(મેના છેલ્લી સલામ! આપણી બાજી ધૂળ થઇ છે.! હું ખૂની છું હવે) વ્હાલી મેના! તને છેલ્લી સલામ! પ્રિયા! મને ભૂલવા પ્રયત્ન કરજે! મારી પાછળ હવે તારી જીંદગી બગાડીશ નહિ! હા? હા? હું તારો વિનોદ છું, પણ સાથે સાથે પ્રિયા? મારીપર ખૂનનું તહોમત આવ્યું છે.)" ગાંડાની માફક વિનોદ લવી ગયો.

"ન માનું ન માનું! દીસ ચોર! જરાયે ન માનું! મારા વિનોદ કદિ ખૂની નહોય! નેવર નેવર! (કદી નહિ કદી નહિ)! પ્લીઝ લેટ મી નો વોટ હેપન્ડ! અવર વન મીનીટ ઇઝ વર્થ વન માલીયન રૂપીઝ" "(મહેરબાની કરી મને જણાવોકે શું થયું આપણી એક મિનિટ અત્યારે લાખો રૂપિઆ બરાબર છે)"

"વિનોદ અને મેના! આમ નિરાશ ન બનો! મારૂં જે થનાર હશે તે થશે! પણ આપ બન્નેને હું સલાહ આપું છું કે આક્ષણેજ તમે બન્ને અહિંથી ચાલ્યાં જાવ. પ્રભુ શિખવશે તેવો જવાબ આપીશ ભલે ફાધર પિતાજી ગુસ્સે થાય; પણ હું તો આનંદ માની શકે મારે હાથે તમારો છુટકારો થયો! જાવ! જાવ! પ્રેમિ પંખીડાં જાવ! પણ એક બીજા ને દગો નહિ દેવાનું વચન મને આપતાં જાવ! બ્હેન મેના! આવ મને છેલ્લી વખત ભેટી લે! હવે તારૂં મુખ નથી હું દેખવાની! ઉતાવળ કરો! પિતાજીએ ગુસ્સે બની ત્રણ ચાર દિવસમાંતો અણધાર્યાં લગ્ન લેવા તજવીજ કરી દીધી છે. માટે પછી વખત મિતી જશે તો તમારે પસ્તાવો કરવો પડશે.

જેથી તૈયાર થાવ. હિંમ્મત ખોશો નહિ. એક બીજાને દગો ન દેશો! લ્યો આ મારાં સાચવી રાખેલાં ઘરેણાં અને ચાલ્યાં જાવ! લાવો તમારા હાથ હુંજ મેળવી આપું" આંખમાં આસુ સાથે સવિતાએ બન્નેને છુટાં કરી સુચના કરી.

"શું! અરે! નાસીજ જવું પડશે વ્હેન!" આંખમાં આંસુ લાવી મેના. બોલી શાંત થઈ ગઈ.

"અને સવિતા વ્હેન! સમાજ શું વાતો કરશે?" નિરાશ થતા વિનોદે પણ પ્રશ્ન કર્યો.

"વિનોદ! જો આવો તમારો સ્વભાવ ડરપોક હોય તો તો હું મેનાને તમારી સાથે નહિજ વિદાય કરૂં! તમારો વિશ્વાસ શો? સ્વર્ગમાં જતાં દોહલાં દુઃખ ભોગવવા પડે છે! પ્રેમ નિભાવવો એ સહેલી બાબત નથી. એ તો વસમા ડુંગર છે. માટે હજી પણ જો હિમ્મત હોય તો ડગ ભરજો." સવિતાએ ઉતાવળમાં કહ્યું.

"ચાલો! વિનોદ! ચાલો! પ્લીઝ ડોન્ટ કીલ ટાઈમ એંડ માઈ હોપ્સ. (મહેરબાની કરી વખત ન ગૂમાવો અને મને નિરાશ ન કરો. ભલે તમારા સંગમાં મારે સમાજને શું કરવો છે? મારો વિનોદ એજ મારી સોસાયટી! (સમાજ)! ચલો! આ ક્ષણેજ હું તમારી સાથે આવવા તૈયાર છું. હજી તો આપણે સંસારની વસમી સીડીને પહેલે પગથીયે છીયે, ત્યાં જો આમ હોપલેસ (નિરાશ) થઈએ તો આપણે ઉપર પહોંચીયેજ નહિ" મેનાએ વિનોદને આજીજી કરતા સ્વરે કહ્યું.

"ભલે ત્યારે સવિતા વ્હેન। સલામ! રામરામ! પ્રભુ મેળવશે તો મળીશું નહિતો અન્યજન્મે. ચાલો મેના" કહી વિનોદ તૈયાર થયો.

"આવ બ્હેન ! મ્હને ભૂલીશ નહિ ! આવ છેલ્લી વખત ભેટી લેવા દે." કહી સવિતા સજળ નયને મેનાને ભેટી પડી. અને તેજ વખતે પહેરેલ વસ્ત્રે સવિતા પાસેથી રૂપિઆ ૨૦ લઇ બન્ને પ્રેમિ ઘર છોડી ચાલ્યાં ગયાં. વારે વારે જ્યાં સુધી મકાન જણાયું ત્યાં સુધી મેનાએ નિરાશ બની પાછા ફરી તે જોયાજ કર્યું.

સાંજે આઠ વાગ્યે જ્યારે વિજયાએ મેનાની ખબર લેવા માટે તપાસ કરી તો તેને મેના ન જણાઈ. તરતજ સવિતાને પૂછયું; પણ તેણેય સંતોષકારક જવાબ ન આપ્યો. હરિલાલ હજી સુધી આવ્યા ન હતા એટલે હવે તપાસ પણ કેવી રીતે કરાય?" હમણાં તેની સાથે સવિતા પણ ઢોંગ કરી આંખમાં જરજરીયાં લાવી તેના મનમાં ભળી ગઇ. બરાબર રાત્રિના બાર વાગ્યા છતાંયે હરિલાલ નહિ આવ્યાથી હવે વિજયાને મુંઝવણ થવા લાગી, પણ બહુ વખત વિતવાથી મા તથા પુત્રિ બન્ને તેજ ઓરડામાં નિંદ્રાધિન બની ગયાં. નોકરો ચાકરો પણ નિંદ્રાધિન થઈ ગયા. રાત્રિના લગભગ દોઢેકના સુમારે હરિલાલ આવ્યા, તે પણ કોઇને હેરાન ન કરવાના ઇરાદાથી બારોબાર પોતાના શયન ગૃહમાં ચાલ્યા ગયા. લગભગ ચારેક વાગે ફરીથી વિજયા જાગી ત્યારે તેને ભાન આવ્યું કે હરિલાલ પોતાના પતિ આવ્યા હોય તો પેલી વાત કહું પણ તેજ વખતે પ્રભુ પ્રેરણાથી તેનું દીલ શાંત થઇ ગયું. "હશે ! બિચારી ગઇ તો સુખી થશે. નહિ તો એ જીદમાં આવ્યા હતા. એટલે તેને પેલા દારૂડીયા સાથે ગોઠવી દેત. તેના કરતાં તો ભલે નિંદા થાય; છતાં એ સુખી થશે." એમ મન મનાવી તે ચૂપજ રહી. સવારના પહોરમાં હરિલાલે જાણ્યું કે રાત્રે મેના ગૂમ થઈ છે.

મેના પોતાના પેટની દિકરી નહતી, પણ તેની પર બહુ હેત રાખતા હોવાથી હરિલાલની આંખમાં અશ્રુ આવ્યાં. તેઓએ કદિ ધાર્યું ન હતું કે આ વખત આવશે. જરા મક્કમ રહેવાથી મેના આપોઆપ માની જશે, એવો તેમનો વિચાર હતો; બાકી હૃદયની લાગણી ઓછી નજ થઇ હતી. ફક્ત બાબત એજ હતી કે ગણેશને તેઓ ભણેલો ગણેલો તથા સુખી જોઇ તેના મોહમાં તણાયા હતા. વળી તેને પણ ટુંકમાં લાગવગથી સારો હોદો મળવાનો હતો. હવે બહાર શું વાત કરવી તે તેમને સવાલ થયો. એ દિવસમાં તો પોતાના દરેક ઓળખીતાને તેઓ નોતરી આવ્યા હતા. વળી ગઇ કાલે રાત્રે મોડું થયું પણ તે સૌ તો લગ્નની તૈયારી માટેજ હતું. હરિલાલને કેટલાક અંગત સ્નેહિઓએ ગણેશ સાથે લગ્ન કરવા સાફ ના પાડેલ, અને વિનોદનું નામ સુચવ્યું હતું; કારણ પ્રેમ છાનો નથી રહેતો, પણ શશીકાન્તનો પત્ર દેખી તેમનું મન એકદમ વિનોદપરથી ઉઠી ગયું હતું.

બે ત્રણ દિવસ વિતી ગયા. હરિલાલે કોઇને વાતજ કરી ન હતી. ગણેશના બાપને પણ વાયદો કરી શાંત કર્યો. તથા જણાવ્યું કે "મેના તેના મોસાળમાં અચાનક તેડવા આવ્યાથી ગઇ છે." એટલે સર્વ શાંત થઇ ગયું પણ પાંચ દિન બાદ તો ભરૂચથી કાગળ આવ્યો કે "જો વિનોદ ત્યાં હોય તો તેને બરાબર ધ્યાન રાખી સાચવજો. શશીકાન્ત આજેજ તે તરફ આવે છે" આવા ભાવાર્થનો કાગળ આવ્યો ત્યારેજ હરિલાલને ખરી ખબર પડી કે જરૂર મેના વિનોદની ઉશ્કેરણીથીજ છટકી ગઇ છે. પણ હવે બળાપા શા કામના? આખો દિન રાહ જોઇ પણ શશીકાન્ત આવ્યાજ નહિ

દશ પંદર દિવસ વિત્યા બાદ મુંબાઇથી મેનાનો પત્ર મળ્યો. તેમાં તેણે હરિલાલ, વિજ્યા, તથા સવિતા એ સૌની માફી માગી જણાવ્યું હતું કે, "સમાજની દૃષ્ટિએ તમો વચન આપી તે તોડતાં નિંદાપાત્ર થાત તેના કરતાં ભલે મારી નિંદા થાય, વિનોદ સાથેજ હું અહિં આવી છું; ” ને અમો નોકરી માટે તજવીજમાં છીયે. હવે આ પાલક પુત્રિને પુત્રી તરીકે વીસરી જશો. વિજ્યા તથા સવિતાએ આ પત્ર દેખી ઘણાં આંસુ સાર્યાં.

વ્હાલા વાંચક ! આ તરફ વિનોદ તથા મેના તેજ રાત્રે મુંબાઇ આવવા નીકળી અહિં આવી ગયાં હતાં શરૂઆતમાંતો કોઇ ઓળખીતાને ત્યાં પણ નહિ જતાં તેમણે હોટેલમાંજ ઉતારો કર્યો પણ પોતાની પાસે વધારે ચીજો ન હોવાથી હોટેલનું ખર્ચ નિભાવવાનો વાંધો હોવાથી પહેલાંતો મેનાની ડોકનો અછોડો વેચી રૂપિઆ ૩૦૦ મેળવ્યા. આર બાદ એક મકાન ભાડે રાખી તેઓ ત્યાં રહી નોકરીની તપાસ કરવા લાગ્યાં. લગભગ આખો માસ વિતાવ્યો; છતાં નોકરીનો પત્તો મળ્યોજ નહિ. વિનોદને હમણાં હમણાં મનમાં ઘણો પસ્તાવો થતો હતો કે પોતાની કેવી કેવી વાતો થતી હશે. ! ઘણા વખતતો એકલોજ તે લવી જતો હતો કે—" અરે ! આ પગથીયે જતાં મ્હેં શું ડહાપણ વાપર્યું ! આખા હિંદુસમાજમાં હું કલંકિત બન્યો એટલુંજ નહિ, પણ તે બિચારી ગાય જેવીને પણ કલંકિત કરી. ધર્મ એ હતો કે ગમે તે રસ્તે વડીલોને પોતાના પ્રેમના પ્રભાવે જીતી લેવા જોઇતા હતા. પણ આમ કરવાથીતો પોતે નિંદ્રાપાત્ર બન્યાં એટલુંજ નહિ, કિન્તુ બિચારાં વડીલોને માથે પણ કાળાં કલંક ચોંટાડતાં ગયાં છે. બિચારી મેના ?મારે આશરે કેવી શાંત

બની આનંદ કરે છે! મારા મનમાં જે વેદના થાય છે તેમ તેને પણ શું નહિ થતી હોય! જરૂર જરૂર થતી તો હશેજ, પણ મારૂં મુખ જોઈ તે પોતાનું દુઃખ વિસરી જાય છે. દરરોજ ગાય જેવી મારી મેના સુકાતી જાયછે, તે ચિંતાથીજ, હજી સુધી આ બાજુ કોઇ ઓળખતુ તો નથી, પણ કદાચ જો કોઇ જાણશે તો તે વખતે શી દશા!" આવા આવા ઘણા વિચારો વિનોદને આવતા.

જ્યારે કોઇ વખત તેને એમ થતું હતું કે "અમો જે કરી ચૂકયાં છીયે તે ખરેખર વ્યાજબીજ છે. હઠમાં આવેલ તે જકકી ઘેટાં જેવા લોક અમારી વાત માનતજ નહિ, અને તે વખતે આખી જીંદગી અમારે રૂદનમાંજ વિતાવવી પડત. મેના માટે અભ્યાસ તજ્યો તેની ફિકર નહિ; પણ તેમ કરવાથી મેના સુખી થયતો બસ છે. મેના સિવાય જગતમાં તેનું કોણ છે! બિચારી કલા અચાનક ગૂમ થઇ ગઇ છે તેની પણ અત્યારે શું દશા હશે? બસ લોકો ગમે તે ભલે બોલે. આવતી કાલેજ વૈદિક ધર્માનુસાર આર્ય સમાજ દ્વારા હું સ્નેહલગ્નથી મેના સાથે દુનિયાના દેખતાં પરણીશ; એટલે પત્યું. મેના વડોદરે પત્ર લખે છે. છતાં હરિલાલ કંઇ જવાબ આપતા નથી એજ બતાવે છે કે તેઓએ હવે તેને વિસારી દીધી છે. પણ નાના હું ભૂલું છું; કારણ શીરનામા સિવાય તેબિચારા આવા મોટા મુંબાઇમાં કયાં પત્ર લખે! હશે ગમે તેમ હોય હવે શું!"

"મારી હતી મેના સખી, મારી બની આજે સખી;
સેવું હવે ઉપવનસદા, માળી વિનાની વેલને મથી"

આજે અમાવાસ્યાની અંધારી રજની છે. સર્વ સ્થળે ભલે અંધકાર હશે પણ મોહમયી તો વિજળીની રોશનીથી બળી રહી હોય

તેમ લાગતી હતી. આકાશમાં વાદળાંના ધુમટો થઇ રહ્યા હતા તારાઓ પણ ચંદ્ર નહોવાથી પોતાનો જેટલો ઉછાંછળો સ્વભાવ હતો તે દેખાડી રહ્યા હતા. તેજ વખતે આપણા વિનોદને નિંદ્રા આવતીજ ન હોવાથી પથારીમાંથી બેઠો થઇ તે આમતેમ આંટા મારતો હતો. વિશ્વાસથી નિંદ્રાધિન બનેલ મેનાને જોઈ તેનું હૈયું ભરાઇ આવ્યું. આંખો દાબી તેને છાનું રાખનાર કોણ હતું. ? મેનાતો ઉંઘતી હતી.

ઘણો ઘણો વિચાર કરી આખરે આ અફસોસ કરતા યુવકે પોતાના ખીસ્સામાંથી એક પડીકું બહાર કહાડી તે પાણી ભરેલ કપમાં નાંખી દીધું. તેને હલાવ્યું; અને મેના તરફ વળી ફરીથી જોઇ રડાય તેટલું તે રડયો. પ્યાલુ ઉપાડી તેણે પીવાનો નિશ્ચય કર્યો; પણ બિચારી મેના સામે જોઇ તે પાછું મુકી દીધું. એક પત્ર લખ્યો અને તે ટેબલ પર મુકી દીધો ત્યારબાદ વળી ફરીથી તે પ્યાલું ઉપાડયું મેના સામે જોઇ કંઇક છેવટનું બોલી ગયો.

"મેના ? જીગર મેના ? તને દગો દઇ આ સમાજની આંખને ખુંચતો વિનોદ આજ આપઘાત કરી ચાલ્યો જાય છે તો શોક ન કરીશ, તારે ફાવે તેની સાથે જોડાઇ જવા હું તને ખુલ્લા દીલથી છુટ આપું છું. સખી ? મેના ! જ્યારે સવારના પહોરમાં મને મરણ વશ બનેલ જુવે ત્યારે જરાયે આંસુ ના સારીસ. હું પાપી છું કે તારા જેવીને ફોસલાવીને મેં તારૂં જીવન ધૂળ ધાણી કર્યું છે ગઇ કાલેજ પેપરોમાં આપણી નાસ ભાગ છપાઇ ગઇ છે; છતાં બિચારા પત્રકારોએ આપણને દિલસોજી આપી છે; એટલે મનમાં આનંદ થવો જોઇએ પણ હવે જગત જાણી ગયું તે શોકથી મારૂં બીકણુ દીલ ચીરાઇ જાય છે. સખી ? કદી મળે તો મારી છેલ્લી સલામ કહે

જે ? હાય ? મારા મરણ બાદ ત્હારૂં શું થશે ?" કહી અપાર આંસુ સહ તેણે તે કપ મુખે ધર્યો.

નિદ્રાધિન બનેલ મેના સ્વપ્નામાં અચાનક લવવા માંડી " વ્હાલા વિનોદ ? હવે હદ થઇ? આમ ચોરીથી આપણે કેટલા દિન વિતાવીશું ? જો તમો બીક રાખતાહોતો લાવો હુંજ આર્ય સમાજ-માં જઇ સૌ બીના જાહેર કરૂં ? પ્રભુ મને છોડી ન જશો ? યુનો માઇ પોઝીશન વેરીવેલ. (તમો મારી સ્થિતિ બરાબર જાણો છો) કોના આધારે મને તરછોડી મારી આંખની તથ સતી ફાફીનો દેદાર મારો વિનોદ ચાલ્યો જાય છે ? ઓ કાળ ? ઉભોરહે ? સતિ સાવિત્રી સમાન મ્હેં તપ કર્યાં છે; તો જો મારો પ્રભાવ ? પણ ઓ વિનોદ? તમે ન જશો ? પાછા આવો ? મારાસમ મને કયાં તરછોડી જાવ છો ? "

આવી નિર્દોષ સ્વપ્નાની થતી વેદના સાંભળી વિનોદનો કપ મુખ નજીકથી સહેજ પણ ખસ્યો નહિ.

" હાય મેના ? સ્વપ્નામાં પણ આ બે વફા પાપી માટે શો તારો પ્રેમ ? ભૂલીજા મને માઇ લવ મેના ભુલીજા ? અફસોસ" સજળ નયને વિનોદ લવી ગયો.

" હેં ! શાનો અફસોસ ! " કહેતી બૂમ મારતી ભયભિત બનેલ મેના તેજ ક્ષણે અચાનક વિનોદ નું કહ્યું સાંભળી જાગી ઉઠી.

" ઓ મારા બાપ ! વિનોદ પ્રભુ ! તમે શું કરો છો હાયરે! ઉભા રહો.! ઉભા રહો.! મારે માટે જરા વખત ઉભા રહો ! લાવો એ કપ હુંજ પહેલો પી જઇશ. ત્યાર પછી તમે ફાવે તે કરજો. મારે માટે આપ આમ શા માટે કરોછો ! બે દિવસથી તો મારી સાથે બોલતા પણ નથી " કહેતી મેનાએ ત્યાં દોડી જઇ કપ ખુંચવી લીધો; અને તે બિચારી છુટે મુખે રડી પડી.

"મેના ન રડીશ! જરાયે ન રડીશ! આપઘાત પણ પ્રભુને નથી ગમતો તો પ્રિયા તું હવે બેફિકર મારી ગોદમાંજ રહે! આવ આજે હું તને ભેટાય તેટલું ભેટીશ. હવે તને ઝુરાવી નહિ મારૂં" કહેતા વિનોદે રડતી મેનાને તેજ ક્ષણે પ્રેમ થયા બાદ પ્રથમ પહેલી બાથમાં સપડાવી દીધી.

× × × × ×

પરસ્પરના એક બનેલ તારના રસ્તાથી બીજે દિનેતો આર્ય સમાજદ્વારા બંન્ને જોડાયાં. ઉપરોકત ઘટના બન્યા બાદ ત્રીજે જ દિને આનંદી મેનાને લઇ વિનોદ દરિયા તરફ નિકળ્યો રસ્તામાંજ મેનાએ જણાવ્યું કે" નાથ! મારી જમણી આંખ ફરકે છે; માટે દરિયા તરફ ફરવાનું માંડી વાળો" પણ વિનોદે તે માન્યું નહિ. દિવસના આશરે ત્રણેક વાગે તેઓ બન્ને એકલાંજ એક ભાડુતી બોટ લઈ ચોપાટીપરથી દરિયામાં નીકળી પડયાં. બોટમેન પણ વિનોદની હઠથી સાથે ગયો ન હતો. મેનાને પેટ્રોલ ચલાવવાની કળા, શીખવી પોતે સુકાન પકડી હોડીમાં બેઠો તેજ ક્ષણે મેનાએ કાલાવાલા કર્યા કે" ડીયર વિનોદ! મારી આંખ અને અંગ બંન્ને ફરકે છે. લેટ અસ ટેઇક ધી બોટ મેન પ્લીઝ ડીયર વિનોદ. (વ્હાલા વિનોદ આપણે હોડીવાળાને લઇ લઇએ). વળી દરિયો પણ જુવોને કેટલો તોફાને ચઢયો છે! તમોને તોઅનુભવ હશે પણ હુંતો આવાં સ્ટોર્મથી (તોફા-નથી) પ્રભુ સાવ અનનોન (અજાણી) છું, એટલે આઇ ફીયર ટુ મચ (હું ઘણીજ બીઉંછું) માટે મારૂં માની તેને લો."

છતાંયે વિનોદેનજ માન્યું, અને બોટ ચાલી. બસ અર્ધા કલાકમાં તો તેઓ દૂર નીકળી આવ્યાં. મલબાર હીલનો રમ્ય દેખાવ જોઇ

વિનોદ તે તરફ તાકી રહ્યો હતો. જ્યારે મેના બીકથી ધ્રુજતી હતી. તેણે વિચાર ગ્રસ્ત વિનોદને સુકાન ફેરવવા ઘણું કહ્યું પણ પથ્થર પર પાણી.

ઓચિંતુજ વિનોદ સુકાન છોડી દીધું પોતાના ખીસ્સામાંથી એક બીડેલ કવર કહાડી તે મેના તરફ રડી ફેંકી દઈ તેજ ક્ષણે અક્ષર બોલ્યા સિવાય તે સાગરનાં ઉછળતાં મોજાંમાં કુદી પડયાં.

"હાય ઓ મારા બાપ! ઓ ડીયર વિનોદલાલ! મને તરછોડી આપ આમ ગયા! શાકારણથી પ્રભુ! ઓ ખુદા ઇશ્વર દયા કરી મારા વિનોદને બચાવો. હાય હાય! ઉભારહો! તમો જળમાં કયાં પેસી ગયા! હું આપને કોટે વળગવા આવું છું!" કહેતી ભાન ભુલેલ મેનાપણ તેજ ક્ષણે પ્રેમિના પંથે વિચરવા દ્રઢ છાતી કરી દરિયામાં કુદી પડી. એ પત્ર અને એ હોડી ત્યાંજ કુદા કુદ કરતાં રહ્યાં આખરે બિચારાં પ્રેમિઓની આ દશા! ભલા ભગવાન!



# પ્રકરણ ૨૨ મું.

—(૦)—

## બિચારી માયા

—(૦)—

"અહા કેવા ફેરા, કુદરત કરે દીલ મહિંતા;
ગઇ વાડી આખી, અરરર અરે જોતજોતાં.
ગયાં સ્વપ્નો મીઠાં, રજની ગઇ જે સુખીહતી,
કદી જુએ આંખે, અવનીએ સહુ મથીમથી."

હાય દૈવ ? જયાં જઉં છું ત્યાં તું બે ડગ આગળ ને આગળ ? મારી જીંદગીમાં હજારોજાતના ફેરફારો એ ક્રૂર દૈવ? ત્હેં કર્યા હજી મને કેટલી વખત તું કસોટી પર ચડાવીશ ? નાનપણમાં હું બિચારી કેવી મનોહર નિર્દોષ બાળા હતી ? બ્હેન કાન્તા અને હું કેવી રમતો રમતાં હતાં ? અમો બંન્ને ઢીંગલીઓની રમતો આપસ આપસમાં રમી કેવા આનંદથી રહી ઉછરી મોટી થવાના આશા કરતાં હતાં ? એક બ્હેન પતિને માની સ્વર્ગની અધિકારીણી બની જયારે હું એક બ્હેન નર્કાગારમાં પણ સમાઇ શકતી નથી. નહિ તો યમરાજા પણ હવે મારા પાપોની ઉત્પતિથી થયેલ મારી દશા જોઈ મને દુઃખીયારીને નર્કમાં તો જરૂર લઇ જાય ? બેટા ? કલા ? અને બ્હેન ચંપા ? ત્હમો અત્યારે શી હાલતમાં હશો ? રૂડયા

મનહરલાલે જરૂર તમોને ફસાવ્યાં હશે ! દૈવ ! ત્હેમના પરતો દયા કરજે. મારી ગાય જેવી પવિત્ર પુત્રિની રક્ષા ભલા ભગવાન તું કરજે. આ રાંડ કંચન આખી જીંદગી પર્યંત આ ભોંયરામાં પૂરી રાખી રીબાવી રીબાવી તે દિનની રીસ કહાડી મને મારી નાંખશે એતો ચોકકસ છે છતાં દયાળુ પ્રભુ મારી અરજ સુણી મારી લાડકી બાળકી અરે મારી અનાથ બાળકીનું રક્ષણ તું કરજે મારે આંગણે શું નહોતું ? મારે ત્યાં સર્વ ચીજ હતી. ગાડી ઘોડા ફેરવવાની મારી શક્તિ હતિ પણ જ્યારથી એ દુષ્ટમતિ કાન્તિલાલે મને ભોળવી યુવાનીના મદમાં ફસાવી ત્યારથીજ અમારાં પાપે મારા મોહનલાલની લીલી વાડી કરમાઇ ગઇ. કેશવ પુત્ર ગૂમ થયો; ત્યારબાદ પાપના પરિણામ રૂપ મારેપેટ દિકરી કલા અવતરીને પણ સૂખ ન પામી ! તે બિચારીનો શો દોષ ! એક વખત તો ત્હેમણે જ આ નર્કાગારમાંથી અજબ હિંમ્મત કરી બચાવી હતી, પણ અત્યારે તેને કયાંથી ખબર હોય કે પાપી મા માયા ફરીથી એ અપમાનનો બદલો ભોગવવા ભોંયરામાં પુરાઇ રહી છે ? મારાં નેત્રો ફરેકે છે એટલે મને તો જણાય છે કે જરૂર એ ડગલબાજ મનહરલાલે ચંપા તથા કલાને ફોસલાવી કુવે લટકાવ્યાં હશે જ ? ચંપા મનહરલાલની સોનેરી જાળમાં માછલી બનવા આપોઆપ પ્રયત્ન કરતી હતી તેતો મ્હેં તથા કલાએ ઘણા વખત જોયું હતું, એટલે હવે આવા પ્રસંગમાં એ પાપ વાસનાથી છટકી પુણ્ય ક્ષેત્રના દરવાજે ઉભેલી ચંપા, જરૂર ઘોભાઇ ગઇ હશે ? અને હાય સાથે મારી ભણેલીગણેલી બાળકીની શું દશા ? કામદેવે કોનો પરાજ્ય નથી કર્યો.! જગતમાં કામદેવ હોતજ નહિ તો મારે આ દશા ભોગવવી ન પડત ? અરે આ હજીએ ચાળા ચટકા કરતી કંચન રાંડ મને અહિં પુરી રાખી મફત ખાવાનું એવા વખતે તો નજ આપે ? હજી રાંડનો ઇરાદો મને અને મારા દેહને

હજારોના હાથે ભાડે આપી કમાવાનો છે, એટલે તે મને છોડશે તો નહિજ રાંડ કાલેજ મને ધમકી આપી છે કે કોઈ એક શેઠ આજ આવવાના છે, તેમની સાથે જો હું આડો વહેવાર નહિ કરૂં તો મને બાંધી ફટકા મારશે. એ રાતમાએ પણ આજકાલ દોર ચલાવી ઠીક બગલાઓને મુડવામાંડયા છે? જ્યારે હું આ નર્કાગારમાં નર્તકી હતી; ત્યારે એ મારી દાસી હતી, પણ આજે તેજ દાસી વારેઘડીએ મને તમાચા મારી જાય છે? અરે તેથીએ ન ધરાતાં મારી ઉપર તે તરકડી થુંકી મને ભ્રષ્ટ કરે છે.? અને તેથી વધારે તો રાંડ રાત્રે ઉપરથી મારા ભોંયરામાં મૂત્રનો વરસાદ વરસાવે છે! પ્રભુ! મારાં પાપની આ શું ઓછી શિક્ષા છે? આથી તે વળી અન્ય નર્ક શું હશે? જીવતાંજ આવી શિક્ષાઓ ભોગવવી પડે છે તો હજીએ નર્કમાં શીશી પોથીઓ મારે માટે ભરાઇ ચૂકી હશે? મ્હેં તો ઓરમાન દિકરા સાથેજ જાણીજોઇ લપસી મારો સંસાર આગમય કર્યો; પણ આ નિચવૃતિના રાંડો કે જે હજારોને પોતાના જોબનીયાના સ્વાર બનાવી ચાર ઘડીના ચાંદરણા સમાન ટકતી મઝા માણવા હૈયાપર નચાવે છે તેમની અત્યારે શું દશા થશે? પણ હાય તે વખતે આવો વિચાર કયાં આવે છે? મને મારો અનુભવ શું કહે છે? પ્રભુ જેવા મોહનલાલને ન સંતોષ્યા તો આ વિકટ દુઃખો મારે માટે ખડા થઇ ગયાં છે. જન્મ ધરી મેં કાન્તિલાલ ઓરમાન દિકરા સાથે તે સમો વયનો ઉછરતો નવ યુવાન હોવાથી પ્યાર કર્યો; તેટલુંતો નહિ પણ અરેરે તે મારા મોહનલાલના ખુની કોઇ હજીએ ન ઓળખાયેલ બદમાસે સુદ્ધાં મારા દેહને ચુંથી નાંખ્યો? આતે જાણ્યે કે અજાણ્યે અમરતો વશે કે કવશે થયેલ ઓછું પાપ ગણાય.? પ્રભુ! હવે હું થાકી ગઇ છું હારી ગઇ છું હા હવે! કંટાળી ગઇ છું આ જીવન

અને આ નર્કાગારથી મારાં માબાપ ? આજે કોઇ તેના માંટીને લઇ કંચન આવશે ત્યારે મારે જીભ કરડી મરવું પડશે એ વીના બીજો ઉપાય શો ? કારણકે રાંડે સવારથીજ બાલ્યકાળે મને બળ વગરની કરવા મારા હાથ તથા પગ ચાર ખીલા સાથે પૂર્વ પશ્ચિમ ઉત્તર અને દક્ષિણ એવીરીતે મને સખત વેદના થાય છે તે નહિ ગણકારતાં બંધાવી દીધા છે. એટલે મૂખ શીવાય મારો બચાવ કોણ કરે ? બળ્યો આ કાદવનો કીચડ સમાન દેહ ! હેમાં સમાયેલું રૂપ હજીએ નાશ પામતું નથી ! એટલે આવનાર પુરૂષ મને જોઇ જરા પણ ઓછો વિચાર કરવાનો હતો ? ઓ પરવર દિગાર પ્રભુ ? હવે હદ થઇ છે ? મને હવે વધારે કલંકિત કરવા કરતાં મારો આત્મા તું ખેંચી લઇશ તો પ્રભુ તારો ઉપકાર ! અરરર પ્રભુ ? હાય હાય ? મારાથી ખસાતું નથી કે પાસું ફેરવાતું નથી ! અને આ ગંડ પેલી ફાતમા ઓ પ્રભુ હાય હાયરે જો પેલી ઉપરની જાળી પર બેસી મારી પર થુંકવા મંડી એકદિન મારી દાસી હતી તેજ આજે મારી દશા જોઇ હસે છે ? દુઃખીને વધારે દુઃખી કરી તે રાંડ મને ચીડવે છે ? જ્યારે આ મકાનમાં કંચનનું કથન માની હું નર્તકિબની કામ કરતી હતી, ત્યારે જોકે મ્હેં કોઇને દેહ ભાડે આપ્યો ન હતો; છતાં આખા મકાનમાં મારૂં કેટલું બધું માન જળવાતુ હતુ અને હજીયે જો એમ કરૂં તો એજ દશા થાય ? પણ પ્રભુ ? હવે શા માટે આવી પાપ વાસના કરૂ ? હાય હાય અરે હવે તો ગજબ થયો. મારી દાસી બનેલ ફાતમા હાય પ્રભુ ! અત્યારે મારી પર લઘુશંકા કરી જાળીઆમાં જોઇ દાંત કહાડે છે ? હાય પ્રભુ આવું અપમાન સહેવા કરતાં શું મ્હોત સારૂં નહિ ? અને ઓ રાંડ ફાટેલી ફાતમા ? જરા વિચાર તો કર આટલો બધો મદ કયા જોબન પર તું કરે છે ? કોઇના મુખપર થુકતાં અને લઘુશંકા કરતાં તને આનંદ થાય છે, પણ યાદ રાખજે ઓ ગોઝારી કે એક દીવસ મારા જેવીજ અરે તેથી પણ

વધારે ખરાબ દશા ત્હારી બનશે ? તુંજ જોતી હતી કે હું કેવા વૈભવમાં તે જગાએ રહેતી હતી ? આજે તુંજ જો કે મારી શી દશા થઇ છે ? તો ઓ ધુતારી ચેલી ફાતમા ? આવું અપમાન તું શામાટે કરે છે ? તારા કયા દેહના મદથી તું આમ ફાટી ગઈ છે ? ત્હારા જેવાં ઘણુંયે જોબન દુનિયાપર પડયાં છે ખબર છે ? જે જોબન પર અરે જે જોબન અને જે યૌવનપર ઓ યવન ફાતમા તું આટલો બધો તનમનાટ કરે છે તેજ તારો દેહ શેનો બનેલ છે તેનો તો જરા ખ્યાલ કર ? તારા એ ગુંથા પાડેલ ચોટલાની ધુળ થઇ જશે.! તારા મુખ પર પાવડર લગાવ્યો છે. તે મુશ રાખ બની જશે ! તારા જે ગુહ્ય ભાગના પરિણામે તું ફાટી છે તે ભાગમાંથી રાત્રિ દિવસ કુદરતી શી ક્રિયાઓ બને છે તેનો તો વિચાર કર ? અભાગણી ! ખરેખર મારા કરતાં પણ તારી દશા વધારે પતીત થયા સિવાય નહિજ રહે ? તો શા અભિમાને તું આટલો સીતમ મારી પર ગુજારે છે ? સહેજ સહેજમાં તારી અણીયારી છાતી આમથીઆમ મરડેછે તેતો માંસના લોચા છે ? રાંડ જો પાછી થુંકી ખરૂં ! હાય હાય ! એ ગોઝારી આવખતે તો તારા જેવી યવનીનું થુંક મારા મુખમાં પડયું હજીયે વિચાર કરઓ દુષ્ટા ? રંડા ગોઝારી તારાં પાપ ભરાઇ ચૂકયાં છે !” આમ બોલતી તે પશ્ચાતાપ કરતી ભોંયરામાં પુરાયેલ માયાએ પોતાપર મૂત્ર તથા થુંક વરસાવતી પોતાની પહેલાંની દાસી અને અત્યારની છટકેલ ફાતમાપર ફિટકાર વરસાવ્યો

“ચુપ કર! હવે તારી લવારી માયુડી! ઘણા દિવસ ત્હેં મારી પર રોફ બજાવ્યો હતો ! ત્યારે કેમ ખબર ન રાખી કે એક દિવસ સાસુનો તો એક દિવસ વહુનો આવશે ! હવે રાંડ તું કે હું તે તો અર્ધા કલાકમાંજ જણાશે ! તાર પર નાચનાર ઉપર અત્રે આવવાનો ટેલીફોન ક્યારનો એ થઇ ગયો છે ! અને તે વખતે તો હું આબજીમાં

રહીનેજ સૌ જોઈ શકે તું કેટલું ગુમાન ટકાવે છે! રાંડ થું! તારા મુખ પર! આજ સુધી અહિં રહી ઘણા માલ મલીદા ખાઈને ફાલીઘું; તેનો બદલો હવે આજેજ આપવો પડશે ત્યારે ખબર પડશે! ત્યારે તો તારાં કોઇ સગાંએ તને સંઘરી નહિ હતીને! રાંડ! થુ તારા મુખ પર! હમણાંજ જોઇ શકે તું શું કરે છે.! ચું કે ચાં ક્યાંથી કરવાની હતી? આ વખતે તને બચાવનાર પણ કોણ છે મારી શોક્ય મંગળુડી માયુડી!" કહી તે કાતમા ફરીથી બિચારી બંધાયેલી માયા પર થુંકી ત્યાંથી હસતી હસ્તી તાળીઓ પાડતી પાડતી ચાલી ગઈ.

"કિરતાર! દયાસાગર વિભુ. હવે હદ થઇ ચૂકી છે! આપ સિવાય મ્હારો આધાર હવે કોઇ નથી, તો પ્રભુ ગરૂડે ચડીને પણ આ કઠીન કલિકાળમાં મારી લુંટાતી લાજ બચાવો મારાં પાપની શિક્ષાઓ મને મળી ચુકી છે! અરેરે! ઘડી પછી હું શું કરીશ! મારે બોલવાને જીભ છે, પણ આવનાર કામી પુરૂષ મારી અરજ ધ્યાન પર નહિજ લે. વેશ્યાના ઘરમાં આવી કયો જીવ દયા ખાશે! હાય ત્યારે તો ફરીથી હડહડતું પાપ હજીએ મારા શીર ઝઝુમી રહ્યું છે! ઓ દૈવ! હવે ન પીડ! ન પીડ! હદ થઇ! આવી કસોટી ન કર પ્રભુ! યુવાનીના મદે઼ઓ દયાસાગર મ્હેં ભાન ખોઈ એ પાપ કર્યા સિવાય બીજું કંઇ કર્યુંજ નથી! એક તો ગાય જેવી મારી વહુ કમળાને મ્હેંજ પાપીણીએ સમુદ્રમાં ફેંકી દીધી; અને મારી પાછળ પતંગીયા સમાન ગાંડા બનેલ તેના પતિ કાન્તિલાલે પણ શીરસાવંદ્ય ગણી એ કાર્ય કરતાં સહેજ પણ આચકો ખાધો નહિ. બીજુ મ્હેં ઓરમાન દીકરા સાથે આડો વહેવાર બાંધ્યો? રે દૈવ? હવે એ વાતજ સંભારૂં છું, ત્યારે મારૂં હૈયું ધ્રુજી ઉઠે છે? પહેલા પાપની શીક્ષા મારો લાડકવાયો

પુત્ર કેશવ ગૂમ થયો તે; અને બીજા પાપની શિક્ષા હું અત્યારે ભોગવીજ રહી છું ? ક્ષમા આપી હવે મારી કસોટી ન કરો. ઓ દયાસાગર ? હવે આ નર્કાગારની સહેજ પણ મોહજાળ મને મોહમાં નહિ નાંખી શકે ! તારી કૃપાથી તૃણનો મેરૂ થાય છે; અને મેરૂનો તૃણ થાય છે ! તારો વાસ સર્વત્ર છે ! જયાંને ત્યાં આપ સચરાચર વિભુ છો ! અહિં મારા દીલમાં આપ છો ! આ ઓરડામાં પણ આપ છો ! તો દયા કરી હવે દોરડામાંથી તમે પ્રગટ બની મને તારો ! મારો ઉદ્ધાર કરો દયાસાગર ઓ કરૂણાનીધિ હવે દુઃખો અને શિક્ષાની અવધિ થઇ ગઇ છે." આમ શોચ કરતી માયા આંખમાંથી અપાર અશ્રુઓ સારવા લાગી.

"હટ હૈયા ફુટી ! હજીયે ભાન નથી આવતું ? હવે તારૂં ગુમાન કમણુંજ ઉતરે છે યાદ રાખ ! મારા ખર્ચનો બદલો અને તારી ફાટેલ છોકરીએ કરેલ અપમાનનો બદલો આજે હું ચક્રવૃદ્ધિ વ્યાજે લઇશ તે યાદ રાખજે ! તારો યાર તેના ઘરમાંથી નીકળી ચૂકયો છે તો હવે તેને રાજી કરી સુખી બનવાના વિચારો કર ! નહિ તો દરરોજ એ બંધાયેલી હાલતમાંજ તારી પર બળાત્કાર કરતાં તે જરાયે અચકાશે નહિ. સાવધાન ? જો મોટર આવી પહોંચી ! યાદ રાખ કે ચું કે ચાં કરીશ તો હવે તો તારી પહેલાંની દાસી ફાતમા માર્ફતે નર્ક નંખાવીશ આ જાળીમાં રહીને ?" કહેતી કંચને તેજ ક્ષણે એ જાળી વાસી દીધી. આખા ભોંયરામાં તેજ ક્ષણે અંધકાર છવાઇ ગયો; પણ આમથી તેમ ખસતી વસ્તુઓ માયાના કાને અથડાવા લાગી. તેને લાગ્યું કે હવે યમપુરીના દૂતો જ અત્રે આવી આ પ્રમાણે ખડખડ કરી રહ્યા છે ! તેટલામાં તો

તે જમીન પર બંધને સખત ખીલા સાથે બંધાઇ પડી હતી તે આખી જમીન અદ્ધર ઉંચી થઇ ગઇ! અને સહેજમાં જ વિજળી લાઇટના ચમકારા થઈ ગયા! માયા ચારે બાજુ નજર કરે છે તો જે ભોંયરૂં ભયંકર લાગતું હતું તે આખું ભોંયરૂ અત્યારે દીવાનખાનાની માફક શણગારથી વિભૂષીત થઇ ગયું હતુ? પોતે જમીન પર પડી હતી, તેને બદલે હવે એક મોટા વિશાળ પલંગપર નિચે મશરૂની તળાઇ અને ગાલીચા સાથે હતી. ફકત ચાર પાયાએ તેના હાથ પગ બંધાયેલા હતા તેટલુંજ! તેને આ સૌ ચમત્કાર જોઇ સર્વ કાર્ય સ્વપ્નવત લાગ્યું. આવી અજબ રીતે થયેલો ફેરફાર તે માની શકી નહિ; પણ એટલામાં તો ભોંયરાનો દરવાજો ખુલ્લો થયો; અને તેમાંથી કંચન તથા કાતમા અને એક ભવ્ય મુસલમાન સદગૃહસ્થ આવતાં જણાયાં.

સર્વ ઘટના માયા સમજી ગઇ. તેણે અફસોસ કરવા માંડયો! એટલામાં તો ત્રણે જણ ત્યાં આવી પહોંચ્યા.

"લો! ત્યારે સલામ! જી હજુર રહેમનખાન નવાબ સાહેબ! આ રૂપની પરીને આપને વાસ્તેજ આ દીવાનખાનામાં અહિં રાખી છે! તે આટલી મોટી ઉમ્મરની થઈ છે ત્યાં સુધી હજી તેણે યૌવન કોઇને વેચ્યું નથી; એટલે બિચારી મુંઝાઇ જાય તેથીજ તમારા શોખમાં અડચણ ન આવે એટલે અમોએ તેના હાથપગ પાયા સાથે બાંધ્યાં છે! આ મારી કાતમા તમારી તહેનાતમાં અહિંજ રહેશે! લ્યો મઝા કીજીયે પરવર દિગાર નવાબ સાહેબ." કંચને ચાળા કરી આવેલા નવાબ સાહેબને ભંભેળી દીધા.

"અહો કયા ખૂબસુરત બલા હે! અચ્છી અચ્છી બાલા જોબનકી પરી હય! કંચન! તેરા બહોત ઉપકાર હુવા હે, તો લો

મેં ખુશી બનકર તુમકો એ દોનુ હજારકી નોટ ભેટ કરતા હું." કહી. મુંજી મવાલી નવાબે નવી કકડતી બે હજારની નોટો નંગ બે માયાના દેખતાં કંચનના હાથમાં સેરવી દીધી.

સલામ કરી તરતજ કંચન રવાના થઇ ગઇ. ભોંયરાનું દ્વાર વસાઇ ગયું.

"અલી માયા! શરમાઇશ નહિ! આજ સુધી તું બાલા જોબનવાળી મતવાલી બની કુમારિ અવસ્થામાં અક્ષત રહી છું. તો તારૂં ધનભાગ્ય માનકે આ નવાબ સાહેબ ત્હારી હાજરીમાં હજુર થય છે! માટે હવે તેમને હૈયા પર નચાવી હથેળીમાં નચાવજે." કહેતી ધાતમાએ નવાબને આંખનો ઇશારો કર્યો.

"એ સબ બરાબર હે હુસ્ન આરા જહન્નમની પરિ સમાન કાતિલે નુરે નજર ?" કહેતો નવાબ પલંગ પર ચઢી બેઠો.

"હાય અફસોસ ? ઓ પ્રભુ ? હું આ શું નીરખું છું ? મને બચાવો અગર મારીનાંખો પણ આ સીતમ દયાનાથ કિરતાર ન બતાવો? હવે હદ થઇ જાય છે." માયા લવી ગઇ.

"અરે શરમાળ દેવી! ના જરાયે શરમાઈશ ? હદ પણ નહિ થાય અને સીતમ પણ નહિ થાય સમજી ? અમોને કયાં અનુભવ નથી? સહેજ સ્વાદ આ દાઢીવાળા નવાબનો સંગ કરી જોઇશ એટલે ત્હારી મગદુર નથી કે તું આટલીબધી બીવે છે તે ત્યારે બીશે" કહી ફરીથી આંખનો ઇશારો તેણે નવાબને કર્યો.

અફસોસ ? સીતમકી કયા પરા કરતી હે નવજવાન ઓરત ! સબ દુનિયા ઇશ્કમાં ડુબ ગઇ હે ! ચલો અપનદોનું પણ એ રંગમાં ડુલ જાયેગા." કહેતો ફસાયેલો એ રૂપથી નવાબ માયા નજીક આવી પહોંચ્યો. તેણે પગથીયાં ગણીગણી સર્વ ભેદ ખોલવા માંડયા ?

', નવાબ સાહેબ! માફ કરો ! આ બદમાસ ઠગારી વેશ્યાઓ આપને ધુતે છે! હું અક્ષત યોનીની નથી; અરે મારે પેટતો દિકરો દિકરી અવતરી ચૂક્યાં છે! હું તમારો સંગ નથી ઇચ્છતી ! આ રાંડોએ મને ઠગી અહિં ઘણા દિવસોથી પુરી રાખી છે' અને અપાર દુઃખ દીધું છે. હવે મારી પર આપ દયાળુ તરાપ ન મારશો ! નવાબ બની તમો પ્રજા રક્ષક મનાવો છો તો મને તમારી પ્રજા માનો અરે આપની પુત્રિ અગર બ્હેન માનો ! આપને પગે પડું ! અફસોસ કે અત્યારે મારા હાથ પગ બંધાયેલા હોવાથી હું કંઈ પણ હાલી ચાલી શકું તેમ નથી; અને આપ પણ તેથી ફાવેતેમ સીતમ વરસાવી શકવા સમર્થ છો; છતાં ઓ નવાબ નામ્જ તમો પ્રભુની બીક ધરો ! આપ જે કંઇ કરો છો તે મારી અનિચ્છાએ કરો છો તે ચોકકસ માનજો; અને પ્રભુ તેનો બદલો સારો નહિ આપે ! દયાવાન નૃપતિ તમો દયા કરી મને આ નર્કાગારમાંથી છોડાવો ! મારી સખી ચંપા તથા બેટી કલા અત્યારે મારા વગર ઝુરી મરતાં હશે ! તે વખતે મારી શું દશા થાય છે ઓ દેવ ! નવાબ સાહેબ જન્મભરી મોઝ માણવી એ આપણો સર્જના હેતુ નથીજ. જીંદગીનું સાર્થક કરી પ્રભુ રાજી કરવા તે તમારી અને મ રી ખાસ અંગત ફરજો છે. જે ઇશ્ક રંગમાં આપ મને લલચાવવા માગો છો તે ઇશ્ક તો કંટકની શૈયા છે તે જરૂર માનજો. ઇશ્કમાં ફસાઇ આ હજારો રાંડોના હાથે ઘડીના છઠ્ઠા ભાગમાં હતા ન હતા થઇ ગયા તે મ્હેંજ જાતે જોયું છે. ઇશ્કની ઘણી લહરીઓ મ્હેં ભોગવી લીધી છે! હવે હું પસ્તાઉં છું! હુ અનાથ છું નવાબ સાહેબ! માટે આ અનાથ દુઃખીઆરી પર સિતમ ન વરસાવો ! આ દેહ અને આ મારી ભૂત દાસી ફાતમાનો દેહ એકજ છે! તેને હજી ભાન નથી આવ્યું તો ઓ દયાળુ દેવ નવાબ સાહેબ તમો તેને

બેટી આનંદ કરો અને એ છરક ફીકને શાંત કરો! મનનાં કારણ જવા દઈ મને બચાવો! હું આપની ગાય જેવી લાચાર પુત્રિ સમાન બ્હેન તુલ્ય છું.” કરગરતી માયાએ નવાબની દયા યાચી.

પણ તે વખતે તો તે દયાહિણ નવાબે પોતાનો પાપી પંજો માયાની છાતીપર મુકી દીધો હતો. અને મદની નિશામાંજ તેણે વધુ મોહી જઈ જવાબ આપ્યો. “હુરનઆરા! તેરા રૂપકા અંબાર આગળ તો એસી એસી ફાતમા પાની ભરતી હૈ! અમતો તેરા દિવાના પાગલ નવાબ હય! દોનું હજાર કિમ્મત તેરી એક સારા ઘંટાકી ભરપાઈ કર દીયા હય!” આ પ્રમાણે જવાબ આપી તે શયતાને આગળ ડગ ભર્યું.

“આપ નહિ માનો તો હું જીભ કરડીને મરીશ; પણ હવે કલંકિત તો નહિજ બનું! દયા કરી તમારો હાથ મારી છાતીપરથી લઇ લો! એમાં તમે શું દીઠું ઓ નૃપ! એ માંસના લોચા તો તમારા પગની જંગા જેવાજ છે! ઉપાડી લો બાપજી! દયાસાગર તમારો પાપી હાથ મને ન અડાડો.”

“રાંડ! આજ સુધી તો બકતી હતી કે કોઇ સારો સોદાગર મળે તોજ જોબન વેચું! અને હવે આ નવાબને દયાસાગર કહે છે. અને તેમના હાથને પાપી કહે છે! ગભરાય છે શું કામ? જો હુંજ સર્વ ભેદ ખુલ્લો કરૂં” કહેતી ફાતમાએ નયનનાં નખરાથી ત્રીજી વખત નવાબને ઇશારો કરી માયાના બદનનાં બટન ખુલ્લાં કરવા માંડયાં.

“નવાબ! જોઇ શું રહ્યા છો તે! મુઓ હીજડો છે ને! ચલાવ તારૂં કામ! તાકી શું રહ્યો છે!” ઉપરથી તરતજ પેલી જાળી ખુલ્લી કરી કંચને પણ મદ ચડાવ્યો.

માયાના બદનનાં એ બટનજ બાકી રહ્યાં. નવાબે ફરીથી હાથ લંબાવ્યો. પણ ફાતમાએ તેને જરા થોભવાનું કહી માયાના વસ્ત્ર પણ સંકેલવા માંડયાં.

"ઓ પ્રભુ! હવે સીતમ થાય છે, તમો આવો આવો? ઓ મોહનલાલ આપ મારી સામું તાકી રહી શું હસો છો? ઉઠાવો તમારી લાકડી અને આ શયતાનની ખોપરી તોડી નાંખો! અરે ઓ પાપીણી ફાતમા! રહેવા દે! રહેવા દે! મારાં વસ્ત્ર એટલેજ રહેવા દે! તારૂં આ મખમલના પોશાકથી નગ્ન દેખાય છે તેવુંજ શરીર તેમાં પણ છુપાયેલું છે! ઓ બેશરમી ફાતમા! જવાદે મને! અને ઓ કંચન બ્હેન! તમો ત્યાંથી શું તાકી રહ્યાં છો! દયા કરો! માફ કરો! પ્રભુ સૌ જુવે છે! ફાતમા ભુંડી ફાતમા? શા ઉપર તું માથાપર ઉભી રહી આ પ્રમાણે મારીપર સીતમ વરસાવવા ઉન્નત કરે છે આ નવાબને; એ પતંગીયું મોહમાં અથડાઇ ગયું છે તો તું મ્હેરબાની કરી તેની આશા પૂરી કર! પ્રભુ આવો! આવો! મ્હને બચાવો! હું તમારે શરણે છું! આટલી કસોટી ન કરશો ઓ પાલક પિતા પ્રભુ!" બિચારી માયાએ આ પ્રમાણે પોકારો કરવા માંડયા.

એટલામાં તો ધિમે ધિમે વસ્ત્રો ખસેડતી ફાતમાએ નવાબને ફરીથી ચોથી વખત ઇશારો કર્યો. માયાની છાતી ખુલ્લી થઇ ગઇ હતી. એ કદલી સ્થંભ જેવી જંગાઓ અર્ધો અર્ધો તો ખુલ્લી બનવા આવી હતી. મોહમાં પડી એ રૂપ ઉપર આંધળો બનેલ નવાબ હવે જરાયે થોભ્યો નહિ! તેણે ફાતમાને ખસેડી મુકી માયાની છાતી પર હાથ મુકી દીધો.

"ઓ પ્રભુ ! હદ થઇ ગઇરે ! હજીયે આવો આવો દયા સાગર" આટલાજ શબ્દો માયાના મુખમાંથી નીકળે તે પહેલાં તો એ વાસેનો ભોંયરાનો દરવાજો ખુલ્લો થઇ ગયો. તેમાંથી એક યોગિની હાથમાં ત્રિશુળ લઇ ત્યાં દોડી આવી.

"ખબરદાર ! ઓ તરકડા ! સહેજ પણ આગળ હાથ લંબાવ્યો તો આ ત્રિશુળથી તારાં આંતરડાં ખેંચી કહાડીશ ! કહેતી તે દયાવાન પ્રભુની મોકલેલ દૂતી યોગીનીએ નાવબની દાઢી પકડી હલાવી ! પણ તે તો બનાવટી દાઢી હતી. એટલે તેની ગરદન પકડી યોગીનિએ તેને જમીન પગ પાડી નાંખ્યો.

"કોણ શયતાન મનહરલાલ ! તુંજ નવાબના રૂપમાં અહિં આવી આ બિચારી પર સિતમ વરસાવે છે ! લુચ્ચા નરાધમ ! તારો પાપનો ઘડો ભરાઇ ગયો છે એટલું તો નહિ પણ હવે તે છલકાઇ ગયો છે સાવધાન થા ! હજી પણ તને ચેતાવું છું કે બાહોશ ડીટેકટીવ ધીરજલાલ તને પકડવા પૃથ્વી પાતાળ એક કરે છે તે યાદ રાખજે તારા દિવસ હવે ટુંકમાંજ ભરાઇ જશે ! જા તારૂં કાળુ મુખ લઇ અહિંથી દૂર થા ! ગોજારી ફાતમા? ભૂલી ગઇ ! કોની પર સિતમ વરસાવે છે ! આ માયા એક વખત તારી માલિક હતી તે વિસરી જનાર ઓ નિમક હરામી વેશ્યા ! તારા પાપનો પણ ઘડો ભરાઇ ચૂકયો છે રાંડ તું ફાતમા નામે ઓળખાય છે, પણ હવે તુરતજ તારોયે ભેદ ખુલ્લો થઇ જવાનો છે તે યાદ રાખજે ! ઓ કુતરા જા દૂર થા ! મારી સામે જરાએ બકવાટ કરીશ તો આ ત્રિશુળના પ્રભાવે તને ચીરી નાંખીશ ! ચાલ્યો જા ! મનહરલાલ હજી પણ તારી પર મને દયા આવે છે ! આ નર્કાગારમાં ફરીથી ન આવીશ પ્રભુ ભજનમાં તારા દિનો વિતાવી હવે પાપનાં પોટલાં હલકાં બનાવ!"

યોગીનિના પ્રભાવે આપણો પૂર્વ પરિચિત મનહરલાલ અને અત્યરાતો બનાવટી નવાબ દાઢી પણુ લેવા ન રહ્યો અને તેણે બહાદુરીથી પોતાના ખીસ્સામાં હાથ નાંખ્યો.

" શયતાન ! તારી એ બનાવટી નંબર ૧૦૮૩ની પીસ્તોલ લેવા હાથ ખીસ્સામાં નાંખે છે, પણુ તેમાં જોતો ખરો કે કાર્તુસ ખલાસ થઇ ગયા છે ! નિમકહરામ ! હજીયે સુધરતો નથી ! આજ વખતે તને પોલીસને સ્વાધીન કરૂં તેમ થાય છે; પણુ જા હજી દયા કરૂં છું. ઉભો રહે કુતરા હૈયા ફુટયા હજી ઉભો રહે ! કહે બદમાસ કલા કયાં ગઇ ! "

" ઓ સાધુડી ! તારી કલા તો નર્મદાના જળમાં કુદી પડી કમારનીયે હતી ન હતી થઇ ગઈ છે. તારો જાદુ ત્રોડવા મારે પણુ હવે જાદુ શીખવોજ પડશે ! બે વખત તેં મને આડે આવી ધૂળ ચાટતો કર્યો છે પણુ યાદ રાખજે આ હાથ કહેતો મનહરલાલ ત્યાંથી છટકી ગયો.

" કુતરા હાથ ઘસતોજ રહી જઇશ; અને હજી વધારે ધુળ ચાટવી પડશે નરાધમ ! યોગીનિએ તેના ગયા પછી બુમ પાડી. અને પોતે માયા તરફ સજળ નયને જોયું.

" મા યોગીનિ મા ! તમારો અનહદ ઉપકાર માનું છું ! આ વેદના મારાથી સહેવાતી નથો. મને છુટી કરી આજેજ આપના સંગમાં લઇ જઇ ભગવત શરણુ બતાવો. હવે મારે શી આશા છે ! કલાપુત્રિ પણુ ગઇ ! મા! તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે. ! આપ કાંણુ મા ! મને જોઇ શા માટે અશ્રુ આપ પાડો છો ! " કહેતી માયા રડી પડી.

"કુતરી ફાતમા! રાંડ રૂક્ષ્મીણી! બિચારા ચંદ્રકા-તને ફસાવી તેં ધૂળ ધાણી કર્યો; છતાંયે હજી તારાં પાપ સંભાળી હવે સુધરી જા! ફાતમાના નામે આ જગતમાં તું ઓળખાય છે, પણ પ્રભુ દરબારમાં તો તારૂં એક નવયુવાનને ફસાવી પાયમાલ કરવાનું પાપ લખાઈ ચૂક્યું છે! તે બિચારાની ગરીબ સ્ત્રી આ વખતે તારી પર કેટલી હાય વરાળ વરસાવતી હશે તેનો તો ખ્યાલ કર! છોડ! ચાલ માયાને છોડ!" કહી યોગીનિએ ત્રિશુળ લંબાવ્યું.

"તરતજ પોતાનો ભેદ ખોલનાર આ અદ્દભૂત યોગીનિના પ્રભાવથી ફાતમાએ માયાને છુટી કરી. અશક્ત માયા તરતજ યાગીનિના પગે પડવા ગઇ, પણ યોગીનિએ તેને તેમ કરતાં અટકાવી સજળ નયને કહ્યું "માયા! મારી સાથે આવવા તને હું સલાહ નહિ આપું; કારણ હવે મારે દોહલાં કામ કરવાનાં છે, માટે લે આ રૂપિયા સોની નોટો; અને ચાલી જા વસાઇ તરફ! ત્યાંથી ભરૂચ તરફ જતાં વહાણમાં બેસી તે પઇસાની અછતે તારી સખી ચંપા અત્યારેજ ખંભાત જવા માટે વહાણમાં બેઠી છે. તો અહીથી જઈ બારોબાર ટ્રામમાં બેસી તુ ગ્રાન્ટરોડ જા! અને ત્યાંથી વસાઇ તરફ ટ્રેનમાં બેસીતુ; પણ ચંપા સાથે ખંભાત ચાલીજા! ભવિષ્યમાં હું તને અવશ્ય મારૂં કાર્ય પતાવી મદદ કરવા મળીશ. કુદરતે ધાર્યું હોય છે તે બને છે! તે શાસ્ત્રના વાકય ને ભૂલીશ નહિ. આ મકાનમાંથી જતાં તને કોઇ ખાળશેજ નહિ. કંચન તો બીકથી ભરાઇ અત્યારે ત્રીજે માળે ઓરડીમાં સાંકળ વાસી ચાર ગોદડાં નિચે સંતાઇ ગઇ છે. જા અત્યારેજ ચાલીજા. અને ફાતમા બોલ તારો શો વિચાર છે!"

"મા તમારા પ્રભાવે તમારાં આટલાંજ વાકયોથી મારી નજર આગળ મારાં સર્વ પાપનો ઢગલોજ મા થઇ ગયો છે; મને માફ

કરી હવે આ નર્કાગારમાંથી તમારી સાથેજ આવવા રજા આપો! હું પ્રભુ શરણે તમારી માયા અને કૃપાથી જઇ મારાં પાપ ધોવા પ્રયત્ન કરીશ " કહેતી તે ભૂત કાળની રૂક્ષ્મીણી યોગિનીના પગે પડી. વાંચક ! હવે આપણે ક્ષતમાને રૂક્ષ્મીણીજ કહીશું.

" ના ! મારી સાથે નહિજ ! છતાં જો તારો વિચાર અહિંથી ખરા દીલથી છુટવાનો હોય તો તૈયાર થા ! અને માયા સહ તું પણ ખંભાત તરફ ચાલી જા ! પણ યાદ રાખજે ! તારૂં દીલ બહુ ચંચળ છે એટલે પાછી બુદ્ધિનો ભ્રમ ન કરૂં ! ખબરદાર જ્યારે એવું સાહસ કરીશ તેજ ક્ષણે હું તારૂં કાળજું હવે તો ચીરી નાંખીશ અને માયા! તું પણ આના અપરાધો ક્ષમા કરી તેને અહિંથી સુખેથી લઇ જા? તને કોઇ જાતની પજવણી હવે તે નહિ કરે! "

" મા યોગિની મા ! આપ કહો છો તે કબુલ! પણ આપનાં દર્શન હવે કયારે થશે? મારી કલા શું મા ડૂબીજ ગઇ ! " સજળ નયને માયાએ પુછ્યું.

" માયા એ પ્રશ્નનો જવાબ હું શો આપું ! નર્મદા જેવી નદિ ભરૂચ આગળ કેવી વીકરાળેલી હોય છે તે તો તું જાણતીજ હશે, જાઓ હવે હું અવશય કોઇ વખત દુઃખના પ્રસગે આવીશ. પણ ખબરદાર રૂક્ષ્મીણી યાદ રાખજે! મારી શિખામણ ભૂલીશ નહિ. હજી મને તારો ચોકકસ ભરોસે નથી આવતો " કહેતી યોગીનિ તેજ ક્ષણે માયા તથા રૂક્ષ્મીણીને લઇ બહાર નીકળી ગઇ. તેમની પાછળ સંતાતો છુપાતો શયતાન મનહરલાલ પણ ચાલ્યો.

બહાર આવી બન્નેને ટ્રામમાં બેસાડી યોગિનિ તેમને વિદાય દેવા લાગી; પણ એટલામાતો કોઇ પોલીસ અમલદારે યોગીનિની પાસે આવી તેમને પ્રશ્ન કર્યો. યોગિની હસતાં રહ્યાં; અને ટ્રામ ઉપડી ગઇ.

યથા સમયે તેઓ વહાણોની જગાએ આવી પહોંચ્યાં ખરાં, પણ તેમને જણાયું કે પાંચ મિનિટ પહેલાંજ ખંભાતનાં વહાણો ઉપડી ગયાં હતાં. દરિયામાં તેઓ જણાતાં હતાં પણ હવે ઓછાંજ પાછાં આવવાનાં હતાં ? માયાએ અફસોસ કર્યો કે " અરે સહેજ મોડું થવાથી સખી ચંપા ચાલી ગઇ તે બિચારીને ક્યાંથી ખબર પણ હોય કે હું અહિં તેનો સંગ કરવા આવવાની છું " રૂક્ષ્મીણી તેને આશ્વાસન આપવા લાગી; પણ તેટલામાં તો પુલ નિચે રહીને એક વહાણ ત્યાં આવતું જણાયું. તેમાં ચાર ખલાસીઓ હતા અને એક સ્ત્રી હાથ જોડીને ઉભી રહી કંઇક બોલતી જણાતી હતી.

" એજ મારી ચંપા ! ઓ ચંપા ! ચંપા ! આમ આવ ! આમ આવ ! તારી સાથેજ અમો ખંભાત આવીયે છીયે " માયા એ બૂમ પાડી.

વહાણ પણ ત્યાં આવી પહોંચ્યું. અંદરના ખલાસીઓ ચંપાને ઉતરી જવાનું કહેતા હતા; કારણકે તેની પાસે બરાબર રૂપિયો દોઢને ઊપર એક આનો હતો, જ્યારે ખલાસીઓ ખંભાત ના રૂપિયા ત્રણ માગતા હતા. જેથી બિચારી ચંપા તેમને કાલાવાલા કરી કરગરતી હતી. માયાએ આ વાત જાણી તરતજ ત્રણે જણના રૂા ૯ અને તે ઉપરાંત રૂા. ૧ વધારે એમ કરી ૧૦ રૂપીયાની નોટ ખલાસીઓને આપી દીધી. બન્નેને ઉપર લઇ લેવામાં આવી. તેજ ક્ષણે સજળ નયને માયા તથા ચંપા ભેટી પડયાં.

" માયા બ્હેન ! આ ક્રાતમા તો આપણા જુના રહેઠાણની દાસી ! ત્હેને શું કામ લાવ્યાં બાપ ! હાય હાય ત્યારે કલા ક્યાં ગઇ હશે ! એને તો અંધારી રાત્રે બદમાસો ઉપાડી ગયા " કહી ધ્રુસ્કે ધ્રુસ્કે ચંપા રોઇ પડી.

" બ્હેન ! કલાનું નસીબ વાંકું ગ્ન ગયું મારી ફુલ જેવી દિકરીનો ભોગ નર્મદામાં તથા સાગરના સંગમે લઇ લીધો છે. આ હાતમા આપણી સાથેજ આંપણી માફક સુધરી હવે આવે છે. તેનું ખરૂં નામ રૂક્ષ્મીણી છે ! એમતો મા યોગિનિના કહેવાથી મ્હેં જાણ્યું છે. બાકી તેનો ઇતિહાસ હું જાણીતી નથી. પણ એ માને પોલીસે પકડયાં છે ! હાય હાય રૂક્ષ્મીણી તેમનું શું થશે. "

" માયા બ્હેન ! પોલીસને પણ પ્રભાવ બતાવી તે મા જરૂર છુટાં થશે; તેમાં જરાયે વાંધો નહિ. જુવો ને પેલો નવાબ કેવો ભાગી ગયો. " રૂક્ષ્મીણીએ કહ્યું;

" જવાદે એ વાત ! એ હવે સંભાળીશજ નહિ ! ચંપા તું કયાંથી આ તરફ આવી તે કહીશ ? બળ્યું આ વહાણતો હવે ડોલવા માંડયુ છે. મને ફેર આવે તેમ લાગે છે ! " માયાએ જણાવ્યું.

" મને પણ એમજ થાય છે; ચાલો ત્રણે જણ દૈવ તથા આ ખલાસીઓ પર વિશ્વાસ મુકી સુઇ જઇએ; તે દરમ્યાન રૂક્ષ્મીણી તેનો હેવાલ આપણને કહેશે, " ચંપાએ આમ કહી ત્યાંજ પગ ઢાળી ત્રણે સખીઓ સુઇ ગઇ; અને રૂક્ષ્મીણીયે પોતાનો હેવાલ તે સાંજના ચાર વાગે વહાણમાં કહેવો શરૂ કર્યો. વ્હાલા વાંચક ! આજ દિને આજ વખતે વિનોદ મેનાની જળ સમાધિ થઇ હતી.



# પ્રકરણ ૨૩ મું.

—(૦)—

## જીવન કથા.

—(૦)—

સમુદ્રના બળથી પવન જોસભેર વહાણને ગતિમાન કરતો હતો. હવે વહાણ ખાડી છોડીને દરીયામાં પડેલું હોવાથી ડોલાડોલ ઠીક કરતું હતું. આખા વહાણમાં કેટલોક માલ તથા ચાર ખલાસીઓ અને ત્રણ આપણા પરિચિત ઉતારૂઓ એટલુંજ હતું. આમથી આમ કુદાકુદ કરી વહાણ પછડાતું હોવાથી કોઇ દિન દરિયા માર્ગે મુસાફરી નહિ કરેલ હોવાથી ત્રણે સ્ત્રીઓ મુંઝાઇને સુઇ ગઇ હતી; અને રૂક્ષ્મીણી પોતાની કર્મ કથા કહેવા તત્પર થઇ હતી, તે આપણે પૂર્વ પ્રકરણમાં અવલોકી ગયા છીયે.

" બ્હેન ! મ્હારી કથા બહુજ વિલક્ષણ તથા ભેદવાળી હોવાથી આપ તે સાંભળી મારી પર ધિક્કાર વરસાવશો તે નિઃસંદેહ છે; છતાં હવે મને અભાગણીને એ દરકાર નહિ હોવાથી આપને સર્વ મારી આત્મ કથા આજે કહું છું. મારો જન્મ એક શાહુકારને ત્યાં રજપુતાનાની મોટા શહેરમાં થયો હતો. પિતાજીનું નામ પન્નાલાલ હતું અને મારી માતાનું નામ રાધા હતું. મારો જન્મ થતાંજ જોષી

જુવાએ કહેલ કે પુત્રિ લક્ષ્મીનો વાસ લઇ અવતરી છે; એટલે તેની પાછળ પઇસો પણ તણાયો આપો આપ આવશે. અને થયું પણ તેમજ હું પાંચ વર્ષની થઇ તેટલામાં તો મારા પિતા સટામાં લાખોપતિ થઇ ગયા હતા, જેથી તેઓ મારી પર બહુ વ્હાલ રાખતા. તેમને મારા સિવાય કોઈ અન્ય પરિવાર નહિ હોવાથી મ્હને જોઇનેજ તેઓં બન્ને આનંદ માનતા. આમ કરતાં કરતાં મ્હને દશ વર્ષ થવા આવ્યાં. તે દરમ્યાન મારી રાધા માને પેટ કંઇ પણ સંતતિ ન થવાથી મારા પિતાનું મન તેની પરથી સહેજ સહેજ ઉડી ગયું. અને પઈસા વેરી તેમણે હું અગીયારમી વસંતમાં પગ પેસારો કરતી હતી ત્યારે તો જયપુરમાં ફરીથી લગ્ન કર્યાં; છતાં મારી રાધામાને તેથી જરાયે દુઃખ ન થયું. કારણ તે સમજતી કે પુત્રની આશાએ આ સૌ થતું હતું.

"પણ મારી નવી મા જસોદાએ તો ટુંકમાંજ પોતાનો પરચો બરાબર બતાવવો શરૂ કર્યો; તેણે મારા પિતાને એટલે સુધી ભંભેર્યા કે રાધા તો કોઇ ઉપાસક સાથે દરરોજ અભિસારિકા બની મોઝ કરે છે. એટલે મારા પિતાનું મન પણ અમારા બન્ને પરથી હવે ઉઠવા જેવું થઇ ગયું. તેઓ મારી મા સહેજ કોઇને ત્યાં જતી તો તેનો દમ ખેંચી નાંખતા, અને મને મને પાછળ પાછળ ચોકી કરવા પઇસા આપી સમજાવી મોકલતા પણ ખરા હું મારી માતાની સર્વ નિર્દોષ વાતો કાબેલ દીલમાં ઉતારી ભોળા ભાવે મારા પિતાને કહેતાં જરા પણ અચકાતી નહિ. દૈવ વશાત એક દિન એવું બન્યું કે મારી માતા મારા પિતાના એક ગુજરાતી મિત્ર સાથે સહેજ હસીને વરવહુની રમતો બાબત વાતો કરી ગમ્મત કરતી હતી; તે જો કે સર્વ નિર્દોષ બાબતો હતી તેમતો હવે આ ઉમ્મરે મને સમજાય છે, છતાં મ્હેં તે સર્વ

પોપટની માફક મારી નવી મા જસોદાના દેખતાં પિતાજીને કહીદીધી. બીજેજ દિને મ્હને ખબર પડી કે મારી વ્હાલી મા રાધા આ માની જગત છોડી પરલોકમાં મારી ભૂલનો ભોગ બની ચાલી ગઇ હતી. તેજ દિને મારાં પડળ ખુલ્લાં થઇ ગયાં. જેવી દશા મારી માની થઇ તેવી મારી પણ નવી મા જસોદા કર્યા સિવાય નહિજ રહે, એવી બીક મારા મનમાં ત્યારથી પેસી જવાથી હું બહુ ચાલાકીથી સાવચેત બની માતાહીન અને પિતૃ પ્રેમ વિહિન દિવસો ગુજારવા લાગી. હાય! મારી ભુલથી મારી મા ચાલી ગઇ ! રામ જાણે કે એ બિચારીનું મૃત્યુ કેવી રીતે બન્યું; પણ જગતમાં જાહેર થયું કે સાપના ડંસથી તે મરણ પામી. આજે એ ફાની જગતમાં થતાં કાવત્રાં જ્યારે હું જોઉં છું, ત્યારે મને ખબર પડે છે કે જરૂર તે મારી નવી ઓરમાન મા જસોદાની ઉશ્કેરણીથી મારી વ્હાલી માતા રાધાને ઝેર આપીનેજ મારા કઠોર બનેલ પિતાએ મારી નાંખી હશે. શોકયનું સાલ તો કોઇને ન ગમે ? એક મ્યાનમાં બે તરવારો ન સમાય; તેમજ શોકયોની દશા બન્યા સિવાય નજ રહે. હાય! ગમે તે થયું પણ મારી માતો ગઇને !" એમ કહી રૂક્ષ્મીણીએ આંખમાં આંસુ આણ્યાં. સ્રીઓનું આશ્વાસન તે આંસુ !

"અલ્યા અરજણ ! જો તો આ પાણીમાં કોઇ મુડદા જેવું હુ છે તે ! અલ્યા આતો કોઇ બૈરૂં લાગે છે. રામ રામ! કયાંથી તણાઇ આવ્યું હશે !" એક ખલાસીએ ઓચંતી બૂમ આ વખતે પાડી. આ સાંભળતાં જ ત્રણે યુવતિઓ ઉભી થઇ ગઇ. તેમણે પણ પાણીનાં મોજામાં ઉછળતું શબ જોયું. વિચાર કરે તેટલામાં તો વહાણની લગોલગ આવી મોજા સાથે તે મુડદુ ઉછળી વહાણને ટીચાયું. અરજણે

એકજ સપાટે તેને લઇ લઇને વહાણમાં આણી. કોઈ સુકુમાર બાળા પાણીમાં તણાઇ આ દશા ભોગવતી હતી જેથી ત્રણે યુવતિઓ આંસુ પાડવા લાગી. અરજણે કપાળ પર હાથ મૂકી બૂમ પાડી કે "અથ્યા હજી તાળવે પા ભાગનો જીવ છે; માટે આપણે પાણી કહાડી નાંખીયે."

વરતજ ચારે ખલાસીઓ પોતાના દરિયાના અનુભવ મુજબ હાથ પગની કસરત કરાવી શ્વાસો શ્વાસની ક્રિયાનેજ ક્ષણે કરવા લાગ્યા. સઘળું પાણી પણ કહાડી નાંખવામાં આવ્યું ત્યારબાદ સેક કરવા માટેનું કાર્ય ત્રણે અબળાઓ કરવા લાગી. પવન પૂર જોસે વાતો હતો એટલે વહાણ પણ ઠીક ડોલાયમાન થઇ સર્વને મુંઝાવતું હતું. આખી રાત્રિ આ પ્રમાણે કર્યા બાદ પેલી બાળાને સહજ સહજ ભાન આવવા લાગ્યું હતું. લગભગ બીજે દીવસે નવ વાગ્યે તો તેના દેહમાં સંપૂર્ણ ભાન આવી ગયું હતું. તેણે જાગીને ભયભિત બની પ્રશ્ન કર્યો.

"આપ સ્વર્ગની દેવીઓ કોણ છો? હું અત્યારે કયાં છું?"

"બ્હેન! તું અમારી સાથે આ વહાણમાં નિર્ભય રીતે ખંભાત આવી શકીશ જરાએ ફિકર કરીશ નહિ; ત્યારબાદ તારાં માતા પિતા પાસે તને મોકલી આપીશું, ગભરાઈશ નહિ." માયાએ તેને આશ્વાસન આપતાં આપતાં કહ્યું.

"દેવિ! મ્હને શા માટે બચાવી. મારૂં હવે આ સંસારમાં કોઇ નથી. હાય! હવે હું શું કરીશ!" કહીને બિચારી ઉગરેલી કન્યા રડી પડી.

"બ્હેન ત્હારૂં કોઇ ન હોય તો મારા પેટની દિકરી સમાન તને પાળીશ, ગભરાઇશ નહિ. આજ મારે આંગણે કલા હોત તો કેવો

આનંદ હોત! બ્હેન તુંજ મારી કલા!” કહી માયાએ પણ નયનોમાં અશ્રુ ભર્યાં.

‘આપ કઇ કલાની વાત કરો છો દેવી! આપ તે આ પૃથ્વી પરનાં છો કે સ્વર્ગનાં?” અધીરાઇથી તેણે પ્રશ્ન કર્યો.

“બ્હેન! ત્હારા જેવીજ મારી દિકરી કલા હતી! પણ હવે તેને સંભાળવાથી શું? તારી માફક તે પણ જળમાં ડુબી ગઇ છે. પ્રભુ! મારી કલાને પણ આવી રીતે તેં ઉગારી હોત તો કેવું સારૂં!” કહી માયા રડી પડી.

“ત્યારે તો હું ભૂલતી નહતો આપનું નામ માયા છે નહિ વારૂં!” બેઠા થતાં થતાં તે કન્યાએ કહ્યું.

“હા બ્હેન! તું મને કયાંથી ઓળખું? મારી કલાને કયાંથી ઓળખું? વળી તારૂં નામ શું?” માયાએ કહ્યું.

“મા' એ ઇતિહાસ લાંબો છે. મારૂં નામ સુંદર છે.” કહેતી તે કન્યા માયાને વળગી પડી.

“બેટા! ખરેખર નામ પ્રમાણેજ તું સુંદર છે. પણ તારે આવી રીતે જળમાં શા માટે પડવું પડ્યું?”

“મા! નામની ઓળખાણ વાળી સખી કલા ચાલી ગઇ! તોફાનમાં વહાણ ચઢવાથી સુકાન કબજે ન રહ્યું એટલે અન્ય પણ ખલાસ! અને હું એકલી અભાગણી શા માટે જીવી રહઇશ?”

ત્યારબાદ ત્રણેયે સુંદરને આશ્વાસન આપી સહેજ પણ ઓછું લાગવા ન દીધું. ભોજન કાર્યેથી પરવારી વળી પાછી ચંપાએ સુંદરને માથે હાથ ફેરવતાં ફેરવતાં રૂક્ષ્મીણીની કર્મ કથા સંભાળી; એટલે બા ચારે બાઓમાં વાત ચાલી.

"પણુ ત્યાર પછી એમ બન્યું કે જશોદા મારી પર બનાવટી અગર તો સાચું વહાલ વધારે રાખવા માંડી વર્ષો વીતતાં હતાં અને તે સાથે હું પણુ વસંત માફક ખીલતી હતી. આ સુંદર જેટલી રૂપાળી છે તેટલી રૂપાળી તો હું ન હતી; પણુ આખા કોટામાં મારો જોટો તે વખતે મળવો મુશ્કેલ હતો. મારી પાછળ ઘણુા રજપુતો કાંકરા નાંખતા હતા તે વાત મારાથી અજાણુ ન રહેતી; અને સર્વ બાબત હું જંશોદાને જ્યારે મુક્ત કંઠે કહેતી ત્યારે તે મને ભેટી દાબી દેતી હતી.

"હવે મને સોળ વર્ષ થવા આવ્યાં એટલે તો સાક્ષાત દેવી સમાન મારી ખીલતી યૌવન કળીના પ્રતાપે હું અન્યને દેખાવા લાગી. કોઇ કામદેવ મારા યોગ્ય મળશે કે કેમ તેજ સવાલ મારા પિતાને દરરોજ ગુંચવતો હતો; પણુ મારી ઓરમાન મા મારાથી છાની રીતે મારા પિતાને તે વખતે જે વાતો કરતી તે હું જાણુતી નહિ.

"આ અરસામાં એક દિન ગ્રિષ્મ કાલની સંધ્યા સમયે મારી ઓરમાન મા બરાબર શ્રુંગાર સજીને રૂપ રૂપની મણી જેવી રંભા થઇ અમારે આંગણે લટકાવેલ પોપટ સાથે ગમ્મત કરી વારે વારે કોઇને આવવાની રાહ જોતી હતી; ત્યારે મ્હેં તેજ વખતે માતાની શરમ તોડી મારા પિતા બહાર ગામ ગયા હતા એટલેજ પ્રશ્ન કર્યો; કારણુ હું પણુ સમજતી થઇ હતી.

"મા ! કોઇ દિન નહિને આજે આમ આપ વિભૂષિત કેમ બન્યા છો ! આ કાળ તો પતિની વાટ જોવાનો હોય તેમ મેં પાઠ શાળામાં સંસ્કૃત કવિ કાલીદાસના કુમાર સંભવમાં એક ફકરો

જોયો હતો, વળી મારા પિતા પણ આજે બહારગામ છે, તેથી આપને આ શો શોખ ઉપજ્યો છે ?"

"ત્યારે મારી માતાએ જવાબ આપ્યો કે ગાંડીરે ગાંડી ! રૂખી ! હજી સાવ અજાણુજ રહી ! આ જગતમાં જન્મ ધરી જેટલી મોઝ માણીયે તેટલી આપણી; સમજી ! આજ તો તું જોઇશ ત્યારે ખબર પડશે. હું પણ જાણું છું કે આજકાલ તુંયે પેલા પ્રતાપ પાછળ ભટકે છે. એ તો એવુંજ હાય ! બેટા શરમાય તે કરમાય !" કહી તે માતાએ પરાક્રમને પહેલો ઘુંટડો તેજ દિને ઉતરાવ્યો. હું પણ ચુપ રહી હતી કારણ મારી છાની વાત તે જાણી ગઇ હતી.

"ટુંકમાંજ એક નવયુવાન કે જે મારી માતાની સમો વયનોજ હતો તે ત્યાં આવી પહોંચ્યો. મારી માએ તેનોઆદર સત્કાર કર્યો પણ પેલો પુરૂષ મારી પર વહેમાતો હતો, એટલે જસોદા એ તેને સમજાવ્યું કે કે હવે મારી કંઇ પણ મર્યાદા રાખીવીજ નહિ એટલે પછી શું કહેવાનું રહે ! મારા દેખતાંજ તે બન્ને પાપીઓ બિભત્સ ટેટક કરવા મંડયાં હું તરતજ ત્યાંથી ખસી જઇ એકાંન્તમાં જઇ આંસુ પાડવા લાગી કે અરે જે નિર્દોષ બાબત માટે મારી મા મરી તેજ ઘરમાં આ હડહડતું પાપ થાય છે. પણ માયા બ્હેન ! મને શક એ હતો કે આ વાત જો હું પિતાજીને કહું તો મારી તથા પ્રતાપની નિર્દોષ પ્રણય સરિતાનો પટ ઝટ તે મારી મા બહાર પાડયા સિવાય રહેજ નહિ.

'આ વાત બન્યા પછી મારા પિતા ચાર દિને પાછા આવી મને પોતાના વહેમી સ્વભાવ મુજબ ઘરની નવાજુની પુછવા લાગ્યા પણ હું શા ઉજળા મુખે સર્વ ભેદ બહાર પાડું ? તેમ કરતાં તો મારાજ ગળાપર હું છુરી ફેરવતી હતી ; એટલે મ્હેં કંઇ પણ

પડદો સહેજેય ઉંચો કર્યો નહિ; અને મારી માને આવી રીતે પ્રોત્સા મળ્યું. તેણે હવેઅને મારી સાથે સાંસારીક બાબતોનોજ મઝાનાં બ્યુ-ગલો ફુંકવા માંડેલાં હોવાથી મને પણ ઘણા વખત હવે તો વિષય સતાવતો હતો; અને તેના કહેવા પ્રમાણે હું હાજી હાજી કરતી હતી,

બ્હેન ચંપા બ્હેન ! તેજ અરસામાં મારી માતાએ મને ભોળીને તેના આશક સાથે પ્રેમમાં પાડી દીધી, દિવસે દિવસે અમો વધારે છુટ લેવા લાગ્યાં. અને આખરે હું અભાગણી એ પાપી અપર માતાની શીખવણીથી અને તેની જાળમાં ફસાઇને કલંકિત બનતાં પણ સહેજ ન અચકાઈ ! ત્યારપછી તો સહેજ રકત ચાટી જેમ શાર્દૂલ ગળીગો થાય તેવી મારી વિપરીત દશા બની ; એટલે અપરમાતા અને હું શોકયોના મારક આંખો લડાવવા મંડયાં, કોઇ કોઇનો ભેદ પણ ફોડી કેવી રીતે શકે ? અને આ લડાઇમાં જીત પણ મારી થતી હતી, કારણ કે હું આગળ કહી ગઇ છું તે મુજબ ખરેખર આખા કોટામાં સુંદરમાં સુંદર ગણાતી હતી. મારાથી ઉતરતો નંબર મારી અપર માનો હતો.

" આમ કરતાં કરતાં પણ અમોએ બે વર્ષ વિતાવ્યાં. પણ પ્રભુનો ઉપકાર કે અમારો યાર બહુ ભોગી હોવાથી અમારાં પરિણામ રૂપ પાપનો પ્રકાશ બહાર પડયો નહિ. અને મારી માની શીખવણીથી મારા પિતાએ મને બરાબર ઓગણિસ વર્ષે એક નિર્માલ્ય પુરૂષ સાથે જયપુરમાં ઘણા દામદમામથી પરણાવી દીધી. મારા તે યારને છોડતાં મને ઘણું દુઃખ થયું; પણ તેથી અપરમા-અરે મારી શોકય અને મારી વિદારકમા-ઘણી રાજી થઇ; કારણ હવે તેની ભાગીપણ હું ચાલી જતી. અમારા આશકને પણ મારા જયપુર સિધાવ્યાથી ઘણું

લાગી આવ્યું. પણ પાપીને અને કામીને ન હોય પઇસાની પરવા કે ન હોય લાજ શરમની પરવા તે મુજબ છ માસ પછીથી તો તે આશક મરી પાછળ ગાંડો બની જયપુર રહેવા આવ્યો અને અમારી શેતરંજ પાછી ખીલી નીકળી. મારી માએ ત્યારપછી બરાબર બીજ-વાઇ જઇ પિતાજીને સૌ વાત કહી દીધી ત્યારથી પિતાજીએ પણ મારાં સ્નાન કરી દીધાનો છાનો પત્ર મારી ઉપર બારોબાર પહોંચાડી દઇ મને ખુબ રીતે ધમકી આપી; પણ તેથી કામદેવના પ્રભાવ આગળ શું અસર થાય ?

" જયપુરમાં લગભગ પાંચ વર્ષો મ્હેં મારા નિર્માલ્ય પતિ જગમોહન સાથે આનંદમાં ગાળ્યાં. આનંદ એટલો કે પતિ તરફથી મને કંઇ સુખ બહુધા નહિ મળતું; પણ મારો આશક દિવસમાં એકાદ વખત ભચકાઇ જતો હતો. બાકી મારા પતિ એવા હતા કે જયારે તેમને વહેમ પડે ત્યારે કોઇનાયે ન રહે ! જેમ આવે તેમ તે બકવાટ કરી નાંખે. આ મુજબ એક દિવસ તેઓ અમારો વ્યવસાય જોઇ ગયા. પાપ કેટલા વખત સુધી ઢંકાઇ રહે ? પાંચ વર્ષ ઢંકાયું તે કંઇ ઓછું હતું ? બીજેજ દિવસે તેમણે મને ચાર કલાક સુધી ઉંધા મસ્તકે લટકાવી રીબાવી સોટીથી માર માર્યો. તે વખતે મને કુલટાને વિચાર થયેલો કે " અત્યારેજ એ નિર્માલ્યને તેની દુર્બળતા વિષે કહું. " પણ શાયે કારણથી મારી જીભ ઉપડી નહિ આ બનાવ બન્યા પછી ચાર દિવસમાં તો મારો આશક કોઈ ચોરીના આરોપ માટે પકડાઇ જેલનો અતીથિ બની ગયો; એટલે મારા પતિ જગમોહનને હવે નિરાત થઇ. પણ મારી વિષયી વૃત્તિઓ તો નજ બદલાઈ ! અને તેઓ ખપના નહના.

'એટલે આખરે મ્હેં જયપુરની માલણ દ્વારા એક તંબોળી સાથે પ્રીતિ બાંધી. તે તંબોળી બહુજ રૂપાળો હતો. તેને ત્યાં પણ મારા જેવી સુંદર દેહની અર્ધાંગના હતી; છતાં જયારે મ્હેં તેની પાસેથી તેના હૈયા હારનું અપહરણ કર્યું ત્યારે તે સતિ જેવીને ધન્ય છે કે આ કઠન કળિકાળમાં તે બહુ બહુ લાલચો વચ્ચે પણ અચળજ રહી. અત્યારે તેના પગમાં પડું એમ મને ભાવના થાય છે; પણ આ બધું ડહાપણ તો છેલ્લી ઘડીનું છે ! તે તંબોળી સાથે પણ મ્હેં છાની રીતે લગભગ દોઢેક વર્ષ મઝા લુંટી; પણ અચાનક મારા તંબોળી યારે એક દિવસ સ્થિતિનો વિચાર નહિ કરતાં પેલી માલણનું દીલ દુભવ્યું; એટલે વળી બીજેજ દિને મારો પતિ મને ધમકાવવા લાગ્યો. આ વખતે તો મ્હેં છુટા મુખે તેની નિર્માલ્ય સ્થિતિ બાબત તેને જણાવી દીધું

" આમ બનવાથી વળી ત્યાંથી અમારી ચાલણ ગાડી ઉપડી, અને મારા પતિ સુરતમાં આવી રહ્યા. મરે તો વશે કે કવશે તેમની પાછળજ ઘસડાવાનું રહ્યું; કારણ પરણતી વખતે અગ્નિદેવ સમક્ષ વચન આપી હું બંધાઇ ચુકી હતી. અહિં સુરતનો નવો પવન જોઈ મને તો ઉલટો આનંદ થયો. કારણ હું હવે ઓછી પ્રેમની ઉપાસક હતી ? મારે તો શરીરમાં પ્રગટેલો અનહદ કામ બુઝાવવો હતો તેટલુંજ. મારા પતિને કયાં ખબર હતી કે જ્યાં લોભિયા હોય ત્યાં ધુતારા ભૂખ્યા ન રહે ? અહિં નવા વાસમાં લગભગ બે વર્ષ સુધીતો હું મુઝાઇ મુઝાઇ મારો કામાગ્નિ શાંત કરી રહી. પણ આખરે તેની બહુ મોટી હોળી થવાથી મેં એક નવયુવાનને મારી જાળમાં વળી ફસાવ્યો. તેને બિચારાને ઘેર પરણેલી

સ્ત્રી સાવિત્રી જેવી હતી. પણ તે આવ્યા પછી તેની મા મરી ગઈ એટલે દુષ્ટ મતિના પિતાએ પુત્રને ' વહુ ખોટાં પગલાંની છે ' એમ સમજાવી તેનો સંસાર બગાડયો. અને મારો પ્રેમિ તથા તેનો બાપ ફરીથી પરણ્યાં. આથી શરૂઆતમાં મને જણાયેલ કે હવે નવી વહુનું મુખડું તાકી રહી તે યુવક મને ભુલી જશે; પણ મારી તે બીક અસ્થાને હતી. મારા પ્રેમથી તે દીવાનો બન્યો હતો એટલે મને કોઈ દિન મળ્યા સિવાય રહેતોજ નહિ પછીથી તો અમો બન્ને પાપીઓએ બહુ બહુ છુટ લઈ શરીરની અને શક્તિની પણ મર્યાદા જોયા વગરજ સૌ વ્યવસાય આટોપવા માંડયો હતો; એટલે તે બિચારા નવા મારા પ્રેમિને તરતજ ટુંકમાં ક્ષયનો રોગ થયો. પોતાની પાછળ બે પત્નિઓ આમ રખડાવી તે તો ચાલ્યો ગયો; પણ હું તેની ઉપ પત્નિ સમાન હોવાથી મને પણ તેના મરણથી ઘરના ધણીના મત્યુ જેટલો શોક થયો. એટલે મેં બહુ બહુ આંસુ પાડી તેનો સ્વર્ગનો દીવો પણ હાય વરાળથી હોલવી નાખ્યો હશે! મને દુઃખ તેના મૃત્યુનું બહુધા નહિ, પણ મારી ખીલતી યુવાનીના તે મદન સાર તરીકે માનેલ હૈયા હારનું થતું હતું. ત્યારબાદ વળી ટુંકમાંજ હું આગળ કહી ગઈ છુ તેમ ' જ્યાં લોભિયા હોય ત્યાં ધુતારા ભુખ્યા ન રહે ' તે મુજબ મને એક લાંબાં લાંબાં પતીયાં-વાળો નાવિક દીલદાર મળી ગયો. કામદેવ નાતજાત કયાં જુવે છે! સંસારનાં બીજાં કાર્યોમાં આપણાં ચંચળ મન આભડછેડ રાખી સમાજની ધમશે તણાય છે; પણ એ કામદેવના સામ્રાજ્યમાં તો સર્વ એકાકાર બની જાય છે. તે વખતે સમાજની પણ કોણ કોણ પરવા રાખે છે?

' પણ કદિ હજામના પેટમાં વાત ટકેજ નહિ. પોતાનો

આવો મારા જેવી નવયુવાન મસ્તીના જોરમાં ખીલતી હરીણીનો શિકાર તેને ઢાંકયો રાખતાં આવડયો નહિ. અને તેણે પોતાના બીરાદરોને આવા સરસ આનંદના સમાચાર કહી દીધા. એટલે તો મારી પાછળ ત્યારબાદ પઇસા ઉછળવા લાગ્યા, જેથી મેં વધુ ગ્રાહકો મારી દેહ દુકાન માટે વધાર્યા. આ અરસામાં એવું બન્યું કે અગાઉ જે મારા સુરતના પ્રથમ પ્રેમિ આશકની હું વાત કરી ગઈ છું તેની નવી ઓરમાન માએ સસરા સાથે નવી વહુનો ધંધો ચલાવી આપ્યો. નવી વહુ પણ યુવાનીના મદે ફાલેલી હોવાથી સસરા સાથે આડો વહેવાર બાંધતાં જરાયે અચકાઇ નહિ. અને ઓરમાન સાસુ પણ પોતાના નવા યારો સાથે ગેલ ગમ્મત કરવા લાગી. જો ખરૂં પુછો તો બ્હેન ! આ આખા વિશ્વમાં આજકાલ આજ ભવાડા ચાલે છે. પરમેશ્વર હવે તો મનુષ્યોને સદબુદ્ધિ આપે તો સારૂં, નહિ તો આખું જગત વખત જતાં વર્ણશંકર બની જવાનું. હજીયે પતિવ્રત્તા નારીઓ ભારત માતાની કુખ ઉજ્વળ કરતી તો ઘણીયે હશે; છતાં મનસા વાચાએ કોણ એવું મનાય !

" આ પ્રમાણે બનવાથી મારા પ્રેમિની જુની પત્નિ વિધવા નિયમો પાળી બેવફા શોકયનું દુઃખ કરી દિવસો ખુણે ભરાઇ વિતાડવા લાગી. એક વખત તો રાંડ નવી સાસુએ એ બિચારી પતિવ્રત્તાનું પણ દલાલું નકકી કર્યાથી આખરે તે પોતાના મકાન સામે રહેતા એક નવયુવક સાથે છટકી ગઈ. ત્યારબાદ તેઓની શું દશા થઇ તે પ્રભુને ખબર. " કહી રૂક્ષ્મીણી શાંત બની.

" પણ રૂક્ષ્મીણી માસી ! એ નાસી જનારનું નામ શું ? તેના પ્રેમિનું નામ શું ? અને તેના ખરા પતિનું નામ અને ઠેકાણુ

શું ? ” આંખમાં આંસુ સાથે અત્યાર સુધી શ્રવણ કરતી સુંદરે વચમાંજ અધીરાઇથી પ્રશ્ન કર્યો.

“ સુંદર ! તે વિધવાનું નામ અંબા; તેના ભર્થારનું અને મારા પ્રેમિના નામેનામ વિનાયક; અને જેની સાથે તે નાસી ગઈ તેનું નામ રમેશ હતું ! તારે કેમ પૂછવું પડયું બ્હેન ! ”

“ સહેજ જીજ્ઞાસા થવાથી માસી હું પુછું છું ” કહી સુંદર રહી પડી. એટલામાં તો પવનનું ઓચિંતુ તોફાન થવાથી ખલાસીઓ દોડાદોડ કરવા લાગ્યા. સામો પવન હોવાથી વહાણ પણ અવળે રસ્તે દોડવા લાગ્યું. “ હમણાં ઉથલી પડશે; હમણાં આપણે સર્વ હતાં નહતાં થઈશું. ” એવી બીક ચારે અબળાઓને લાગી; અને એક બીજાને ભયથી વળગી પડી ચારે જણ ત્યાંજ બેસી રહી. લગભગ અર્ધા કલાકે તોફાન શાંત થઇ ગયું; પણ હવે પવન અવળો હતો એટલે વહાણ માંડમાંડ ખસતું હતું. અને તેમાંય વળી તોફાન દરમ્યાન તો તે કેટલું બધું પાછળ હટી ગયું હતું તેનો શુમારજ નહતો. સમી સાંજે લગભગ દૂરથી કિનારા પર દીવા જણાવા લાગ્યા હતા; તે જોઇ ખલાસીઓએ કહ્યું કે ભરૂચ દેખાય છે; અને આવતી કાલે તો ખંભાત પહોંચી જવાશે.

ભરૂચનું નામ સાંભળતાંજ માયા તથા સુંદર બન્ને અશ્રુ સારવા લાગ્યાં. બિચારી માયા પોતાની પુત્રિ કલા માટે રૂદન કરતી હતી; જ્યારે વહાલા વાંચક વૃંદ ! સુંદર શા કારણથી આમ કરતી હતી તે કોઇને સમજાયું નહિ. ચંપાએ સુંદરને છાની રાખી; અને રૂક્ષ્મીણીએ માયાને આશ્વાસન આપ્યું. ત્યારબાદ આખી રાત્રિ નિરાંતે ચારે અબળાઓએ નિંદ્રા લીધી. બીજે દિવસે એટલે મુસા

ફરીના ત્રીજા દિવસે સવારમાં સૌ ક્રિયાઓ પરવારી રહ્યા બાદ વળી માયા સામું જોઈ હસતી સુંદરેજ રૂક્ષ્મીણીને તેની આત્મકથા કહેવા કહ્યું.

"આવી રીતે સુરતમાં દોર હું ચલાવતી તે દરમ્યાનજ વળી બહુ પગારની આશાએ મારા પતિદેવે અમદાવાદ જવાની વાત મને કહી. મ્હેં પહેલાં તો મારા ધંધાની હાનિ થશે એમ ધારી ના કહ્યું; પણ આખરે તેમની હઠથી મેં સંમતિ આપી દીધી. હવે તે સમજતા હતા કે હું સુધરી ગઇ છું પણ હાય દૈવ! હું તો વધારે અધોગતિના ખાડામાં ઉતરતી હતી તેની તેમને કયાંથી ખબર હોય? પાપ યા પુણ્ય એ શું વસ્તુઓ છે તે હું સમજતીજ નહિ હોવાથી કેવાં નિંદ્ય કાર્યો કરી બિચારી પરસ્ત્રીઓનાં દીલ પર કાપ કરતી હતી તેથી મારા ભોળા પતિ સુરતમાં તો અજાણજ રહ્યા. બે દિવસમાં તો સૌ પતંગીયા જેવા આનંદ માનવા ખાતર ઢગલો કરેલા પ્રેમિઓને ત્યજી હું પતિ સહ અમદાવાદ આવી પહોંચી.

"અમદાવાદની ધમધોકાર ગીરદી જોઇ મને તો આનંદ થયો. છતાં પેલો કીડો તો પુંઠ પકડી બરકે ડંખતો હતો તે તો અહિં પણ સાથેજ આવ્યો હતો. જેણે મુકી લાજ તેને નાનુંસું રાજ એવું મારે મન હતું! જ્યાં શરીરમાં કામાગ્નિ પ્રદિપ્ત થાય ત્યાં લાજ શરમ રાખ્યે કયાં સુધી પાલવે? અહિં મારા પતિને માસીક રૂપિઆ ૫૦) જેટલો પગાર મળતો હતો; પણ હુતો હુતી તે ખલાસ કરી દેતાં હતાં. બાકી સુરતની કમાણી મારી ખાનગી હતી તે લગભગ આશરે ૫ થી ૬ હજાર સુધીની હશે; તથા છાનાં ઘરેણાંનો દાબડો પણ મારી પાસે હતો, એટલે મને પતિ જ્યારે

સવારથી નોકરી પર જાય ત્યારે રોક માર્તાં જરાયે અડચણ ન પડે. અહિં મારા પતિના જેટલા અમદાવાદી લહેરી દોસ્તો અમારે વાસે આવતા તે સૌ ઘડીભર તો અમારા બન્ને સામું જોઇ ઉંડા વિચારમાં પડી જતા કે આ કેવું કજોડું માબાપે કરી દીધું છે ? કાગડાને કોટે વળી દહીંથરૂં શું ? આવા પ્રસંગથી હું બહુ અભિમાન લાવતી કે મારે પતાપે પતિને પણ કોઇ બોલાવે છે; નહિતો એ મુજીનું કોઇ નામ પણ ન ઉચ્ચારે ! એમનું નામ તો આખું જગમોહન હતું, પણ જગતને મોહ લગાડતો તો ખુણે રહ્યા; કિન્તુ મને એકલીને પણ તે મોહ પમાડી શકયા નહિ તો મને હંમેશાં તે નામ સાંભળતી ત્યારે તેમના પર ધિક્કાર ઉપજતો હતો.

" મારા સૌંદર્ય અને શોખથી લોભાઇ સ્વાર્થિ અને મતલબી અમદાવાદી શરીફોની કેટલીક વ્યકિતની એક છુપી ટોળીએ મને ઉંચકી જવા માટે નિશ્ચય કર્યો હતો તે અમોને કયાંથી સમજાય ? એક દિવસ બપોરના જન્માષ્ટમીને દિવસે જયારે મારા ફળીઆનાં સર્વ મનુષ્યો વરઘોડામાં ગયાં હતાં. ત્યારે મારા પતિને રજા નહિ મળવાથી તેઓ બિચારા નોકરી પર ગયા હતા. મને પણ વરઘોડો જોવા જવાનું મન થવાથી મેં મારા સુરતના શણગાર આયના સામે ઉભી રહી સજવા માંડયા; પણ એટલામાં તો મારી પાછળ મેં બે ત્રણ નવયુવાનોને લપાતા લપાતા આવતા આયનામાં જોયા મારાં વસ્ત્રો અવ્યવસ્થીતી હતાં એટલે હું તે સમેટવા માટે જતી હતી તેટલામાં તો એક મુસમાલન યુવકે મને વળગી પડી જમીન દોસ્ત બનાવી દીધી. અને હું પણ આપો આપ તેને તાબે થઈ ગઇ. ત્યાર બાદ બીજા ભોકતાઓએ પણ મારા જેવી ભોજયને ભોગવી માંરી

ઘણા દિવસની હાંશ વરાળ તેજ ક્ષણે નરમ રેશમ જેવી બનાવી દીધી. મને આનંદ થયો; અને હું શરમાઇ વસ્ત્રો ઠીક કરવા લાગી; પણ તેટલામાંતો મારે આંગણે પોલીસ આવી ઉભી રહી તથા મારા ઘર સામેજ રહેતો ચંદ્રકાન્ત નામનો એક સોળ વર્ષનો છોકરો ત્યાં આવી પહોંચ્યો. તરતજ હું સમજી ગઇ કે મારી પર મારી મરજીથી થતો વ્યભિચાર બળાત્કારમાની આ દયાળુ છોકરો પોલીસને અત્રે તેડી લાવ્યો છે; એટલે મેં તેજ ક્ષણે સ્ત્રી ચરિત્ર વાપરી પોલીસની મદદ માગી.

"પેલા બિચારા મારા ફેં! થઇ ગયેલા ભોકતાઓતો દિગ બન્યા અને તેમણે તરતજ પોલીસને રૂપિઆ દશદશની બે નોટો આપી ચાલતી પકડી. થઇરહ્યું ? મારી કમાણી પોલીસ પચાવી ગયો, અને મને ઉપરથી સાવચેત રહેવાનું કહી ચાલ્યો ગયો. આ સર્વ બનાવ પેલો ચંદ્રકાન્ત જોતો હતો એટલે મેં તેને મારી પાસે બેસાડી બહું બહુ લલચાવ્યો. કારણ મને પણ ભય હતો કે કદાચ મારી વાત તે છોકરો કોઇને કહેતો મારે નિચું જોવાનું થાય! અને મારો મુંજી ભર્થાર પાછો ચીડીયો બની જાય! ચંદ્રકાન્તનાં માબાપે તેને નાનપણમાંજ વડોદરામાં પરણાવ્યો હતો. તેની રૂપરૂપની મણી જેવી પત્નિ સવિતા આ વખતે અમદાવાદમાંજ હતી; પણ સાસુ સસરાએ ઉંધું સમજાવી ચંદ્રકાન્તના કાન ભંભેર્યા કે સવિતા સારી ચાલની નથી, એટલે ભોળવાયેલો ચંદ્રકાન્ત તેની સાથે વધુ બોલતોજ નહિ. અને એ બદમાસ સાસુ સસરો કદિ આ બંન્ને વરવહુને એકાંતમાં મેળ ખાવા દેતાંજ નહિ, જેથી તે બિચારી સવિતા બહુ મુંઝાઇ મરતી હતી. પણ પોતે સારાં માબાપની કન્યા હોવાથી સંતોષ માની દીવસો ગુજારતી હતી. મારાજેવી તો નહતી. આવું આવું જોયા છતાં મને રાંડને જરાપણ ભાન નજ આવ્યું.

"આ કારણથી બિચારો, અકળાયેલ ચંદ્રકાન્ત તે જ દિને મારી મોહ જાળમાં આબાદ રીતે ફસાઇ ગયો. મ્હેં તેને સંસારનો દરવાજો બતાવી સર્વ ભેદ સમજાવી દીધો. એટલે મારી વાત છાનીજ રહી. ત્યાર પછી તો તે હંમેશાં મારે ત્યાં આવી મને પજવવા લાગ્યો; અને હું પણ તેને ફસાવવા લાગી છોકરો બહુજ કનૈયા જેવો મોહક તથા સાહેબ લોક જેવો ઉજળો રહેવાથી મેં તેની સાથે બરાબર દોસ્તી કરી. અને સોળ વર્ષનો યુવક અને લગભગ ૨૫ થી ૩૦ વચ્ચેની હું રૂક્ષ્મણી માટે કોણ વહેમાય! જગતને વહેમજ કયાંથી આવે? આમ કરી મેં તેના ઘરમાંથી ચોરી કરાવી ખૂબ પઇસા લુંટી લીધા. બધી ચોરીના આરોપો બિચારી સવિતા પર આવતા કે તેના કોઇ રાખેલાને આપવા તેણે ચોરો કરી છે. આથી મને પણ તે બિચારી પર દયા આવવા લાગી અને હું તેને મારે ઘેર બોલાવી લાવી પતિ પત્નિનો યોગ કરાવવા પણ લાગી આથી તે બિચારી મારો ઘણો આભાર માની પોતાનું કાર્ય પતાવી ચાલી જતી રહી.

"પણ કહેવત છે કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." તે મુજબ મારી દશા બની. ચંદ્રકાન્ત જોડે હું બહુજ પ્યારમાં પડી; અને આખરે અમોએ સાથે રહી આનંદ કરવો એવો નિશ્ચય પણ કરી લીધો. એક દિવસ મેં નાસી જવા માટે કહ્યું; પણ લોકલાજથી તેનું મન જરા કચવાયું. એટલે લગભગ રીસમાં અને રીસમાં મ્હેં બે દિન સુધી મારો ઢીંચણ પણ તેને જોવા દીધો નહિ. જેથી તે સીધો દોર થઇ ગયો. અને મારા ભોળા પતિને મુંબાઇની લાંબી લાંબી વાતો સમજાવી અમો ટુંકમાંજ ભાગી ગયા.

"મુંબાઇમાં પણ જગમોહનનું કાટલું વચ્ચે આવવાથી હાય! મેં પોતેજ ત્યાં મારા સૌભાગ્ય ચંદ્રને ઝેર આપી મારી નાંખ્યા. અને

જરા પણુ શોક વગર ચંદ્રકાન્તને પતિ માન્યો. પણ તે બિચારા ખાનદાન ઘરના ફરજંદને નાસી આવવાથી મનમાં બહુ વેદના થતી હતી તે મારી સાથે બરાબર બોલતો પણ નહિ; અને મનમાં મુંઝાઇ મરતો હતો પણ પતિ માર્યા પછી બીજે દિને તો મ્હેં તેને ઇશ્ક રંગમાં એવો રમાડયો કે તે ભાન ભૂલી ગયો. અને મને બહાર ફરવાને બ્હાને છેતરવા તૈયાર થયો હું સમજતી હતી કે આમ કરી તે નાસી જવાની યુકિત કરે છે; છતાં હવે એ નહિને મોહમયિમાં બીજો એમ માની મેં તે બ.બતમાં બહુ લક્ષ આપ્યા સિવાય કંઇ વાંધો લીધોજ નહિ. પણ તેના ગયા પછી લગભગ તરતજ મ્હને ખબર પડી કે મારા સુરતના દાગીના લઇને ભાગ્યો છે; એટલે તરત મેં દગાબાજ નફ્ટ પોલીસને ખબર આપી દેવાથી પોલીસ તેને પકડવા માટે પાછળ પડી. કીર્તિ કરતાં મ્હોતને વ્હાલું ગણી અરે તે યુવાન ચંદ્રકાન્ત કીર્તિપુજક તરતજ સૌ મામલો સમજી જઇ દરિયામાં પડયો.

"મારી પાસે કોઇની લાશ લાવવાંમાં આવી હતી, તે જો કે તેની ન હતી; પણ મેં તે લાશને ચંદ્રકાન્તનીજ લાશના નામે ઓળખાવી દીધાથી મારો પણ છુટકારો થઇ ગયો. એ બિચારો મરી ગયો કે દરિયામાંથી બચી ગયો તેજ મને ખબર નથી. પણ જો બચીને એ ગરીબ સવિતાનો સુકાની બન્યો હોય તો બહુ સારૂં! મેં પાપીણીએ તેનો સંસાર રાખ કર્યો! અહા કેવો મધુર ચાલાક ચંદ્રકાન્ત છોકરો હતો!" આટલો લાંબો વખત આ પ્રમાણે વાત કરી રૂક્ષ્મીણીએ કપાળે હાથ મુકયો.

"માસી! દરિયામાંથી તે કાઇ એમ જીવતુ હશે! ચાલો પછી

શું થયું તે તો કહો, આ ખલાસીઓ વાતો કરે છે કે હવે કલાક બે કલાકમાં આપણે ખંભાત પહોંચી જઇશું." સુંદરે આંસુ સારતાં કહ્યું.

"બ્હેન ! મારી વાત સાંભળી જોને બિચારી સુંદરને પણ અશ્રુ આવે છે ? સુંદર ! ના કેમ બચે ? જેવી રીતે તું બચી ગઈ તે પ્રમાણે તેનું પણ થયું હોય ! આપણને શી ખબર ?"

"બધાં મનુષ્યો દરિયામાં પડે તે સૌ ઓછાંજ મારા જેવી એક અભાગણીના બચવાથી બચી જાય છે માસી ! ચાલો હવે આગળ વાત કરો તો."

"અને ત્યાર પછી ટુંકમાંજ હું એ રાંડ વેશ્યાને ત્યાં જઈ પહોંચી. તેણે મને હોંશથી શરૂઆતમાં તો દાસી તરીકે રાખી. પણ થોડાં વર્ષો પછી આ બિચારાં ચંપા બ્હેનને આડું અવળું સમજાવી તે રાંડના રાખેલ પહેરગીર ભડવાએ તથા એ રાંડે ફસાવી આણ્યાં. અને ટુંકમાંજ મંગળા બ્હેન ! તમો પણ આવ્યાં જાણી જોઇને નર્કાગારમાં ! આપ કોણ છો તે તો હું અથવા કોઇ જાણતાં નથી; પણ કંચનના સખત હુકમથી તમોને સર્વ માયાને નામે બોલાવવા લાગ્યાં, તે તો હજી મને યાદ છે બિચારાં ચંપા બ્હેને ફસાઇ જીવંન કલંકિત કર્યું છે. જ્યારે તમે તો કંટકની શૈયામાં સુતાં છો. ધન્ય છે માયા બ્હેન આપને ! હવે હું મારી કથની પૂરી કરૂં તે પહેલાં મારાં પાપ જે ન ગણાય અને કદિ સ્વપ્ને ન મનાય તેવાં પાપ કરી મેં આપને દુભાવ્યાં છે તેટલા માટે આપની ખરા દીલથી માફી માગું છું; તો આ દરિયા વચ્ચે આપ દયાળુ બની મને માફી આપો. પહેલાં

આપ સાધ્વીની હું દાસી હતી; તે મુજબજ આપ મને રાખી માફી આપો. મા! માયા બ્હેન! મને માફ કરો!" કહી રૂક્ષ્મીણી પશ્ચાતાપ સાથે માયાનાં ચરણોમાં પડી.

"બ્હેન! દૈવાધિન બની સારાં નરસાં કર્મ થઈ જાય છે, તે માટે મને તારી પર જરાયે ખોટું નથી લાગ્યું; છતાં મારા દીલથી તને માફી આપું છું. અને પ્રભુને વિનંતિ ગુજારૂં છું કે તારા દીલમાં તેમનો વાસ થાય." માયાએ સુંદરને ખોળામાં લઇ રૂક્ષ્મીણીને આશ્વાસન આપ્યું.

"ખંભાત આવ્યું; ઓ જણાય; ચાલો તૈયાર થાવ" સઘળા ખલાસીઓએ આકાશ સામે હાથ જોડી બૂમો મારી.

# પ્રકરણ ૨૪મું

## સુંદરનું સાહસ !

આખરે ટીચાતો અથડાતો બિચારો પસ્તાતો ચંપક ગુજરાતમાં આવી પહોંચ્યો. સખી પ્રસન્નનો પત્તો ક્યાંય થીએ પામ નહિ થવાથી તેનું જીવન અકારૂં અને રસવિહિન બની ગયું હતું. ઉડતા પંખીની આશા સાથે ગત ઓચિંતી ગતિ ત્રુટીગઇ હતી, એટલે તેને શોક શોકનો મનમાં જાપ થતો હતો નહતું તેને સ્થિતિનું ભાન કે નહતું તેને હવે સ્થળનું ભાન ! દેહ સુકાઇ ગયો હતો; છતાં તેની ફીકકી પડેલ કાન્તિનો પ્રભાવ તો એની એજ મૂળ દશા ભોગવતો જણાતો નહતો. તે ભિખારી પાસે હવે પઇસો કે નહતાં હવે લુગડાં ફાલતાં ! જે હતું તે ખલાસ થઈ ગયું હતું ! લુગડાં પણ પરસેવો તથા બેદરકારી એ બંન્નેનો સંગમ ઠીક થવાની તકે આવી રહ્યા જેવાં બન્યાં હતાં માથે વાળ વધી ગયા હતા, પણ હવે તેને શોખ ક્યાં રહ્યો હતો ! સહેજ અવિચારે તેના શોખનું કેન્દ્ર આખું ફેરવી દીધું હતું.

આજે સવારના પહોરમાં તે નર્મદા માના સંગમ નજીક આવ્યો હતો. અહિંનો રમ્ય દેખાવ જોઇ તે પ્રસન્નના વિચારોમાં તલ્લિન

ઉભોજ હતો. નર્મદા દોડતી દોડતી નાચતી કુદતી સાગરને મળવા પૂર જોસે ધસી આવતી હતી તે જોઈ તેને પ્રસન્ન બહુજ યાદ આવવા લાગી. આંખમાંથી ઉભો બોર જેવડાં તે અશ્રુ વરસાવતો હતો તેના હાથ નર્મદા મૈયા તરફ જોડેલા હતા, ઉગતા સૂર્યનાં કિરણો એ નર્મદાના પટને સોનેરી બનાવ્યો હતો તે જોઇ ગમે તેવા દુઃખીને આનંદ ઉપજ્યા સિવાય ન રહે; છતાં આ ભૂલેલો પથિકતો શાંત અને રસ વિહિન થઇ ત્યાં પ્રસન્નના વિચારમાં તલ્લિન બની ઉભોજ હતો.

આખરે અશ્રુ સાથે આકાશ તરફ જોઇ તે બિચારો બડબડવા લાગ્યો, આહા કેટલો બધો પસ્તાવો તેને થતો હતો?

"પ્રભુ! હવે તો તારી કૃપાનું એક બિન્દું આપ! આ અંધકારમાં માત્ર મારા જેવા ભટકતાને તારી દયા ભાવનાથી એક તારક બતાવી દે; અને તે રસ્તે હું તારી પાસે આ ફાની જગત છોડી ચાલ્યો આવીશ! સંસારના વિકટ રણમાં કયાંએ હવે મારે માટે લેશપણ આરો નથી રહ્યો. પ્રભુ! દીલમાં સર્વત્ર આગ સળગે છે! બિચારી મારી પાછળ ગાંડી બની દૈવથી દોરાઇ એ દૈવિ પ્રેમ વાળી મમ હૃદયદેવી ને મેં નાહક દૂભવી રખડતી કરી છે તો ઓ! પ્રભુ! તું મારૂં કાળજું ફાડી નાંખ! આ આખા સંસારમાં મારી પ્રસન્નના આવાસ સિવાય કોઇ અન્ય સ્થાન મને ભાસતું નથી. તો દયા સાગર!" એ ચનમનું ધ્યેય સાધવા મારી જીવતી જાગતી પ્રસન્ન મને બતાવ, અગરતો આ જીવન દોરી સંકેલી લે! મારી એટલીજ હારેલા મનુષ્યની વિનંતિ તારા કમળ ચરણમાં હું અખંડ ગુજારૂં છું દયાનાથ દુનિયાનો સર્વ કાર્યક્રમ મેં જોઇ લીધો છે! આ વિશ્વ સંસારની વાડીના વેપારમાં ઘણાં યંત્રો ઠીક ચાલે છે, તો ઘણાંક

તેલની ખામીથી આપો આપ બંધ પડી જાય છે. એવા એક યંત્રનો હું સંચાલક બન્યો. તેની પાછળ મેં તન અને ધન સર્વેની શકિતઓ ખર્ચી કહાડી; કારણ મારી પાસે ત્રીજું સાધન ધન તો ન હતું! હાય ઓ દયા સાગર! એ પ્રસન્નનો હું એંજીનિયર જાણી કરી તેને ભોળીને ફોસલાવી આવી રીતે બન્યો! પણ એ દુષ્ટ બુદ્ધિ રામેશ્વરની પ્રેરણાથી અવળે પંથે ચઢી મેં મારૂં પાણી ખોઇ નાંખ્યું! અને તેજ દિને મારો સનમ સુકાઇ ગયો! કયાં એ પ્રસન્ન સાથેની મારી મંગળ શરૂઆતનો આનંદ! અને કયાં મારી આ છેવટની હતાશ! જેટલા આનંદથી સનમ ઝરણું વહેતું હતું, તેટલીજ હતાશ સાથે તે અલોપતો થઇ ગયું પણ સાથે સાથે મારી પ્રસન્નને પણ ઉપાડી ગયું! જ્યારે સનમની સ્થિતિએ અમને ધૈર્યાં હતાં; ત્યારે અમો ભોળાંને જરાપણ ખ્યાલ ન હતો કે અમારી દશા આખરેતો ચક્રવક સમાન બનવાની લખાઇ ચૂકી છે? ઓ પ્રભુ? હવે તલસવામાંજ મારી જીંદગી સમાતી હોય તો આ પવિત્ર નર્મદા પટની હરિયાળી ભૂમિપણ મારે મનનો વેરાન સમાનજ દિસતી છે! મારી એ યોગિનિ માની વાડીની લીલોતરી હજી યાદ આવે છે, અને પ્રસન્ન સાથે તેમાં જળ સિંચન કરવાના ઉલ્લાસ તો હજી મને આવે છે! ખરેખર પણ હું એમ કરૂં તો પણ હવે તો મારા જેવા બેકદરદાનનો હક એ પ્રસન્ન વડી પરથી ઉડી ગયો છે! તેની કુંજના દરવાજા મારે માટે હવે બીડાઇ ગયા હશે હાય દૈવ! ના છુટકે પણ એ કુંજને હું શી રીતે વિસરી શકું! હાય પ્રભુ! પ્રસન્ન! તું મને તો આ નદિમાં અને આ જમીનમાં સર્વત્ર હસતીજ લાગે છે; પણ શોક એટલોજ કે મારો વિરહાગ્નિ જોઇ તું હસ્યા કરે છે! પ્રસન્ન

હવેતો હદ થઈ ગઈ છે! મારે માટે તેં શું શું નથી કર્યું ! તો ઓ! મારી દેવી! હવે એ પાપ માફ કરી મને વધુ ન સતાવ! અને ઓ યોગિનિ મા! તમારા પાળેલા ચંપકે ખરેખર તમારૂં દીલ દુભવી તમારી જાન બહારજ પ્રસન્નને હરી લીધી! પણ તે પ્રસન્ન જેવી નિર્દોષ સતિ સાધવીનાં તપ મારાથી ન સહેવાયાં તેજ મારૂં ઓછું પાપ છે! ચાલ હવે આશાની દુનિયા તજી હું નર્મદામાંજ પડું કે જેથી પ્રસન્ન ને ભેટવા માટે ચાલ્યા જવાય! તે જીવતીતો નહિજ હોય! કોના આધારે તે જીવી શકે! રામેશ્વરે દગો ફટકો કર્યો હશે તો પણ મને અંતઃકરણ પૂર્વક ખાત્રી છે કે તે આપઘાત કરી ચાલી ગઈ હશેજ! અરે? પણ પેલું નદિના પ્રવાહમાં તરાપો મારતું કોઈ મનુષ્ય બિચારૂં તણાતું લાગેછે! પ્રભુ! મારા હાથેજ તે તણાતિ આ કૃતિને બચાવીશ અગરતો અત્યારેજ કોઇનો બચાવ કરતાં કરતાં ઉજવળ મૃત્યુને વરી ચાલ્યો જઇશ." આમ તે લવી ગયો.

ખરેખર તેણે જે વસ્તુ તરફડીયાં મારતી જોઇ હતી તે બરાબર મનુષ્યા કૃતિજ હતી. ઓચિંતો તરતજ તે દોડી જઇ પાણીમાં કુદી પડ્યો. દૂર દૂર સુધી ખાઇ જાય તેવો અંત સિવાયનો દરિયો જણાતો હતો તેના બિક તેને જરા પણ ન લાગી.

વ્હાલાં વાંચક! જે દિવસે ભરૂચમાં મનહરલાલે કીકાનું ખૂન કરી સઘળો આરોપ વિનોદ પર લાવવાની હિકમત વાપરી હતી તેજ દિનની આ વાત! નીચે ઉભી રહેલ બિચારી ધ્રુજતી કલાનો હાથ પકડી વિનોદ ઉપર હતો તે દરમ્યાનજ આ શયતાન મનહરલાલ ચાલ્યો ગયો હતો. ત્યાંથી સીધો તેને મહા બળાત્કારે તેણે કલાને ખલાશીઓની મદદથી હોડીમાં બેસાડી બીજી પાર જવા માંડ્યું.

નદિના પટમાં થઈને હોડી માર્ગ કાપતી હતી તે દરમ્યાન બિચારી કલાએ મનહરલાલને ઘણા કાલાવાલા કર્યા પણ તે સૌ વ્યર્થ ગયા હવે આ સયતાન સાથે સપડાઇ ફસાઇ મરવા કરતાં મૃત્યુ વહાલું ગણી તે લાગ જોઇ નદિમાં કુદી પડી. તેની પાછળ મનહરલાલ પણ પડયો. કિન્તુ સખત પાણીના વહેણથી તે તણાવા લાગ્યો એટલે તરતજ પાછો ફરી ગયો અને અનાથ કલા જળના પ્રવાહમાં ખરે એ પવિત્ર નર્મદા મૈયાના હૈયામાં ઘસડાઇ ગઇ

પશ્ચાતાપ કરતો ચંપક જેને બચાવવા જળમાં સાહસ કરી કુદી પડયો હતો તેજ આ તણાતી કલા ! પ્રભુએ તે રિતેજ રખડતા ચંપકને પણ આ સ્થળે ઠીક આણ્યો હતો ! તેની આંખ કેટલી બધી જગાએ ફરે છે ! કદિ પ્રભુ બેદરકારી નથી રહેતો ! એકજ કાને સર્વ વહેવાર શ્રવણ કરે છે અને એ બે નયનોથીજ સર્વ દુનિયા પરની ઘટનાઓ એ મહાન ડીટેકટીવ તપાસ્યા કરે છે. તેની જાણ બહાર એક તૃણ પણ ન રહેજ. !

મહા મહેનતે ચંપકે બાળાને બચાવી કિનારે આણી. કલાને હજી ભાન તો હતુંજ તેણી પાણી પી ગઇ હતી તે સર્વ ચંપકે કહાડી નાંખ્યું. અને પોતાને હાથે ખરેખર પ્રસન્ન જેવી એક કન્યા બચી તેથી તેને અનહદ આનંદ પ્રાપ્ત થયો.

' મહાશય! આપે મને શા માટે બચાવી ? હું અનાથ છું; દુઃખિ છું. મારો બેલી કોઇ નથી." કલાએ કહ્યું.

"બાળા ! તમારાં ઘરબાર જણાવશો તો હું લક્ષ્મી માટે તો લાચાર છું; પણ ત્યાં સુધી અવશ્ય પહોંચાડી જઇશ. જરા પણ ફિકર મા કરશો આપનું નામ ?"

"મારૂં ઘરબાર હવે આ જગત છે! અને મારૂં નામ જગતમાં કલા નામે ગવાય છે! આપનો પરિચય આપશો?"

"ખરેખર કલા! આપણે બન્ને એકજ દિશાનાં પંખી બનેલ છીયે. તમારો પંથ એક છે; મારો પણ એકજ છે; કારણ બન્ને અત્યારે રખડતાંજ છીયે. મારૂં નામ ચંપક છે."

"ચંપકલાલભાઇ! તસ્દી માફ કરશો. પણ આપની મારા જેવી દશા શા કારણે બની તે જણાવશો? સહજ પૂછું છું તો ખોટું ન લગાડશો. હું માનું છું કે આપણે હજી ભરૂચ તરફજ છીયે. બાપ પેલા મનહરલાલ આવશે તો પાછી પંચાત થશે ચાલો આપણે રખડતા સામી ઝાડીમાં ચાલ્યાં જઇએ. આપણો ઉતારો ક્યા હોય? હાય તેમની પર ખૂનનો આરોપ!" કહી કલા રડી પડી.

"કલા! આપ કયા ખુનની વાતો કરોછો! શેનું ખૂન! તમારી જીંદગી પણ અવશ્ય મારા જેવીજ ઘટના વાળી છે મારી પર પણ ખૂનનો આરોપ છે. હું સંસારથી છટકી અરે મારી દેવી પ્રસન્નને રખડતી મૂકી બાયલો હીચકારો બની છટકીને રખડું છું."

"એ તો દરેક પુરૂષની ટેવજ છે કે સંકટ સમયે સ્રીનું નામ પણ ન લે બિચારી હુતિ પતિ પતિ પ્રાણનાથ કરતી ઝુરે; ત્યારે હુતો ક્યાંએ રખડતો ફરે." કહી કલા જરાક મઠું હસી.

"હશે! મારે હાથે એવાં કર્મ બની ગયાં છે; એટલે મારાથી આપનાં વાક્ય પાછાં પડાય તેમ તો નથીજ. હાય પ્રસન્ન! તારી શી દશા? જંગલે જંગલ ભટક્યો! દરેક શહેર રખડ્યો! ગામડે ગામડે બંગાળાથી ચાલતો ચાલતો તાઢ તડકો વેઠી નર્મદા સુધી આવ્યો છતાં ન મળે નામ કે નિશાન! હાય શું તું ક્યાની દુનિયા

ત્યજી આ કુદરતી ધર્મશાળા છોડી ઉજ્વળ પંથે ચાલી ગયા હશે ? તેવું માનવાનું પણ કારણ શું ? અફસોસ! સહેજ કુબુદ્ધિએ કેવી વિટંબણાઓ ખડી થાય છે તે મને બરાબર હવે તો અનુભવથી સમજાયું."

"ચંપકલાલ! મ્હને કંઈક કહેશો. તે મારા જેવી, પ્રસન્નનો ઇતિહાસ! હું આપને કંઇક રસનો બતાવીશ યાદ રાખજો અરે પણ પેલો દોડતો પોલીસ આપણી તરફ આવે છે, જુવો! જુવો! હાય હાય! એ તો મનહરલાલનું તર્કટ મારા બાપરે! ઓ માયા મા! હવે અમારૂં શું થશે? મને તો જરૂર તે પકડશે!" ચંપક-લાલ! રામ રામ! હું નદીમાં કુદી પડી છું. પ્રભુને પંથે! ગાંડા જેવી કલા નદિ તરફ દોડી.

તેની પૂંઠે દોડી ચંપકે તેનો હાથ પકડી તેને ખાળી રાખી. અને ગભરાવા માટે સાફ ના પાડવા લાગ્યો

"ભાઇ! મારા વિનોદનું જ આ બધું મંડાણ થયું છે! મને જવા દો! મારો હાથ છોડો."

"ભલે એ પોલીસ બન્નેને ઉપાડી જાય છતાં ચોક્કસ હું તને જળમાં ડુબવા નહિજ દઉં. મનહરલાલના હવે ભાર નથી કે તને હસ્ત અડકાડી શકે." કહેતાં ચપકે રોષભેર તે પોલીસ સામે તાકી રહી કલાનો હાથ પકડીજ રાખ્યો.

એટલામાં તો પેલો પોલીસ ત્યાં દોડી આવ્યો. તેણે સખતાઇથી તેજ ક્ષણે પ્રશ્ન પૂછ્યો.

"આમાં આલ્યા એ ખૂની તારૂંજ નામ વિનોદને! ચાલ મારી સાથે થાણા પર તારે આવવુંજ પડશે! આ બાળા કોણ છે!"

"ભલા પોલીસ? તમો ભૂલ્યા લાગો છો! ક્યા વિનોદની વાત કરોછો! ખૂન શેનું! અમો તો પરદેશી જાત્રાળુ લોકો છીયે; અને અત્યારે સ્નાન કરવા આવ્યાં છીયે. આ મારી બ્હેન છે; અને હું તેનો મોટો ભાઈ છું, પણ એકાદ મારા સરખા યુવકને હમણાંજ અમોએ આ આખી નદિ તરી જઇ સામે કિનારે જતો જોયો છે. કેમ નહિં બ્હેન! જો એ તમારો ખૂની વિનોદ હોય તો તપાસ કરો સામે કિનારે." ચંપકે તુરતજ જવાબ આપ્યો.

"તેને ગયે કેટલી વાર થઇ ?" પોલીસે અધીરાઇથી પુછ્યું.

"અરે બહુતો પાંચ મિનિટ પહેલાંજ તે સામે કિનારે પહોંચ્યો હશે ? ઉતાવળમાં ડગલાં પણ કહાડયા સિવાયજ ભયભિત જણાતા તે યુવકે નદિમાં પડતું મુકયું હતું" કલાએ સમય સાધી જવાબ આપ્યો.

"ત્યારે તેનો કોટ કેવો હતો તે જણાવીશ છોડી ?"

"હા કેમ નહિ. સફેદ ઉજળી મારા જેવી ઓઢણી સમ ખાદીનો કોટ અને ખાદીની ટોપી:? પગમાં ધોળા બુટ હતા તે કહાડી તેણે પાણીમાં નાંખી દીધા હતા" કલાએ જવાબ આપ્યો.

"બરાબર ત્યારે તો એજ બદમાસ ? એ હોડી વાળા ચાલ તારી હોડી લાવ ? મારે સામે કાંઠે જવું છે કહેતો પોલીસ ત્યાંથી નદીનાં પાણી તરફ ચાલી ગયો.

કલાએ ચંપકનો ઘણો ઉપકાર માન્યો અને હસીને બોલી કે "ભાઈ હું તો આપની બ્હેન"

"હા કલા અને બ્હેન ? હુતો તારો ભાઇ" કહી ચંપક ત્યાંથી તેને લઇ ચાલ્યો ગયો.

એકાન્ત ઝાડીમાં આવ્યા પછી અગ્રુસહ ચંપકે પોતાનો ભૂતપૂર્વ ઇતિહાસ સંપૂર્ણ રીતે કલાને કહ્યો. અને કલાએ પણ પોતાનો સર્વ મામલો તેવીજ રીતે જણાવી દીધો બન્ને ભૂખથી પીડાતાં હતાં. છતાં ત્યાંજ ઘડી ભર આનંદ માની નદિના પ્રતાપે ઉગેલ લીલીછમ લીલોતરીમાં આડાં થયાં. અને સહજમાં ભૂખની વેદનાથી નિંદ્રાધિન બની ગયાં. ચંપકને પ્રસન્નનાં સ્વપ્ન આવવા લાગ્યાં; જ્યારે ધોળા દિવસે કલાને વિનોદનાં સ્વપ્ન આવતાં હતાં.

જ્યારે તેઓ બન્ને ઓચિંતાં જાગી ઉઠયાં ત્યારે બન્નેને ભાન આવ્યું કે નિંદ્રાધિન બની એક બીજાના પગ પર પગો ઢાળી તેમણે મર્યાદા તોડી નાખી હતી. બન્ને જણ ચૂપજ રહ્યાં, તેમને જગાડનાર એક રબારી હતો, તેની સામે જોઇ ચંપકે ફળ અથવા ખોરાકની માગણી કરી. આવી નિર્દોષ રીતે અહિં સુતેલ બે પંખીને જોઇ આનંદ સહ રબારી ત્યાં ઉભો હતો તેણે ખાંધેથી બે સુકા બાગના રોટલા તથા મરચું તેજ ક્ષણે આપ્યું. બન્નેએ આનંદ સહ પાંદડાં ભેગાં કરી એકજ જગાએથી તે ભોગકને ન્યાય આપ્યો. ત્યારબાદ કલાએ રબારીનો ઉપકાર માની તેના ઓળખાણ પૂછી.

"જાણે કે મારે રહેવું છે ભરૂચમાંજ! અરે બળ્યું આ બાલ! આજેજ સવારે પેલા સરકારી વકીલનો ભાઇ મોટાભાઇના ફુલ જેવા દિકરાનું ખૂન કરી નદિમા પડી મુવો અને મગરે તેને જડબામાં પકડી ગળી લીધો તે તો મ્હેં જાતે જોયું છે! કેવી પાપની શિક્ષા તે બદમાસને મળી? હે? રામ! આ પ્રદેશ કરતાં તો અમારૂં વરોતર બહુ સારૂં!" કહી રબારીએ કપાળે હાથ મુકયો.

" પણ ભલા અન્નદાતા! શાથી જાણ્યું કે તેણેજ ખુન કર્યું ? વળી ભાસ કરતા તો ચરોતર રસભૂમિકા છે; તો તેને તજી આપ અહીં શા માટે આવ્યા ? " કલાએ પ્રશ્ન કર્યો.

" હા! હા! આખું ભરુચ આંખો ફાડી ફાડી વાતો કરે છે કે વકીલના ભાઇએ ભાભીનું ભવિષ્ય ખાવા ખૂન કર્યું; હવે શું બાકી રહ્યું છે? " કહી રબારી હસી પડયો. અને ત્યાંથી ચાલ્યો ગયો.

" અરેરે વિનોદ! ત્યારે આપ ગયાજ! હું ઠુમો આરોપ સાથેજ અપકીર્તિ વહોરી ચાલ્યા ગયા! તો પછી મારે જીવી શું કરવું? " કહેતી કલા રડીપડી.

" કલા! હવે શોક શા ખપનો! થનાર વસ્તુ થઇ ગઇ છે!" ચંપકે આશ્વાસન આપવા કહ્યુ.

" પણ ચંપકલાલ! તમોને પ્રસન્ન સાંભળે છે ત્યારે કેટલું દુઃખ થાય છે! એના મારી સ્થિતિ શું નહિ થતી હોય?"

" ખરેખર થાય! પણ હવે આ બળાપા શા ખપના! બ્હેન ચલ આપણે ગામમાં જઇ કંઇક ઉતારો શોધીયે; અને ત્યાર બાદ આવતી કાલે ચાલ્યાં જઇશું."

" ના ગમે તે ઉપાયે હું ગામમાં તો નહિજ આવું. આ જમાનામાં પુરૂષ સિવાય કુમારિકાઓ કયાં સુધી અડગ રહે તે કહેશો? ખોટુ ન લગાડશો. આપને એક વાત કહુ છુ તે ધ્યાન પૂર્વક સાંભળો. પેલો મનહરલાલ મને પાતળમાંથી પણ શોધ્યા વગર નહિજ રહે. ત્યારે મારી હવે વિપરીત દશા થશે, મારો વિનોદ ચાલ્યો ગયો. વળી પરણ્યા વગરની સ્ત્રીનો સૌ કોઇ ધણી થતો આવે

તે તો આપને આટલા આટલા ખત્તા ખાઈ ભાન આવ્યું જ હશે. તો આપને એક વાત પૂછુ ચંપકલાલ ? આપે મને અન્ય વખત ઉગારી છે. એક વખત મારા વિનોદે ઉગારી હતી." કહેતી કલા તેજ ક્ષણે શરમ છોડી ચંપકના ખોળામાં માથું મૂકી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

"કલા ! આમ બોલી નાહક તું દુઃખિ ન બન; વિનોદ ખલાસ થઇ જવાથી તારી આશાઓના ચૂરેચૂરા થઈ ગયા તે વ્યાજબી છે. પ્રેમ વિરહિ વલ્લભા રખડે રઝળે, કરે ગમે તે કરે તે થોડું છે; પણ જયારે હવે વિનોદનું અસ્તિત્વજ આ જગ પટ પર નથી રહ્યું તો પછી તારા વિચારો એકંદરે ગ્રહણ કરવા જેવા છે. કિન્તુ આમ સહેજે મળેલા અને તે પણ સહજ પરિચયથી આવો તોલ બાંધવો તે સારૂં નહિ. આ જગતમાં વિઘ્ન સંતોષીની સંખ્યા અપરંપાર છે ! કોઇનો સારો દિન કોઇ જોઇ શકેજ નહિ, અને તેવીજ રીતે તારી અને વિનોદની દશા બની તે માટે જેટલું દુઃખ ન ઉદભવે તેટલું ઓછુંજ ગણાય ! તું એક સુન્દરેની અને પ્રભુથી ડરતી નર્તકિની પુત્રિ છે; પણ સમાજ તને જરૂર ગ્રહણ નહિજ કરે. આ વિચારથી અત્યારે વિનોદ ખોઇ તું તારી પ્રાર્થના મને કરે છે તે માટે મારી જરાયે ના નથી; પણ હજી વિચાર કરવાનો અવસર નાસી ગયો નથી તે પણ યાદ રાખી તું સ્વસ્થ બન." કહી ચંપકે કલાને બેઠી કરી,

"નહિ ચંપકલાલ ? હું પ્રેમ ખાતર આ મારૂં નાવ તોફાને ચઢાવું છું તેમ ન માનશો. હું તો ફક્ત જગતની અપકીર્તિમાંથી છૂટી થવા આ પ્રમાણે કરૂં છું. માટે આપને રૂચે તોજ હા પાડજો,

કારણ કે મનથી હું તેની થઇ ચૂકી છું. પરન્તુ આ વિકટ જગતમાં મને પરણેલી ગણી કોઇ સતાવે નહિ તેટલા માટેજ તમારી ચરણરજ માથે ચઢાવી આપની અર્ધાંગના થવા પ્રયાસ કરૂં તો આપ દયાળુ મારી પર મમતા રાખી મારૂં કથન માન્ય કરશો એવી આશા છે. મને તો પેલો રબારીજ મનહરલાલ જેવો લાગતો હતો, જ્યાં ને ત્યાંથી મનહરલાલનો ડર મને બહુ લાગે છે. બોલો ચંપકલાલ બોલો ! હું ઉતાવળ આટલા ૬ કલાકના પરિચયથી કરૂં છું પણ તે અસ્થાને તો નથીજ. ' કહી કલાએ ચંપકના હાથ પકડયા.

"કલા ! તારો અપકીર્તિની ધજા તોડી પાડવા હું તારા કહેવા પ્રમાણે આ પવિત્ર નર્મદા માતાની સાક્ષીએ અત્યારથીજ બંધાઉં છુ. જગત ભલે જાણે કે આપણે પતિ પત્નિ છીયે; પણ આપણે ઉજ્વળ પ્રેમ સરિતાનું સેવન કરી અકલંકિત દશામાંજ દિવસો સુખે દુઃખે ભોગવીશું. મને પ્રસન્ને આ અભ્યાસ શીખવી બરાબર રીઢો કરી દીધો છો જ્યારે તું પેલા રબારીને મનહરલાલ કહે છે ત્યારે હું તેને મારા વિઘ્ન સંતોષી રામેશ્વર તરીકે માનું છુ. મને જરા જરા વહેમ તેજ વખતે આવ્યો હતો; પણ આ જગાએ તેનો વાસ કયાંથી હોય?"

"બસ ત્યારે આજ મારી જીંદગી સફળ બની; આપ ગમે તેવા હો તેની મને પરવા નથી. કલંકિત બની જીવન ગુજારવું તે કરતાં પરણી જઇ મનને ફાવે તે રસ્તે પણ શુદ્ધ ભાવનાઓ દોરવું તેમાંજ ખરી અબળાના સર્વ ધર્મ સમાઇ જાય છે. આજે આપ મારા હૃદય વલ્લભ ! અને હું આપની હૃદય વલ્લભા ! આવો અત્યારેજ મારા ભૂત વિનોદને પ્રેમાંજલિ અર્પિ આપણે તેમના રૂણમાંથી મુક્ત બનીયે." કહેતી કલા તેજ ક્ષણે ચંપકને વળગી પડી.

" કલા ! મને ફેર આવે છે ! આમ શાથી ? "

" અરે ! પ્રભુ ચંપકલાલ ! મને પણ એમજ ઓચિંતુ થાય છે. અરરર પેટમાં ચુંક પણ આવવા લાગી. "

સહેજમાંજ આટલું બોલી બન્ને દિવાના બનેલ દીલો મૂર્છાધિન બની ગયાં. તેજ ક્ષણે પેલો રબારી ત્યાં આવી પહોંચ્યો. પોતાના સાથીદારો બોલાવી તેણે કલાને ઉપાડી લીધી; જ્યારે બિચારા બેભાન ચંપકને તેજ વખતે નદિમાં ફેંકી દેવામાં આવ્યો. ત્યારબાદ કલાને લઈ સર્વ મંડળ એક વહાણમાં બેસી દરિયામાં ચાલ્યું ગયું થઇ રહ્યું ખલાસ એ એકમાંથી પાર ઉતરી અન્ય દ્વારા પસાર થતું પ્રેમનું ઝરણું ! બિચારો ચંપક તણાઇ ગયો રબારીએજ રોટલામાંજ ઘેનની દવા નાંખી હતી તે હવે વાંચકને સમજાઇ હશે એ રબારીનો પરિચય ટુંકમાંજ પતાવી લઈશું.

વહાણતો કલાને લઇ દરિયે ચઢી ગયું પણ પેલો ચંપક બેભાનાવસ્થામાંજ પાણીમાં તણાઇ દરિયામાં પણ આખરે ચાલ્યો ગયો આવી રીતે આપણે ઉપર જાણી ગયા છીયે કે વિનોદ વડોદરા માલ ગાડી દ્વારા જતો હતો; તેજ દિને બિચારી કલા દરિયા રસ્તે કંઇ લણાઇ વહાણમાં બેભાન બની પડેલી છે. ચંપકના શરીરની કોઇને પડી નથી. તે તો ગયોજ. ! બિચારો ચંપક પ્રસન્નનો તારક હવામાં અને જળમાં ડુબી ગયો ! આ ખબર પ્રસન્નને કોણ આપે ?

× × × × ×

વાંચક ઉપરોકત ઘટનાઓને આજે લગભગ બે વર્ષ વિતી ગયાં છે. ખુમાત ગયેલ ચારે અબળાઓ પોતાના દિવસો હજી પણ એ યોગિનિના શાશન મુજબ ગાળે છે. તેમની પાસે શરૂઆતમાં આ

યોગિનિએ આપેલજ ખર્ચ માટેના પઇસા હતા; પરંતુ તેઓ ખંભાત ગયા બાદ ઇશ્વર કૃપાથી સુંદરને ત્યાંની કન્યાશાળામાં હેડ મિસ્ટ્રેસની જગા પ્રાપ્ત થવાથી તે દર મહિને રૂપિઆ ૮૦ કમાણી લાવતી હોવાથી સર્વે જણુ સંપી તાણી તોણી પોતાનાં જીવન ગુજારતાં હતાં. માયા આજકાલ કરતાં લગભગ ૬ માસથી તો એટલી બધી પ્રભુનાં તલ્લિન બની જતી હતી કે ઘણા વખત તો તે ઓચિંતીજ શૂન્યમૂઢ બની જઇ લાકડા જેવી થઇ જતી. સુંદર તેને મા કહી બોલાવતી; અને માયા તેને બેટા સુંદર કહી ઉદેશતી ખરેખર રત્નાકરે સોંપેલી કન્યાએ માયાને કલાની ગરજ સારી. બે વર્ષો એવહી ગયાં છતાં હજી મા. યોગિનિ નહિ જણાયેલાં હોવાથી સર્વને મુંઝવણુ થતી હતી ચંપા તથા સુંદર યોગિનિને નામથીજ પીછાનતાં એટલુંજ

ખંભાતની કન્યાશાળા સુંદરના અધિકાર નિચે બરાબર ખીલી નીકળી હતી છોકરીઓનાં ચરિત્રમાં જે રસ જોઇએ તેજ ભાવનાનો રસ રેડવા પાછળ સુંદર હમેશ બહુજ કાળજી રાખવા લાગી હતી. આથી તેને ખભાતમાંથી ઘણુ સરૂં માન મળતું તેની પર તેના આભેહુબ જ્ઞાનથી અંજાઇ ઘણી વખત કોઇ કોઇ સ્ત્રીઓ તેને જ્યારે પૂછતી કે તે પરણેલી છે કે કુવારી ? ત્યારે તે સુંદર પોતાની સ્ત્રી જાતિ યથાનું કુળ આસુ પડી દઇ ચૂપ બની જતી; એટલે કોઇ હવે તેને એ પ્રશ્ન પણ પુછી દુઃખ ન કરતું. કન્યાઓ પોતાની મોટી બ્હેન સુંદરનાં વખાણ ઘેર જઇ દર હંમેશ કરતી હતી; જેથી ઘણી સ્ત્રીઓ તેને આશીષ પણ દેતી હતી ! આ બાધાના ઘટતા જવાબો નમ્ર રીતે આપી તે સૌનાં દીલ વધારેને વધારે આકર્ષતિ આ સર્વ બાબતે માયા

તથા ચંપા, અને રૂક્ષ્મીણી સર્વ જાણી બહુ આનંદ પામતાં. માયા એ ઘણી રીતે સુંદરને પૂછા પૂછ કરી પણ પોતાનો પરિચય તેણે કોઇને નહિ આપતાં એટલોજ પ્રત્યોત્તર આપતી કે સમુદ્રમાં પડવાથી તેની સર્વ ભૂતકાળની યાદશક્તિનો લોપ થઇ ગયો હતો. આમ કહી તે સૌનાં મન મનાવી પોતાના ઉજ્જવળ દિનો પસાર કરતી.

એક દિવસ જ્યારે સુંદર કન્યાશાળામાં ગઇ હતી, ત્યારે છેલ્લા વર્ગની એક મોટી કન્યાએ તેને કહ્યું કે " બ્હેન ! અમારી પાડોશમાં એક મુસાફર તમારા જેવી સુંદર કન્યાને લઇ આવ્યો છે; પણ તે ઘણાં લાડવચ્ચેયે ખાતી પીતીનથી અને આંસુ પાડે છે.જો તેને જોઇ હોયતો બરાબર જાણે તમારોજ જોટો. પેલો મુસાફર તેને બહુ બહુ સમજાવે છે પણ તે ખાતીજ નથી. ફળીયાનાં મનુષ્યો તે મુસાફરને પૂછવા લાગ્યાં ત્યારે તેણે કહ્યું કે " એ મારી દિકરી છે; પણ સમુદ્ર માર્ગે આવતાં તેની મા રસ્તામાં મરી જવાથી આ પ્રમાણે શોક કરે છે !" બ્હેન! તમે તેને જોવા આવશો ! રૂપરૂપનો અંબાર છે !"

" હા! શા માટે નહિ! તે બિચારીને આશ્વાસન આપવાથી પ્રભુ રાજી થશે ! હવે મરી ગયેલ મા ઓછી પાછી આવવાની છે ! સાંજે તું મારો સંઘાત જરૂર કરજે " આવો વહાલ ભર્યો જવાબ સુંદરે આપ્યો.

અને સ્કુલમાંથી છુટી બારોબાર સુંદર પેલી કન્યાને જોવા માટે ચાલી ગઇ તેણે જે મકાનમાં ઉતારો કરેલ હતો; ત્યાં બનતાં સુધી આવેલ મુસાફરના કાબુલી સાથીઓ કોઇને જગા દેતા નહિ. તેમણે સુંદરને પણ અટકાવી; છતાં તેમને નહિ ગણકારી તેતો પેલી રડતી બાળા પાસે પહોંચી ગઇ. ફળીયાનું સર્વ મંડળ આ જોઇ

ટોળે મળ્યું; અને બૂમો પાડવા લાગ્યું કે "સુંદર બ્હેન! એ બિચારી ને છેતરી તો નથી આણીને! પૂછી ખાત્રી કરો? બિચારી દરરોજ ત્રણ દિવસથી રડયા કરે છે! ફુલની પાંખડી જેવી છે'

આ રકજકમાં પેલો મુસાફર ત્યાં આવી પહોંચ્યો તેણે દૂરથીજ ઓસરીના વંડા પર પોતાની કન્યા સાથે અન્ય કન્યાને જોઈ દોટ મૂકી. આ સૌ પેલી રૂદન કરતી કન્યાએ જોયું. તેજ ક્ષણે તેણે બૂમ મારી "ઓ બ્હેન! તમે ચાલ્યાં જાવ! જુવો પેલો મારો કસાઇ બાપ પીસ્તોલ તાકી દોડતો આવે છે. તે તમોને કે મને ઠાર કરશે'" કહી તે કન્યા સુંદરને વળગી પડી.

જરાપણ ગભરાઇશ નહિ.! બ્હેન તારે જે કહેવું હોય તે મને ખૂશીથી કહે. હું તારે માટે જીવ આપીશ બોલનો ખરી તારૂં નામ! મ્હેં તારો ફોટો જોયો છે મારી માયા મા પાસે!" આંસુ સાથે તેને દબાવતાં સુંદર બોલી.

"કોની પાસે! માયા મા પાસે! પ્રભુ હું શું સાંભળું છુ! મારી મા, તેજ માયા! તમારી મા માયા કયાંથી હોય બ્હેન! અને તે તો ગોવામાં મરણ પામી છે. તે માએજ મને શું એ વિચાર કરી આ પાપીને હાથે મરતાં મરતાં સોંપવાનો પત્ર લખ્યો છે! હાય તે મા મારી હોય તો કેવું સારૂં!" કહી તે બાળા રડી પડી.

આ જોઇ ફળીયાનાં સર્વ મનુષ્યો ત્યાં દોડી આવ્યાં પેલો સોદાગર પણ ત્યાં આવી પહોંચી તે કન્યાને સુંદર પાસેથી છોડાવવા જેવો જાય છે તેવીજ તેણે ચીસ પાડી. સર્વ લોકોએ તેજ ક્ષણે સોદાગર મુસાફરને માર મારવા માંડયો. અને બધે ધાંધળ થઇ ગયું! તે તકનો લાભ લઈ પેલી બિચારી કન્યાને શીશી સુંઘાડી પેલા

મુસાફરના કાબુલી મિત્રો તરતજ ઉપાડી ગયા. ચોતરફ સુંદરે ધાંધલ કરી તરતજ તેઓની પૂંઠ પકડી, આ તરફ પેલા મુસાફરે પીસ્તોલથી બે ચાર આદમીઓને ઘાયલ કર્યા અને જોતજોતામાં કયાંએ પીસ્તોલ નો ડર બતાવતો તે ચાલ્યો ગયો.

કાબુલી પાછળ દોડતી સુંદરે જ્યારે જાણ્યું કે તેઓ દરિયા કાંઠે જાયછે; ત્યારે એકદમ તેણે પોતાની માયા માને ખબર આપવા મકાન તરફ મુઠીયો વાળી દોટ મૂકી.



# પ્રકરણ ૨૫ મું.

—(૦)—

## સુંદરનું સાહસ (ચાલુ).

—(૦)—

"તમાચો મુખ પરે વાગે, છતાં કંઇ ભાન ના આવે,
કુબુદ્ધિ જન જીવનમાંહિ, હજારો તર્કો લાવે;
કુકર્મી વાસના કાજે, અરે નિર્દોષને પીડે;
બના આલમ મહિ પાપી, ધરે ના દાઝ કંઇ હૈડે."

જે દિને અને જે વખતે ગત પ્રકરણના અંતનો બનાવ બનતો આપણે જોઇ ગયા છીએ; તેજ વખત પેલી અન્ય ત્રણ અબળાઓની દશા પણ ખરેખર શોચનિયજ થઇ રહી હતી, માટે આપણે તે તરફ વળીએ.

એક લુચ્ચા બદમાસે આજે સવારે પરબારી ૧૧ વાગ્યે જ્યારે સુંદર સ્કુલમાં ગઇ હતી ત્યારે આ અબળાઓ રહેતી હતી તે મકાનમાં એક સુંદર પણ કિમતી દાગીનાની નાની પોટલી સિમે

રહી નાંખી દીધી. બિચારી માયા, ચંપા, અગર તો રૂકમણીને આ બનાવની જરા પણ ખબર પડીજ ન હોવાથી તેઓ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઇ વખત વિતાવવા લાગ્યાં; જ્યારે શીર પર આફત આવે છે ત્યારે ચારે દિશામાંથી તે ધસી આવે છે, તે નિયમાનુસાર આ ત્રિપુટીને નસીબે આજે કુબતું ભાગ્ય લખાયેલ હોવાથી કલંકનું નિશાન ચોટી ગયું હતું.

સદહું પોટલીની *કથ્ય કથા એવી હતી કે મુંબાઇમાં દશ દિવસ પહેલાજ એક શાહુકારના ઘરમાંથી લાખો રૂપિઆના દાગીના રાત્રે ગૂમ થયા હતા; તેની સાથે ચોરી કરનારે એક પત્ર પણ લખી ત્યાં પોતાના ફોટા સાથેજ મુકેલો હતો તેમાં જણાવ્યું હતું કે-"ગમે ત્યાંયે પત્તો ખોળતાં આ ચોરી પકડાશે નહિ; અને પકડવા જેથી પ્રયત્ન કરશે તેની બુરી દશા થશે. જે થયું છે તે કુદરત પ્રેરણાથીજ થયું છે; માટે આ ચોરી શોધવા કોઇએ પ્રયત્ન ન કરવો હું ચોરી કરનાર એક આખી પુરૂષ જાતિને ધિક્કારનાર અબળા છું તે તો સાથેના ફોટાપરથીજ સમજાઇ જશે. જે શહેરના પહેલો અને ત્રીજો અક્ષરો ભેગા કરીએ તો એક એવો શબ્દ બને કે જે માનવીનું ભૂષણ કહેવાતો હોય તેવા શહેરમાં મારો વાસ છે."

આવો પત્ર દેખી કોઇ કળી શક્યું નહિ કે ચોરનો આમ કરવાનો શું ઇરાદો હશે! આ કાર્ય આખરે સી. આઈ. ડી ખાતા પાસે આવ્યું; ત્યારે તેની યોગ્ય તપાસ થવા લાગી. જે દાગીના ચોરાયા હતા તેનીજ પોટલી આજે માયાના મકાનમાં કોઇ બદમાસ નાંખી ગયો હતો. લખનારે બરાબર હિમ્મત વાપરી બિચારી માયા પોતાની સહચરીઓ સાથે રહેતી હતી તેજ શહેરનું ઓળખાણ પણ

આડકતરી રીતે સૂચવી દીધું હતું, એટલુંજ નહિ પણ માયાનોજ ફોટો પત્ર સાથે ગોઠવી દીધો હતો. શાએ વેરથી શયતાને આ કાવત્રુ રચ્યું હશે!

બરાબર ચાર વાગતાં એ પોટલી રૂક્ષ્મણીની નજરે પડી. તરતજ તેણે તે લઇને માયા પાસે આણી મુકી. ચંપાને બોલાવી તેજ ક્ષણે માયાએ વાત કરી તો તેણે પણ અજ્ઞાનતા જણાવી.

" માયા બ્હેન ! કદાચ યોગિનિ માએ તો પરચો નહિ બતાવ્યો હોય ! " રૂક્ષ્મણીએ પોટલી ખોલતાં કહ્યું.

" ગાંડીરે ગાંડી ! મા આવી જણસોને હવે શા સૌભાગ્ય ઉપર મોકલે ! અલી ! દાગીના તો આંખ આંજી નાંખે તેવા છે. હાય ! મારે આંગણે એક દિન આ સૌ હતું ! ચાલ અત્યારેજ આપણે પોલીસને આ સર્વ માલ સોંપી દઇ નિશ્ચિંત બનીયે કે જેથી ભવિષ્યમાં કંઇ જોખમ વહોરવાનો વખત ન આવે. "

એટલામાં તો તેમના દ્વારમાં ચાર પોલીસો અને એક અમલદાર આવી ઉભા. ત્રણે નિર્દોષ અબળાઓ દાગીના જોઇ વાતો કરતી હતી; એટલે એ પોટલી દેખી તરતજ આનંદ સહ અમલદારે સત્તા સૂચક સ્વરે કહી દીધું.

" પોલીસો ! પકડો પકડો એ ત્રણે બદમાસોને ! આ ફોટોજ કહે છે કે પેલી વચમાં બેઠી છે તેજ ચોર છે ! "

" હાય હાય ! અમો તો ચોર નથી. અમને આ પોટલી હમણાંજ અમારા મકાનમાંથી મળી છે. તે અમો પોલીસને સ્વાધિન કરવા આવવાની વાત કરતાં હતાં, તેટલામાંજ તમો આવી પહોચ્યા છો વચમાં બેઠાં છે તે તો ભગવતી બ્હેન માયા બ્હેન છે. તે કદિ આ કાર્ય કરેજ નહિ. " રડતી ચંપાએ કહ્યું.

"ખબરદાર! લવરી કરી તો! ચાલો પોલીસો લઇ લો તે મુદ્દા માલ! અને ત્રણેને કડી પહેરાવી આજેજ મુંબાઇ તરફ ચાલવા જાવ! માલ કયાંથી અને કેવી રીતે આવ્યો તે જોવાનું કાર્ય મારૂં નથી. એ સૌ ખુલાસો તમે નિરાંતે મુંબાઇમાં કરજો! ભગવતિના રૂપમાં વસી એ જોગટીએ ઠીક કાવત્રાં કરવાં શરૂ કર્યાં હોય તેમ જણાય છે! ચાલો પકડો સર્વેને!"

આ ધાંધળથી આજુબાજુનાં વસતાં મનુષ્યો પણ ભેગાં થઇ ગયાં. સર્વેએ જણાવ્યું કે ત્રણે જણ નિર્દોષ છે. અને એવાં નથી વળી તેઓ કંઇ બહાર જતાંજ નથી પણ મુદ્દામાલથી કામ સાધનાર પોલીસો હવે કંઇ પણ શેની દરકાર કરે? બિચારી ત્રણેને તેજ વખતે હાથકડી નાંખવામાં આવી. ત્રણે અબળાઓ મુક્તકંઠે રોઇ પ્રભુ પોકાર કરવા લાગી. પણ પોલીસને જરાયે દયા ન આવી. આ બનાવથી ભેગાં મળેલ મનુષ્યો પણ દુઃખિ થયાં અને માંહો માંહે વાતો કરવા લાગ્યાં કે "જરૂર કોઇ દુશ્મનોએ આ ભગવાન સ્ત્રીઓ પર જુલમ કરવા આ તર્કટ કર્યું છે" પોલીસો તો માલ કબજે કરી ત્રણેને દોરી ચાલવા લાગ્યા.

પણ તેટલામાં તો દોડતી હાફતી સુંદર ત્યાં આવી પહોંચી. તેણે સર્વ મામલો જોયાથી નીરાશ બની તેજ ક્ષણે ગીદીમાં માર્ગ કરી માયાનો રસ્તો રોકયો.

"કોણ બેટા સુંદર! પ્રભુના આધારે તને મુકી અમો જઇએ છીયે. પોલીસ અમારી ઉપર આ દાગીનાનું તહોમત મુકી અમને મુંબાઇ ન્યાય માટે લઇ જાય છે. બેટા! હવે તું કયારે ભેગી થઇશ!" કહેતી માયા રડી પડી.

તેજ ક્ષણે અપાર શ્રાવણ ભાદરવો વરસાવતી કુંવરિ ખંભાતની કન્યાશાળાની હેડ મિસ્ટ્રેસ સુંદર પણ છુટે મુખે રોઇ પડી. અને માયાને વળગી પડી ચંપા તથા રૂક્ષ્મણી પણ રોવા લાગ્યાં.

"મા મ્હને કોના આધારે મુકી આપ જાવ છો ? એંડ યુ પોલીસ સબ ઇન્સ્પેકટર ! વાઇ ડુ યુ એરેસ્ટ માઇ ડીયર વન્સ." વીધાઉટ એની રીયલ ગ્રાઉન્ડ ! ઇઝ ધીસ યોર પાવર એન્ડ ડીગ્નીટી પ્લીઝ ફોરે ધી. સેઇક ઑફ ગૉડ લીવ ધીઝ ઇનોશન્ટ વન્સ." (અને પોલીસ સબ ઇન્સ્પેકટ સાહેબ ! મારાં સગાં ને કંઇપણ ચોકકસ ખાત્રિ કર્યા સિવાય શા માટે તમો પકડો છો ! શું આ તમારૂં માન અને મરતબો છે ? મહેરબાની કરીખુદાની ખાતર આ મારાં નિર્દોષ સગાંને છોડી મૂકો)"

"હા ! હા ! સાહેબ ! એ સુંદર બ્હેન ખરૂં કહે છે ! લાવો અમો બધા મચરકા કરી જામિન થઇએ છીયે, પછી તમારે ફાવે તેમ વખત આવ્યે કરજો; પણ આવી રીતે આ અબળાઓની લાજ પર તમો ત્રાપ ન મારો. ઓળખો છો આ આજકાલથી બે વર્ષો અહિં રહ્યાં છે તે અમારાં સુંદર બ્હેન આજ પહેલ વહેલીજ એ મડમોની ભાષા બોલ્યાં છે; તો હવે તમોને નહિ ફાવવા દે." આમ લોકો ઉપરા ઉપરી ફાવે તેમ બુમો પાડવા લાગ્યા.

પરંતુ અમલદારે કંઇ પણ સાંભળ્યા સિવાય તેજ વખતે સુંદર ને પણ આ ત્રિપુટીમાં વધારે ગણી સર્વને ચંડાળ ચોકડી માની પોલીસને હુકમ કર્યો કે "એ સુંદરને પણ હાથ કડી કરો !"

"શા માટે ! ભલા ફોજદાર સાહેબ ! તેણે શો ગુન્હો કર્યો છે.! તહોમતતો અમારી ઉપર છે ! આપ આમ દયાહિન ન બનો !" માયાએ કરગરતા સ્વરે જણાવ્યું.

"સાહેબ! આમ વગર જોયા સિવાય કરો છો તે ઠીક નહિ; આતો સરકારી કન્યાશાળાના હેડમિસ્ટ્રેસ છે. તેમને પકડશો તો સારૂં પરિણામ નહિ આવે. સુંદર બ્હેન જેવાં એક ભણેલ ગણેલ ડહાપણું વાળાં હેડ મિસ્ટ્રેસ આવું કામ કરેજ નહિ," એમ બે ચાર લોકો એ છાતી ઠોકી જણાવવાથી પેલો અમલદાર ત્રણ જણને દોરી ચાલવા લાગ્યો.

"બ્હેન સુંદર! મારે ખોળેથી હવે તને પ્રભુના વિશ્વાસે મુકું છું. પ્રભુ તારૂં રક્ષણ કરશે! અમારો શોક ન કરીશ. આવા આરોપો મુકીને પણ અમો ત્રણે અભાગણીનાં જીવન અત્યારેજ સરકાર અગરતો આ પોલીસો ફાંસીયે લટકાવી તોડી નાંખે તો હવે ઉત્તમ છે. ગભરાઇશ નહિ બ્હેન! આ સંસારના સહરામાં મૃગજળ જેવી માયા છે; અને તેમાં કંઇપણ આરોજ નથી. માટે બ્હેન જે કરૂં તે સાચવી કરજે" કહી માયા ફરીથી રોતી પડી.

"પણ મા? આજેજ મ્હેં મકાનમાં જોયેલ ફોટા મુજબ બ્હેન કલાને જોઇ છે! પણ હાય તેયે હવે દરિયા માર્ગે ઉપડી ગઇ છે. આપનો ભેટો આવી દશામાં ન થયો."

'કોણ મારી કલા ખંભાતમાં! અને તે પણ જીવતી દશામાં! ઓ અમલદાર સાહેબ? મને જરા વખત છુટી કરો સરકાર? હું પ્રભુ માથે રાખી કહું છું કે મારી પુત્રિને ભેટી તરતજ આપને સ્વાધિ બની જઇશ ક્યાંછે? સુંદર? મારૂં દુઃખળીનું ધન તે કલા! બતાવ બ્હેન બતાવ?"

છતાંયે તે નિર્દયોને જરાયે દયા ન આવી, તેમણે ચારે જણનાં અશ્રુઓની સહેજ પણ કિમ્મત ન કરી. આથી આખરે સુંદરે ઉશ્કેરાઇ જઈ માયાને ફરીથી ભેટી બૂમ પાડી,

"બાબા મા! લો આ મારૂં વચન! જીવ જશે તો પણ કલાને હું એ કાબુલીયો પાસેથી અવશ્ય છુટી કરીશ. અને બનશે તો આપને નિર્દોષ ઠરાવવા હું અભાગણી બ્હેનને લઇ મુંબાઇ આવી પહોંચીશ. યુ કેર લૅસ ઓફીસર્સ! ગોડ વીલ ગીવ યુ એ વેરી ગુડ પનીશમેન્ટ ફોર ધીસ કાઇન્ડ ઓફ યોર ક્રુઅલ્ટી. યટ આઈ રીક્વેસ્ટ યુ ટુ લેટ ગો ધીઝ માઇ ડીયર વન્સ ફોર ધી સેઇક ઑફ ગૉડ ઓન બેલ." "(અને ઓ બેદરકારી અમલદારો! પ્રભુ તમોને આવી જાતની નિર્દયતા માટે બહુ ભારે શિક્ષા જરૂર કરશે. હજીયે હું આપને પ્રાર્થના કરૂં છું કે પ્રભુની ખાતર જામિન પર આ મારાં સગાંને છુટાં કરો)" સુંદરે કહ્યું.

"સુંદર બ્હેન! વી હેવ ટુ પરફૉર્મ અવર ડયુટીઝ, એન્ડ વી આર પરફોર્મીંગ ધેમ! પ્લીઝ ડોન્ટ ટેઈક ઇલ ફોર ધીસ. ધીસ મેટર ઇઝ સચ એ વન ધેટવી કેનોટ લીવ યોર ડીયર્સ ઓન બેલ ઇવન" "(સુંદર બ્હેન! અમારે અમારી ફરજો બજાવવાની છે; અને તે અમો બજાવીયે છીયે. આ બાબત એવી છે કે તમારા વ્હાલેરાંને અમો જામિન પર પણ છોડી શકતા નથી; તો મહેરબાની કરી ખોટું ન લગાડશો.)"

"આ! ત્યારે તો સલામ! હું અત્યારેજ દરિયા કિનારે જાઉં છું. ચંપા બ્હેન રામરામ! રૂક્મણી બ્હેન! તમોને પણ રામરામ હું મુંબાઇ બ્હેનને બચાવી અવશ્ય આપને નિર્દોષ બનાવવા આવીશ." કહેતી સુંદર તેજ ક્ષણે ત્યાંથી દડણ દાગજ્ઞું કરી દોડી ગઈ.

તે કિનારે પહોંચી તો તેને જણાયું કે પંદર મિનિટ પહેલાંજ કાબુલીયો વહાણ લઇ છટકી ગયા છે. હજીયે એ વહાણ લગભગ

અર્ધા માઇલ છેટે સમુદ્રમાં જણાતું હતું. તરતજ વિચાર કર્યા સિવાય તેણે પોતાના ગળાનો અછોડો એક વહાણના ખલાસીને આપી તે વહાણ પાછળ જવા આજીજી કરી. અછોડો મળવાથી ખલાસીએ પોતાના સાંથાઓને તરતજ બોલાવી વહાણ સજવા માંડ્યું. ઉતાવળમાં વળી કંઇક ભૂલી જવાથી સુંદર પાછી દોડી; અને આશરે વીસ મિનિટમાં પોતાના હાથમાં એક નાનીથી પીસ્તોલ તથા કાર્તુસથી ભરેલ કોથળી સાથે તે ત્યાં આવી વહાણમાં ચઢી બેઠી. અત્યારે તો પેલું વહાણ ઘણું દૂર નીકળી ગયું હતું.

સાંજ પડવા આવી હતી છતાં કઠણ કાળજું કરી ખલાસીઓને હજી વધુ ઇનામ આપવાનું સુચવી સુંદરે તે વહાણની પૂઠ જેમ બને તેમ ઉતાવળે લેવા માટે ખલાસીઓને અરજ કરી. તેઓ થોડેક દૂર ગયાં ત્યાં તો અંધારૂં થઇ ગયું હતું. ચંદ્રનો પ્રકાશ હોવાથી પેલા વહાણનું ખોખું તો જણાતું હતું; એટલે તેની પાછળ પાછળ સુંદરનું વહાણ પૂર જોસે દોડી જતું હતું.

આગલા વહાણને પણ જાણે ખબર પડી ગઇ હોય તેમ હવે તે પહેલાં તો કિનારેથી ત્રણ ચાર માઇલ છેટે છેટે ચાલતું હતું; પણ હવે તેણે ભર દરિયે ઝુકાવ્યું હતું. એટલે સુંદરના વહાણે પણ દિશા બદલી નાંખી. લગભગ બબ્બે દિન અને રાત્રિઓ દરિયામાં જ્યાં જવાય ત્યાં તેમણે મુસાફરી કરી. સામસામી ખલાસીઓ પણ ઇનામની આશાએ જીવ પર આવી કામ કરતા હતા. બન્નેના વહાણોના ખલાસીઓની હાંશ એવી હતી કે " આપણે જીતીશું, અને હરીફ હારી જશે." પણ અત્યાર સુધી કોઇની હાર ન થઇ કે ન થઇ કોઇની જીત. ખોરાક માટે પોતા પાસે મકાઇ હતી તે સેકીસેકીને ખલાસીઓ

તથા સુંદર ખાતાં હતાં, હજી પણ તેણીના દીલમાં તો એકજ શૂર હતું. તેની હિમ્મત જરા પણ ઓછી ન થઈ હતી. કાંતો કલ્યાને ઉગારવી અગર તો દરિયામાં ડુબી જવું એજ તેનો ઇરાદો અને ચોક્કસ વિચાર થઇ ચૂકયો હતો; એટલે હવે તેને ભય અગર શોક કંઇ હતુંજ નહિ.

સુંદરના ખલાસીઓએ તેણીને ત્રીજે દિને જણાવ્યું કે મુંબાઇ છોડીને પણ તેઓ આગળ નીકળી ગયાં છે; વળી હવે પાણી પણ તોફાની લાગતું હતું. પરંતુ તેઓને વધુ ઇનામની લાલચ બતાવી તે બહાદુર સુંદરે જરા પણ હિમ્મત ખોયા સિવાય પોતાના હરીફની પુંઠ પકડી. થતું એમ હતું કે ઘડીકમાં આગળનું વહાણ નજીક દેખાતું હતું, અને "આ પકડયું, આ પકડયું" એટલામાં તે પાછું દૂર જતું હતું. જેથીજ આજ બે ત્રણ દિન વિત્યા છતાં સુંદરના સાહસનો નિવેડો આવતો નહતો.

આજે શુક્રવારનો દિન છે વાદળાં પણ ઘનઘોર બની આકાશને ઘુમટની ગરજ સારી રહ્યાં હતાં ચારે તરફથી દરિયો ખાવા ધાતો હોય તેવું જણાતું હતુ. પેલા ખલાસીઓ ચિંતાતુર બની સુંદરને જણાવતા હતા કે "આજે બચવું મુશ્કેલ છે. કારણ વહાણમાં ભાર નથી, અને તોફાન જરૂર થવાનું છે" બરાબર બપોરના બે અને ત્રણની વચ્ચેનો શુમાર થઇ ચુકયો હતો. ખલાસીઓ આખરે ના છુટકે સુંદરનું કહેણ નહિ માનતાં કિનારા તરફ જવા તૈયાર થયા. પણ જીવ પર આવેલ બાળાએ તેમને ઘણા ઘણા કાલાવાલા કર્યા ત્યારે તેઓ શાંત બની પ્રભુ કરે તે ખરૂં એમ માની પેલા વહાણ પાછળ વળી પાછા લાગ્યા.

આ અરસામાં તો દૂરથી કોઇ સ્ટીમર મુંબાઇ તરફ આવતી જણાતી હતી. તોફાનને લીધે તે પણ જેટલી ઝડપ સાથે જવાય તે પ્રમાણે દોડતી હતી. જાણે દરિયા વચ્ચે મોટો તરતો ફરતો મહેલ જાદુ કળાથી બનાવેલો હોય એવી સ્ટીમર જોઇ સુંદરને ઘણો હર્ષ થયો. તેટલામાં તો આગળનું હરિફ વહાણ તોફાનમાં સપડાઇ પૂર જોસે પાછું દોડી આવતું દેખાવા લાગ્યું. વરસાદ પણ કડાકા તથા વિજળી બાજનાં નખરાં સાથે ચાલુ થઇ ગયો. પેલી સ્ટીમરે વરસાદમાં રસ્તો નહિ જણાયાથી વળી બે વહાણોની સફર દૂરથી દેખ્યાથી વીશલ પર વીશલ મારવા માંડી હતી. કંઇ પણ દિશા કે કંઇ વહાણનાં મનુષ્યો પણ જણાતાં નહિ. તોફાન પૂર જોસે ચાલતું હતું; તથા સાથે સાથે વરસાદ પણ મુશળધાર વરસતો હતો. દરિયાનું પાણી મોટાં મોટાં મોજાં સાથે હવે આકાશને ભેટવા તલપાપડ થઇ રહ્યું હતું. સુંદરનું વહાણ પણ આમતેમ ડોલાડોલ કરતું હતું. છતાં આ સર્વની સહેજ પણ દરકાર સુંદરને રહી નહતી. તેને તો એજ વિચારો આવતા હતા કે "પેલું વહાણ કેટલે દૂર ગયું હશે !" જ્યારે બિચારા ખલાસીઓ તેને ગાળો દઇ તોફાનમાંથી બચવા દોડાદોડ કરતા હતા. તેમણે રીસ અને ક્રોધમાં તેજ ક્ષણે સુંદરનો ભોગ આપી દરિયો શાંત કરવાનો ઇરાદો કરી તેને પકડી; સુદરને છતાં ભાન નહતું કે તેનું શું થાય છે. બદમાસ ખલાસીઓએ આખરે એ સ્તબ્ધ બનેલ બાળાને ખરેખર "સમુદ્રમાં ફેંકીજ દીધી. ધિમે ધિમે તેજ ક્ષણે તોફાન પણ શાંત થવા લાગ્યું. પરંતુ પાપનો બદલો આપનાર શ્રી હરિએ તેજ અરસામાં આ ખલાસીઓના વહાણને જળના ઉદરમાં સમાવી દીધું.

આ તરફ જ્યારે સુંદર પાણીમાં પડી ત્યારે તેને ભાન આવ્યું કે દગો થયો છે. એટલે તેણે આમતેમ ફાંફાંમારવા માંડયાં અને તેજ વખતે તેને મ્હોતનો અંજામ પાસે આવતો સમજાઇ ગયો. તેજ વખતે મોટી પ્રલય કાળ જેવી ગર્જના સાથે તેને પાણીમાં એકદમ ભયંકરઅવાજ સાંભળ્યો. જ્યાં તેણી હતી ત્યાંથી દશ હાથ જેટલી ઉછળી ફરીથી પાણીમાં પડી પરંતુ તેના હાથમાં તેજ વખતે અચાનક એક મજબુત દોરડું આવી ગયું. ચાલાક સુંદરે હજી ભાન ખોયું નહતું. પાણી કેટલુંક પી ગઇ હતી એટલુંજ નુકશાન થયું હતું. તેની પીસ્તોલ હજી તેની કેડે હતી; એટલુંજ નહિ પણ કાર્તુસની, પાણી ન પેસે એવી કોથળી પણ સાથેજ હતી. દોરડું હાથમાં આવતાંજ તે સમજી ગઇકે પેલી સ્ટીમરનુંજ દોરડું પોતે પકડી લીધું છે. કારણ તે એક મોટા ધરને અડીને પાણી સાથે તણાતી હતી. હવે દોરડું પકડી પકડી ધીમે ધીમે તે ઉપર ચઢવા લાગી.

દૈવ ઇચ્છાથી તોફાન નરમ પડ્યું હતું; એટલે એક સ્ટુઅર્ટે સુંદરને નીચે પાણીમાં દોરડું પકડી વલખાં મારતી જોઇ તરતજ કેપ્ટનને ખબર આપી દીધી તેજ ક્ષણે કાન ફાડી નાંખે એવી વીશલ ગગડાવી કેપ્ટને પોતાની પાસેનું બોયું હતું તે નીચે પાણીમાં નાંખી દીધું સુંદરે તે પકડયું ન પકડયું એટલામાંતો ઉપરથી હોડી પણ ઑર્ડર મુજબ નીચે ઉતારવામાં આવી સર્વ લોકતો નિચે નમી નમી આ દેખાવ જોવા લાગ્યા. આખરે સુંદરને હોડીમાં લઇ લેવામાં આવી તોફાન નરમ થઇ જવાથી સ્ટીમર પણ એકદમ કીડી સમાન વેગ કરી સ્થિર થઇ ગઈ. ત્યારબાદ હોડીને અડાડી એક નીસરણી પણ મુકી દેવામાં આવી. કેપ્ટન દયા કરી છેક નીચે હોડીમાં ઉતર્યો

હતો; અને દરિયાની દવાઓ પાસે હતી તે સૌ સુંદરને આપતો હતો. ભલા અંગ્રેજ તારી ફરજોને ધન્ય છે! તમો દુનિયા ઉપર રાજ્ય કરો છો તે આવીજ કસોટીમાં પાર ઉતરવાથીજ!

હોડીમાં બેઠા બાદ સુંદરે ચારે તરફ જોયું તો ફક્ત એકજ વહાણ તેને જણાતું હતું. અને તે પણ તદ્દન નજીક હતું તેણી તરતજ ઓળખી ગઇ કે જે વહાણ પાછળ તે જતી હતી તેજ વહાણ તે છે; જ્યારે પોતાનું વહાણ જરૂર ડુબી ગયું છે. ઓચિંતી જ્યારે નીસરણી મુકવામાં આવી ત્યારે સુંદરે કેપ્ટનને અરજ કરવા માંડી. તેની આંખમાં અશ્રુ આવ્યાં હતાં.

"આઇ થેંકયુ વેરી મચ ડીયર મી૦ કેપ્ટન! ધેટ યુ હેવ સેવ્ડ માઇ લાઇફ એટ ધી રીસ્ક ઑફ યોર સ્ટીમર! ગુડ એન્ડ મરસી ફુલ જેંટલ મેન! સ્ટીલ આઇ વોન્ટ ટુ રીકવેસ્ટ યુ સમ થીંગ વીથ યુ પ્લીજ બીલીવ.! આઇ વીલબી હાઇલી ઓબ્લાઇજડ!" "(મી૦ કેપ્ટન! હું આપનો ઘણો આભાર માનું છું કે તમોએ આખી સ્ટીમરના જોખમે મારી જીંદગી બચાવી છે પણ ભલા અને દયાળુ ગૃહસ્થ! હજી પણ મારે આપને એક અરજ ગુજારવાની છે. મહેરબાની કરી આપ માનશો! હું આપની ઘણીજ આભારી બનીશ.)

"બાઇ ગોડ એંડ બાઇ કીંગ! સ્પીક વોટ ઇઝ યોર રીકવેસ્ટ ડીયર ઇનોશન્ટ ગર્લ!" "(ખરેખર પ્રભુ અને નૃપની સાક્ષીયે! નિર્દોષ છોકરી કહે! કહે! તારી શું અરજ છે!)" કહેતા કેપ્ટને સુંદરને પંપાળી.

"ધેન ઓ કાઇન્ડ હાર્ટેડ કેપ્ટન સાહેબ! લુક ધેર ઇઝ વન શીપ સેઇલીંગ ઑન વીચ માઇ ડીયર સીસ્ટર કલા ઇઝ ટેઇકન અવે

ફોર્સીબ્લી બાઇ સમ સ્કોન્ડ્રલ્સ ! આઇ હેવ ફોલોડ હર અપટુ સોફાર; બટ ધી સ્ટોર્મ એન્ડ ધી સ્ટ્રૉશન હેવ ઓલરેડી ડીસ્ટ્રોઇડ માઈ શીપ સો ઓ મરસીફુલ કેપ્ટન આઇ રીકવેસ્ટ યુ ટુ સેવ માઇ સીસ્ટર ફોરવીચ એક્ટ ઑફ કાઇન્ડનેસ અવર મ્યુચ્યુઅલ ફાધર ગોડ ફાઇસ્ટ વીલ બી ગ્રેડ ! પ્લીઝ ડુ હેલ્પ મી ઇન સેવીંગ માઇ ઇનોશન્ટ સીસ્ટર!" "(તો પછી ઓ દયાળુ કેપ્ટન સાહેબ! જુઓ ત્યાં એક વહાણ સફર કરેછે કે જેની ઉપર મારી વહાલી બ્હેનને બળાત્કારથી કેટલાક બદમાસો ઉપાડી ગયા છે. આટલે સુધી એ વહાણનો પીછો મેં પકડયો હતો. પણ તોફાન અને તોફાની દરિયાએ મારૂં વહાણ નાશ વંત કરી દીધું છે જેથી ઓ દયાળુ કેપ્ટન! હું મારી બ્હેનને બચાવવા આપને અરજ કરૂં છુ કે જે દયાળુ કાર્ય માટે પ્રભુ પિતા ઘણાજ રાજી થશે મહેરબાની કરી મારી નિર્દોષ બ્હેનને બચાવવામાં મને મદદ કરો )" કહી સુંદરે કેપ્ટનને હાથ જોડયા.

"ઓલ રાઇટ ડીયર ગર્લ ! આઇલ ડુ માઈ ડયુટી વીધાઉટ એની હેઝીટેશન; એંડ વીલ હેલ્પ યુ ઇન સેવીંગ યોર ડીયર સીસ્ટર! સેલર્સ ! દુસરી બોટ નીકાલો !" (ઠીક ! વ્હાલી બાળા ! કંઇપણ આનાકાની સિવાય હું મારી ફરજ બજાવીશ; અને તારી બ્હેનને બચાવવામાં તને મદદ કરીશ," કહી કેપ્ટને તેજ ક્ષણે ખલાસીઓને બીજી બોટ ઉતારવા હુકમ કર્યો તરતજ હથીયારો સાથે બીજી બોટપણ ઉતારવામાં આવી દરિયામાંથી બચેલી એક છોકરી અગ્રેજબાળાને શોભે તેવી હિંમ્મત સાથે છટાદાર રીતે બોલતી હતી તે જોઇ સર્વ કોઇ દિગ બની ગયા હા બન્ને બોટો તેજ ક્ષણે ઉપડી ચુકી પેલું વહાણ તોફાનમાંથી બચી હવે પોતાનું હરીફ વહાણ નહિ જણાવાથી અવળે રસ્તે કિનારા તરફ જતું હતું, તેને જોતા જોતા-માંતો પેટ્રોલના બળથી કેપ્ટને અથાંગ હિંમ્મત સાથે પકડી પાડયું

"યસ ! યસ ! ધેટ ઇઝ માઇ સીસ્ટર ડીયર મી કેપ્ટન" "(હા હા કેપ્ટન સાહેબ તેજ મારી બ્હેન છે)" કહી સુંદરે ઓચીંતી બુમ પાડી.

"ડોન્ટ બી એફ્રેડ ! આઇ મી૦ વિલિયમ વીલ મેઇક હર ફ્રી સુન" "(જરાપણ ગભરાઇશ નહિ. હું મી૦ વિલિયમ હમણાંજ તેણીને છોડાવીશ)" કહેતા તે ભલા કેપ્ટન વિલિયમે આબાદ રીતે વહાણની કોર પકડી લીધી.

પોતાના વહાણમાં આમ પાછળથી અચાનક હુમલો થવાથી તેમાંનાં માણસો ગભરાઇ ગયાં, જ્યારે એક મનહર બાળા રોતી કકળતી કેપ્ટનને વળગી પડી તેની મદદ માગવા લાગી. એક જબરદસ્ત હિંમ્મત વાળા મનુષ્યે આગળ આવી કેપ્ટનને ધમકાવવા માંડયો.

'વાઇ હેવ યુ કમ હીયર વીધાઉટ માઇ પરમીશન ! લીવ ધેટ ગર્લ ! શી ઈઝ ડેસ્ટીન્ડ ટુબી માઈ વાઇફ ! લુક હીયર ઇઝ ધી સેન્કશન ઑફ હર મધર !" "(રજા સિવાય તમે અહિં શા માટે આવ્યા છો ? એ છોડીને મુકી દો. તેણી મારી પત્નિ બનવા સર્જાઇ ચુકી છે ! જુઓ દેખો આ રહી તેણીની માતાની મંજુરી)" કહેતાં તે બદમાસે એક રજીષ્ટર કરેલો કાગળ કેપ્ટન સામે ધર્યો.

પણ તેટલામાં તો પાછળથી એ બહાદુર સુંદરે દોડી આવી પેલો કાગળ ખુંચવી લઇ દરિયામાં ફેંકી દીધો. અને તેજ ક્ષણે સામ સામી મારા મારી થવા લાગી. સ્ટીમર ધિમે ધિમે આ દિશા તરફ આવતી હતી. તેની પરનાં માણસોમાં પણ આ જોઇ કોલાહલ થઇ ગયો હતો એક બે ખલાસીનાં તેજ ક્ષણે ખુન કરી સત્તા સૂચક સ્વરે અને દેખાવે કેપ્ટન કેશા તથા સુંદરને લઇ બોટમાં ઉતરી પડયો,

તેણે ખલાસીને હુકમ કરી દીધો તે વખતે તો કલા તથા સુંદર એક બીજાને મા જણી બ્હેન માફક ભેટી પડયાં હતાં. કેટલી બધી ચકોર અને ચાલાક સુંદર ! ફોટા પરથીજ તેણે ખરેખર કલાને બચાવી. શાબાશ તારી હિંમ્મતને ઓ આર્ય બાળા ! આજે તારા સાહસથી ભારત માતાનું ગૌરવ વધ્યું અને લાખો વાર ધન્ય છે એ ગોરા કેપ્ટન વિલિયમને આપણા દેશીઓ જયાં હિમ્મત ન ધરે તેવી જગાએ જઇ પારકી ભુમિની બાળાઓ માટે જીવની દરકાર ન કરનાર વિર પુરૂષો જે ભુમિમાં પાકયા હશે તેને પણ હજારો ધન્ય-વાદ છે ! સાહસિક પ્રજાજ સત્તા ભોગવે ! કાંતો શિર અગર તો રાજય ! શાબાશ ખુદાથી ડરતા વિલિયમ ! તારા ઉજવળ કાર્યથી તો તેં માતાની કુખ જરૂર દીપાવી છે. તે કોણ ના પાડશે !

બંન્ને બ્હેનોને ભેટેલી અવસ્થામાં જોઈ આનંદ પામતા કેપ્ટને ખલાસીઓને ત્યાંથી સ્ટીમર તરફ બોટો લેવા કહ્યું તેટલામાંતો પેલા વહાણપરથી એક કાબુલીયે બુમ માંગી સૌનું લક્ષ ચાલાક રીતે ખેંચ્યુ

'મી૦ કેપ્ટન! પ્લીઝ સ્ટોપ એંડ હેલ્પ મી બાઇ ધી કીંગડમ ઑફ ગ્રેટ બ્રીટન ! સી ધીસ મઈ એમ્બ્લેમ પ્લીઝ ! આઇ વોંટ હાઉ એવર યોર હેલ્ વ ટુ એરેસ્ટ ધીસ રોગ !" "(કેપ્ટન સાહેબ મહેરબાની કરી ઉભા રહો અને ગ્રેટ બ્રિટનના રાજ્યની સાખે મને મદદ કરો! જુવો આ મારી નિશાની! હવે હું આપની ગમે તે રસ્તે આ બદ-માસો ને પહેરેજ કરવા માટે મદદ માગું છું)"

"ઓ યુ મેન! આઇ કેન સી ધેટ ઇટ ઇઝ ધી સાઇન ઑફ ધી સી. આઇ. ડી પોલીસ રેજીમેંટ ઑફ ધી એમ્પાયર ઑફ ઈન્ડીયા! લેટ મી નો વોટ યુ વોન્ટ!" "( અરે ઓ માણુસ!

હું જોઇ શકું છું કે હિંદુસ્થાનના સામ્રાજ્યની છુપી પોલીસના માણ-સોની તે નિશાની છે! બોલો તમારે શું જોઇએ છાયં!)” કહેતો કેપ્ટન તેજ ક્ષણે વહાણ પર ચઢી ગયો.

“મી૦ મનહરલાલ! અગરતો મા૦ રામેશ્વર કલકત્તાની ટેલીફોન ઑફીસના હેડ કલાર્ક! જુઓ આ તમારા પરનું વોરંટ! આજકાલ તમારો સાથી બની મેં આપને પકડવા જે સાહસ કર્યું છે તે માટે દરગુજર કરશો. આપ મને પીછાનતા નહિજ હો? તો જણાવું છું કે આપનો કાબુલી પહેરેગીર તે બીજો મારો સાથી નરેંદ્ર તેજ તમારો અંગત દોસ્ત! તમારા પાપનો ઘડો ભરાઇ ચૂકયો છે; માટે હવે જેલ યાત્રા અગરતો નર્ક યાત્રા ભોગવવા તમારે મારી સાથે આવવું પડશે” કહેતા તે ધીરજલાલ ડીટેકટીવે પોતાના સોબતી નરેંદ્ર કાબુલીની મદદથી બદમાસ મનહરલાલના હાથમાં કડી નાંખી દીધી.

અને તેજ ક્ષણે સ્ટીમર પણ ત્યાં આવી પહોંચી! મનહરલાલને લઇ ધીરજલાલ તથા નરેંદ્ર બન્ને સ્ટીમર પર ગયા; જ્યારે પેલી બે બાળાઓને લઈ કેપ્ટન વિલિયમ પ્રભુનો ઉપકાર માનતો પોતાનો ચાર્જ સંભાળવા ઉપર ચાલ્યો ગયો.

“બને અબળા કદી ના વી, અહા ભારત તણી હાવે;
જહાં અબળા જતી વીફરી કુકર્મીના જરા હાવે”



# પ્રકરણ ૨૬મું

## સયાજીપુરની વાટે !

આપણે હવે ઘણા વખતથી વિસારેલ પ્રસન્ન તરફ જઇ તેની દશા નીહાળીયે. યોગિની માનો આશ્રમ ત્યજી જે દિને તે ચાલી ગઇ; તે દિને આખા આશ્રમમાં પાછો શોક વ્યાપી રહ્યો. એ ચંપક પાછળ ગર્ં ઘેલડી બનેલી પ્રસન્નની હવે શી દશા થશે તે વિચાર કરી યોગિની મા બહુ મુંઝાવા લાગ્યાં. ત્રિમળા પણ અત્યંત દુઃખી થઈ પોતાનું હૈયું સખી પ્રસન્ન માટે બાળવા લાગી.

ટીચાઇ ટીચાઇ બિચારી પ્રસન્ન ચંપકની શોધમાં આખરે નાગપુર સુધી તો આવી પહોંચી. એ દરમ્યાન તેને ઘણી અડચણો પડી તે બધી તો જેમ તેમ કરી વિતાવી લીધી. હવે તેની પાસે કંઇ સાધન ન હતું. ખાવા પીવાનાં પણ વલખાં હતાં. મુંબાઇ જેવા શહેર તરફ જવા તેનો ચોક્કસ વિચાર હતો; એટલે નાગપુર પહોંચતાંજ તેણે એક દયાળુ મનાતા શાહુકાર પાસે મદદ માગી. ભલા શાહુકારે તેને પોતાને ત્યાં રહેવા બહુ બહુ આગ્રહ કર્યો; પણ તે એકની બે ન થઇ. આખરે ઘણું સમજાવી તેને એક બે દિવસ નાગપુર રાખી પોતે મુંબાઈ સુધી સહિસલામત પહોંચાડવાનો બદો;

બસ્ત કરશે એવું વચન જયારે તેણે આપ્યું, ત્યારે માંડ માંડ બે દિન વિતાડવા પોતે કબુલ થઇ ત્યાં તે શેઠનો અત્યંત ઉપકાર માની ચંપક દિલહરનું ચિત્તમાં ધ્યાન ધરી રહી ગઇ. શાહુકારનાં ધર્મ પત્નિ બહુજ દયાળુ હોવાથી પ્રસન્નને જરા પણ અડચણ ન પડી. શાહુકારનો એક લગભગ ૨૫ વર્ષનો છોકરો નામે નંદલાલ હતો, તેની આંખ પ્રસન્નને સહેજ પણ ગમી નહિ. છતાં બે દિન વિતાડવામાં વાર શી ! એમ માની તેણે ત્યાંજ થોભવું ઠીક માન્યું, કારણ મુંબાઇ પહોંચાડવા ભલા શાહુકારે વચન આપ્યું હતું.

પણ પહેલેજ દિને રાત્રે બિચારી પ્રસન્ને સુતાં નીચે મુજબ કોલાહલ સાંભળ્યો એટલે તે ધ્રુજી ઉઠી

" નાહ ! ત્યારે જો આ વાત તું નહિ કરી આપે તો તને હું હાર નહિજ આપું. ! આકાશ પાતાળ એકઠું થાય તેટલું બળ અને કળ વાપરી તે ચાલાક છોકરીનું ચિત્ત મારા તરફ તારે દોરવુંજ પડશે. બોલ શું કહે છે ! "

" સ્વામિનાથ ! તેમોએ હજારોને આમ રોવરાવી કલંકિત કરી દીધો છે તે સવ પિતાજીની શરમ સમજયા ! આ પ્રસન્ન ખરેખર એક આસરાને તમારા કહેવા પમાણે લાત મારે તેમ છે, પણ હવે હું આવાં પાપમાં આપને સંમતિ નહિ આપું ! ભલે હાર ન આપશો વિશ્વાસથી આપણે મકાને તે પિતાજીના વચને અહિં આવી છે તેના પર આમ દગો કરવો સારો નહિ, " નંદલાલની સ્રીએ આ પ્રમાણે નંદલાલને જણાવ્યું;

" અરે ગુલાલ ! " વિશ્વાસે કરડે વાણીયો" એ કહેવત તો જગ જાહેર છે ! અને હું પણ વાણીયાનોજ દિકરો છું એટલે

તેમાં બહુ-ઝાઝું-ખોટું તો છેજ નહિ એ કહેવત આમ કર્યા સિવાય ધુળ ધાણી ન થાય ? પ્રિયા ગુલાબ ! આજ સુધી ત્હેં મને ઘણાં જોબન અમસ્થાં અમસ્થાં લલચાવી આપ્યાં છે તો આટલી વખત જરા તસ્દી લઇ લે; નહિ તો હું તારી સાથે બોલીશજ નહિ."

" આજે નહિ બોલો તો જખ મારીને ગરજ આવ્યે બોલશો. કયાં જવાના છો ! સ્ત્રી સાથે અસહકાર કરનાર કયો પુરૂષ અચળ રહ્યો ! મોટા મોટા મહાદેવ રૂષિમુની સરખાએ મર્યાદા તોડીતો તમારા શાભાર ! નયનના નખરે તમોને તો ઉડાડવાની હજી મારામાં શક્તિ છે સમજયા ! મને તમારે ફાવે તેમ બચકાં ભરોને ! પણ કોઇ નિર્દોષ પર હડહડતો જુલમ ગુજારવો તે શું સારૂં કહેવાય !" ગુલાબે કહ્યું.

"એક તરફ તુંજ કહેછે કે મોટા મહાદેવ મુનીઓ ચળી ગયા તો પછી આવી મનોહર લાવણ્યવતી પ્રસન્ન આગળ હું શા હિસાબમાં ! સ્ત્રીના મોહાસ્ત્રથી ખરેખર કોઇ બચે નહિ; અને તે મુજબ મારી દશા થઇ છે તો તારા બોલ તું સિદ્ધ કર ! તારે આ કાર્યતો અવશ્ય કરવુંજ પડશે. બસ હું આજ આખે દિન પસન્નમય થઇ ગયોછું"

"પ્રસન્નમય બન્યા હોતો જરા બહાદુરીથી પાછા પડી હવે ગુલાબમય થઇ જાવ એટલે પત્યું. આપ કહોછો પણ રૂષિ મુનીઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્રને છળવા આવેલ મેનકાતો પોતાનું કાર્ય સાધવા આવી હતી એટલે તેણેતો મોહાસ્ત્ર માર્યું હતું ભીલડીએ શિવજીની કસોટી કરવા મોહાસ્ત્ર માર્યું હતું; પણ આ બિચારીએ ક્યારે તમો સામે સહેજ મીટ પણ માંડી છે ? જાવ ખસો અહિંથી પાપી ! મારી સાથે બહુ અકવાટ ન કરશો !" કહી ગુલાબે રોષ બતાવ્યો.

"હાં [illegible] હવે ગુલાબ ! એમ કહોને કે તને ઇર્ષા આવે

છે! પણ અસૂયા ખરાબ છે તે યાદ રાખજે. મારૂં કથન તેં કદિ ઉથાપ્યું છે! ચાલ અસૂરેજ આ કાજળ જેવી રાત્રે તે પ્રસન્ન સાથે મને સ્નેહ સરિતામાં સ્નાન કરાવ! હું તારો બહુ ઉપકાર માનીશ પ્રિયા ગુલાલ."

"મારે એવો નાહક ઉપકાર નથી જોઇતો! તમો બહુજ જકકી છો. હવે મારૂં નામ ન લેશો એટલે પત્યું. આપને પગે પડી કહું છું કે એવી દલાલાંની વાત હવે મને ન જણાવશો. અને જો જણાવવી હોય તો બાપજી તમો જાતે જઇને ફાવે તેમ કરો; પણ યાદ રાખજો કે તે સિંહનું બચ્ચું છે. અનસૂયાનું પતિવ્રત તોડતાં દેવ લોકોની શી દશા બની હતી તે યાદ રાખજો!"

"નહિ એ તો તારેજ હાથે તું જસ ખાટી જા બસ! તું પણ ગુલાલ! આજકાલ શું કરે છે તે મારાં ધ્યાન બહાર તો નથીજ હોં કે? ચાલ તારા ગુન્હા હું માફ કરીશ, પણ આટલું કાર્ય મને કરી આપ પ્રિયા! તું આમ શું કરે છે? દુઃખીનાં દુઃખ નથી પીછાનતી એટલેજ તું આમ કરે છે! એક વખત તેને હું પ્રેમમાં રગદોળીશ તો મગદૂર નથી તેની કે પછીથી નાગપુર છોડી તે જવાનો ઇરાદોજ કરે. છે સાવ કંગાળ એટલે વાંધો નહિ આવે, માટે જા સત્વર જા"

"ભલે નાથ! આપ મારી પર આક્ષેપો મૂકો મને પરવા નથી. જેવા તમો મદ, માયા, લોભ, મત્સાર ઇર્ષા, અસુયા, અને કામ એ સર્વને શ્રેષ્ઠ માનો છો તેવીજ હું હવે અવળે રસ્તે તમોને પાઠ શીખવીશ; અને સદપંથે દોરીશ. ગળગળા સ્વરે ગુલાલે કહ્યું.

"નફટ! આટલું પણ નથી માનતી? લે તારા કર્મની શિક્ષા." કહી તેજ લગે ગાર પાંચ લાતો લગાવી ગુસ્સો નંખલાલ બહાર આવ્યો

તેની પાક્ળ પાછળ ગુલાલ પણ મહાન તેજસ્વી બની આવી પહોંચી, અને તેણે નંદલાલનો હાથ પકડ્યો. પરંતુ તેજ અરસામાં તો દાદરનાં પગથીયાં ધબ ધબ ખખડી ઉઠ્યાં અને ચકોર પ્રસન્ન તે અંધારી રાત્રિના પેટમાં બહાર સરી પડી. આ જોઇ તેજ વખતે ગુલાલનો હાથ તરછોડી આંધળો નંદલાલ બહાર જવા તૈયાર થયો; પણ એટલામાં તો તેનો પિતા પેલો ભલો શાહુકાર ઓચીંતો જાગી ઉઠવાથી સૌ બાબત શાંત થઇ ગઇ.

શાહુકારે ઉઠી પ્રસન્નની તપાસ કરી તો તે ન જણાઇ, એટલે પુત્ર લક્ષણના પારેખે તરતજ નંદલાલ પર ગુસ્સો કરી તેને આકરી રીતે ધમકાવી બહાર જતો અટકાવ્યો. પણ ત્યાર બાદ પેલી બિચારી ગુલાલની દશા વિપરિત બની. શયનગૃહમાં જઇ તે બદમાસ હીચકારા પતિ નંદલાલે તેને મુંગો માર મારવા માંડ્યો. તે સૌ વિના બોલ્યે તેણે સહન કર્યો, ખરીખરી ગુલાલ ખરી! તેને મુખેથી લોહી પડવા માંડ્યું છતાં તે નજ બોલી. અને જ્યારે શયતાન પુરૂષોમાં વાસનાનો કીડો ભરાઇ જાય છે ત્યારે તેઓ વિચાર પણ ક્યાં કરે છે? આખરે થાકી તે બદમાસ ઢગો પડી સુઇ ગયો.

આ તરફ બિચારી નાસી છુટેલ પ્રસન્ન પોતાના દૈવ અને રૂપને ગાળો ભાંડતી ભાંડતી સરિયામ રસ્તા પર થઇ જતી હતી; એટલામાંજ કોઈ બૈરીએ પાછળથી આવી તેનો હસ્ત પકડ્યો ગભરાઇને પ્રસન્ન પાછળ જુવે છે તો તેણે કોઇ સુંદર સ્ત્રીને પોતાનો હાથ પકડી ઉભેલી જોઈ.

"ઓ બાપ હાય હાય રે ભૂત! ભૂત!" કહી તે બુમો પાડવા લાગી. પણ તેજ ક્ષણે પેલી સ્ત્રીએ કહ્યું.

"છોકરી રડ નહિ ! હું ભુત નથી; પણ તારા જેવીજ સ્ત્રી છું. અંધારી રાત્રે કયાં જાય છે ? આજકાલ અસહકારની ચળવળ બહુ હોવાથી હવે આ રસ્તે થઇને ન જઇશ. ચાલ મારે ત્યાં હું તને સુવાડીશ. અત્યારે આમ અંધારી રાતે તારાં જેવી જુવાન બાળા રખડે તે સારૂં નહિ " કહી તે સ્ત્રીએ પ્રસન્નનો હાથ ખેંચી તેને દોરી.

' પણ આપ મને કયાં લઇ જાવ છો ? મારે હવે નાગપુરમાં જ્યાં રહેવુંજ નાથી, ત્યાં પછી તમારે ઘેર લઇ જવાની વાત કરો તે શા ખપની બ્હેન !" પ્રસન્ને આધિરાઈથી તણાતાં તણાતાં કહ્યું.

" અલી ! સાવ ગાંડી છે ને ! ત્યારે તો તુ નાગપુરને છોડવા માગે છે હેં. ! જરાયે ગભરાઇશ નહિ. તારો સમાવેશ જો કંઇ નહિ થાય તો મારાં ઘરબાર તારે માટે ખુલ્લાં છે સમજી ! કેવી ચાલાક તથા નાજુક અને મધુરસ્વ વાળી બાળા છે! અલી! અંધારી રાત્રે આમ અભિસારિકા બની જતાં તને શરમ પણ નથી આવતી. ! એ જો આ મોટું; તેજ મારૂં મકાન ! તેમાં રહી તારા દિનો આનંદ વિલાસમાં પસાર કરજે. જરાપણ ગભરાઇશ નહિ જે જોઇશે તે મારી દાસીઓ તને મુખથી માગ્યા દામ ખર્ચિ લાવી આપશે સમજી !" કહી તે સ્ત્રી હસી પડી.

" આમ સહેજમાં આટલી બધી દયા મારાજેવી અજાણીપર શા માટે તમો કરોછો ! વળી આટલી બધી છુટથી મારી સાથે વાત પણ શા ઉદેશથી તમો કરોછો તે જણાવશો ઓ ! માયાળુ બ્હેન !" પાછો પ્રસન્ને ખેંચ તાણ કરી પ્રશ્ન કર્યો.

'એ બધું તને મકાનમાં કહીશ. ચાલતો ખરી" કહી તેજ ક્ષણે પ્રસન્નને લઇ તે અજાણી સ્ત્રી પોતાના ઉંચા અને ભવ્ય આવાસમાં પેસી ગઇ દાસીઓએ લાડકોડથી પ્રસન્નને વધાવી લીધી.

× × × × ×

ઉપરોક્ત ઘટનાને લગભગ છ માસ તો વિતિ ગયા હતા. બિચારી પ્રસન્ન અકળાઇ મુંઝાઇ પોતાને આશ્રય આપનાર નર્તકિ રંભાના મકાનમાં ચંપકના નામની જપમાળાનો જાપ જપતી હતી. બે દિનમાં તેને ખબર પડી હતી કે પોતાનો કર પકડનાર તે તો એક નાગપુરની અગ્રગણ્ય નર્તકિ હતી. છતાં રંભાના બહુ આગ્રહ તથા વ્હાલ ભર્યા અભયપણાના વચન ઉપર વિશ્વાસ રાખી, પોતાની ચારેકોર ભમતા અપકીર્તિના કાળનો પણ વિચાર કરી તે ત્યાંજ રહી તેને એકાંતવાસ રહેવા માટે આપ્યો હતો ત્યાં બેસી હર હંમેશ પ્રિયા મૂર્તિ ચંપક તથા મા યોગીનિને સંભાળી રડતી હતી; અગર તો સખી વિમળાના નાગપુરમાં બનેલી આપવીતિ માટે પણ ક્લેશ કરી જીવ બાળી રહી તે પોતાના દિનો રંભા નર્તકિનો આભાર માની ગુજારતી હતી.

નર્તકિના મકાનમાં જે કોઈ દાસ દાસી હતાં તે સૌનું મન પ્રસન્ને પોતાના સ્વભાવથી હરી લીધેલું હોવાથી કોઈ તેને ખોટું લાગવા દેતું નહિ ખુદ રંભા પણ તેના જ્ઞાને એટલી બધી અંજાઇ ગઇ હતી કે તેને પુછ્યા સિવાય કોઇ અગત્યના કાર્યમાં માથું નહિ મારતી. પ્રસન્નને ખાત્રી તો થઇ ચુકી હતી, કે રંભા એક પવિત્ર જીવન ગાળનારી નર્તકિ છે; એટલુંજ નહિ પણ તેની દાસીઓ પણ સદાચારિણિ છે. એટલે તેને અહિ કશો ડર ન હતો. અને ખરેખર એજ પ્રમાણે તે મકાનમાં હતું. રંભા કદિપણ નાના જલસાઓમાં

જતા હા પાડતીજ નહિ. મહિના દહાડે એકાદ મોટા જલસો મળતો તેની રકમ લઇ તે આનંદ કરતી હતી. તેને પણ પ્રભુ વ્હાલા હતા. હરરોજ સવારમાં ઉઠી તે સર્વ કર્મથી પરવારી સંધ્યામાં લગભગ બે કલાક વિતાવી હરકોઇ કાર્યમાં પ્રવૃત્ત થતી હતી મકાનમાં સહેજ વહેમ પડતી બાબત કોઇ દાસ દાસી સંબધે જાણવામાં આવે કે તરતજ તેને રજા પરખાવવામાં આવતા હતી એટલે સર્વ સુખ પ્રસન્નને હતું રંભા તેના એક મા જેટલું હેત રાખી તેનો શોક હલકો કરવા બહુ બહુ પ્રયત્નો કરતી હતી તે સૌ પ્રસન્નથી અજાણુ નહતું. આજ છ છ માસ વીતી ગયા હતા છતાં પ્રસન્નનું હિત સાધનારી રંભા પણ તેની આપવીતી જાણી શકી ન હતી રંભાએ તે જાણવા બહુ પ્રયત્નો કર્યા પણ પ્રસન્ને કદિ એ વાતનો ફડચો આણ્યોજ ન હતો કોઇ કોઇ વખત જયારે પ્રસન્ને ભુતકાળનાં યોગીનિમા, વિમળા, તથા પોતાનો કરેલ ચંપક સાંભળતાં ત્યારે તે રડતી હતી; તે વખતે રંભાપણ તેને આશ્વાસન આપી આંખમાંથી આંસુ પાડતી હતી કેવા પૂર્વ જન્મનો યોગ ! પ્રભુ ! ત્હારી કૃતિ ન્યારિ છે ! મીઠા કંટકમાં પણ ત્હેંજ કેવડો તથા ગુલાલ સર્જ્યાં છે; અને સુંદર વેલમાં કુચ પણ આપો આપ ત્હેંજ સર્જી છે. ! કંટકમાં ગુલાબ તે આનું નામ!

ઘણા વખત જયારે રંભા કોઇ નવું ગીતડું હાર્મોનિયમ પર બેસાડતી હતી ત્યારે પ્રસન્ન પણ હવે તો તેને મદદ કરતી હતી; કારણ તે પહેલાંની હાર્મોનિયમ શિક્ષિકા હતી તે સૌ આપણે જાણીયે છીયે, પ્રસન્નનું વાજીંત્રનું આવું સરસ જ્ઞાન જોઇ સર્વ કોઇ તેના પર આફરીન થઇ જતું. અને રંભા તો તેને એક પેટની દિકરી જેવીજ માનવા લાગી. કોઇ કોઇ વખત મોટા મોટા નાચમાં રંભા પોતાની સાથે પ્રસન્નને આવવા કહેતી; પણ પ્રસન્ન ના પાડતી

હતી એટલે રંભા પોતે જ્યને જે ઈનામ મળતું તે મકાને આવી પ્રસન્નના કરકમળમાં આપી દેતી હતી.

પ્રભુ ઇચ્છાએ એવું બન્યું કે પેલા શાહુકારને ત્યાંજ ઉપરોક્ત ઘટના બાદ વર્ષ કે દોઢ વર્ષ પછી ગુલાલે એક પુત્રને જન્મ આપ્યો; તેમાં શાહુકારે ઘણા હર્ષથી જલસો કરાવ્યો. રંભાને નૃત્ય માટે માન સહિતનો તરવામાં આવી હતી. પ્રન્ન જાણતી નહતી કે કયા શાહુકારને મકાને મીજલસ છે; એટલે તેણે આજે પહેલાંજ રંભા સાથે જવા સંમતિ દર્શાવી. આથી રંભાએ દિકરી સમાન. પ્રસન્નનું માન જળવાય તેવો સર્વ બંદોબસ્ત કરી દઈ દાસીઓની વચ્ચે તેને મંડપમાં એક ઇલાયદી સ્ત્રી બેઠકમાં જગા કરાવી આપી.

રાત્રેનવ વાગે નાચ થવાનો હતો. એટલે દિવસના કાર્યથીપરવારી ઘણી સંખ્યામાં શેઠ લોકો ત્યાં આવ્યા હતા. રંભાનો નિર્દોષ નાચ જોઇ પ્રસન્ન બહુ રાજી થઈ ગઇ. શેઠના મકાનની પાછળ મંડપ હતો એટલે બિચારી તે ભોળી રંભાની ભોળી પુત્રિમમાન પ્રસન્નને જરાપણ સ્મરણ ન થયું કે પોતે કયાં છે! સૌને વચ્ચે તેણે પેલા શાહુકારને તથા તેમના નંદલાલને જોયાનો હતાજ. આજના રંભાના નાચથી પ્રેક્ષકો પણ વાહવાહ પોકારતા હતા લગભગ ૫૦૦ થી ૭૦૦ રૂપિઆ જેટલી રકમતો નૃત્ય વખતેજ ધન્યવાદની પડી હતી. આવી રીતે બાજી ખીલતી જોઇ રંભાએ પોતાની દાસી માર્ફતે પ્રસન્નને કહેવરાવ્યું કે તેનું પેલું શીખવેલું ગાયન ગાવા રંભાનો ઇરાદો છે, માટે તે સહેજ વખત ન છુટકે હાર્મોનિયમ પર બેસે. લગભગ આમ ચાર ચાર સંદેશ થઇ ગયા; છતાં પ્રસન્ન ઉઠીજ નહિ; પરંતુ જયારે તે જોઈ શકીકે રંભાને હવે ખોટું લાગે છે ત્યારે તે

શરમ સાથે ઉઠી હાર્મોનિયમ બજાવવા બેસી ગઇ. ભલા શાહુકારે પ્રસન્નને ઓળખી લીધી. નંદલાલે પણ તેને બરાબર પીછાની.

પ્રસન્ન ધ્રુજતી હતી. તેનાં આંગળાં ઉપડતાંજ ન હતાં. છતાં રંભાના આગ્રહે તેણે હાર્મોનિયમ બજાવ્યું. તે સાથેજ તાળીઓના અવાજો ચારે દિશાંમાંથી ગડગડવા લાગ્યા આ ગાયન ગાનાર અને તેને યોગ્ય હાર્મોનિયમ બજાવનાર પરપઇસાનો વરસાદ વરસ્યો. બે ત્રણ વખત ફરી ફરી બહુ બહુ તાળીઓના નાદને સ્વિકારી એ એકજ ગાયન ગાઇ રંભા વિશ્રાંતિ લેવા નિર્ણિત સ્થળે ચાલી ગઇ. પ્રસન્ન પણ ત્યાંથી ઉઠી સ્ત્રી મંડળમાં ભરાઇ ગઇ. મંડપમાં ત્યાર બાદ એકબીજા તરફથી મળતાં મુબારકોનાં ભાષણો થવા લાગ્યાં.

જયારે તેજ વખતે રંભાએ પોતાની રૂમમાંથી પ્રસન્નને તેડવા સાથેની દાસીને મોકલી હતી, તેની સાથે પ્રસન્ન ચાલી ગઇ વચમાં એવું બન્યું કે શાહુકારનાં ધર્મ પત્નિએ પ્રસન્નને બરાબર ઓળખેલી હોવાથી તેને જતાં જતાં રોકી તેઓ ભેટી પડયાં. અને તેને વાતો પુછવા લાગ્યાં.

આ તરફ દાસીને તેડવા માટે રંભાએ મોકલી કે તરતજ બે ચાર સદગૃહસ્થો જણા । શેઠો રંભાની રૂમમાં આવી પહોંચ્યા અને તેમણે અવિનય માટે રંભાની ક્ષમા પણ માંગી.

"સદગૃહસ્થો! અત્યારે આપ વગર બોલાવ્યા અહિં મારી ખાનગી રૂમમાં આવ્યા છો તે ઠીક નહિ માફ કરજો કે મારે આપને ચાલ્યા જવાનું કહેવું પડે છે; કારણ કે મારી પુત્રિ હમણાંજ અહિં આવનાર છે." કહી રંભાએ ચોકખું પરખાવી દીધું.

"પણ રંભા! અમે તમારાજ લાભની વાત અત્રે જણાવવા આવ્યા છીયે. ન સાંભળો તો આપની ખુશી." એક ગૃહસ્થે જવાબ આપ્યો.

"શી વાત? બોલો જલદી. મારી કન્યા આવશે." રંભાએ અધિરા સ્વભાવે કહ્યું.

"આજે આપના નાચે તો હદ કરી! વાહવાહ તમારી કળા અને મધુર સ્વરને! આ સાથે આવ્યા છે તે મુંબાઇના એક ધનાઢય સદ્‌ગૃહસ્થ હોઇ બેચાર મીલોના માલીક છે."

"ભલે હોય! ઘણી સારી વાત છે! પણ મારા હિતેચ્છુ બની શી વાત કથવા તમો અત્રે આવ્યા છો તેનો અંત મહેરબાની કરી લાવો" રંભાએ જરા ગુસ્સે થઇ જણાવ્યું. "એજ કે ફક્ત પંદર અરે દશ વત્તા પાંચ એક એકડેપાંચડે પંદર મિનિટના દામ ચોકખા ૧૦૦૦ જેટલા! બોલો કબુલ છે! લક્ષ્મી આવે છે તો કપાળ ધોવાનો વખત નથી રંભા!"

"કુતરાઓ! તમે મને ઓળખી મારૂં અપમાન કરવા અત્રે આવ્યા છો કે? માફ કરજો કે તમારી માગણી મારાથી કબુલ નહિ થાય! મારા કરતાં રૂપ વાળી બીજી ઘણી નાગપુરમાં વસે છે!" રંભાએ ત્યાંથી બહાર નીકળતાં કહ્યું.

"નહિ સાંભળે તો અમારે બળાત્કાર કરવો પડશે! રંભા! અમો સર્વે તારા સૌંદર્યથી હેરત પામી તારા યૌવન બાગમાં ભ્રમણ કરવા બહુજ ઇંતેજાર છીયે. બીજીઓ છે પણ તારા જેવી કોઇ નહિ માટે આ અવસર ન ખોઈશ. સમજી જા."

"ખબરદાર ! તમારી જીભને હવે વધારે હલાવી તો ! ઘેર જઇ આપની પરણેલી અભાગણીઓનેજ આવી રીતે કાલાવાલા કરો તોયે પ્રભુ રાજી થાય ! "

તેજ ક્ષણે રંભાએ તેના પેટમાં લાત મારી બે ચાર ગુલાંટનો સ્વાદ ખવાડી તેને તો જમીન દોસ્ત કરી દીધો; પણ અન્ય બદમાસોએ તેને હેરાન કરી મુકી ત્યાંથી બળાત્કારથી ઉપાડી ચાલતી પકડી. પેલો દલાલું કરનાર તો બિચારો પેટમાં શૂળ થવાથી ત્યાંજ પડયો રહ્યો. તેઓ ખરેખરો પહેલો દાવ તેના સાથીઓ ઉપાડી ગયા. રાંધ્યું તેણે અને ભોજન ઉડાવનાર જુદા !

એટલામાં તો દાસી સાથેત્યાં પ્રસન્ન આવી પહોંચી. રંભાને બદલે રૂમમાં પેટ દાબીને પડી રહેલા એક પુરૂષને દેખતાંજ પ્રસન્નના હોંસ ગગડી ગયા. તેણે દાસીનો સંગ કરી સહેજ પણ રોકાયા સિવાય ત્યાંથી દોટ મૂકી. તે સમજી ગઇ હતી કે રંભાના નૃત્યથી પતંગીયા સમાન કોઇ બદમાસોએ અંજાઇ તેને ફસાવવા માટે કાવત્રું કર્યું છે. રાત્રિ વધારે વિતવાથી રસ્તાઓ શૂન્ય લાગતા હતા; તેમાંથી દાસી તથા પ્રસન્ન દોડતાં દોડતાં પસાર થતાં હતાં, એટલામાંજ તેમને કાને એક મકાનના માળેથી કંઇ બોલાબોલી સંભળાઇ.

સ્વર પારખી પ્રસન્ને તરતજ દોટ મૂકી પોતાની કેડે રંભાનો છરો તથા પીસ્તોલ બન્ને હતાં તે તેણે સંભાળ્યાં. દાસી પણ બિચારી ધ્રુજતી ધ્રુજતી પાછળ ગઇ મકાનને મેડે જતાં પ્રસન્નને જણાયું કે બાબણું બંધ હતું. એટલે તે તેમાં રહી તે સર્વ જોવા લાગી. દીવાના ઝાંખા પ્રકાશમાં તે જોઇ શકી કે રંભા પાછળ ત્રણ બદમાસો વળગી પડયા હતા અને તેને જમીન પર સુવાડવાનો પ્રયાસ ચાલતો હતો. તેનાં વસ્ત્રોનું ઠેકાણું રહ્યું નહતું. અને થાકી જઇ બુમો પાડી તે ટક્કરો ઝીલતી હતી

સનનન ! કરતી એક ગોળી ઓચિંતી છુટી; અને તેજ ક્ષણે એક બદમાસ ચપોચપ આજુબાજુ જોતો અને બુમ પાડતો હતો તે રામશરણ થઈ ગયો. આવી ગયબી જાદુઇ વસ્તુના પ્રતાપે પેલા બન્ને બદમાસો પણ એકદમ ભયભિત બન્યા. તેજ ક્ષણે તેમણે પેલું શબ ઉપાડી નીચે રસ્તાપર ફેંકી દીધું. અને પોતે સહેજવારમાં તો હતા ન હતા થઇ ગૂમ બની ગયા.

"રંભા ! મા ! દરવાજો ખુલ્લો કરો ! ગભરાશો નહિ ! હું આપની પ્રસન્ન છું ?" પ્રસન્ને બહાર રહી બુમ પાડી.

"કોણ મારી બહાદુર પ્રસન્ન ! ધન્ય ઘડી બેટા પ્રસન્ન આજની !" કહેતી રંભાએ હાંફતાં હાંફતાં દરવાજો ખુલ્લો કર્યો; અને ત્યાંથી ત્રણે જણ વિદાય થઇ ગયાં.

આ તરફ રંભાની શોધા શોધ થતી હતી, તેને મકાને અર્ધો કલાક પછી ખબર કહાડી તો જણાયું કે હમણાંજ તે આવી હતી એટલે સર્વ શાંત બની ગયું આ વાતની આડે પડદેજ રહ્યો. પેલા ખુનની બાબત કંઇ જણાયુંજ નહિ. હવે રંભા નાચ કરવા બહાર જતીજ નહિ. પોતાને સ્થળે જે કોઇ આવતું તેને રાજી કરી દિવસો પસાર કરવાનો તેણે મક્કમ વિચાર કરી દીધો હતો.

આ ટોળામાંથી એકંદરે નંદલાલ દરરોજ આવી રંભાને સારી સારી રકમો આપી જતો હતો. કદિયે પ્રસન્ને પોતાના શરીરપર નંદલાલનો ઓળો પડવા દીધો નહતો એટલે આખરે બે ત્રણ માસ પછી નંદલાલે રંભાને બહુ બહુ લાલચો આપી પોતાના પક્ષમાં લેવાનો ઇરાદો કર્યો; પણ તે સૌ રંભાના અચળ મન આગળ વ્યર્થ ! આમ છ માસ વીત્યા પછી કંઇ નિવેડો આવ્યો નહિ એટલે હવે નંદલાલે પ્રપંચ રમવો શરૂ કર્યો.

તેણે પોલીસને ખબર આપી કે રંભા કોઇની જુવાન દીકરીને ગુજરાત તરફથી ઉપાડી લાવી છે. એટલે પોલીસે રંભાના મકાનની જડતી લઇ પ્રસન્નનો ફોટો તથા કેટલીક હકિકત પણ લઇ લીધી. છતાં રંભાનું મન જરાયે ડગ્યું નહિ જેથી નંદલાલે હવે કેટલાક પોતાના સોબતિઓ કરી સૌ યુકિતઓ અજમાવવા માંડી.

એક દિન નૃત્યના બ્હાને પોતાની ટોળી સાથે નંદલાલ ડાહ્યો અને શાણો બની ત્યાં આવ્યો રંભાએ નૃત્ય ચાલું કર્યું જયારે પ્રસન્ન ત્યાં હતીજ નહિ નૃત્યની અધવચમાંજ નંદલાલ પિતાજીનું બ્હાનું બતાવી ચાલ્યો ગયો. એટલે તેના સોબતિઓ ત્યાંજ રહ્યા. બિચારી રંભા જાણુતી ન હતી કે આ સૌ એકજ મંડળનાં પુતળાં હશે!

જ્યારે નૃત્ય ખલાસ થયું; અને રંભા આરામ ખુરસીમાં પડી ત્યારે દરેક જણે રૂપિઆ ૫૦—૫૦ પોતાના ફાળાના આપી વિદાય લીધી. રાજી થઇ રંભાએ સર્વનો ઉપકાર માન્યો પણ આ બદમાસો એ તો એ દિવાનખાનામાંથી બહાર નીકળતાં રંભાનાં દ્વાર વાસી દઇ તેને અંદર પૂરી દીધી. તેની દાસીઓ ને પણ બરાબર પીસ્તોલનો ચમત્કાર બતાવી તેજક્ષણે બદમાસો ઉંઘતી પ્રસન્નને ઉપાડી નીચે ઉતરી પડયા. ત્યાં એક બંધ કરેલ પડદા વાળી મોટર તૈયારજ હતી; તેમાં પ્રસન્નને બેસાડી ત્યાંથી ખસેડવામાં આવી. આ બન્યા બાદ દાસીઓએ દ્વાર ખોલી રંભાને સર્વ સમાચારથી વિદિત કરી. એટલે તેના શોકનો પાર ન રહ્યો. બદમાસો તરફથી મળેલ પઇસા તેણે જયાંને ત્યાં વેરી નાંખ્યા. પણ તેજ અરસામાં સંકેત મુજબ લુચ્ચો નંદલાલ ત્યાં હાજર થયો. અને સર્વની ગમગીનિનું કારણ પૂછવા લાગ્યો, જેપાર અશ્રુસહ રંભાએ સર્વ ઇતિહાસ તેને નિષ્કપટ પણે જણાવી

દીધો. તેને આશ્વાસન આપવાને ડોળ કરી જાણે પ્રસન્નની મહાન શોધ ખોળ કરવા જતો હોય તેવો ભાવ કરી તે તેજ ક્ષણે ત્યાંથી દોડી ગયો; આકારણથી કોઇને તેની પર સહેજેયે વહેમ લાવવાનું રહ્યું નહિ. બદમાસો દરેક રીતે પાકા હોય છે; અને ન હોય તો તે બધા 'બદમાશ' કહેવાય પણ શાના! ત્યાર બાદ તરતજ થોભેલ મોટરમાં તે પહોંચી ગયો.

એ અંધારી રાત્રેજ નાગપુર બહાર પ્રસન્ન ને લઇ જવામાં આવી. ચારે દિશાઓમાથી પશુઓના નાદ સિવાય કંઇ અવાજ આવતો નહિ. સમસમ કરતાં તમરાં પણ કાનને ફાડી નાખતાં હતાં. એવે સમયે ભલ ભલાનું દીલ ચીરાઇ જાય તો પ્રસન્ન જેવીની શી દશા થઈ હશે તે સહેજ સમજાઇ શકે તેમ છે. જ્યારે મોટર ત્યાં ઉભી રહી ત્યારે તેણીને સતાવવાને ઇરાદે એકલોજ નંદલાલ ત્યાં રહ્યો,

"આપ કોણ છો! અને મને શા માટે અહિં પકડી આણી છે! આપનો મ્હેં શું ગુન્હો કર્યો છે!" પ્રસન્ન લવી ગઈ.

"પ્રસન્ન! હું કોણ તે નંદલાલ! અને તેં ગુન્હો એ કર્યો છે કે મારા દીલને હરી લીધું છે; મારે અત્યારે હું વ્યાજનું પણ વ્યાજ ગણી લેવા તારી આ દશા કરૂં છું" કહી નંદલાલ હસ્યો.

"આપ મારા ભાઇ સમાન છો; અને હું આપની ધર્મની બ્હેન છું ભાઇ દયા કરી મને પાછી લઇ જાવ. હું તમારે પગે પડું" કરગરી પ્રસન્ને કહ્યું.

ના એમતો હવે મને તૃપ્ત કર્યા સિવાય નહિજ બને. હું તારો છું; અને ફક્ત તું માની થાય એટલીજ વાર! પછી પ્રિયા પ્રસન્ન જો કે કેવા તારા સ્વર્ગસમાન હાલ થાય છે!"

" ભાઇ મને પ્રિયા કહી તમો કલંકિત બની પાપ ન કરો. હું આપને એક મુરબ્બી ભાઇજ માનું છું. આ દેહમાં આપે શું જોઇ ચિત બગાડયું ! જેવી મારી કાયા છે તેવીજ બ્હેન ગુલાલની દેહ છે અને આખરે તો એ સૌ ધુળજ થવાનું છે. તો તેના માટે આ મોહ શો ! "

" સુંદર મનોહર લાવણ્યવતી મમ હૃદય વલ્લભા થવા માટે બરાબર લાયક ઓ મૃગ લોચની પ્રસન્ન દેવી ! જયારે તું સમજે છે કે સૌ રાખ થશે તો પછી એ જીવે છે ત્યાં સુધી તેનો ઉપભોગ કેમ કરતાં અચકાય છે ? સૃષ્ટિ ક્રમના નિયમને તું વિચારીશ તો જરૂર સર્વ સમજી જઇશ. માટે હવે તો મને દૃઢ આલિંગન આપી બળતાને શાંત બનાવ તારી જાતે નહિ માનેતો અત્યારે મારે બળાત્કાર કરવો પડશે એટલુંજ ! "

" તમો તો આકાશમાંથી પુષ્પની આશાઓ રાખો; અગરતો રેતીનાં રણોમાં વહાણો ચલાવવાના તર્ક બાંધો; અગર અદ્ધરને અદ્ધર મોટા હવાઇ મ્હેલો તમારી મગજ પેટીમાં ઘડો તેમાં મ્હારે શું ! સોનાની છરી પેટમાં ન મરાય; તેમ આ માનવ અવતાર જયાંને ત્યાં વેરાય નહિ સૌ સૌના રસ્તા હોય છે, તે પ્રમાણે મર્યાદામાં રહી ચાલી જવું એજ પ્રભુને આરાધી રાજી કરવા કરતાંયે ઉત્તમ છે ! આપ મારી પર બળાત્કાર કરવા તૈયાર બનો પણ સાક્ષાત મારા દીલમાં વસતી કૃષ્ણ મૂર્તિનો ગજ કાતર લઇ મારી અને તમારી સમક્ષજ મારું રક્ષણ કરવા ઉભેલ છે. " કહી પ્રસન્ને મોટરમાંથી ઉતરી જવાનો પ્રયત્ન કર્યો.

" પ્રસન્ન ! પ્રિયા ! હવે તને હું નહિજ જવા દઉં, નહિ માનું તો મારે બળાત્કારજ કરવો પડશે. " કહી નંદલાલે તેનો [illegible] બાંહો ખેંચી

" છોડ મારો હાથ બેઇમાન ! હું તને જીવ ગયા બાદજ મારૂં અંગ દેખવા દઇશ ખબર છે ? કુતરા ! તારો ભવ એળે ન ગુમાવ ! હજી પણ સમજી જા ! જે દેહ પર તું મોહ પામ્યો છે તેમાંથી ચૈતન્યનો લોપ થતાં તેમાં કીડા પડવાના છે. જેટલી ઘડીઓ જાય છે તેટલી આયુષ્યને ટુંકો કરે છે તે જરૂર માનજે. છોડી દે મ્હને ! હું આજ વખતે ચાલી જઇશ. "

" ખબરદાર પ્રસન્ન હવે તો મારે પણ ચમત્કાર બતાવવો પડશે ! ઓળખે છે મને ! ચાલી જઇને તું કયાં સુધી જવાની છે? આ ખાવા ધસતી અંધારી કાજળ જેવી રજનીના ઉદરમાંથી મારી પ્રેમ ભુખી નહિ પણ ખરેખર કામ તરસી આંખો તને સોધી કહાડયા સિવાય નહિજ રહે. માટે હવે સીધી તેનીતે માની જા "

દુષ્ટ ! કર્મ ચંડાળ ! સર્પના રાફડામાં હાથ નાંખતાં સાવચેત રહેજે હાંકે આતો સિંહનું બચ્ચું છે. " પ્રસન્ને છંછેડાઇ તેને ધુતકારી કહાડતાં જવાબ આપ્યો.

" મણિને લેવા માટે સૌ તૈયારીઓ થઈ ચુકી છે. ચાલ જો દેખ મારો પ્રભાવ " કહી બદમાસે તેજ ક્ષણે પ્રસન્નનો હાથ વધારે ખેંચ્યો.

" બદમાસ પીટયા ! તું હવે જકડી બની મર્યાદા તોડે છે તો હું જીવ પર આવી જઇ તારૂં ખુન કરીશ અગર જાતે આપઘાત કરીશ, ત્યાર બાદજ તને વશ થઇશ તે યાદ રાખજે. હજી પણ સમજીજા "

" ફણી ધર હણી લેવો મણી, ગણવું નહિ એ સ્હેલ છે;
વિફરેલી સિંહણ છેડીને જીવવું અતિ મુશ્કેલ છે."

માટે હિચકારા કામી અંધ! હજી પણ સમજી જઈ તારાં પાપ ઓછાં કર!"

'હવે જા! જા! પાપની અને ધર્મની પુંછડી" કહી તે બદમાસે પ્રસન્નના બંન્ને હાથ પકડી એક હાથે તેની સામે પીસ્તોલ ધરી

"બતાવ હવે તને ઉગારનાર કોણ છે પ્રસન્ન! તારો ધણી હણતાં તું કેટલી છંછેડાય છે તે હું આ ક્ષણેજ જોઉં છું." ફરીથી બદમાસે બાળાને ડરાવતાં કહ્યું

"ઓ બાયલા! અબળા પર જુલમ વરસાવનાર હીજડા! નમાલા! આ રહ્યો મારો પ્રભુ મારા અંતરમાં! પણ તને આંધળાને તે ક્યાંથી દેખાય? તેનાં દર્શનતો દુર્લભ તારા જેવાને" કહી ખરેખર સિંહણ જેવી બની પ્રસન્ન અડગપણે ત્યાં ઉભી રહી.

"અને તેથી વધારે ઓ! શયતાન નંદલાલના નામે ઓળખાતા નચ! નિરાધારને બચાવનાર જો આ તારો કાળ અત્યારેજ તારી સમક્ષ ખડો થાય છે તે.

"શિયળ સતિનું તોડતાં, ભુલો ભયંકર થાયછે;
સતિના શ્રાપજ માત્રથી સૃષ્ટિ નિકંદન થાય છે."

"સતિ અનુસુયા સંતાપતાં શિશવો ત્રિભુવો બન્યા;
દમયંતિને ખુબ ત્રાસતાં, કળી સમા બળવા પડયા

આમ કહેતાં એક અજાણ્યા પુરૂષે હાથમાં મોટી ડાંગ સાથે પાછળથી મોટરમાં આવી નંદલાલની પીસ્તોલ છીનવી લીધી.

"મારા કાર્યમાં અંતરાય આવનાર ઓ મગતરા! સીધો સીધો તારી વાટે ઉપડી જા નહિતો યાદ રાખજે કે હું તારો કાળ છું

મારા અનુચરિઓ આ ઝાડીમાંજ સંતાઇ ગયા છે; તેમને બોલાવી તારો દમ ખેંચી નંખાવીશ. માટે રીતસર એ પીસ્તોલ પાછી મુકી આ કાળ પાસેથી વહ્યો જા અભાગિયા!" કહી નંદલાલે સીટ વગાડી

" હરામી બાયલા ! તારૂં મુખ બંધ કર એટલું તો નહિ. પણ તારા શબ્દો પાછા ગળી જઇ શાંત બન !

" તું કાળતો હું કાળ કેરા; કાળનો પણ કાળ છું;
પાપી પ્રપંચી ચીરવા, સૌ રીતે તૈયાર છું.

" ત્હારા દરેક મનુષ્યને મ્હેં આબાદ રીતે એક પછી એક જો દેખ આ ડાગથીજ રામશરણ બનાવી દીધા છે તેઓ અત્યારે તેમના આ ભયંકર પાપની અધોગતિ ભોગવતાં ભોગવતાં તારી પર શ્રાપ વરસાવતા હશે. એક પણ તારો સાથી ચીસ પાડવા પણ રહ્યો નથી એવી તો આ કડીઆળી ડાંગની શકિત છે. માટે તારે પણ જો વધુ ભોગ બનવું હોયતો સત્વર સામો થા; નહિતો નીકળ બહાર " કહી તે માણસે નંદલાલનાં પતીયાં પકડી તેને બહાર ઉતારી દીધો.

રાત્રિના ઉદરમાં તે બદમાસ જીતાયેલી બાજી ગુમાવી કયાંય સંતાઇ ગયો તે ફરીથી જણાયોજ નહિ. પ્રસન્ન એકીજ ટશે રક્ષણ કરનાર તરફ જોઇ રહી હતી; એટલે તેનો શક દુર કરવા તે અજાણ્યા રક્ષકે તરતજ તેને ઓળખાણ આપી.

" પ્રસન્ન ! બ્હેન પ્રસન્ન ! હુંજ તને મદના જોરમાં કલંકિત કરનાર જેલયાત્રાએ જઇ પાછો આવેલ નરાધમ નવનિતલાલ ! માફ કર પ્રસન્ન મ્હને ઉદાર દીલે માફ કર ! આજે એ પાપનો બદલો આવી રીતે વળ્યો જાણી મ્હને અત્યાનંદ થયો છે બ્હેન એ પાપતો હજીયે મને સતાવે છે મને માફ કર " કહેતો તે નવનિતલાલ તેજ ક્ષણે પ્રસન્નને પગે પડયો.

આભારની લાગણી સહ પ્રસન્ને અજાયબ થઇ નવનિતલાલને બેઠા કરી કહ્યું. " ભાઈ! ગઇ ગુજરી ભૂલી જાવ! આપનો પસ્તાવો એજ પ્રભુ તરફથી માફી મળી ગઇ સમજીશે. એ વાત હવે આપ સંભાળશો નહિ." આંસુ આમ કહેતાં તેની આંખમાંથી પડયાં.

"બ્હેન! હુંજ તે ગરિબ સવિતાનો પતિ ચંદ્રકાન્ત! હુંજ નરાધમ ચંદ્રકાન્ત! ચાલ આવતી કાલેજ આપણે વડોદરે જવા ઉપડી જઇએ. અને ત્હેં મને જેમ ઉદાર રીતે માફી આપી, તેવીજ રીતે મારી પતિ પરાયણા સવિતા પણ મને અવશ્ય માફી બક્ષશેજ હવે આપણે અત્યારેજ નાગપુર તરફ ચાલ્યાં જઇએ." કહી તરતજ નવનિતલાલે અને હવે પછી જેને આપણે ચંદ્રકાન્તને નામે ઓળખીશું તેણે મોટર ચાલુ કરી.

બીજે દિને તો રંભાનો ઉપકાર માની ચંદ્રકાન્ત સાથે પ્રસન્ન નાગપુરના સ્ટેશનેથી બંગાળા તરફથી આવતી મેલ દ્વારા ગુજરાત તરફ જવા હર્ષભેર ને પાછી રંભાથી છુટી પડી. સ્ટેશને જઇ તેઓ બન્ને રંભા તરફથી લીધેલ રકમથી ગાડીમાં પણ બેઠાં. યથા સમયે ટ્રેનપણ ઉપડી તેજ વખતે બારીમાંથી ડોકું કહાડી પ્રસન્ને બૂમ મારી.

"કોણ વિમળા! બ્હેન વિમળા! ઓ વિમળા!"

"હાય હાય! કોણ મારી પ્રસન્ન! હું આજેજ [illegible]માંથી આ ટ્રેન દ્વારાજ આવી" કહેતા વિમળા સખીને ભેટવા દોડી; પણ તે પહેલાંતો ટ્રેન આગળ ઉપડી ગઇ હતી. પ્રસન્નનો બે અઢી વર્ષનો આવો ઇતિહાસ વ્હાલા વાંચક!

---

# પ્રકરણ ૨૭ મું.

——(૦)——

## જીગરનાં દર્દો.

——(૦)——

"કહે શાસ્ત્રો અને વેદો, પુકારી પ્રેમીને કાજે.
'મળે છે સ્વર્ગમાં તેઓ, પરસ્પરની ખરી દાઝે'"
"છતાં ઓ પ્રેમી પંખીડાં, અરે આવાં વચનથીયે.
બને ના દીલ તુજ દર્દી, જરાયે હાય હલકું તે."



શરૂઆતમાં તો મેનાના ગૂમ થયા બાદ હરિલાલ પોતાના દીલમાં વ્યથા રાખી તે વ્યકત કરતા નહિ; કિન્તુ લગભગ છ માસ વિત્યાબાદ તેઓની બુદ્ધિએ એક નવી યોજના ઘડી દઇ બિચારી રંક સવિતા ઉપર સર્વ આક્ષેપો ઢોળવા માંડયા. સવિતાને સુખે અગર દુઃખે સર્વ સહન કર્યાં સિવાય કયાં છુટકો હતો ? અમસ્થા અમસ્થા હરિલાલ તેના ઉપર ખીજવાઇ તેને ખોટું લાગે તેવું વર્તન ચલાવતા; છતાં સૌ પતિથી ત્યજાયેલી સવિતા

શાન્ત ચિત્તે જોયા કરી આનંદ માનતી હતી કે આટલાં પોતાનાં દુઃખે પણ મેના તથા વિનોદ સુખી બન્યાં એ બહુજ ઉત્તમ સુખ છે. આખરે હવે તો ત્યાં સુધી બાબત આવી કે ઉશ્કેરાયેલા પિતાએ પવિત્ર પુત્રિ ઉપર કલંક પણ મુકયું. એટલે સવિતાને માથે દુઃખના ડુંગર ઉગવા શરૂ થયા, હરિલાલને બરાબર વહેમ ભરાઈ ગયો હતો કે સવિતાએજ તેમને નસાડી મૂકયાં છે. વળી આટલા વખત પછી એક નોકરે તેમને ખબર આપી હતીજ.

દરરોજ બિચારી સવિતા આ આક્ષેપોથી સુકાવા લાગી. તેને ચંદ્રકાન્તનો થોડા દિનનો પ્રેમ સાંભળી આવતો હતો. રૂક્ષ્મણીના મકાનમાં પોતાને છાની રીતે બોલાવી તે બહુજ વ્હાલથી આશ્વાસન આપતો હતો તે સર્વ ભુતકાળ તેને યાદ આવવા લાગ્યાથી તેને એક વખત તો વિચાર થયો કે સુરસાગરમાં પડી મરી જવું તે સારૂં; પણ પિતાજીના આક્ષેપો સહન ન કરવા. છતાં મેનાએ જતાં જતાં કહેલ ચંદ્રકાન્તની હયાતિ તેને જરા જરા મહાન અંધકારના ઓયરામાં સહેજ અજવાળાની આશા આપતી હતી. જેથી તેનું દીલ તેમ કરવા ના પાડવા લાગ્યું હરિલાલ તો કોઇ કોઇ વખત બહુ ખીજવાતા ત્યારે તે ગાય જેવી દિકરીને ગાળો પણ ભાંડતા હતા: ત્યારે ચિંતાતુર વિજયાને મનમાં દુઃખ થતું અને તે હરિલાલને કહી દેતી કે “ આ વ્યાજબી નહિ. એ વિધવા દિકરીને આમ રીબાવી મારી નાંખવા કરતાં, એકજ વખતે ઝેર આપી મારી નાખો, એટલે પત્યું. શા પરિવાર ઉપર આપ આવાં વચન તે અભાગણી માટે ઉચ્ચારો છો ? ” આવાં આવાં વાકયોનો જવાબ ખુબ ખીજવાઇ હરિલાલ આપતા હતા.

દિન પ્રતિદિન સવિતાનું શરીર સુકાતું હતું. તે જોઇ વિજ્યા માતાને ચિંતા થતી. એક વખત તો તેણે દવા માટે હરિલાલને જણાવ્યું તો જવાબ મળ્યો કે "ટળશે તો ઓછી એ કલંકિત પુત્રિ! પતિને વશ ન કરી શકી તે તમારાં શું દળદર કહાડી નાંખવાની છે?" આ વાત જ્યારે સવિતાએ નોકરો મારફતે જાણી ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ. અને બીજે દિવસે તો ખુબ ચિંતાના ભાર નીચે લગભગ છેલ્લું આખું વર્ષ રહેવાથી તે સખત માંદગી વશ બની ગઈ.

મેનાની સખી લીલાવતિ બિચારી મેના માટે બહુ શોચ કરી કરી ઘણા વખત સવિતા પાસે આવી સુખ દુઃખની વાતો કરતી હતી. તે આ માંદગીથી જાણી ગઇ કે હવે સવિતા ઉગરવી મુશ્કેલ છે; એટલે તેણે રમણલાલ દ્વારા દવાઓ મંગાવી સવિતાને આપવી શરૂ કરી પણ સર્વ વ્યર્થ દરરોજ જ્યાં દર્દ વધતું જતું હતું ત્યાં દવાઓ શું કરે? દવાઓ તો શારીરીક દુઃખ મટાડે. માનસિક દુઃખનો નાશ કરવાની શકિત કોઇનામાં નથી. જાય તો તેની મેળે જાય; અને જો રહે તો જીવનનો નાશ કરે એવું તે શકિતમાન દુઃખ છે.

આટલી વખત સુધી હરિલાલે ક્રોધમાં અને ક્રોધમાં આંખ આડા કાન કર્યા; પણ હવે જયારે સાવનાના જીવન માટે પરિણામમાં મિંડાંની આશા આવવાની થઇ ત્યારે તેઓ સહેજ સહેજ પિગળવા લાગ્યા. અને દવા ડૉકટરને બોલાવી ખર્ચ પણ કરવા લાગ્યા. છતાં સવિતા લગભગ ૧૨ માસની માંદગી ભોગવી એકદમ અશકત થઇ ગઇ તેના શરીરમાં નયનજ ચમકતાં . બા. હાડપિંજર જેવું તેનું શરીર બની ગયું. તેનું સર્વ ચેતન ઉડી ગયું લીલાવતિએ એક દિન આંસુ સારી સવિતાને

બહુ બહુ આશ્વાસન આપ્યું. પણ હવે જીવનની સમાપ્તિ નજીક આવતી હતી એટલે તે રંક સવિતાએ પોતાનાં દર્દો જણાવવા માંડયાં તેજ અરસામાં વિજયા માતા પણ ત્યાં આવી પહોંચી ધિમે ધિમે સાદે લાજશરમ તોડી સવિતા શક્તિને અનુસરી બોલતી હતી.

" બ્હેન ! તે ગઇ તો સુખી થઇ ! અને મારા ચંદ્રકાન્ત ગયા તે પણ સંસાર પરવારી સુખી થયા. હવે હું ઉચિત તેમને મળવા જાઉં છું તો તમારે સર્વેએ આનંદ કરવો જયાં સુધીના રૂણાનું બંધ હતા ત્યાં સુધી પુરા કરી ચંદ્રકાન્ત સ્વર્ગે ગયા; અને વિનોદ મેના પણ પોતાનો ભાવ ગાળવા આપણાથી છુટાં પડયાં તે માટે હવે શોક કરવો વ્યર્થ ! અને તેજ રીતે હું તમો સર્વથી છુટી પડું તેમાં શોક શો ? સર્વને ત્યાં જવાનુંજ છે ! રાજા અગર રંક તે સૌ આખરે એકજ પંથ કર્માનુસાર ચાલ્યા જશે. મને સગાં છોડતાં જરાયે દુઃખ નથી; પણ જો અત્યારે સાથે મોટી થયેલ બ્હેન હયાતિમાં રૂબરૂ હોતતો કેવો આનંદ થય કે તેજ મારી અભિલાષા છે. પ્રભુ ! ચંદ્રકાન્તને હું વશ ન કરી શકી, તે તમારો દોષ નહિ પણ મારા કિસ્મતનો ! મારામાં એવી શું ઓછી ચીજ હતી કે જેથી મારા પતિદેવ મને ત્યજી ચાલી ગયા ? ના તેમનો નથીજ. આંધળાં સાસુ સસરાએ મારા દયાળુ પતિને ફેરફેરી અમારો નવજોબન અને આશાવાળો ભવ બગાડી નાંખ્યો છે. નહિતો મારા પતિદેવ તો છાનું છાનુ મને મળવા બહુ તલસી રહેતા હતા. તે વાત કેમજ બને ! હાય ! દુઃખ એજકે વ્હાલા ગયા. તમારાં માતાપિતાએ આપ મારા શોરઠત્ર જેવા માટે જરા આંસુ પણ પાડયાં નહિ. દેવાધિન બની મ્હેં ઘણા દિવસ વિતાવ્યા છે; માટે નાથ ! જો હજીયે ખરેખર બ્હેન

મેનાના કથનાનુસાર જો આપ જીવંત હો તો આવો મારા દેવ ! આજે આ મરતી તમારી ચરણરજ દાસીને પાવન કરી તેના સ્વર્ગમાં માર્ગ ખુલ્લો કરી આપો ! તમારી આજ્ઞા સિવાય હું કેમ કરી ચાલી જઇશ; તમો ગયા તો મારો જીવ કેમ મુકી ગયો ? માતા વિજયા મા ? મારો શોક છોડી દે. પિતાજી મારા મરણ બાદ આંસુ પાડશે જરૂર પાડશેજ. તેમને રડવા ન દઇશ. ક્યા તે દયાની મુર્તિ જેવા પિતાજી એક દિન હતા ! પણ અત્યારે સગતથી તેમની મતિ બગડી છે; અગરતો પઇસાના મદે તેઓ આમ ભુલા પડયાં છે. પણ મા ! પઇસો તો ચંચળ ચીજ છે તેમ મારો સંદેશો એ પૂજ્ય પિતાજીને અવશ્ય પાઠવજે. પ્રણામ દેવો ! પ્રણામ ! આવો !! કહેતી તે બિચારી બેભાન બની ગઇ

આ બનાવથી લીલાવતિ તથા વિજ્યા બન્ને છુટા મુખે રડવા લાગ્યા. નોકરો ચાકરો પણ ત્યાં આવી આંસુ પાડવા લાગ્યાં. બિચારી સરિતા માટે કોણ આંસુ ન પાડે ? તેટલામાં તો વળી તે લવવા લાગી.

"નહના પટમાં રાસ રમ્યાં ન રમ્યાં ત્યાં,
એક બીજાનાં ચીત્ત હર્યા ન હર્યાં ત્યાં;"
"મમનાથ સખીરી હાય રીસાઇ ગયા,
તરછોડી ગયા, દૂર દેશ ગયા, મમનાથ ગયા."
"સ્વપ્ન મહિં હજી દીલડું રીઝવે,
પાલવડો ખેંચી સખીરી મને ખીજવે"
"પણ હાય વીતે રજની સહુ લોપ થતું.

મવનાથ ગયા, ગઇ બ્હેન મારે તો ડુબવું—રે મમનાથ.’

આટલું લવી વળી તે પાછી શાંત બની ગઇ. પણ એટલામાં તો દોડતા દોડતા હરિલાલ હાથમાં તાર લઇ ત્યાં આવી પહોંચ્યા.

“ હાય સત્યાનાશ થઈ ગયું; મ્હેં બુદ્ધિ અગાડી ગાય જેવી દિકરી સવિતા ડુબવી અને પાછળ બેટી મેનાને પણ ઘર છોડવા વખત આણ્યો તેનો બદલો પ્રભુએ મને આપી દીધો. લાવો લાવો ઝેર આપો મ્હને ઝેર ! ન્યાયાધિશ બની મ્હેં સર્વ બુદ્ધિ ખોઇ આ પ્રમાણે વર્તન ચલાવ્યું તેનો બદલો આટલો સખત ! ઓ કરૂણા સાગર પ્રભુ ! સવિતા ! બેટા સવિતા ! ઉઠ ઉઠ ઉભી થા ! મેના બેટા મેના ! હવે આવ ! મારે હાથેજ સમાજની ભિંત તોડીને તને વિનોદના હસ્તમાં સોંપી તારી ગયેલી કીર્તિ હું તને પાછી અપાવીશ બેટા; દિકરી મેના ! તારા શોકે મ્હેં સવિતાને ગાય જેવી મારી દિકરીને ડોક મરડી મારી નાંખી ઓ દેવ ! આવો ! આવો ! દિકરીઓ ! તમારા નિર્માલ્ય પિતા પર હવે નિસાસા નહિ નાંખતાં મ્હારી રંક પુત્રિઓ આવો ! અને મને માફ કરો. હવે હું નિર્માલ્ય બન્યો છું; છતાં મારૂં દીલ તમારે માટે ઉભરાતું છે એ મારી લાડકી બેટીઓ સવિતા તથા મેના ! હાય ! તે દિનેજ મ્હને પેલા યોગીએ કહ્યું હતું કે દિકરીને ડુભાવ્યે સૌ પાયમાલ બનવા વખત આવશે તે ખરેખર સત્ય નીવડયું છે ! મને ગર્વમાં તે યાદ ન રહ્યું. બેટા મેના ! આવ અને માફ કર ! સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાંથી તું આવી મને માફ કર ઓ બેટા ! દિકરી તને પાલવી આખરે મ્હેં ધકેલી મૂકી તે પાપનો બદલો મને બરાબર પ્રાપ્ત થઇ ચુક્યો છે ! હાશ ! ભલે તું ચાલી ગઇ ! જે વખતે ભાન ખોઇ હું જરૂર તને

સહેમાં તણાઇ એ હારૂડીયા ગણેશ સાથે ચોક્કસ પરણાવત અને તારો ભવ બગાડી નાંખત; તે કરતાં બેટા તું ગઇ તે ઉત્તમ છે! તારે માટે હાય એ મારી કન્યા સવિતાને મેં બહુ દુઃખ દીધું. અરે બેટા સવિતા! મ્હેં તને ગાય જેવી દિકરીને ન કહેવાનાં વચન કહ્યાં તેનીજ આ દશા મને મળી ચુકી. અફસોસ! હું મોડો ચેતી ગયો. હાય તેજ ભુલને લીધે પ્રભુએ મને પાયમાલ બનાવી અત્યારે એક પાઇ વગરનો કરી દીધો. પાસે કંઇક હતું તે પણ બાર ટકાની હામે મ્હેં પંદર દિન પહેલાંજ એ દેવાળીયા કંપનીમાં જમા કરાવ્યું હતું. પ્રભુ મારાં પાપથીજ હું મુંબાઇની "ગ્રાન્ડ મેન્યુફેક્ચર્સ લી૦" માં જોડાયો અને અત્યારે પાયમાલ થઇ ગયો. આ બીજો તાર ક્યાંથી આવ્યો છે તે પ્રભુને ખબર! મારે તે વાંચવોજ નથી. લાવો લાવો ઝેર! આ મ્હોંતના જડબામાં મારા પાપે ગયેલ દિકરીની સમક્ષજ મને ન્યાયિ ન્યાયાધિશ બની આ પાપ કરનારને ઝેર પીવા કોઇ આપો!" આમ બુમો પાડતો હરિલાલ તેજ ક્ષણે સવિતાના ખાટલા તરફ દોડયો. એટલામાં તો બહારથી કોઇ ભજન જેવા આલાપનું ગાન સંભળાયું.

"મનવા શાને ફુલ્યોરે, ફુંપદમાં તું ભુલ્યો રે—મનવા.
લાખ ટકાનાં માન કમાયો, તો પણ ગૃહમાં ભુલ્યોરે—મનવા.
કાયા એની કોણે સરજી, કાયા તારી કેણે સરજી;
બાજી એના હાથમાં છે, કર્તા હર્તા હરજીરે—મનવા.
પાળી પોષી મોટી કરી ત્હેં, લાડલડાવી તેંજ ભણાવી;
દળી દળી ત્હેં જીવડા, ધૂળમાંહિ છે વાળ્યું રે—મનવા.

હજી જીવે છે તનયા મેના, પ્રેમ માટે કંઇ ભોગો આપે;
શ્રવણુ કરીશ જે જ્યારે, દીલડે પડશે કાપરે—મનવા.
ફોગટ ચિંતા હવે જવા દે, ધરણી ધરનું ધાર્યું થવા દે;
ખોયો અવસર તારા હાથે, કર્તાહર્તા હરજી રે—મનવા.”

આ પ્રમાણે ઉપદેશ દેતા એક યોગેશ્વર ત્યાં આવી પહોંચ્યા. હરિલાલ ગાંડાતુર બની તેમના તરફ તાકી રહ્યો.

“કોણ ! આપ મહારાજ તો ખરેખર મારી મેનાને સોંપી જનાર ! હાય મ્હેંજ મેનાને રખડતી કરી છે ! પ્રભુ ક્ષમા કરો. આપનાં વચન સિદ્ધ થઈ ચુકયાં છે.” હરિલાલે તેમને પગે પડી રડતાં રડતાં જણાવ્યું.

“હરિલાલ ! ત્હમે ન્યાયાધિશ બની ગભિર ભુલ કરી તે હવે થઇ ન થઇ થશે નહિ હવે પછી અફસોસ કરવો નકામો છે; છતાં તમારી પત્તીના વખતે આપને આવી હું મારૂં જણાવેલું કથન યાદ કરાવું છું. તમોએ બન્ને દિકરીઓને ખોઇ નાખી છે; પણ તે કોની હતી ? તમે પણ કોના ? અર્જુન બાણાવળી પોતે પુત્ર માટે શોક કરતો હતો ત્યારે પ્રભુએ તેને કેવો ઉપદેશ અને સવિસ્તર ઘટના બતાવી હતી ? થનાર વસ્તુ થઇંજ જાય છે. ફકત મનુષ્યો દ્વારા પ્રભુ તેમ કરે છે; એટલોજ આપણો હાથ દરેક વસ્તુમાં. ! છતાં પોત પોતાના ધર્મને ત્યજી માણસ આવી રીતે પણ ભુલ કરે છે તો તેને ભયંકર શિક્ષા સહેવીજ પડે તમે ન્યાયાધિશ બની ઘણા કાવાદાવા સિદ્ધાસ્ત તથા લાગવગના પ્રતાપે ખરા તે ખોટા અને ખોટા તે ખરા. સાબિત કર્યા હશે; પણ મહાન ન્યાયિ જગનિયંતા ન્યાયાધિશના

કાંટામાં તો એક અણુંના લાખો કરોડો ભાગનો પણ હિસાબ જણાઈ જશે. ગજ કાતર વાળો તે માથે સૌ સૂત્રધાર તૈયાર જ્યાંને ત્યાં સચરાચર વ્યાપીજ રહ્યા છે. માટે હવે તો શોક ત્યજી તમારાં જીવન ઉજળાં બનાવી પ્રભુમય કરો એજ મારી આશીષ તમો બન્નેને ! જે અભાગિણી દિકરી વ્યભિચારના પરિણામે જન્મ પામી તેવીને સુખ કયાંથી હોય!" આમ કહેતાં કહેતાં તે યોગીએ પણ આંખમાં અશ્રુ આણ્યાં.

"પ્રભુ આપે મારાં ચર્મ ચક્ષુઓ આજે ખોલી નાખી મને પાવન બનાવ્યો છે હવે આ પઇસો નાશવંત હતો અને તેના સ્વભાવ પ્રમાણે ચાલ્યો ગયો તેનો મને જરાયે હર્ષ, વા શોક નથી પણ મારી અંધળી આંખોના પરિણામે બે દિકરીઓ ગુમાવી તેજ મને બહુ સાલે છે મને હવે આપ મુકિત માર્ગ બતાવો દયાનાથ! સંસાર મ્હેં જોઈ લીધો અને તેનાં ફળ પણ જોયાં ! કયાં દિકરીઓના ભવિષ્યને સુધારવા મ્હેં પાપીએ આવાં અકથ્ય પાપો કર્યાં તેજ મને સમજાતું નથી."

"ગઇ ગુજરી હવે ભુલી જઇ તમો દંપત્તિ ભવિષ્યમાં ગોવિંદ ગુણ ગાઈ સ્વર્ગનાં અધિકારી થાવ એજ મારી ભાવના છે. ગઇ તીથિને જોશી પણ ફેરવતો નથી તેવીજ રીતે જાણે કંઇ હતુંજ નહિ તેમ માની તમારાં જીવન હવે પસાર કરવાં તેજ તમો બન્ને માટે ઉત્તમ છે; સવિતા અત્યારે મ્હોંતના મુખમાં પડી છે; પણ તેનો પતિ દેવ તો તેની માફી યાચવા હમણાંજ અહિં આવી પહોંચશે અફસોસ ! તેણે પણ પાપી જીવન વિતાવી આખરે ભાન આણ્યું છે! આ સંસારના સહરામાં માયા ચીજ નહત તો આવો

સંગાં અને સ્નેહિયોનો સંબંધ ટકતોજ નહિ, અસારાઃય જીંદગીમાં મનુષ્યો હજારો ભુલો કરે અને તેનાં પરિણામ પણ ભોગવે છે; એવી રીતે આખું આ રેંટમાળ ચાલ્યા જાય છે, તો તેમાં હર્ષ શોક કરવા વખત આવે તે પહેલાંજ સારા સારનો વિચાર કરવો; તે શ્રેષ્ઠ અને સુખકારક છે. અને તેમ છતાંયે જો કંઇ વિપરીત બને તો " कर्मण्येवा धिकारस्ते मा फलेषु जताचन ! " એ સાક્ષાત પ્રભુના વાક્યને સંભાળી આશ્વાસન મેળવી લેવું તેજ પરમ છે, "

" પ્રભુ! તોહવે મારૂં કન્યા રત્ન સવિતા ઉગરશે કે કેમ તે આપ જણાવો; અને મને ચિંતા મુકત કરો! મારા અપરાધો ઘણા છે પરંતુ તે વખતે લક્ષ્મીના મદમાં મને કંઇ બુદ્ધિ રહીજ નહિ. હાય મારા હાથે મ્હેં બે રત્નો ગુમાવ્યાં છે તેમનો શોક કેમ ન થાય! "

"જુવો આઆવે ચંદ્રકાન્ત! તેને ભેટી તમારાં સુખ દુઃખ અરસ્પરસ જણાવી દીલને હલકાં કરો! મેનાને મળવું હોયતો પાંચજ દિનમાં મુંબાઇ સિવિલ હોસ્પીટલમાં જજો " કહેતા તે યોગી ચાલ્યા ગયા

" બાપુ! મારા અપરાધ ક્ષમા કરો! હું પાપી છું. મ્હેં આપની કીર્તિને કલંકિત કરી છે, તો માફ કરો મા વિજયા મા! આપને પગે પડું છું " કહેતો ચંદ્રકાન્ત તેજ વખતે વિજયાના પગમાં પડયો. પ્રસન્ન. મુંઝાઇને ત્યાં ઉભી રહી.

' બેટા ચંદ્રકાન્ત! તમે આખરે સુધરી અમોતે આનંદ આપવા આવ્યાછો તેથી હૈયું હર્ષથી ઉભરાઇ જાય છે; પણ અફસોસ કે દિકરીસવિતા અમોએ ગુમાવી છે જુવો આ ખાટલામાં તે લવ્યા કરે " કહી હરિ લાલે ચંદ્રકાન્તને બેઠો કર્યો.

" ખલ્લાસ ! બસ ત્યારે તો આ જીવન ખલાસ ! જીંદગીમાં સવિતાને સુખ ન આપ્યું અને મરતાં પણ તેનો ભાર હલકો કરવા હું મોડો આવ્યો. બ્હેન પ્રસન્ન ! મારી જીંદગીનું ર હવે આટલેથી ખતમ થાય છે. સવિતા ! છેલ્લી વખત મારી સાથે સહેજ બોલીને મને માફી આપ ! ન ચાલી જા ઓ અધિરી સવિતા ન ચાલીજા ! તારી પાછળ મારી દશાનો વિચાર અવશ્ય કરેજે મારી હૃદય દેવી ઓ પતિપરાયણા સવિતા ! જયારે હું પાપી સુધરી તારો સૌભાગ્ય-ચંદ્રમની તેને સુખી બનાવવાની આશાએ આવ્યો ત્યારે તો હાય ! મારાં દુષ્ટકર્મોના સંતાપથી તું મરવા પડી છે ! ઓ આકાશના દેવો તમો કોની રજાથી મારી સવિતાને ઉપાડી જાવ છો ! હજી અમારા અંતરની આશાઓ અવ્યકતજ છે તો ઓ ! નિર્દય દીલવાળા દેવો ! હવે દુઃખિને વધારે દુઃખ આપી ન પીડ ! " આમ તેમ ગાંડા જેવો બની ચંદ્રકાન્ત બકવા લાગ્યો પણ એટલામાં તો સવિતાએ પાસુ ફેરવી આંખ ઉઘાડી.

કોણ મારા હૃદય વલ્લભ ! પ્રભુ ! આ તે સ્વપ્ન કે સત્ય આવો અને તમારો હાથ મારા કપાળે મુકો. હું સર્વ વ્યથા વિસરી જઈશ. મારી પાછળ તમો ગાંડા હતા તે સૌ હું જાણતી હતી પણ માબાપે આપણો ભવ ચુંથી નાંખ્યો છે. તમારો શો દોષ પ્રભુ ! પત્નિના ભોગે માતાપિતાની આજ્ઞા ખરી ખોટીગે પણ શિરસાવંદ્ય માની તમો એ જે કર્યું તે વ્યાજબિજ છે. હાય ! પણ આપ મોડા આવ્યા છો મારી નાડીઓ તુટવા લાગી છે. આવીને પણ આવ્યા તો મોડા આવ્યા બે કલાક બેસી સુખ દુઃખની વાતો હવે નહિ કરાય ઓ પ્રભુ ! મારા ચંદ્રકાન્ત આવો અને મારા કપાળે હાથ મુકી તમારા પ્રેમનો

વિશ્વાસ આપો; જેથી મારો જીવ સુખથી. જશે મારો શોક હવે તમારા સબંધ છોડી ચાલી જઉં છું તો મારા બનેલ સર્વ અપરાધો અમે માફ કરો. મેના તથા વિનોદને ખરેખર મ્હેંજ આંસુ સાથે વિદાય કર્યાં હતાં ધન્ય ભાગ્ય મારૂં કે મારા હાથે તેઓ સુખી થયાં. બ્હેન મેના । ત્હેં ખરેખર મારા સૌભાગ્યચંદ્ર દેવ ચંદ્રકાન્ત માટે જે વાત કરી હતી તે સત્ય નિવડી છે. મારી બ્હેનને પણ જરૂર મારો સંદેસો પહોંચાડ જો. એ હરિલાલ પિતા! તમો હવે શોક શા માટે કરોછો! દુઃખ આ દેહને છે; આત્માને જરાયે નહિ, તમોએ જો દુભાવ્યો હશે તો આદેહ! માટે પિતાજી મનમાં વ્યથા નહિ કરતાં હવે બ્હેન મેનાને શોધી તેનો સંસાર છાનો માનો ચાલતો હોય તે સુખી કરી તમારા હાથેજ જગતમાં જાહેર કરજો. બ્હેનને મારા આશિર્વાદ જરૂર પહોંચાડજો. મા વિજય: તારો ખોળો ઉછેરી આજ તારા કરતાં હું પહેલી વિદાય થઉછું જેથી તું શ્રાવણ ભાદરવો વરસાવે છે તે ખરેખર મને દુઃખ કરે છે. કઇ માતાને પોતાનાં સંતાનનો વિયોગ વ્હાલો લાગે! મા! ત્હને મેં ઘણા વખત ખોટું લગાડયું હશે તો માફ કરજે. મારા ગુરૂ વિનોદ તથા બ્હેન મેનાને ત્હારા હાથે સંસાર માંડી આપજે એટલીજ મારી આશા છે. અને સ્વામિનાથ! હવે સુધરીને આપને જો પ્રભુ પાએ કોઇ કન્યા મળેતો જરૂર તેને સુખી કરશો એટલી મારી આપને પ્રાર્થના છે.”

“બ્હેન! તેઓ અત્યારે સખત મલેરીયાના તાવથી પીડાય છે! મારા ચંદ્રકાન્તભાઇ ખરેખર તમારાં દર્શનેજ આટલું બધું બોલે છે નહિતો મુંબાઇના ડૉકટરે સાફ નાપાડી હતી કે કોઇ સાથે બહુ બોલશો તો હૃદય બંધ રહી જશે” કહી અત્યાર સુધી ઉભેલી પ્રસન્ને આંસુ પાડવા માંડયાં.

"બ્હેન તું કોણ! ચંદ્રકાન્તની ધર્મની બ્હેન મારી નણંદ? ત્હારું નામ! મારાપતિને યથા વખતે તુંજ બ્હેન શિખામણ આપી સદ્દમાર્ગે દોરજે અને તે તારાભાઇ તથા મારા સૌભાગ્ય ચંદ્રને તેમને યોગ્ય એક ભાભી શોધી આપજે. હવે તેમનો તાવ જતો રહેશે. કેમ નહિ પ્રભુ?"

"જ્યરે તારું જીવન જાય છે ત્યારે હું પણ અત્યારે તને ખાત્રી આપું છું કે તારી સાથેજ મારા દુઃખથી બે દિવસ વહેલો અંગરતો મોડો હું જરૂર આવનાર છું. મારા શરીરમાં હજારો સર્પ ડંશની વેદના અત્યારે થાય છે. હાય રામ!" કહી ચંદ્રકાન્તે કપાળ હાથ મુકયો.

"હાશ! પ્રભુ! હવે મને સંતોષ થયો: હું અત્યંત અનંદ પામી સ્વામિનાથ? સર્વ સગાં સ્નેહિયો! માફ કરજો! લીલાવતિ! મેનાને મારા પ્રણામ કહેજે! જય પ્રભુ! રામકૃષ્ણ ગોવિંદ હ---"

તેજ વખતે બિચારી સવિતાનો દીવો ગુલ થઇ ગયો. તેનું ચૈતન્ય ઉડી ગયું, તેનો અમરાત્મા કુદરતનો પ્રેર્યો ચાલ્યો ગયો દિવ્ય ભૂમિના વાસ માટે! રડારોળ થઇ રહ્યું આખા મકાનમાં! ચંદ્રકાન્તતો એક ગાંડા માફક ત્યાંજ સ્થિર બેસી રહ્યો તેની શક્તિનો લોપ થઇ

### ગઝલ.

"કરીને કાર્ય કાળાંહેં, જીવન આ નાવછે ખોયું
સગાંસ્નેહી તણું આજે, અરેરે નામ છે બોળ્યું." ૧

"હતાં ત્યાં બહુ ઓર દુઃખો, અમારા કર્મમાં આપુ;
કદી જો માગીયે જણતો, કહે પોલીસ નહિ આપું" ૨

"બનીને નીચ પાપી મ્હેં, દુંકારા નીચના ખાધા;
અરે એ જેલથી તોબાહ, નિસાસા બહુ તણા લીધા." ૩

"લુટયાં જોબન ઘણાંનાં મ્હેં, બની નિષ્ઠુર હત્યારો;
હવે એ પાપને માટે, અરેરે ક્યાંથી છે આરો !" ૪

"દુઃખો દઇ બહુ દુખી અબળા, અરે તોડયાં શિયળ બહુનાં,
અરે એ પાપને માટે, નથી કંઇ વાસ આલમમાં." ૫

"ડુબાવી નાર મ્હેં મ્હારી, હતી જે ઝુરતી નીશદીન;
અરે એ પાપને માટે, હવે છે આપવું જીવન." ૬

"દીધાંના કંઈ અરે સુખો, બીચારી એ સવિતાને;
ત્રુટાતી હાય હત્યારે, જતી સાગર સરિતાને." ૭

"સુધાના નીરને જોઇ, સવિતામાં નહિ મોહ્યો;
અરે એ પાપને માટે, બધો અવતાર છે ખોયો." ૮

"ઝુરીને આજતે હાવે, મરણના મુખમાં જાયે;
હવે શુધ આવી પણ, પ્રિયાને ભાન શે આવે." ૯

"બનીને ન્યાયના નેતા, અરે બાપુ તમે મારા;
કરો શિક્ષા મને આજે, દયાસાગર બની ખારા" ૧૦

"જગતના ઓ નિયંતા ત્હેં, સુખી સમયે લીધી સવિતા;
હવેછે આવવું મ્હારે, પ્રભુઓ જન્મના દાતા." ૧૧

"માતા પિતા! આ મારી ધર્મની બ્હેનને સંભાળજો ! બે પુત્રિનાભોગે એને એક દિકરી માની તેને ડુભાવશો નહિ. બસ હવે આ જીવન શા ખપનું ! મારો આત્મા આ દેહ (પંજરને છોડવા

તલસી રહ્યો છે; કારણ મારી રંક સવિતાનો આત્મા !હજીએ તેમાં ગુચાયો છે. પ્રણામ ! મારા હૃદયના. હવે છેલ્લાજ દમો ખેંચાય છે. તે હું જાણી ગયો છું ? બ્હેન પ્રસન? મારો ભયંકર અપરાધ ક્ષમા કર! આવ બ્હેન! આ તારા ધર્મના પાપી ભાઈને જતાં જતાં એ ક્ષમા આપ! પ્રિયા સવિતા! એટલેજ ઉભી રહે! જો આ હું આવ્યો ! તું દશમા પગથીયે મારી આશાસહ આંખો ઢાળીને ઉભી છે તે હુ જોઉં છું તો જો મ્હેં આ પહેલે પગથીયે તો પગ મૂકયો છે સવિતા! ન ગભરાઇશ ! આ દુનિયામાં તારો સંગ નથી કર્યો; પણ પર લોકની સુગમ વાટે તો હું હવે આવી સર્વ બદલો ચક્રવૃદ્ધિ વ્યાજે, વાળી આપીશ. રામ પ્રભુ ! મારા અપરાધ ક્ષમા કરો ! જય જય ગોવિંદ ગીરધારી મારી સવિતા ! ... સ ...વિ ...ત"

તેજ ક્ષણે શબ થઇ ચંદ્રકાન્ત સવિતાના શબ ઉપર ઢળી પડયો. આજે બે પંખીડાં પ્રેમ ખાતર ઉડી ગયાં! પ્રેમની કેટલી અજબ ખુબી છે! જન્મતી શરૂઆતમાં તેમની જીવન સરિતાઓ કેવે રસ્તે વહી ગઇ હતી તેતો આપણે જાણી ગયા છીયે; છતાં અંતરનો જે પ્રેમ હોય છે તે કેટલું બેહદ પરિણામ લાવે છે તે આનું નામ! પ્રેમ દૈવિ અને માયાવી ! માયાવીએ પણ ઘણાંનાં જીવન બગાડયાં. અને દૈવિએ ઘણાના ભોગ લીધા જા! ભલે ચંદ્રકાન્ત! પાપી બની પ્રિયાના પંથે તું પણ જા? શાસ્ત્રોના કથનને માની તું પણ જા? અને ત્યાં સ્વર્ગમાં તારી પ્રણયિકાને આનંદથી ભેટ!

ઓચિંતી પ્રસન્ન ત્યાં દોડી જઇ મરેલા ચંદ્રકાન્તને "ભાઇ? ભાઇ?" કહી હલાવવા લાગી; પણ કોણ બોલે હવે ? તેણે છુટેમુખે હવે રોવા માંડયું. તેના દીલમાં અપાર દુઃખ થયું. હરિલાલે પાસે જઈ તે

બિચારી નિરાધાર પ્રસન્નને પોતાના હાથે થાબડી આશ્વાસન આપ્યું. એટલામાં તો વળી ત્રીજો તાર ત્યાં આવ્યો.

તેજક્ષણે પેલો ફોડયા વગરનો તાર અને આ નવો તાર એમ બંને તારો હરિલાલે ફોડી વાંચી લીધા. બંન્ને તાર મુંબઇના હતા એકમાં લખ્યું હતું કે મેના તમોને જોવા માગે છે; આવો સિવિલ હોસ્પીટલ મુંબાઇ ?" જ્યારે બીજામાં જણાવેલ હતું કે "સુંદર તમોને એકદમ તેડે છે; આવો સિવિલ હોસ્પીતલ મુંબાઇ."

આ તાર વાંચી તરતજ રડતા હરિલાલે લીલાવતિ તથા વિજ્યાને સર્વ ખબર આપીદીધી. લીલાવતિનો મેના તથા સુંદરના તારોજ વાંચવા લાગી અને તેમના પર આંસુઓ ઢાળીઢાળી રૂદન કરવા લાગી. એટલામાં તો આડોશીપાડોશી તથા હરિલાલનાં સ્નેહિઓ ત્યાં આવી પહોંચ્યાં. તરતજ બંન્ને દંપતિને લઇ જઇ એકજ ચિતામાં સુવાડી બાળવામાં આવ્યાં કે જેથી સ્વર્ગમાં પણ તેમનો હક્ક કાયમજ રહે ! લોકોએ હરિલાલને બહુબહુ આશ્વાસન આપ્યું; પણ તે સર્વ વ્યર્થ.!

અને તેજ દિવસે પુત્રિ તથા જામાત્રાને વિદાય કરી હરિલાલ પોતે વિજ્યા, પ્રસન્ન, લીલાવતિ, તથા રમણલાલ સાથે મુંબાઇ જવા શોકમાંજ ઉપડયો. સુંદર કોણ અને મેના કોણ તે તો હજીયે ભ્રમજ હતે.!



# પ્રકરણ ૨૮મું

## " પ્રેમાહુતિ. "

આફ્રિકા તરફથી દેશ આવતી સ્ટીમર કરોઆના કેપ્ટ ન વિલિયમનો મનાય તેટલો ઉપકાર માની બીજે દિવસે શનિવારે સુંદર તથા કલા ને મુંબાઇ બંદરે પહોંચી જઈ શહેરમાં ચાલ્યાં ગયાં. ડીટેકટીવ ધીરજલાલ પણ કેદીને લઇ નરેન્દ્ર સાથે ચાલ્યો ગયો. તેજ દિનનાં દૈનિકોમાં આ કુતુહલના અને ધીરજલાલ તથા સુંદરનાં સાહસ તથા પરાક્રમો તે ઉપરાંત વિલિયમ કેપ્ટનની અનહદ લાગણી એ સર્વનાં લખાણ બહાર પડયાં લોકોનો આ જોઇ અજાયબ બની જઈ માંહો માંહે વાતો કરતા કે કેવી ત્રણ જાતની ઘટનાઓ!

તેને બીજેજ દિવસે અનાયાસે બંન્ને યુવતિઓને મુંબાઇની સિવિલ હોસ્પીટલમાં નર્સની જગાઓ મળી. શરૂઆતમાં તેમને સુચના કરવામાં આવી કે દરરોજ સાંજે પાંચ વાગે ડયુટી પરથી ગયા બાદ જ્યાં આગળ નર્સીંગ શિક્ષણ અપાતું હતું ત્યાં બીજા કમ્પાઉન્ડરો સાથે તેમણે જવું. તે મુજબ તેઓ તો ઠેકાણે પડી ગયાં. સુંદરે ધિમે ધિમે બે દિનમાં પોતે જાણતી હતી તે બધા માયાનો હેવાલ કલાને કહી જ્યારે તેની હયાતિ માટે ખાત્રી આપી. ત્યારેજ બિચારી

કલાએ જાણ્યું કે તેની પુત્રિપેલી મા નિર્દોષ હાલતમાંજ ચંપા સાથે રહેતી હતી; પણ લુચ્ચા મનહરલાલે તર્કટ કરી તેને ફસાવ-વવાની બાજી કરી હતી.

બન્નેને આવી રીતે ધિમે ધિમે બ્હેનનો સંબંધ બંધાઇ ગયાથી આખરે કલાએ પોતાનો સર્વ ઇતિહાસ સુંદરને જણાવ્યો; ત્યારે બન્ને સ્નેહિયો એક બીજાને ભેટી રડી પડયાં. સુંદરે પોતાનો પરિચય આપ્યોજ નહિ. બન્નેએ મહાલક્ષ્મિ આગળ એક સારા લતામાં ઓરડી રાખી પોતાનો મુકામ પણ કરી દીધો હતો.

પરંતુ આજની દુનિયાનો નિયમ છે કે સુંદરતાને સૌ કોઇ વધારે ચાહે! કેટલાક સારા ભાવે; તો કેટલાક ખરાબ વાસનાને લઇને! તે મુજબ આ બન્ને માટે પણ લગભગ એક માસ પછી થતું હતું. એક દિવસ તો કલાએ સુંદરને એકાન્તમાં હોસ્પીટલમાંજ જણાવ્યું.

"બ્હેન! પેલો રસિક કમ્પાઉન્ડર ખરે આપણી પર અત્યંત મમતા રાખે છે; અને ચાહી બોલાવનારને ચાહીને બોલાવવું એ મનુષ્ય ફરજ મુજબ આપણે તેને સારા ભાવે ચાહીયે છીયે તેનો તે અર્થ અવળો લે છે તેમ તો મ્હેં આજેજ જાણ્યું." કહી તેણે નિસાસો મુકયો.

"શું થયું અલી! તે આટલી બધી મુંઝાઇ ગઈ છે! મ્હને રસિક એવો સહેજ પણ લાગતો નથી. તેની આંખોજ નિર્દોષ વર્તન સુચવનારી જણાય છે. છતાં શું થયું?"

"બ્હેન! તે અન્ય જેવો એટલે કે પેલા બદમાસ મનહરલાલ અગર તો રામેશ્વર જેવો તો નથીજ, પણ કામી પુરૂષ આંધળો

જ કહેવાય ! આજે જ્યારે હું તેની રૂમમાં દવા લેવા ગઈ-ત્યારે તેણે મને પગે પડી પ્રેમ યાચના કરી. ”

“ ત્યારે ત્હેં શુ કહ્યું બ્હેન કલા ? ” કલાને દાબતાં સુંદરે કહ્યું.

“ બ્હેન ! મ્હેં એને બહુ સરસ જવાબ આપ્યો. એટલે તે બિચારો લજ્જાવશ બની મને વધારે પ્રાર્થવા લાગ્યો. પ્રભુએ તેના દિલમાં લોકલાજ આપણા જેટલીજ નાંખી છે તે ઘણી સારી બાબત છે. ”

“ ત્હેં શો જવાબ આપ્યો ? અને તેણે શું ઉત્તર આપ્યો ? તે તો કહે મોઇ છોકરી મર. ” કહી સુંદર હસી પડી.

“ તમે હસો છો શું ? સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં મારા વિનોદ સિવાય શું હું અન્યની બનીશ ? ”

“ એ દર્દ કેટલા વખત ટકશે ? તુંજ આપોઆપ સર્વ વીસરી જવાની તે ખચિત બાબત છે. બાકી જો મારો મત પુછો તો તો જણાવું છું કે રસિક ખરેખર ખરા દીલથી તને ચાહે છે. એક વખત તો ત્હેણે આ બારામાં મ્હને પણ વાત કહી હતી; છતાં મ્હેં જવાબ આપ્યો કે એ મારૂં કામ નહિ. તમો તમારી મેળે કલાનું દીલ ખેંચી લો. બોલ શું ખોટું હતું તે ? ” કહી સુંદરે કલાને વ્હાલથી તમાચ મારી.

“ બ્હેન ! આજે આપ આ શું બોલો છો ? આતે મશ્કરી કે સત્ય ? મારા વિનોદ સિવાય હું અન્યને ઇચ્છતી નથી અને ઇચ્છિશ પણ નહિ આ સંસારમાં હવે ! આપે આજ સુધી મારો પ્રેમ

પીછાન્યો નથી તેથી મને ખોટું લાગે છે. બ્હેન પ્રેમ એ તે કંઇ વેચાતો મળે છે કે હું હવે ખરીદી લાવું! હાય વિનોદ! તમે મને બચાવી, શા માટે મારૂં દીલ હરી લીધું? બ્હેન સુંદર બ્હેન! મારા વિનોદ સિવાય હું અન્યની નહિ બનું એવો મારો ઉત્તર તેને તમે આપી દેજો. એ રસિકલાલ જો કે અનિચ્છાએ નામ લે તેવો નથી; અને ખરેખર પ્રેમાતુર ગાંડોજ છે, છતાં કામિની પતીજ જગાએ ન રખાય. તે તો સાપનો ભારો અથવા તો અગ્નિ જેવો ગણાય. બ્હેન મારા દીલનો વિનોદ હજી મારા રોમાંચે અને રગેરગ વસેલોજ છે. તેણે મેના સાથે છટકી જઇ ખરેખર મ્હને શોધી હશે; પરંતુ પાપી મનહરલાલ મને ઉપાડી ગયો હતો એટલે ચોક્કસ તે મારો પ્રેમિ દીવાનો બની ચાલ્યો ગયો હશે. બિચારા ચંપક નામના એક હારેલા મનુષ્યે મને બચાવી, પણ તેનું શું થયું તે પ્રભુને ખબર! બ્હેન! મારા વિનોદનો પ્રેમ મને જયારે સાંભળે છે ત્યારે આ દિલના ચુરા થઈ જાય છે.

"જખમો પડે શમશેરના, ઔષધ થકી રૂઝાય છે;
જખમો પડે જીગર મહિ, આવ્યે મરણ તે જાય છે."

"માટે બ્હેન, તમો મારા પર દયા કરી મારા મનની વાત રસિકલાલને કહી દેજો." કહી કલા રડી પડી.

"પણ અલી! જેલમાંથી છટકી એ મનહરલાલ તને ફરીથી ઉપાડી જશે તે કરતાં પરણી જાને કે જેથી કોઇ તારી સામે જોવા પણ હિમ્મત ન કરે. વળી રસિકલાલ ખરેખર મારી કલાને લાયકજ રસિક છે. કલાપિ માઇનસ પિ ના યોગ્ય તે ખરેખર રસિક દીલનો રસિકલાલ છેજ તેમાં ખોટું લગાડવું તે તો સૂર્ય સામે ધુળ!"

"બ્હેન ! હવે એ વાત જવા કરો. મારી સુંદર બ્હેન પાસેના કોઈ મ્હને ઉપાડે તેવો નથી. મ્હને છોડાવવા જેણે દરિયામાં ત્રણ ત્રણ દિવસ ભુખ તરસ અને ભય વેઠયો તે બ્હેન મને આમ કોઈના પાશમાં બંધાવા નજ દે; એવો મને હૈયા સુધી વિશ્વાસ છે. બ્હેન હવે મશ્કરી જવા દો."

"કલા ! શાબાશ ત્હારા અવિચળ વિનોદ માટેના પ્રેમને ! ચંચળ દીલની ચપળામાં તારા જેવા ગુણો આવે તો ભારત માતા સ્વર્ગનું નંદનવન બને !" કહી તેજ ક્ષણે ફરીથી સુંદર રડતી કલાને ભેટી પડી આશ્વાસન આપવા લાગી અને આવી રીતે કલાનું દુઃખ ઓછું થયું

આ બાબત બન્યા પછી બીજેજ દિવસે વળી ફરીથી રસિકલાલે કલા પાસે આંખમાંથી અશ્રુ સારતાં પ્રેમ યાચના કરી. કલાનો પાલવ પકડી તેણે ઘણા કાલાવાલા કર્યા,

"કલા ! ખરેખર પ્રભુની સાક્ષીયે હું તને કહું છું કે તારી ન્યાત જાત જાણ્યા સિવાયજ મારા ખરા દીલથી અરે? ખરા પ્રેમથી ખેંચાઇ હુ તને મારા હૃદયમાં વાસ આપવા અધિરો બન્યો છું. મને ન સતાવ વધારે ઓ પ્રિયા કલા !"

"ભાઇ ! હું અન્યની થઈ ચુકેલી છું. આપ મારી પર જે લાગણી રાખો છો તે માટે આપનો ઉપકાર માનું છું; અને આપ જેવા બાહોશ કમ્પાઉન્ડર પાસે અભય વચન પણ માગુ છું. કારણ મારે હરહંમેશ તમારૂં કામ પડે છે."

"પણ, તું જેની થઇ છે તે હવે કયાં છે? વળી તે હોય તો તું કલા ખરેખર નામ પ્રમાણેની કલાથી વિભુષિત કલા ! તેની સહ

એમ રહેતી નથી ? માટે મને આમ છેતરવા કરતાં આ ભુખ્યા તરસ્યાને પ્રેમ ભિક્ષા આપી અમિરસથી છલકાવ એજ મારી પ્રાર્થના છે. હું તને ચાહી મારી બનાવવા માગું છું."

"જાઓ મારો પ્રતિ તે વિનોદ સ્કૉલર ! અને તે ભરૂચ કૉલેજનો વિદ્યાર્થિ." કહી પાલવ છોડાવતાં કલાએ આંસુ સહ રસિકલાલ તરફ જોયું.

"કલા ! તો પછી હવે શામાટે વિચાર કરવાનો હોય ! વાઇ બાઇસે વાઇ ! (હું કહું છું કે આ માટે !) તે કૉલેજનો અને તેના ક્લાસનોજ હું વિદ્યાર્થિ છું બિચારો વિનોદ ખરેખર માનવ કુળ ભૂષણ બનત; પણ સમાજની દીવાલને લીધે તેને પોતાની સ્નેહસખી મેના સહ છટકી જવું પડ્યું એ બનાવ હું બરાબર જાણું છું. પણ હવે કલા ! તેતો તને તરછોડી ગયો ! તે મેનાનો થઇ ચૂક્યો તો પછી હવે તારે વલખાં મારવાં શા ખપનાં ! હું ખરા દીલથી તું આવી છે ત્યારનો તને જોઇ તારા સૌંદર્યમાં મોહી— અરે તારા મધુરવે કરી લલચાઇ અંધ બની અંજાઇ ગયો છું; તો મારો હસ્ત ગ્રહી હવે મને આંધને લાકડીનું સાધન તારી દ્વારા આપી પાવનકર કલા ! મારો પ્રેમ જોવો હોય તો ચીરીનાંખ આ દીલ અને તપાસ !

"ઝુરે જ્યાં પ્રેમ મારો ત્યાં, ઉભી રહે ઝીલવા તેને;
કરે તું દીલને ઠંડક, મધુર વાસે ભ્રમરને છે."
"ખસી આવી હવે પાસે, ભીડીજા ભુજમાં સજ્જડ;
દઇને દાનમાં ચુંબન, કરીદે રંગમાં રંગત"
"હસીને ગુલગુલે ગાલે, અધરની રાહ હું જોઉં;
પીવા તલ્પી રહી લાલી, ગુલાબો તુજ તણે મોહું."

"કરી હાંસી કરે કાતિલ, જુલાવી ભાનને ભોગી;
કરે એવો જરા સીધીલ, અડાવી પ્રેમની શીશી."
"અવર કંઇ સુઝતું નાહિ મળે જો મીઠડી વેલી;
વધારી દીલને દેવું, કહોએ ભૂલ છે કોની,!"
"કરે બેચાણુ જ્યાં દીલડું, તણાઈ જાઉં છું હું ત્યાં;
મળે જ્યાં દીલ દીલો લપસી, ગીરફતારી કહે તું ક્યાં!"
"માટે હવે આ દીવાનાને ગરદનથી કાપી નાંખ, યા આઝેરની

શીશી છે તે તારા હાથે પીવાડ! અથવાતો પ્રેમ આપ" કહીમર્યા-હાવાળો પ્રેમિ કલાના પાયમાં આંસુ સહ પડયો.

"તમારા દીલમાં આ અભાગિણી માટે આટલો અનહદ પ્રેમ જોઇ મને આનંદ થાય છે. પણ ભાઇ! હજી મારા વિનોદના દિલમાંતો છતી મેનાએ મારે માટે બરાબર અર્ધો ભાગનું હૃદય સાફજ હશે તેની ખાત્રી મને સુર્યચંદ્રની સાક્ષીયે છે. કૃપા કરી આપ મને એક બ્હેન તરીકે ચાહશો તો આપની અત્યંત રૂણી બનીશ. તમો ખરેખર પૂજવા લાયક છો તેમ કહ્યા સિવાય હું નહિજ રહું; છતાં ભાઇ તમો મારી પર દયા કરી મારી આશા ત્યજીદો, અને કોઇ અન્ય વટવ્રત કરતીને પાવન કરો તમારા હૃદય મંદિરનો અધિકાર આપીને!"

"હાય કલા! ત્યારે શું! તું, મને આમ નિરાશ કરશે! તારાં ગુલાબો મને હાય શું હતાશ બનાવશે! ગુલાબ! માધુર્યના ફિરસ્તે ઓ ગુલાબ સમ કલા! તારી કોમળતામાં શામાટે પાશવવૃત્તિનો વાસ કરેછે! એ કોણ જાણેકે શાયે કારણથી તારી પાંદડીમાંથી ઝરતું

કોમળ લાલિત્ય મારા જેવા એક ભિખારી સૌંદર્ય શોધક તથા રસજ્ઞને તૃપ્તિ આપવા ના પાડે છે! તારાં ગુલાબો સંધ્યાના ગુલાબી અને ભ્રમરગોનું ભાન મને જ્યારે જ્યારે તારી ફૂલજેવી અરે લતા જેવી દેહ જોઉં છું ત્યારે ત્યારે ફસાવે છે; તો તારી પક્ષ્મિલ પૂર્ણ મખમલ સમ મૃદુ પાંદડીઓથી મારા સ્નેહ શિથિલ આગારને ભરી અને પાવન બનાવ! હું તારા કુંજમાં ભ્રમર બની વિહારનો તરસ્યો તથા બંધનનો અભિલાષિ છું કલા મમ હૃદય દેવિ! ભ્રમર ભોળો ભ્રમર—તારી પરાગ લુંટવા તૈયાર થાય છે તો ભલે સુખેથી તે લુંટવા દે ઓ કલા સખી! બિચારો ભ્રમર જોઈ જોઈ મુગ્ધ થતો તે લુટશે તે વાત ચોક્કસ માનજે! જેવી રીતે ગુલાબનું પુષ્પ વનશ્રીમાનું વિહાર કરવાનું ઉત્તમ નિશાની રૂપ સાધન; તથા જેમ હૃદય શૂન્ય નિષ્ઠુરમાં નિષ્ઠુર ભ્રમરને પણ પોતાની કોમળતાથી પીગળાવી નાંખે છે; તેમજ તારા કોમળ દેહે મને મોણ માફક પીગળાવી નાંખ્યો છે! તારી પાંદડીઓ હું સાચવી વાપરીશ; અરે એટલુંજ નહિ પણ તારી કોમળતાનો અંશ મારામાં સ્થાપવા હું તૈયાર થઈશ. જેમ ગુલાબને જોઈ ભ્રમરો દોડે તેમ કોણ કહેછે કે તને જોઈ મારૂં દીલ દોડતું નથી! મારૂં હૃદય આપો આપ આકર્ષાય છે તે શા કારણથી! તારૂં દીલ મારે માટે બળે છે તે પણ હું જોઈતો શકું છું જ તો કલા મને વચન આપી હવે વિદાય કર તારા પ્રેમ યાચતા ભિક્ષુક રસિકલાલને તું પાછો ન કહાડ" કહેતો રસિકલાલ અન્ય વખત આંસુ સારવા લાગ્યો

"રસીકલાલ! સુંદરતાથી માણસ ઘડીભર તણાયએ ખરૂં પણ ગુલાબના ગુણ દોષ જ્યાં સુધી અંધારામાં હોય ત્યાં સુધીજ. બાકી

પડદો ખુલ્લો થતાજ તે જાણી જાય કે આતો હજારો વખત ભૂલ ભરેલા જણાય છે તે આપે ભણીગણી સર્વ જાણ્યું છતાં મારા જેવી અન્યની થઇ ગયેલી માટે આટલી બધી માયા રાખી, તે આપને માટે જરાયે ઠીક નથી." કહી કલા ત્યાંથી જવા તૈયાર બની.

"પણ મારી ગુલાબ કલા ! તું તો બહારથી જેટલી સુંદર તથા આકર્ષિય છે. તેટલીજ અરે તેથી પણ વધારે અંદરથી છે; જેથી તારા સંગે આવનાર સૌ લલચાય છે અને તારા ગુણ મુકતકંઠે ગાય છે," કહેતી સુંદર ઓચિતી ત્યાં દાખલ થઇ કલાને ભેટી પડી

"અને રસિકલાલ ભાઇ ! આપને માટે આ ઠીક નગણાય ! આ તો દવાખાનું છે અને મર્યાદા બહુ રાખવી ઘટે: આવા આપના પ્રેમ ભુખ્યા દીલને ઠંડક આપવા હવે કોઇ રસિકા શોધી લો. એટલે તમો બળદ આપો આપ ઘાણી પાછળ મંડી જવ સમજયા ! "

"બ્હેન સુંદર ! તમારી વાત સર્વથા મારે માન્ય છે, પરંતુ જે દીલ છટકી જાય છે તેને કેમ કરી રોકી શકાય ! મારો અપરાધ થયો હોય તો ક્ષમા કરશો." કહેતો રસિકલાલ ત્યાંથી શરમિંદો બની ચાલ્યો ગયો.

ફરીથી બન્ને બ્હેનો સમાન સુંદર તથા કલા એક બીજાને ભેટી પડયાં, સુંદરે આખરે છુટી પડી કલાનો હાથ પકડી જણાવ્યું

બ્હેન ! આજે ત્યારી એક રજા માગવા આવી છું, તો તારા બધા ધૈર્યથી મને આપ. હમણાંજ કલાપ પહેલાં ભરૂચના વકીલ શશીકાન્તની સ્ત્રી કુમુદને સુવા રોગમાંથી બચાવવા માટે લાવવામાં આવી છે. મોટા ડૉકટર કહે છે કે તેના શરીરમાંથી સર્વ લોહી ઉડી ગયું છે. એટલે જો કોઇ મનુષ્ય લોહીનો ભોગ આપે તોજ

તેણી બચી શકશે વળી તેના શરીરમાં પુરવા માંસ પણ આ વાનું છે. બ્હેન આવો ભોગ નિકટના સ્નેહિ સિવાય કોણ આપે? બાલુભાઈ કરીને એક અન્ય મનુષ્ય આવ્યા છે તેમણે ભરૂચ તારકરી શશીકાન્તને તેડાવ્યા છે; પણ તે પહેલાં તો તે જરૂર મ્હોંતને વશ થઇ જશે. બ્હેન! આજ સુધી છુપી રાખેલી વાત જણાવી દઉં છું કે હું જ તે તારી બ્હેન મેનાં વડોદરાવાળી અગર તો મારા તથા તારા વિનોદના સયાજીપુરની? વિનોદે લોક લાજે જળમાં પડી આપઘાત કર્યો; અને મ્હેં પણ તેમનું અનુકરણ કર્યું, છતાં દૈવવશાત આ અભાગી જીવન ગાળવા, મા માયાએ મને સમુદ્રમાં બચાવી હતી. બ્હેન! તો હવે એ પ્રેમિને માટે અરે તેના નિશાની પ્રેમની ખાતર હું જ તે લોહી તથા માંસ આપવા ડૉકટરને વચન આપી આવું છું; તો હવે તું મને આપણા વિનોદના સ્નેહને લીધે રજા આપ. આજે આપણો શિરછત્ર જીવતો હોત તો ભાભીને રકત આપવા તૈયાર થાત. ગમે તેવા આરોપો તેણે મુકયાં તે મન પર નહિ લાવતાં જરૂર તે રકત માંસ આપત તો તેના વતી ભોગ આપવા તેની ખાતર હું બ્હેન તૈયાર બની છું; તો મને રજા આપ. ડૉકટર કહે છે કે જોખમ ભરેલો પ્રયોગ છે, છતાં હુંયે જીવીશ અને તે પણ જીવશે; તો હૃદયના આનંદ સાથે તું મને રજા આપ. ઘડીઓ જાય છે તે, તે બિચારીનો કાળ નજીક લાવે છે. બોલ બ્હેન આમ શિથીલ શે થાય છે? આ તો વિનોદ ખાતર છે ને?" કહી ફરીથી કલાને સુંદરના નામે આજ સુધી રહેલ પવિત્ર અને દૈવી પ્રેમ ભુખી આપણી જુની ઓળખેલ મેના બેઠી પડી.

"ના બ્હેન ! તે કાર્ય મને અભાગિણીને સોંપો. હુંજ વિનોદ ખાતર એ કાર્ય કરીશ. આપને એ રૂધિર અગર માંસ આપવા હું નહિજ દઉં." કહી કલા ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

"પણ બ્હેન વિનોદ માટે તો મારેજ તૈયાર થવું ઘટે; કારણ એજ કે બ્હેન!

"હતાં જ્યારે અમો ભણતાં, પઢયાંતાં પાઠ પ્રેમીલાં;
મળ્યાંતાં પ્રેમ પંખીડાં, કિનારે સ્નેહ સરવરને"
"ગજાવી ત્યાં મુક્યું ગાયન, કર્યો ક્લરવ મીઠેસાદે;
જમે ત્યાં થઈ ગઇ રંગત, ખુલ્યાં દ્વારે હૃદય રંગે"
"થઈ દાખલ હું તેનામાં, થયો દાખલ તે મારામાં;
પરસ્પરદીલ જોડયાં તાં, સમાં વૃક્ષો અને વેલી."
"ભગાયે ત્યાં ભ્રમર કમળે, ગુંજયો કંઇ સ્નેહવાડીમાં;
ભમ્યો પુંઠે અપુંઠે, થયું જયાં „સ્નેહનું બંધન"
"દીધી ત્યાં પ્રેમની લ્હાણી, પીધું બહુ સ્નેહનું વારિ,
થયાં મસ્તાન મસ્તીમાં પછી હું શે પડું પાછી!"

"માટે બ્હેન હવે હું પાછી નહિજ પડું; એ ભોગ મનેજ આપવાદે. ચાલ ? ચાલ ? મોડું થાય છે બ્હેન આમ ધિરજ ન ખોઇશ," કહી ફરીથી મેના, કલાને ભેટી પડી.

એટલામાં તો મોટો ડૉક્ટર ત્યાં આવી પહોંચ્યો. પોતે ગુજરાતીમાં સર્વ બોલી જાણતો હતો, એટલે તેણે તેજ વખતે ચિંતાતુર દીલે મેનાને કહ્યું.

"સુંદર ? કામ વિકટ છે. એટલે હુંમ બહુજ બિચાર કરી કરવા તૈયાર બનો."

"સાહેબ ? મને જરાપણ દુઃખ નથી થતું. મારી બ્હેનની રજા માગું છું એટલુંજ." મેનાએ કહ્યું,

"ના ! ડોકટર સાહેબ ના ! એમ નહિ ! હું મારી બ્હેનને કહું છું કે રૂધિર તે આપે અને માંસ હુ આપીશ. જેથી કોઈને વધુ દુઃખ ન થાય." વચમાંજ કહી દીધું.

"ઘણુંજ ઉટટમ ! ચાલો ટયારે ટમોને સહેજ પણ હરકટ નહિ આવે." કહે તો ભગો ડોકટર જેમ્સ તેજ ક્ષણે આનંદસહ ત્યાંથી ચાલ્યો ગયો. મેનાએ કલાને કહ્યું.

"બ્હેન ! ન કરે નારાયણ ! કદાચ આમ કરવાથી આપણે બન્ને રામશરણ બની જઇએ તે કરતાં મ્હને એકલીનેજ સૌ કાર્ય કરવા દે; કારણ જેવી રીતે હું ઉગરી તેવીજ રીતે જો વિનોદ ઉગર્યા હોય તો જ્યારે તેઓ આ વાત સાંભળે ત્યારે આપઘાત કરી અંતલાવે તેમના જીવનનો! માટે હજીયે ડૉકટરનેના કહી દેજે કે જેથી ભવિષ્યમાં વિનોદ ને ઝુરવું ન પડે".

"નહિ બ્હેન ! તમો જીવ્ય એટલે શું તેઓ પણ જીવી ગયા; અપના નામ સાથે વિનોદના પ્રેમાહુતિના ફકરામાં મારૂં નામ પણ જડાવવુંજ જોઇએ; નહિ તો આપણે બન્ને તેનાં પ્રેમિ શાનાં ? ધન્ય ઘડી શ્રી પ્રભુએ આણી કે આપણી કસોટી કરવા આ સમયે આ ઘટના ઉભી કરા છે ; વિનોદ માટે જીવ દેતાં શોકશો ? બ્હેન ચાલો આપણને બોલાવવા પેલી લેડી આવે છે." કહી કલા મેનાને ફરીથી ભેટી.

તેજ ક્ષણે લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ સ્ત્રી આવી પહોંચી. અને બંન્ને બાળાઓને લઇ ગઈ. આખા દવાખાનામાં આ પ્રેમાહુતિની વાત ચર્ચાઇ ગઇ. સર્વેએ પ્રેમિઓ માટે દયા ભાવ બતાવી આંસુ પાડયાં. બાલુભાઈ તો મેના તથા કલાની; વિનોદના પ્રેમ ખાતર અપાતી આહુતિ જોઇ છક બની ગયા. તેજ ક્ષણે તેમણે વડોદરા મેનાના કહેવાથી વાર કરી હરિલાલને મુંબાઇ બોલાવ્યા. અને એક લાંબો તાર શશીકાન્તને આ પ્રેમિઓની લાગણી તથા ભોગનો કર્યો.

યથા સમયે બંને બાળાઓ તથા મુડદા જેવી કુમુદને ઓપરેશન રૂમમાં લઇ જવામાં આવ્યાં. ત્યાં બન્ને બ્હેનો વિનોદને યાદ લાવી રડાય તેટલું રડી. અને એક બાજુએ તેજ ક્ષણે હાથમાં જળ લઇ પ્રતિજ્ઞા કરી કે જે જીવે તે જો વિનોદ જીવતા રહી રખડતા ટીચાતા પાછા આવે તો તેમને નીચેનો સંદેશો કહે અને સ્વર્ગે જનારી વિનોદ તરસીનો આવો સંદેશો તેને પહોંચાડી સ્વર્ગની સખીને આનંદ આપે.

"મીઠા અરે ઓ મોરલા; ખેરાદ કર તવ પ્રેમની,
ઉભી ભીખારણ યાચતી, લાલચ ધરી સ્વર્ગે મીઠી,

જો યોગ્ય હું મનાઉં તો, આંસુડાં બે દઇ દીઓ,
લુખી હ્રદયની ચીજ તે તો, ભાગ્યમાં પડવા દીઓ."

"મુજ જીવનની ઉણુપ ખરે, તુમાં સમાઇ છે નકી,
ઇચ્છું કદી જો પૂર્ણ કરવા, ના કદી કહેશો નહિ,

ચાંવું અધુરાં ફુલને, એ પ્રેમ સો ભીશ્તારનો,
એમાં મનાઓ ભુલ તોતો, એ ગુન્હો બખસો તમો."

"તાપથી મુંઝાઇ જાતાં, શીતળ છાંયે આરામજો;
આરામ લેવો ધારીને; સખી સ્વર્ગની સંભાળજો;

ભોળી મેના વિનોદ જોતાં; મુગ્ધ થઇ સ્વર્ગે ગઇ;
ઘેલી થઈ છે એકલીતો; હાસ્ય કંઈ કરશો નહિ"

'પંથે જે જે તું જશે; નિશાન ત્યાં ત્યાં રહી જશે;
લવશે હૃદય નિર્દેશતું કે; અમ સ્વારનો અહીં વાસ છે;

સ્મૃતિ અન્ય ન રહે તેની; ફીકર છે ઓછી મને;
પણ તવ સ્મૃતિ તાજી રહે; માટે જપું છું આપને."

"ખુલ્લુ હૃદય મારૂં ખરે; સત્કારશે તવ મુર્તિને
કૃત્ય કૃત્ય થાશે આતમા, આશા ખરેખર એજ છે;

ચોકખા દીલે છે ચાહવું; ચોકખું દીલ છે શોધવું,
શોધી અને સુખ માણવું, આશા જીવન છે એટલું."

"આ જીંદગીનાં નુર તે; તુંમાં જગે છે રાખીયાં;
એ નુરની ચાવી રૂડી; સંતાઇ છે તવ ગોદમાં,

વિજ્ઞપ્તિ મારી આટલી; પહોંચે જઇ તુજ ઉરને;
હૂંકારમાં જો હા ભણે તો; સ્વર્ગમાં સુખ સર્વ છે."

આવી લાંબી એક બીજાની પ્રતિજ્ઞા વિનોદને સંભળાવતાં વચન આપી બન્ને બ્હેનો અત્યાવસ્થત ફૂશીથી જાણે એક બીજાને છેલ્લીજ વાર મળતી હોય તેમ અશ્રુ સાથે ભેટી પડી. બિચારા ડોકટર જેમ્સે હજી પણ આ કુમળી કળીઓને વિચાર કરવા જણાવ્યું, પણ વિનોદના

નામ પાછળ જીવન ડુલ કરતાં તેમને જરાપણ શોક ન થશે. "જો વિનોદ જીવતા હત તો આ કાર્ય જરૂર કરવા તૈયાર થાત; પછી તેઓ હયાત નથી તો તે કાર્ય હેમણેજ પોતાના વિનોદના નામ ખાતર કરવું રહ્યું." એ દિવ્ય પ્રેમની ભાવના ! બંનેના દીલમાં જયાં ધુસી ગઇ હતી ત્યાં કંઈ પણ ઉપદેશ શું કરે તેમ હતો ? પ્રેમીનાં દરદો પ્રેમી જાણે તે આનું નામ! પ્રેમ માટે અરે! પ્રેમી માટે જીવન આપનાર કદાચ, મળે પણ જે પ્રેમીની ફરજ હતી તે ફરજ અદા કરવા અન્ય માટે જીવન આપે તેવાં તો કોઈ વિરલાંજ હૃદયો ! લાખોવાર પ્રણામ તેવાં પ્રેમી દીલોને; કે જે જરાપણ અચકાયા સિવાય આટલી હદે પહોંચવા તૈયાર થયાં છે! હજારોવાર શાબાશ તે ભારતમાતાની કુમારિકાઓને કે તેઓએ પ્રેમનો પડઘો આખી આલમ પર ગજાવવા આટલી હિમ્મત ધરી! કયો હૃદયશુન્ય પણ આ પ્રેમાહુતિ સાંભળી નહિ પીગળે ? મા ! ભારત મા! હજી તારૂં દૈવત નથી ગયું ! અર્જુન કૃષ્ણ પ્રભુનાં સંતાનો હજીયે આ ભારતમાતાને દીપાવી રહ્યાં છે. મેના તથા કલા! તમારી આહુતિ જોઇ જો જીવતો વિનોદ હશે તો શું કરશે તેનો ખ્યાલ તમે કર્યો ? જે પ્રેમી પાછળ તમો એક અજાણી બાળાને રૂધિર તથા માંસ આપવા તૈયાર બન્યાં છો, તે પ્રેમીનું દીલ આ હિસાબે કેટલું પ્રેમાળ હશે કે તેણે આવો સરસ પ્રેમનો પાઠ તમોને પઢાવ્યો છે !

ફરીથી વડોદરા ડોકટરે જાતે તાર કર્યો, અને અર્ધો કલાક બાદ તો ખરેખર બન્ને બાળાઓના અચેતન દેહો ઉપર શસ્ત્રક્રિયાના પ્રયોગો પણ થઇ ગયા. તેમનાં રૂધિર તથા માંસથી કુમુદનું શરીર ભરવામાં આવ્યુ. દિવ્ય સરિતામાં સ્નાન કરનાર પ્રેમી પંખીડાં ઓ!

મેના તથા કલા ! તમોને કોટી વખત પ્રણામ ! અબળા બની તમે જે હિમ્મત બતાવી વિનોદનું ભુંસાઇ ગયેલું નામ અમર કર્યું તે હિમ્મત તથા તે વિનોદના ભાગ્યને હજારો ધન્યવાદ ઘટે છે ! આર્ય મહિલાઓ ! તમારી આવી ટકેલી શકિતએ હજીપણ ભારતનો વરસાદ નથી સુકાયો આ કઠિન કળીકાળમાં !



# પ્રકરણ ૨૯મું

## મુકુન્દ ન્યાયાધિશ.



જે મુંબાઇમાં ફોર્ટની કોર્ટમાં ભારે ગીર્દી થઇ ગઇ હતી. વકીલો, બારીસ્ટરો, સોલીસીટરો, તથા પોલીસો ત્યાં દોડાદોડ કરતા હતા. જ્યાં અને ત્યાં ન્યાયાધિશ મુકુન્દની વાતો થતી હતી. ભલો મુકુન્દ ન્યાયાધિશ ૧૫ દિન પહેલાંજ વિલાયતથી નવો જડજ બની આવ્યો હતો, એટલે લોકો ન્યાય જોવા માટે સંખ્યાબંધ ટોળે મળ્યા હતા તેમાંયે વળી સરકારે આ અજાણ્યા ન્યાયાધિશ મુકુન્દની કોર્ટમાંજ પેલા બદમાસ મનહરલાલ અગર તો રામેશ્વરનો ન્યાય કરવા નિર્ણિત કર્યું હતું. એટલે લોકો માહોમાંહે વાતો કરતા હતા કે જરૂર ન્યાયાધિશ ચાલાક હોવો જોઇએ તેમાં બેશક વાત સરકારની આવી યુક્તિથી આપોઆપ સમાઇ જાય છે.

યથા સમયે મુકુન્દ કોર્ટમાં હાજર થયો. હતો તે ન્યાયાધિશ જુવાન! તથા હતાં તેણે પરિધાન કરેલાં ઉજળી ખાદીના કોટ પાટલુન! તેનો ચહેરો નિર્દોષ તથા ઉજળી રેખાઓ વાળો હતો. નહતો તેને ગર્વ કે નહતો તેનેશોખ! જે બોલાવી સલામો ભરે તેમને

યોગ્ય જવાબ આપતાં પણ તે હસતો હતો. પોલી[illegible]દનાં વખાણ કરતા ઉભા હતા તેમણે ત્યાર બાદ આખી કોર્ટમાં શાન્તિનું રાજ્ય પોતાના બળથી જમાવી દીધું પહેલોજ કેસ મનહરલાલનો હોવાથી તેને પોલીસના કબજે ત્યાં લાવી ઉભો રાખવામાં આવ્યો હતો. ફરિયાદી તરફથી પણ ગવર્નમેંટ ઑફ ઈન્ડીયાનો સેક્રેટરી હતો એટલે આ કેસમાં બહુ રસલેનાર ડીટેકટીવ ધીરજલાલને પ્રથમ પહેલા ન્યાયાધિશે જુબાની માટે બોલાવ્યો. ધીરજલાલે ઉભા થઇ ટોળે મળેલ સર્વ મંડળ. જ્યુરી તથા ન્યાયધિશ એ સર્વને સંબોધી નીચે મુજબ લાંબી જુબાની આપી

"નામદાર જડજ સાહેબ ! જ્યુરીના ગૃહસ્થો તથા અન્ય પેક્ષકો ! આજે લાબા વર્ષોના શ્રમ બાદ નામદાર સેક્રેટરી ટુધી ગવર્નર ઑફ ઈન્ડીયા તરફથી હું આ કેસ દાખલ કરાવતા પહેલાં જણાવીશ કે સદર્હુ કેસમાં ઘણા કાવાદાવાનો ચક્ચુર હેવાલ હોવાથી તેમાં બહુજ ઉંડા ઉતરવાની ખાસ જરૂર છે. હું ધારૂં છું કે મી. મુકુન્દભાઇ એક નવા ન્યાયધિશ તરીકે આ કેસ પહેલાજ હાથ ઉપર લેછે. પણ તેમની કાર્ય કુશળતા માટે ઈંગ્લાંડમાં મુકત કંઠે વખાણ થયાં છે એટલે આ કેસમાં તેઓ ખરેખરો મુદ્દો પારખી અદલ ઇન્સાફ કરી ન્યાયિ સરકારનાં ઓફીસર તરીકે બરાબર પોતાની ફરજ અદા કરશેજ.

આ કોર્ટમાં હાજર થયેલ કેટલાક પેક્ષકો અગર તો સોલીસીટર વા બારીસ્ટરોને ખબર હશે કે ઘણાં વર્ષ પહેલાના અત્રેના એક ધનાઢ્ય ગૃહસ્થ; કે જેઓનું મૂળવતન કપડવંજ હતું, અને જેમનું નામ મી. મોહનલાલ કમળશી હતું, તેઓનું ખુન ઓચિંતુ

[illegible] પબાડ તેવી રીતે બન્યું હતું; તેમ તેમનું બનાવેલ વીલ પણ ગુમ થયું હતું. વળી તેમના નામે જે કંઇ મુડી બેંકોમાં હતી તે પણ કોઇ બદમાસે બાબાદ રીતે ઉચાપત કરી હતી. તો આ બારામાં પાકા પાયે અને સાક્ષીઓના બળથી હું જાહેર કરૂં છું કે પિતાનો ખુની હત્યારો અત્યારે કોર્ટમાં હાજર થયેલ આ મનહરલાલ અગર તો રામેશ્વર વા કાન્તિલાલ મોહનલાલ પોતેજ છે. તેણેજ તે રકમ ઉચાપત કરી અત્રેની અન્ય બેંકમાં રોકી હતી તેમાંથી લગભગ બે ભાગની રકમ તો તેણે પાયમાલ કરી છે. ઓરમાન માતા મંગળાની શીખવણીથી તેણે પોતાની સ્ત્રી કમળાનું ખુન પણ દરિયામાં ફેંકી દઇ તે પહેલાંજ કર્યું હતું એ વાત ફકત ચર્ચાય છે તેટલુંજ. આ બાબતમાં હું સાક્ષી મેળવી શકયો નથી.

" ત્યારબાદ કંચન નામની અત્યારમાં જાણીતી બનેલ નર્તકિને ત્યાં તેણે પગ પેસારો કરી તેની એક રાખેલ સ્ત્રીનું ખુન પણ કર્યું છે. હું ભુલતો ન હોઉં તો તે સ્ત્રીનું નામ માધુરિ હતું. પોતાની માસીના પ્રેમમાં પડી જવાની લાલચે તેણે માસીને ઘણી રીતે હેરાન પણ કરી હતી. ત્યારપછી એક પારસી છોકરીને ફસાવી તેણે ઝવેરી સાથે પરણાવી. તે બિચારીનાં સર્વ આભુષણો લઇ લીધા બાદ તેનુંયે ખુન કર્યું હતું. તથા સર્વ દાગીના કંચનને ઘેર મોજ માણવા ખાતર આપ્યા હતા જે તે નર્તકિનું મકાન જપ્ત કરતાં હજી પણ મારા ધારવા પ્રમાણે મળી આવશે.

" આ સર્વ ઘટના બન્યા બાદ પોતાની ઓરમાન મા મંગળાનું જીવન ધુળ કરી તે બદમાસ મુંબાઇ છોડી કલકત્તા તરફ ચાલ્યો ગયો હતો. અહિં તે રામેશ્વરના નામે ઓળખાઇ ત્યાંની

ટેલીફોન ઓફીસમાં હેડ કલાર્કની જગા મેળવવા ધિમેધિમે દૈવવસાત ભાગ્યશાળી બન્યો હતો અત્રે વચમાં જણાવવું ઉચિત છે કે પેલી પારસી બાઇનું ખુન કર્યા બાદ તેને પકડવામાં આવ્યો હતો. છતાં તે જેલમાંથી બનાવટી રૂસ્તમ તરીકે નાસી છુટી કંચનના મકાનમાં સ્ત્રી વેશે છુપાઇ એક ઠગીને પકડી આણેલ ચંપા નામની છોકરીના પ્રેમમાં પડયો હતો. ત્યાંથી તે મારા હાથમાં એક દિન અન્ય વખત પકડાવાની વખતેજ નાસી છુટયો હતો.

"કલકત્તામાં તે રહેતો હતો. તે દરમ્યાનને લગભગ વર્ષો વિત્યાબાદ તે આ તરફ મનહરલાલના નામે આવતો હતો. તેજ અરસામાં સુરતમાં તેણે ઘેલાભાઇ નામના એક દલાલની છોકરી કુસુદ કે જેને તેની માસીના દિકરા સાથે પરણાવવામાં આવી હતી તેને ઉપાડી જવાની યુકિત કરેલ પણ તેમાં તે નિષ્ફળ નિવડયો હતો. અત્રે મુંબાઇમાં પણ કાબુલીના વેશે તેણે ખરેખર પોતાની નાની બ્હેન પર મોહી તેનું હરણ કર્યું હતું, પણ વિનોદ નામના તેની માસીના નાના દિકરાએ તેને કલંકિત થતો બચાવ્યો હતો.

"ત્યારબાદ કલકત્તામાં તેણે એક શાહુકારની સ્ત્રી પર મોહી તેણીનું ખુન કરી સર્વ આક્ષેપ એક ચંપક નામના યુવાન પર મુકી તે બિચારાનો ઉગતો સંસાર છુંદી નાખ્યો હતો. ચંપક તથા તેની હૃદયદેવી પ્રસન્નનું અત્યારે નામ નિશાન પણ નથી. હું જાતે તે હરામખોરને પકડવા વોરંટ લઇ અત્રેથી બાતમી મેળવી ઉપડયો હતો; પણ તે બદમાસે ત્યાં સુધી હિમ્મત કરી કે તેના નામનો પેસેજ રંગુન જવા તેજ અરસામાં બુક કરી દીધો હતો, એટલુંજ નહિ પણ ટીકીટ પણ લઇ લીધી હતી. અને એક બિચારા ગુજ-

રતીને રામેશ્વરનું નામ સોંપી દઈ રંગુનની હવા ખાવા મહુત મોકલી દઈ પોતે ગુજરાત તરફ આવી રહ્યો. હું પણ તેની યુક્તિનો ભોગ બની રંગુન નાહકનો અથડાઈ પાછો આવ્યો.

"હવે દૈવવશાત એવું બન્યું કે–અને જે મુંબાઈના લોકો આજ સુધી જાણતા પણ નથી કે–તેની અપર મા મંગળા માયાના નામે કંચન નર્તકિને ત્યાં રહી હતી તેજ હતી. કલા નામની જે છોકરી હતી તેજ અપર મા તથા ઓરમાન દિકરાનાં પાપનું પરિણામ હતી તેજ છોકરીને પ્રાપ્ત કરવાના ઈરાદાથી તેણે કંચનને ઘણા ઘણા પૈસા આપી માયાનો પત્તો મેળવ્યો; તથા તેના મકાન સામે પોતે મકાન પણ રાખ્યું પોતે માયાને માયા નામે ઓળખતો હતો કે મંગળાને નામે તે બધો ભેદ તે પોતેજ જાણતો હશે, પણ કેટલાક સંબંધો તથા પત્રો પરથી સમજાય છે કે તે મંગળાને ઓળખી શકયો નહિ; અને તેથીજ કલા પર આશક બન્યો હતો. અહિંથી એટલે કંચનના મકાનેથી માયા તથા ચંપા કેવી રીતે છુટાં થયાં તેની પણ બરાબર માહીતિ મળી નથી.

"તેણે આવી રીતે માયાના મકાન સામે મકાન રાખી ધિમે ધિમે ચંપાનું દીલ જીતવા માંડયું હતું. પણ માયા તેમાં અંતરાય રૂપ બનવાથી તેને આ શયતાને મનહરલાલના રૂપમાંજ કંચનને ત્યાં ભોંયરામાં પુરી રાખી ત્યારબાદ કલાને પણ ઉપાડી અને ચંપા સાથે આડો વહેવાર ચલાવવા કજો દાબવા માંડી. પણ ચંપા તેને ઓળખતી નહિ કે તે પોતેજ કાન્તિલાલ છે ! બાકી ચંપાએ કાન્તિલાલને પોતાનું દીલ સોંપી તેનો હૈયા હાર બનાવ્યો હતો તેની પણ સાક્ષીઓ છે. આવી રીતે એક દિન ચંપા પર જુલમ ગુજારતાં તે પકડાયો પણ ત્યાંથી છટકી ગયો હતો.

" આમ ઉપરાઉપરી એક બદમાસ છટકી જતો હોવાથી મ્હેં આખરે વલસાડના નરેંદ્રની સ્હાયથી તેને પકડવાનો ઇરાદો કર્યો. હું પોતે જાણતો ન હતો કે કાન્તિલાલ, મનકરલાલ વા રામેશ્વર એ સર્વ એકજ વ્યક્તિઓ છે. ઘણાં વર્ષો ટીચાઈ આખરે તેણે પોતાનાજ હાથે ઘેલાભાઇની છોડી કુમુદના પુત્રનું ખુન પ્રેમનો ઇન્કાર થવાથી કર્યું; અને સર્વ આક્ષેપ આ ચરિત્ર રમી કુમુદે પોતાનો દીગેર વિનોદ કે જે તે વખતે બરોડા કોલેજમાં સીનીયર બી. એ. માં ભણતો હતો તેના પર પોતાનું પાપ છુપાવવા નાખ્યો. હવે વિનોદ વડોદરાના એક સબ જડજ નામે હરિલાલની કન્યા મેના સાથે પ્રેમમાં પડયો હતો, તે આ આક્ષેપથી ગભરાઇ મેનાને લઇ ચાલ્યો ગયો. ત્યારબાદ તેનું શું થયું તે કોઇ જાણતું નથી અને શશીકાન્ત વકીલ કે જે અત્યારે ભરૂચમાં છે, અને જેઓ વિનોદના મોટાભાઇ છે, તેઓ પણ આ બાબતમાં કંઇ ન જાણવાનુંજ જણાવે છે. આવી રીતે તેણે બે પ્રેમિઓનાં જીવન પણ કટુ બનાવ્યાં છે.

" આટલેથી નહિ સુધરતાં તેણે જે કલાને સમજાવી ભરૂચ ઉપાડી હતી તેનો ઘાટ કરવા વિચાર કર્યો. પણ તે શયતાનને કયાં ખબર હતી કે તે તો તેની બ્હેન હતી! અગર તો તેના તેજમાંથી પ્રગટેલી વ્યભિચારના પરિણામે જન્મ પામેલી કન્યા હતી! વિનોદ પર ખુનનો આરોપ આવ્યો તેજ દિને તેણે કલાને લઇ નર્મદા પાર જવા તૈયારી કરી હતી; પણ કલા નદિમાં પડવાથી તેના હાથમાંથી છટકી ગઈ. અહિં નદિમાંથી રખડતા ચંપકે કલાને બચાવી, પરંતુ બદમાસે રબારીના વેશે કલાને ઉપાડી લીધી, તથા ચંપકને નદિમાં

ફેંકી દીધા. ત્યારબાદ નરેન્દ્ર તથા હું બન્ને કાબુલીના વેશે તેના નોકરો બની ગયા. આસ્રે આશરે બે વર્ષો વિત્યા પછી તેણે મુંબાઇમાં બે માસ પર બનેલ ચોરી કરાવી બિચારી માયા, ચંપા, તથા રૂક્ષ્મણી એમ ત્રણે જણને તેઓ પર ખંભાતમાંથી આરોપ લાવી પકડાવ્યાં. પણ માયાની એક પાલક પુત્રિ સુંદર હતી તેણે અમારો મુકામ ખંભાતમાં હોવાથી કલાને ઓળખી અને ત્યાં તોફાન થયું. ત્યારબાદ અમારૂં મંડળ કલાને લઇ દરિયા માર્ગે નાસી છુટયું, પણ ધન્ય છે એ સુંદરને કે તેણે ત્રણ ત્રણ દિવસ દરિયાના તોફાન સામે થઇ આખરે બી. આઇ. એસ. એન. કંપનીની આફ્રિકા તરફથી મુંબાઇ આવતી સ્ટીમર કરોઆના કેપ્ટન મી૦ વિલિયમની મદદથી તેને બચાવી લીધી. આ વાત અત્રે બોલાવેલ મી૦ વિલિયમ પોતેજ જણાવશે. આ ઉપરથી હવે નામદાર કોર્ટ આવા બદમાસને દાખલો બેસાડવા માટે સખત શિક્ષા કરે એવી મારી આશા છે. તેણે હજી ઘણા દોષ કર્યા છે, પણ આટલીજ શિક્ષાઓ તેની જીંદગી માટે બસ થઇ પડશે.” આ પ્રમાણે પોતાની લાંબી જુબાની તે બાહોશ ડીટેકટીવે આપી દીધી.

“ તો મી૦ ધીરજલાલ ! તે કલા તથા સુંદર ક્યાં છે ? ” ન્યાયાધિશે પ્રશ્ન કર્યો.

“ દિલગીર છું કે તે દિને તેમનાં ઠેકાણાં પુછવાં ભુલી ગયો છું; પણ તે બનાવ ખરો હતો તેમ તો અત્રે હાજર થયેલ મી૦ વિલિયમ પોતે સાક્ષી આપી પુરવાર કરશે, એટલે નામદાર કોર્ટને વિદિત થઇ જશે કે તેઓની હાજરીની કંઇ બાંધી જરૂરીઆત નથી. ” ધીરજલાલે જણાવ્યું.

" વારૂ ! એ વાત પછી, હવે બીજા સાહેદીઓ રજુ કરો. " સહેજ નિસાસો મુકતાં મુકુન્દે કહ્યું.

તે પ્રમાણે સર્વ સરકાર પક્ષના સાહેદીઓની સાક્ષીઓ લઇ લેવામાં આવી અને ત્યારબાદ કેદીને હાજર કરવામાં આવ્યો

" બોલ ! અભાગીયા કાન્તિલાલ ! ત્હારે કંઇ બચાવ કરવો છે ? " ફરીથી ઉંડા શ્વાસ સાથે ન્યાયાધિશે પ્રશ્ન કર્યો.

" સાહેબ ! મારાં પડળ સર્વ ખુલ્લાં થઇ ગયાં છે. મારાં પાપ સર્વ સાચાં અને અક્ષમ્ય છે, તો મને યોગ્ય શિક્ષા કરો; કારણ હું જુઠું બોલીશ તે પણ અત્રે હવે ખુલ્લું થયા સિવાય નહિજ રહે. ખરેખર મારા પિતાજીના લાડ કોડથી હું ઉછાંછળો બની આખરે આવો નીવડયો છું તો ન્યાયિ ન્યાયાધિશ ! આપની પ્રથમ મંગળાચરણની આ બાબત માટે જરાપણ દયા સિવાય ખરેખરો ન્યાય કરજો. " હાથ જોડી આંખમાંથી અશ્રુ પાડતા કાન્તિલાલે આટલાં ટુંકાં વાકયોથી સર્વ તહોમતો સ્વિકારી લીધાં.

" આ સર્વ તું ખરા ભાનથી બોલે છે કેદી ? કયાં છે તારો વકીલ ? " ન્યાયાધિશે જણાવ્યું.

" સાહેબ ! સરકારે મને વકીલ કરવા છુટ આપી હતી પણ મ્હેં પાપીએ આવી અકલંકિત ભાવનાઓને લઇ વકીલ નથી કર્યો, અને માગણી પણ સ્વિકારી નથી. મારે વકીલની જરૂર નથી. હું જે કહું છું તે ખરેખર સાક્ષાત મારી સાનભાન તથા બુદ્ધિથી કહું છુ મને મરણનો જરાયે ભય નથી. પાપી જીવન પુરૂં કરી ચાલ્યા જવું તે કરતાં તેનો અંત વચમાંજ આવશે તો મને સુખ થશે. "

"બસ! તો આ કેસનો ચુકાદો હું આવતી કાલેજ આપીશ શ્રી. ધીરજલાલ! માટે આ અભાગિ કેદીને લઇ જાવ. ન્યાયાધીશે જણાવ્યું.

ત્યારબાદ માયાનો કેસ પણ મુકુન્દનીજ કોર્ટમાં ચુકવવાનો હોવાથી હાથ પર લેવામાં આવ્યો. વિદાય કરેલ કેદીને ફરીથી બોલાવી મંગાવવામાં આવ્યો. માતા પુત્ર એક બીજાની દશા જોઇ અશ્રુ પાડવા લાગ્ય. ગમે તેવી પણ તેની મા હતી એટલે કોર્ટ વચ્ચે મંગળાએ તેના ગુન્હા માફ કરવા ન્યાયાધિશને જણાવ્યું; પણ તેની અરજ ધ્યાનમાં ન લેવાઇ. ચંપાએ પણ અપાર રૂદન કર્યું. પોતાના માનેલ તે અભાગિ કાન્તિલાલ માટે! કેટલીક પુછાપુછ કરી છુટી કરી ન્યાયાધિશે ત્રણે અબળાઓને નિર્દોષ જાહેર કરી છુટી કરી તથા મંગળાને વધારેમાં જણાવ્યું કે કલાને સુંદર નામની કોઇ છોકરીએ બચાવી છે.

"હાયરે! તે સુંદર અને કલા મને હવે કયાં મળશે?" કહી મંગળા રડી પડી.

"પણ મંગળા બ્હેન! તે સુંદર કોણ હતી? ન્યાયાધિશે અધીરાઇ બતાવી પ્રશ્ન કર્યો.

"સાહેબ! દરિયાના ઉદરમાંથી મને તે કન્યા રત્ન પ્રાપ્ત થયું હતું."

"દરિયામાંથી કેવી રીતે મળી?" જરા વધારે મુંઝવાઇ મુકુન્દે પ્રશ્ન કર્યો.

"તેણે તેનો ખરો ઇતિહાસ મને કહ્યો નથી; એટલે હું શું કહું?

પણ અમો ત્રણે જણ ખંભાત વહાણ માર્ગે જતાં હતાં ત્યારે તે અમોને મળી હતી તેટલુંજ હું જાણું છું."

"અંગ્રેજી ભણેલી હતી તે?" મુકુન્દે પુછયું.

"હા! તે અંગ્રેજી તો પાર સિવાયનું ભણી હતી કારણ કે જ્યારે અમો નિર્દોષને પોલીસોએ પકડયાં ત્યારે તે સરસ રીતે અંગ્રેજી બોલતી હતી. મારી બન્ને કન્યાઓ મને હવે પ્રભુ ક્યાં મળશે? હાય! અત્યારે વિનોદ પણ હોય તો કેવું સારૂં! બ્હેનના દિકરાને કન્યા આપી તેના રૂણમાંથી મુકત બનત! પણ અરે કન્યા જડે ત્યાર પછી સૌ વાત" કહી તેજ ક્ષણે નિર્દોષ ઠરેલ માયાના નામે ઓળખાતી મંગળા ચંપા તથા રૂક્ષ્મણી સાથે ત્યાંની દીવાની માફક ચાલી ગઇ

તરતજ મુકુન્દે ટેબલ પર પડેલ બોમ્બે ક્રોનીકલ ઉપાડી વાંચવા માંડયું. પાનીયાં ફેરવતાં અચાનક તેની નજર એક પાના પર સ્થિર થઇ ગઇ. પોતે પેપર ટેબલ પર નાંખી દઇ પોલીસને બુમો પાડવા લાગ્યો.

"પોલીસ! પોલીસ! અરે સાર્જંટ! જમાદાર! જમાદાર! જલદી દોડો અને હમણાં ગયેલ ત્રણે અબળાઓને માન સહિત હાજર કરો." આમ બુમો પાડી તેણે કપાળે હાથ મુકયો. તેજ વખતે તેની આંખોમાંથી અશ્રુ સરી પડયાં સર્વ કોર્ટ તો આ બનાવથી દિંગ થઇ ગઇ.

અર્ધો કલાક અશાબર શોધ જોઇ છતાં ત્રણે અબળાઓને લીધા વગરજ મોકલેલા પોલીસો પાછા આવ્યા. એટલે તો હિને મુકુન્દે કોર્ટનું કામ બરખાસ્ત કરી દીધું, અને પોતે ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો. બારોબાર ગાડી કરી તે સિવિલ હોસ્પીટલમાં ગયો.

વાંચક! ગઇ કાલેજ સુંદર તથા કલાનું લોહી માંસ લઇને

કુમુદને પોષણ આપવામાં આવ્યું હતું તે વાત તો આજે આખા મુંબાઇમાં ચર્ચાતી હતી. પેપરો વાળાઓએ લાંબા લાંબા ફકરાઓ લખી અબળાઓના સાહસ તથા ડૉક્ટરની કળાને ધન્યવાદ આપ્યો હતો, એટલે સંખ્યાબંધ શેઠ શાહુકારો આ રત્નોને જોવા આવતા હતા. દવાખાનામાં એક બાજુના સ્ત્રી વૉર્ડમાં ખાનદાન જણાતી ઘણી સ્ત્રીઓ ટોળે મળી હતી તે તરફ ઓચિંતો કોઇને પુછ્યા કર્યા સિવાયજ ન્યાયાધિશ મુકુન્દ દોડી ગયો. સ્ત્રીઓમાં મર્યાદા ત્રોડી તે રસ્તો કરી લાગલોજ આગળ પહોંચી દર્દીઓ પાસે જઇ પહોંચ્યો. તેની આંખમાંથી આંસુ પડયાં.

"કોણ મારા વિનોદ ! પ્રભુ ! આતે સ્વપ્ન કે સત્ય ! ગભરાશો નહિ પ્રભુ. તમારી ગેરહાજરીમાં કુમુદ ભાભીની સેવા અમે બરાબર કરી છે." આમ તેજ વખતે અચાનક બન્ને ખાટલાવશ કલા તથા મેના કુમારિકાઓ બુમ પાડી લવી ગઇ.

"કોણ ! મારો ભાઇ વિનોદ ! આવ ભાઇ ! આવ." કહેતા તેજ ક્ષણે અપાર આંસુ સાથે મુકુન્દને ભેટી પડ્યા. બાબુભાઇ તો આ દેખાવ જોઇજ રહ્યા.

એટલામાં તો ગાંડા જેવા હરિલાલ એક ખુણામાં નિસાસા નાંખતા નાંખતા બેઠા હતો તે પણ ત્યાં દોડી આવી ગાંડા મનુષ્ય માફક વિનોદને પકડી બોલવા લાગ્યા.

"કોણ મારો વિનોદ ! આવ્યો ભાઇ ! શું ! આટલો બધો રીસાઇ ગયો ! આટલું બધું દુઃખ અને ગુસ્સો કરી મારાં પરીવાં બાપ ધુળ કર્યાં ?" કહેતા હરિલાલ પણ રોઇ પડયા.

વાંચક, હવે તને સમજાયું હશે કે આપણો બાહોશ ન્યાયાધિશ તેજ મુકુન્દના નામે ઓળખાતો વિનોદ છે. અત્યાર સુધી કલા તથા મેના તરફ આંસુસહ તાકી રહેલ વિનોદને જરા પણ ભાન રહ્યું ન હતું. તે ચક્કરખાઇ તેજ ક્ષણે નીચે પડયો.

"હાં હાં" કરી સર્વેએ તેને અદ્ધરજ ઉપાડી લીધો. અને ડૉકટરને બોલાવવામાં આવ્યો; પણ વિનોદે બેઠા થઇ જણાવ્યું કે "એ તો સહેજ!"

કુમુદ બીજી ઓરડીમાં હતી ત્યાં વિનોદને લઇ જવામાં આવ્યો. કુમુદે પોતાના સર્વોત્તમ હિતેચ્છુ દીયેર વિનોદને ઓળખી તેજ ક્ષણે તેની માફી માગી.

"ભાભી! થનાર થઇ ગયું. આ માંદગીમાં હવે જીવ બાળશો નહિ આપને હવે કેમ છે?"

"ભાઇ ત્હમો તો ગયા; પણ ત્હમારાંએ મને જીવન આપ્યું છે. હવે મારી ફિકર ચિંતા નથી. ફકત તે બન્નેની છે, તે બન્ને ઉઠી મારા દીયેરનો સંસાર ઉજળો કરે એજ મારી ભાવના છે."

"કુમુદ! તે દિન પ્રભુ જરૂર લાવશે! મારી આંખો હવે ઉઘડી ગઇ છે." કહી શશીકાન્ત રડી પડયા.

"શશીકાન્ત ભાઇ! આપ ન રડો! જરાયે ન રડો." કહેતો વિનોદ ત્યાંજ કુમુદને ખાટલે માથું દઇ ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો.

"ભાઇ! વ્હાલા ભાઇ વિનોદ! લઘુ પણ પુજ્ય ભાઇ! શોક ન કર! મારા હાથેજ એ બન્ને દીવ્ય રત્નોનો હસ્ત મેળાપ તને કરાવી આપી હું આનંદી થઇશ. ભાઇ! થનાર વસ્તુ થઇ ગઇ!

મારા સર્થાં કુમુદના અપરાધો ક્ષમા કરી મન ન બાળીશ વીરા ! આખરે માં જણ્યા બંધુનેજ લાગણી થાય તે હું ભુલ્યો નથી. ઉતાવળું પગલું ભરી તું ચાલ્યો ગયો તેમાં મારો શો દોષ ભાઇ ? હું બરાબર જાણું છું કે મારા કીકાનું ખુન મારો ભાઇ કદિ કરેજ નહિ. હાય ! દૈવ ! ત્હેં મ્હને એ શી મતિ બતાવી ? જે કન્યાઓ મારા ભાઇને નામે લોહી માંસનો ભોગ આપવા તૈયાર થઇ તેમને મ્હેં અત્યંત દુભવી છે. એ શું ઓછો અપરાધ હતો ? ભાઇ ! તને મારા સમ હવે શોક કરે તો ' કાલે સવારે ત્રણે જણ સાજાં થઇ જતાં આપણે હવે વાસદ ચાલ્યાં જઇશું, મ્હેં ભરૂચની નોકરી કુમુદની વ્યથાએ ત્યજી દીધી છે. ” કહી શશીકાન્ત પણ રોવા લાગ્યા.

એટલામાંજ રમણલાલ ત્યાં આવી પહોંચી વિનોદનો હસ્ત પકડી કહેવા લાગ્યો.

“ અરે વિનોદભાઇ ! આ વખતે આમ હિમ્મત ન હારો ! થનાર વસ્તુ થઇ ગઇ ! ડન કેનોટ બી અન ડન ઇફ યુ ગો ટુ હેવન ઑર લંડન ! ( તમો સ્વર્ગ અથવા લંડન જસો તોપણ જે થયું તે ન થયું નહિ થાય ) આ વખતે તો આપે હિમ્મત રાખી મેના તથા કલાને કૉન્સોલેશન ( આશ્વાસન ) આપવાનું છે. માટે ચાલો મારી સાથે બહાર. મેના વૉન્ટસ ટુ સી. યુ. (મેના તમોને) જોવા ઇચ્છે છે. ) તો કાળજું કઠન કરી આવો ”

તરતજ વિનોદ બહાર ચાલ્યો ગયો. મેનાએ પોતાના ખાટલામાં તેના માથા નજીક તેને બેસાડ્યો અને શાંત રીતે તેને જોવા લાગી.

“ પ્રભુ આપ આવ્યા ? હું તથા કલા અવશ્ય કાલે તો સાજાં થઇશું. ગભરાશો નહિ પ્રભુ ! ”

" મેના ! लोकापवादो मनो मे । એ સુત્રને અનુસરી હું તને તરછોડી દરિયામાં પડયો. પણ જ્યારે મને ભાન આવ્યું ત્યારે તો હું સ્ટીમર રાણુપુરામાં ફર્સ્ટ ક્લાસની કેબીનમાં હતો. સાહસ કરી મને બચાવનાર થોમસ કુક એન્ડ સન્સની પેઢીનો એક ભલો ભાગીદાર હતો કે જે મારા પિતાને સારી રીતે પીછાને છે; તેની મદદથી હું ન્યાયાધિશ બની અહિં આવ્યો તમો બન્નેની આશા ખોઇને; પણ આ દશામાં તમોને જોતાં મારૂં દીલ ચીરાઇ જાય છે. મેના મારા ગુન્હા માફ કર ! " આંસુ પાડતાં વિનોદે મેનાનો હાથ પકડી કહ્યું

" પ્રભુ ! અરરર બાપ ! છોડો એ હાથ ! મને વેદના થાય છે રે ! એની પર તો ચાર ઇન્જેકશન ( રસીના પ્રયોગ ) કરવામાં આવ્યાં છે, જેથી મને બહુ દર્દ થાય છે, અને એકથી તો અંદર સહેજ સોય પણ ભાગી રહી છે; એમ ડોકટર કહેતા હતા. "

" હાય મેના ત્હારૂં આખું શરીર તો આવી રીતે જ્યાં ને ત્યાં કોચી નાખ્યું છે ! શત્યાનાશ વળ્યું માઇ ફાધર ગોડ ! મારા પિતા ઇશ્વર ! " કહી તેણે કપાળે હાથ મુકયો.

" બેસો ! આપ બેસો ! આખો દિવસ અને રાત્રિ મારી પાસે બેસો અને મને સુખદુઃખની વાતો જણાવો ! " મેનાએ આંખમાં આંસુ લાવી કહ્યું.

" ના ભીંજાવ તારી દુઃખી આંખને પ્રિયા ! હવે આપણાં બધાં રીસ્ટ્રીકશનો (બંધનો) નાશ પામ્યાં છે; માટે જરાયે ફિકર ન કરીશ માઇ ડીયર ! (મારી વ્હાલી). "

" પ્રભુ ! ત્હમો આવ્યા હેં ! ધનભાગ્ય ! " સામા ખાટલામાં

દુઃખથી પીડાતી કલાએ બુમ પાડી.

તરતજ વિનોદ આંસુસહ ત્યાં જઇ તેને પણ આશ્વાસન આપવા લાગ્યો.

"કલા ! હવે જયારે આટલી હદ સુધી હિમ્મત કરી છે તો ગભરાય છે શા માટે ? શાંત થઇ વ્યથા ઓછી કર ! હું તારોજ છું. મેનાનો વિનોદ અને કલાનો વિનોદ એકજ છે."

"નાથ ! એ તો મને હૈયા સુધી ખાત્રી છે કે આપ બન્નેના છો. આવો અને બેસો મારા માથા નજીક !"

તેના માથા નજીક બેસી વિનોદે તેના કપાળ પર હસ્ત મુકયો. તેને જણાયું કે લોહી બહુજ ધિમે ધિમે વહેતું હતું; મેનાના શરીરમાંથી લોહી લીધું હતું. જયારે કલાની જાંગોમાંથી તો માંસ લીધું હતું, એટલામાંજ ડૉકટર તેમની તપાસ કરવા ત્યાં આવી પહોંચ્યો.

તેણે અહિં આટલી બધી ગીર્દી જોઇ તરતજ જણાવ્યું કે બહુ ધાંધળથી દર્દીઓ હેરાન થશે; માટે સર્વેએ મહેરબાની કરી અહિં ઉભા નહિ રહેતાં જોઇ જોઇને ચાલ્યા જવું. એક અજાણ્યા પુરૂષને કલાના ખાટલા પર બેઠેલો જોઇ ડૉકટર તેને પણ કહેવા જતો હતો; એટલામાંજ રમણલાલે કહ્યું કે "તેજ એ ભાગ્યશાળી પુરૂષ છે કે જેના પ્રેમ પાછળ આ બન્ને બાળાઓએ પોતાના દેહનો ભોગ આપ્યો છે."

આ સાંભળતાંજ ડૉકટર અજાયબ થઇ વિનોદ તરફ ધસી જઇ તેને ભેટી પડયો. અને કહેવા લાગ્યો.

"યુ આર રીયલી એ લકી મેન ! ને નોટ ધી મેન, બટ ધી ગોડ વીથ ટુ ડયુટીફુલ ગોડેસીઝ." "( ખરેખર તમો ભાગ્ય-

શ્રાળી માણુસ છો. ના ! માણુસ નહિ પણુ ફરજવાન બે દેવીઓ સાથેના દેવ છો )"

"થેંક યુ ડીયર મી૦ ડોકટર ! બટ આઇ સે ! વોટ એબા-ઉટ ધેમ ?" "( ડોકટર ! તમારો ઉપકાર માનું છું. પણુ આમના શું સમાચાર ? )" વિનોદે શોક કરતાં પ્રશ્ન પુછયો.

"યુ નીડ નોટ બી એફ્રેડ !" "( તમારે બીવાની જરૂર નથી )" કહી ડોકટરે તેજ વખતે બન્ને યુવતિઓને ડ્રેસીંગ કરવું શરૂ કર્યું. જે સ્થળેથી લોહી તથા માંસ લીધાં હતાં તે જોઇ વિનોદથી "હાય" એમ બોલાયા સિવાય નજ રહેવાયું. તેને ફરીથી તમ્મર આવી; એટલે તે જમીન પર બેસી આંસુ સારવા લાગ્યો. ત્યારબાદ કુમુદનું ડ્રેસીંગ કરવામાં આવ્યું. તેને જોઇ ડોકટર આનંદ સહ ચાર હાથ ઉંચો કુદી કહેવા લાગ્યો. શી વીલ લીવ નાવ !" "( તેણી હવે જીવશે )"

ડોકટરના ગયા બાદ બિચારો વિનોદ તો નિરાશ થઇ ગયો. પોતે પ્રિયાઓનાં શરીર પર કરેલ ઘા જોઇનેજ આશા ખોઇ ત્યાંજ નિરાશ બની રડતો રહ્યો. સગાંવહાલાં આશ્વાસન આપવા લાગ્યાં તે સર્વ વ્યર્થ સમાન હતું. બિચારાં પ્રેમિઓનાં જીગરનાં દર્દની કિંમત પ્રેમિજ કરે ! તેજ ક્ષણે તેણે કપાળ કુટવા માંડયું; પણ મેના તથા કલાએ સોગન દઇ તેને શાંત કર્યો.



# પ્રકરણ ૩૦ મું.

—(૦)—

## સનમ શ્મશાન!

—(૦)—

"પરંતુ નિમાયું વીપરીત દીસે ભાગ્ય પતરીએ,
ગબ્યતે, હા ગપ દુરે વાડી હતી લલીત જે;
હશે શુ આવું નીર્મ્યું, નીકટથી દુરને દુર રહેવું,
જુદું પડવું ને રોવું, ગરીબ બીચારાં પ્રેમિને છે!"



હેલા દિવસના કરતાં પણ આજે કોર્ટમાં લોકોની ઠઠ વધારે જામી ગઈ હતી. લગભગ ૧૨ાા વાગવા આવ્યા ત્યારે ગઇ કાલનો પ્રભાવ શાળી મુકુન્દ ન્યાયાધિશ ઉદાસ ચહેરે ત્યાં આવી પહોંચ્યો. એકદમ સર્વત્ર શાન્તિ સ્થપાઇ ગઇ. મુકુન્દ ન્યાયાધિશનાં દીલમાં આજે હજારો દુઃખ હતાં તેમતો તેનો ચહેરોજ કહી આપતો હતો. એટલે સર્વે પ્રેક્ષકો તથા વકીલો અને બેરીસ્ટરો માંહો માંહે પોતાના તુર્કોનુસાર વાતો કરવા લાગ્યા. આ મુકુન્દના જાણું બહાર જરીપણુ ન રહ્યું.

મેના તથા કલાના ભોગે દુખી થતા વિનોદે તે આખી રાત્રી ત્યાં હોસ્પીટલમાં કહાડી હતી બીજે દિવસે સવાર થતાં તો બંન્ને સખીએ ઉંડી ઉતરતી આંખની કીકીઓ સાથે વિનોદને હસી બોલાવી આશ્વાસન આપ્યું. તથા ના હિંમ્મત થવા સાફ સોગન દઇ ના પાડી દીધી. બરાબર નવ વાગે વિનોદને યાદ આવ્યું કે પોતાને કોર્ટમાં જવાનું છે, એટલે તેણે તે બાબત શશીકાન્ત તથા રમણુલાલ સર્વેને જણાવી દીધી. અગીઆર વાગે સગાં વહાલાંએ વિનોદને કોર્ટમાં જવા વિનવ્યો, છતાં તેનું દીલ આજે વધારે શંકિત બન્યું હતું એટલે તેણે જવા અનિચ્છા દર્શાવી; પરંતુ માંડ માંડ મેના તથા બીજાએ તેને સમજાવી તૈયાર કર્યો. આ વખતે કલા બે શુદ્ધ બની ગઇ હતી, કારણ કે તેની રગો ખેંચાતી હતી. એટલે વિનોદનું મન જવા માટે સાફ ના પાડતું હતું, છતાં બહુ આગ્રહથી તથા મેનાના સોગનથી આખરે તે તૈયાર થયો, અને લગભગ ૧૨ વાગે જવા માટે નીકળ્યો. તેની સાથે શશીકાન્ત રમણુલાલ, પ્રસન્ન. તથા લીલાવતિ એ ચારે જણ કોર્ટમાં જવા તૈયાર થયાં હતાં જતાં જતાંએ આંસુ સાથે જાણે છેલ્લી વખતનો મેળાપ હોય તેમ કરી તેણે મેનાને કહ્યુ.

" ડીયર મેના ? આઇ વીલ ટ્રાઇ માઇ અટ મોસ્ટ ટુ રીટર્ન સુન ! (વ્હાલી મેના ? હું જેમ બનશે તેમ વહેલો આવવા મારા પ્રયત્ન કરીશ ) કલાને તારા વિશ્વાસે મુકીને હું જાઉં છું તે યાદ રાખજે મારી મેના ! ખરેખર તું એક ઑલરાઉન્ડ ગર્લ (સર્વકાર્યે દક્ષ કન્યા) નીવડી છે. ':

અને વ્હાલા વિનોદ! આપ ક્યાં ઑલ સ્કવૅર (સર્વ બાજુથી ચોરસ નથી!) આપ પણ મારા જેવાજ છો ને? તમોએજ મને એ સ્થિતિએ આણી છે. જાઓ સુખેથી નિશ્ચંત પણે જાઓ! કલાનો સર્વ ભાર મારા માથે નાથ વિનોદ?

ત્યારબાદ હરિલાલ, વિજયા બાલુભાઈ, વીગેરેને બરાબર સાવચેત રહેવા પ્રાર્થના કરતો તે હૈયાફાટ આંસુ વરસાવતો ન્યાયાધિશ ઉપરોક્ત ચારેજણ સાથે કોર્ટમાં ચાલ્યો ગયો તેણે ચારે જણને ખુરસીઓ અપાવી પોતાની સાથેજ બેસાડયાં. આવી ઘટના જોઇ સર્વ પ્રેક્ષકો મુકુન્દ ન્યાયાધિશને લગભગ ગાંડા જેવોજ ગણવા લાગ્યાં કે આતે નાટક છે કે કોર્ટ છે?

બરાબર એક વાગે કાન્તિલાલ કેદીને ત્યાં પોલીસના જાપ્તા નીચે લાવવામાં આવ્યો તેની પાછળ પાછળ રૂદન કરતી કરતી મંગળા (માયા) ચંપા, તથા રૂક્ષ્મણી પણ કોર્ટમાં દાખલ થતાં જોઇ વિનોદે પોતે દરવાજામાં જઇ મંગળાના પગે પડીને તેજ ક્ષણે કલાનો તથા મેનાનો હેવાલ તેને કહી જણાવ્યો. ખરેખર અત્યારે તે એક દીવાના માફક કાર્ય કરી રહ્યો હતો, હશે ગમે તે હોય! આખરે તેણે ઉપરોક્ત ત્રણે અબળાઓને પણ ખુરશીઓ અપાવી. ત્યારબાદ કાન્તિલાલ નો કેશ ચાલ્યો!

"ભાઇ કાન્તિલાલભાઇ? આપને હજી બચાવ માટે કંઇ કહેવું હોય તો કહો હું આ કોર્ટ સમક્ષ જાહેર કરૂં છું. કે તમારી માસી કાન્તાનો હું નાનોપુત્ર વિનોદ પોતે છું. આ પાસે છે તે મારા મોટાભાઇ, તથા આ સર્વ મારાં અંગત સંગાઓ છે. ભાઇ! આપને પસ્તાવો થાય છે?"

" ન્યાયાધિશના ન્યાયાસનને બીરાજેલા પુજ્ય વિનોદભાઇ તમારી કીર્તિને મારા માટે કલંકિત ન કરો; અને જે પ્રમાણે દીલ કહે તે મુજબ વ્યાજબી ન્યાય કરી તમારા નામને જળ હળવું કરો ભાઇ ! મારા સર્વ અપરાધો કાન્તા માસી સમક્ષ બન્યા હતા તે સર્વ આજે તમો માફ કરી મને મરતાને એક પાપમાંથી મુક્ત કરશો તો બસ છે" કહી કાન્તિલાલે ન્યાયાધિશ વિનોદ તરફ હાથ જોડયા.

ઓહો ? આપનો વિચાર કલાને મળવાનો છે ?

" ખરેખર હું તે બ્હેનને મળી તેની માફી માગવા ઇતિજાર છુ. મહેરબાની કરી મને તે જયાં હોય ત્યાં લઇ જાવ એટલે બ્હેન કલાની નજરમાં કરેલ અનહદ પાપોનો પશ્ચાતાપ કરી હું તેની પણ માફી માગીશ."

તેજ ક્ષણે દીલ પર બરાબર કાબુ રાખી અને હૃદયને સખત કરી વિનોદે ન્યાય તોળી દીધો.

" અભાગિ કાન્તિલાલ ! તમારા સર્વ ગુન્હા અક્ષમ્ય છે; અને તમો એક પણ ગુન્હામાંથી બચી શકતા નથી; એટલે આજે હું ન્યાયિ સરકારના ન્યાયાધિશ તરીકે તમોને દેહાંત દંડની સખત શિક્ષા ફરમાવું છુ તમારે આ ન્યાય સામે અપીલ કરવી હોય તો તેમ કરવા તમોને છુટ છે. બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કંપની ની સ્ટીમર કરોઆના કેપ્ટન મી૦ વિલિયમના કાર્ય માટે હું તે કંપનીને જણાવવાની તક લઉં છું કે આવા કેપ્ટનથી મગરૂર બની કંપની તેની યોગ્ય કદર કરે. બાહોશ ડીટેકટીવ ધીરજલાની ધિરજ તથા હિમ્મતને ધન્યવાદ ઘટે છે તદુપરાંત નરેન્દ્રને સરકારી સી. આઇ. ડી ખતામાં જગા આપવા પણ હું ભલામણ કરૂં છું એ સંબંધી

વધારે તો નર્તકિ તરીકે રહી વેશ્યાનો ધંધો કરી નિર્દોષને ફસાવનાર કંચન નર્તકિને હું રૂપિયા દશ હજાર દંડ કરી તે રકમ ધર્માદા ખાતે નાંખવા હુકમ કરું છું ?—અને આજ્ઞા છે કે સી. આઈ. ડી. ખાતુંજ આ હુકમનો અમલ કરી દેશીરાજ્યમાંથી લાવીને ફસાવી વેશ્યાવૃત્તિવાળી બનાવવામાં આવી છે તે અત્રેજ હાજર થયેલ ચંપાને કંચનની મિલકત માંથી ૧૦ મો ભાગ અપાવવા પણ હું સી. આઈ. ડી. ખાતાને હુકમ તથા સત્તા આપું છું. કાન્તિલાલે પિતાનું ખુન કરી જે વીલ ગૂમ કર્યું હતું તે આખું વીલ હવે મંગળાના નામે ફેરવવા નામદાર સરકારને હું ભલામણ કરું છું તે ઉપરાંત બીજી કેટલીક રકમો કે જે લગભગ હવે ખર્ચાઇ ગઇ છે તેમાંથી બાકી રહેલ સર્વ પૈસો તે અભાગિણી કેદીની મરજી મુજબ દાનમાં વાપરવા તેને પણ હું છુટ આપું છું. આ ઉપરાંત આ સર્વ ઘટનાઓ ઘણે ભાગે જે વેશ્યાઓને લીધે ઉપસ્થિત થઇ છે, તે વેશ્યાઓને માટે ટીકા કરતાં હું ન છુટકે મનુષ્ય સમાજ તરફ પણ સહેજ ટકોર મારવાની ફરજ ગણું છું કે આપણા સમાજોએ ખાસ વિચાર કરવો ઘટે છે કે દિન પ્રતિદિન નર્તકિ તથા વેશ્યાઓની સંખ્યા મુંબાઇ અગર તો કલકત્તા જેવાં શહેરોમાં શાથી વધતી જાય છે! સમાજની દઢ જડ ઘાલીને પેસી રહેલી અવળી રૂઢીઓને લઇનેજ આ પરિણામ આવે છે તેમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નહિજ ગણાય. પુરૂષ જાતિ માટે સર્વ કાયદામાંથી છટકવા બારીઓ હોય છે; પણ આ બિચારી બળ વગરની અબળાઓ માટે તો જીંદગીભર પરતંત્રતાની બેડીમાં સજ્જડ જકડાઇ જાય તે એકંદરે વ્યાજબી નથી. આનો ભાવાર્થ એમ નથી. કે સ્ત્રી પરનો સર્વ અંકુશ લઇ લેવો, પણ સમાજે યાદ રાખવું જોઇએ કે

જેવાં તેમનાં દીલ તેવાંજ અન્યનાં પણ દીલ હોય છે. સર્વ મનુષ્યો અગર સર્વ સ્ત્રીઓમાં એક બુદ્ધિ હોતી નથી આપણા મનુ ભગવાને વેદ વાક્યને અનુસરી કહ્યું છે તે સત્ય વાક્યને સાચે સત્યજ માનવું. "यत्रस्तु पूज्यन्ते :नार्य रमन्ते तत्रस्तु देवता :!" "(અર્થાત જ્યાં નારીઓનું પૂજન થાય છે, ત્યાં દેવ લોકોનો વાસ હોય છે)" તો સમાજે ફુલ નહિ અને ફુલની પાંખડી એ સૂત્રને અનુસરી આ સૂત્રને અન્યાય કરવો તે સહેજ પણ વ્યાજબી નથીજ." સ્ત્રી ભિખારી ગુલામીમાં રહી ગુલામ બનવા સર્જાઇ છે." એવો ખ્યાલ જ્યાં સુધી સમાજની આંખમાંથી નહિ ખસે ત્યાં સુધી તો આવી સંખ્યાઓ દરરોજ ઘટવાને બદલે વધતી જશે તે નિર્વિવાદ વાત છે; અને કોઇનાથી તે ના નહિજ પડાય. હવે સમાજ પર આટલી ટીકા કર્યા બાદ હું કાન્તિલાલને જે સજા કરી ચૂકયો છું તે માટે એક ભાઇ તરીકે તેનો ખરા દીલથી પસ્તાવો કરૂં છું કે સજા ખરેખર યોગ્ય છે પણ મારે હાથે તે થવી જોઇતી ન હતી"

" ન્યાયાધિશ સાહેબ ! વિનોદભાઇ! પસ્તાવો કરતા મારા ઓરમાન દિકરાને તમો દેહાંત દંડની શિક્ષા ન કરતાં અન્ય સજા કરો તો હું આપનીઅત્યંત ઉપકારી બનીશ મારી સખી ચંપા પણ એજ પ્રાર્થના કરે છે. મારા બાબતમાં તથા ચંપા અને કલા બાબતમાં તેણે જે કંઇ પાપ કર્યાં છે તેસર્વેની હું માફી પ્રભુ સાક્ષીયે આપુ છું ", કહેતી મંગળા પોતાના ઓરમાન દિકરા તરફ દયા ભાવે જોઇ ન્યાયાધિશને અરજ કરવા લાગી.

", ઉપકાર કરવાનું કામ ન્યાયાધિશનું નથી. તેનું કામતો સમ દ્રષ્ટિએ ન્યાય તોળવાનું છે; એટલે આપની અરજ હું ન છુટકે પાછી

કેલું છું. તો માફ કરશો ” આટલાં વાકયો ખરેખર એક ન્યાયિ ન્યાયાધિશને છાજે તેમ કરી વિનોદ બોલ્યો એટલામાં તો આખી કોર્ટ તાળીઓના નાદે ગગડી ઉઠી. જ્યાં ને ત્યાંથી “ થેંકસ ” ! શાબાશ મીં૦ મુકુન્દ ” ! ‘ ધન્ય મી૦ વિનોદલાલ ” એવી બુમો સંભળાવા લાગી પણ તેજ અરસામાં એક યોગિની દોડતી દોડતી ત્યાં આવી પહોંચી માય। તથા પ્રસન્ન બન્નેએ એક સાથે બુમ પાડી કોણ યોગીની મા આ સમયે.

આ જોઇ સર્વ કોર્ટ શાંત બની ગઇ યોગિનિએ તરતજ હાથ જોડી ન્યાયાધિશ તરફ જોઇ કહ્યું,

ન્યાયાધિશ સાહેબ ! આપે કરેલી શિક્ષા મ્હેં સાંભળી અને તે વ્યાજબી છે આ કેદીને માટે ! પણ ગમે તેવા તોયે હાય તે મારા સૌભાગ્ય ચંદ્ર છે ! તો દયા કરી મારૂં સૌભાગ્ય જતું ન કરો. હુંજ તે અભાગિ કેદીની ધર્મપત્નિ કમળા છું. ”

આ સાંભગી સર્વ કોર્ટ વધુ અજાયબ બની ગઇ. તેજ ક્ષણે પ્રસન્ને દોડી આવી યોગિનિના હાથ પકડી લીધા. વાંચક ! હવે આપણે આપણી પુર્વ પરિચિત યોગિનિને કમળાના નામેજ ઓળખીશુ.

“ મા ! મારો અપરાધ ક્ષમા કરો આપના ચંપકને મેં ખોઇ નાંખ્યા છે; તે નથી જડયા. ” કહેતી પ્રસન્ન રડી પડી.

“ યોગિની માના રૂપે મારી પુજ્ય કમળા ! ” આવો અને મને પાપીને બેટી પાવન કરો ! ” કહેતી મંગળા તેજ ક્ષણે કમળાને વળગી પડી.

“ પત્નિ ! ધર્મ પત્નિ કમળા ! મારા સર્વ અપરાધો ક્ષમા કર ! ” કહેતો કાન્તિલાલ પણ તેજ વખતે કમળાને પગે પડવા ગયો. પણ તેને તેમ કરતો અટકાવી કમળાએ કહ્યું.

"नाथ! कान्तिलाल! आपे आटला वर्षोए मने धर्मपत्नि कही बोलावी तेज मारूं अहोभाग्य! आप गमे तेवा हत्यारा अगर निच बन्या छतां मारा तो पुज्य पति छो. दया करी न्यायाधिश साहेब मारूं सौभाग्य तमारे खोळे छे तो आप ते सांपी मने आभारी करो" कही कमळाए हवे न्यायाधिश सामे जोयुं.

"कमळा व्हेन! ब्रिटिश सल्तनतमां सर्व प्रजाजनो एकज छे. चाहेतो राय होय अगर रंक होय! कान्तिलाल आपना सौभाग्य चंद्र छे ए वात खरेखर खरी छे; पण साथे साथे ते महान न्यायि अने नेकशाळी आ ब्रिटिश सल्तनतना एक प्रजाजन छे; एटले मारा हाथे करेल शिक्षा व्याजबीज छे." दिव्य प्रभाव सह विनोदे आंखमांथी आंसु पाडी जवाब आप्यो

फरीथी आखी कोर्ट विनोदनी कार्य दक्षता माटे ताळीओना नादे गाजी उठी, अने सर्व बाजुथी वाह वाहना पोकारो थवा लाग्या.

"त्यारे तो नाथ! हवे आ जींदगीना प्रणाम! अने राम राम! सासुजी! आपने पण छेल्ला राम राम! दरियामांथी मने जे अंग्रेज दंपतीए बचावी हती तेओ आजेज विलायत तरफ रवाना थइ गया छे; तेमने पण मारा राम राम! अने न्यायाधिश विनोद दीयेर! आपने पण मारा राम राम! न्यायाधिश साहेब! आपना पेला निचु जोइ आंसु सारता रेकर्ड कलार्कने अहिं बोलावी मंगावशो!" आंसु सह विनोद तरफ जोइ कमळाए कह्युं

"शा माटे नहि! पटावाळा! पेला नवा कारकुनने अहिं बोलावी लाव" विनोदे कह्युं

પેલો બિચારો કારકુન નિચું જોતો જોતો ત્યાં આવ્યો; કમળાએ તેને સંબોધી કહ્યું.

"ભાઇ ચંપક ! ગભરાય છે શા માટે! જો આ પ્રસન્ન તારી સમક્ષજ ઉભી છે"

"મા! મારા અપરાધો ક્ષમા કરો હું પાપી છું.! અને દેવિ પ્રસન્ન, મારા અપરાધો તું પણ દયા કરી માફ કર!" ચંપકને નામે ઓળખાયેલા આપણા કારકુને આંસુ સહ કહ્યું

" સાસુજી ! જુવો ! આ ચંપક તેજ મારો દિયેર કેશવ! નિશાની તેના બરડાપર આપે લાખુ કર્યું હતું તે. અને ન્યાયાધિશ વિનોદલાલ! આવો અને ગ્રહો આ તમારી નિરાધાર બ્હેન પ્રસન્નનો હાથ ! તેજ તમારા દયાળ કાકાની દિકરી છે. તમારાં સરલા કાકીએ કલકત્તામાં પુત્રિનો જન્મ થવાથી એક બ્રાહ્મણીના છોકરા સાથે તેનો કોઈ ન જાણે તેમ અદલો બદલો કર્યો હતો. નિશાની તેના ડાબા પગના તળીયાપર જુઓ સુવાવડમાંજ સરલાએ પોતાના નામનું લાખું કર્યું છે તે!" કમળાએ આ પ્રમાણેનો ભેદ ખુલ્લો કર્યો.

"કોણ મારો દિકરો કેશવ !" કહી મંગળા તેજ ક્ષણે ચંપકને ભેટી પડી. વાંચક હવે આપણે થોડા વખત માટે ચંપકને કેશવ કહી બોલાવીશું.

"અને મારી બ્હેન" એમ બંન્ને ભાઇઓ બોલતા બોલતા ત્યાં દોડી આવી પ્રસન્નની પાછળ વીંટાઇ વળ્યા. સર્વ કોર્ટ તો આટલો ભેદ જાણી છક થઇ ગઇ તેજ ક્ષણે દેહી કાન્તિલાલને દવાખાના તરફ પોલીસના જાપ્તામાં લઇ, સર્વ મંડળ ચાલ્યુ ગયું અને કોર્ટ ખલાસ થઇ ગઇ. સખત પશ્ચાતાપ કરતા કાન્તિલાલે કમળાની સ્થિતિ તરફ જોઇ દરવાજામાંજ માથું કુટયું અને ખુબ લાગણીથી રસ્તામાંજ એક

સામેથી આવતી મોટરના માર્ગમાં પોલીસથી ઓચિંતો છુટો થઈ પડયો. તરતજ તેના શરીરપર મોટર ફરી વળી. આ સર્વ દેખાવ ટ્રામમાં બેસીને જતી કંચને જોયો: તેને પણ પ્રભુએ પશ્ચાતાપના છાંટાં હવે ગયેલી યુવાનિમાં આપવા માંડયા હતા. તે ચાલતી ટ્રામે નીચે ઉતરવા જતાં અકસ્માતથી ઘાયલ થઇ ગઇ. આમ બનવાથી કાન્તિલાલ તથા કંચનના દેહોને એકદમ મોટર દ્વારા સિવિલ હોસ્પીટલમાં લઈ જવા બંદોબસ્ત થઈ ગયો.

× × × ×

વાંચક! આવી રીતે જ્યારે પ્રેમઘેલો ન્યાયાધિશ વિનોદ તોળી તોળીને ન્યાય કરતો હતો, ત્યારે દવાખાનામાં પણ શું થતું હતું તે જોવું ઉચિત છે, વિનોદના ગયા બાદ લગભગ એક કલાકતો ડૉકટરે ત્યાંજ બેસી કલાની સારવાર કરવા માંડી, કલાની કાન્તિ જોઇનેજ ડૉકટરે તેની આશા ખોઇ હતી; છતાં "છેલ્લી વખત સુધી વકીલ તથા ડૉકટર કોઇને નિરાશ ન બનાવે" તે નિયમને અનુસરી ભલા જેમ્સે પોતાના ચહેરાપર સહેજ પણ ફેરફાર પડવા દીધો ન હતો. આશરે એક કલાક બાદ ડૉકટરે ડ્રેસીંગ કરી અપાર દર્દથી બૂમો પાડી વિનોદને બોલાવતી કલાને શાંન્ત કરવાનો પ્રયત્ન કર્યો પણ અફસોસ ? જે જાંગોમાંથી કલાએ પોતાના પ્રિય, અધિક પ્રિય, અરે અધિકતર પ્રાણ પ્રિય વલ્લભ વિનોદની ફરજો અદા કરવા માંસ આપ્યું હતું, તે જાંગો અત્યારે પાકી ગઇ હતી તેમાંથી પરૂ વહેતું હતું. ચોંટી ગયેલો પાટો સહેજ ઉખાડતાંજ તે બુમ પાડી વિનોદને બોલાવતી હતી. આખરે ખૂબ સાચવી સાચવીને ભલા ડૉકટર જેમ્સે આ આદર્શ કુમારિકાનો આખો પાટો દૂર કરી અશ્રુ સાથે તેને આશ્વાસન આપ્યું

તેની ધિરજ ખુટી ગઇ હતી. તેણે આશાતે। પર ફેખીને મુકી દીધી હતી; છતાં કોઇને તે વાત તેણે નહિ કહેતાં, લેડી સુપ્રિન્ટેન્ડન્ટને બોલાવી સર્વ બાબત સમજાવી દીધી. કલાની સર્વ રગો ખેંચાવાથી તેની આંખો પણ ફાટતી હતી.

લેડી સુપ્રિન્ટેન્ડન્ટે મેનાના દેહની પણ એવી બાબત ધારી તેજ ક્ષણે તેના જમણા હાથેથી લોહી લીધું હતું તે જગા ઉપરથી પાટો છુટો કર્યો અફસોસ! અહિં પણ મોંકાણુ હતી. બિચારા ડૅાકટરે કેટલી બધી જાળવણી કરી સર્વ રીતે સાચવી સાચવી કામ કર્યું હતું, છતાં કર્મવશાત મેનાના હાથમાં લોહી લેવા માટે પાડેલ જગામાં જીણાં જીણાં જીવ પેદા થયાં હતાં. લેડી સુપ્રિન્ટેન્ડેન્ટે કપાળે હાથ મુકી ડૅાકટરને બોલાવ્યો તે જોતાંજ ડૅાકટરની આંખો પણ ફાટી ગઇ.

તરતજ બન્ને સખીઓને એક મોટા ખાટલામાં એકજ શેત્રા પર ડ્રેસીંગ રૂમમાં સુવાડવામાં આવી. મેનાને હજી ધિરજ હતી. તેને દુઃખ અપાર થતુ હતું પણ મનમાં તે સમાવી દઇ સહન કરતી હતી, જ્યારે બિચારી કલા અનહદ દુઃખથી " વિનોદ! વ્હાલા વિનોદ! ત્હમારે ખાતર મને સ્વર્ગ છે!'' એવી બૂમો પાડતી હતી ચાર ચાર લેડીઓ તથા ડૅાકટરો દર્દીઓ નાડી પકડી ડ્રેસીંગ દરમ્યાન ચિંતાતુર દીસે ત્યાં ખડાં રાખવામાં આવ્યાં હતાં. આખરે જ્યારે બહુજ વેદનાથી કલા બેભાન બની ગઇ ત્યારે ડૅાકટરે બાલુભાઇને ખબર આપી કે " જેમ બને તેમ વિનોદને જલદી બોલાવો."

આ મુજબ વિનોદ પર ટેલીફોન કરવામાં આવ્યો; પણ તે પહેલાં તો કોર્ટનું કામ પરવારી તે નીકળી ચુકયો હતો. એટલે સર્વ તેની રાહ જોવા લાગ્યાં. કલા વળી ફરીથી બુમો પાડવા લાગી.

"બ્હેન! મેના! હું જાઉં છું. સૌભાગ્ય ચંદ્રને મારા છેલ્લા પ્રણામ કહેજો! મારે માટે ખરેખર દેવિ વિમાન ખડું થયું છે! દેવ દેવીઓ પુષ્પો? ખરેખર ધન ભાગ્ય? દેવ પુષ્પોની હાર માળાઓ લઈ મારા તરફ તાકીરહ્યાં છે? મારા વિનોદ ખાતર આ કાર્ય કરી જતાં મ્હને જરાયે શોક થતો નથી. બ્હેન આટલો મારો સંદેશો તેમને કહેજો. મા માયા કદીજો આવેતો તેને પણ મારી આહુતિ? સંભળાવી આનંદ આપજો, રડેતો આશ્વાસન આપજો કે "કલા સ્વર્ગમાં વિનોદ સાથેનો પોતાનો હકક સાબીત કરવા આ નિચ દુનિયાના નિચ સમાજને તરછોડી ચાલીગઇ છે; તો શોક ન કરશો" અને વિનોદ મારે માટે આંસુ પાડે તો ધિરજ આપજો? હાય? મારી રગો તણાય છે? હું જોઉં છું કે હૃદયનો વેગ ધિમો પડીગયો છે? શરીર અકડાઇ જાય છે.? ચેતન નષ્ટ બને છે.? વિનોદ? વિનોદ? મારા વિનોદ? વિનોદ? વિનોદ? પ્રભુ? વિનોદ તમારા ખાતર આવી પ્રેમાહુતિ આપતાં આ અસારમય જગતમાં મારૂં નામ અમર થશે તે ઓછું છે? ઓ વિનોદ! મારી આંખોના નૂર વિનોદ પ્રાણ? આવો? આ છેલ્લી ઘડીએ આપનાં દર્શનની અભિલાષા વાળીની મુરાદ પર પડો" એટલામાં તો ઓચિંતો બહારથી શોરબકોર આવ્યો અને તે સાથેજ કોઇની પરવા કર્યા સિવાય વિનોદ તથા અન્ય મંડળ ડ્રેસીંગ હોલમાં દાખલ થઈ ગયું.

"આપ આવ્યા પ્રાણ પ્રભુ? હું જાઉં છું તો મને રજા આપો? પ્રાણ મા માયા?" આટલું બોલતાંજ કલાની જીભ ચરડાઈ ગઇ! અફસોસ! તેનો અંતરાત્મા ઉડી ગયો! નર્તકિ માયાની પુત્રિ આ અસાર સંસારને ત્યજી વિનોદની જપમાળાઓ ગુંથતી ગુંથતી ચાલી ગઇ!

"હાય કલા! આખરે તું ચાલી ગઇ!" એમ લવતાં મંગળા તથા વિનોદ તેજ ક્ષણે વમ્મર ખાઇ જમીન પર ઢળી પડયાં. સર્વત્ર રડારોળ થઇ ગયું. મેનાની પણ હવે છેલ્લી ઘડીઓ હતી, કારણ કલાના શોકે તેનું હૃદય ધ્રૂજી ગયું હતું. ડોકટર તેના તરફ જોઇ ફરી નિરાશ બની ગયો. "કલા ગઇ તેજ પંથે મેના જશે." એમ તે લવી ગયો.

મંગળા તો કલાનું માથું પકડી રૂદન કરવા લાગી. વિનોદ પણ "ઓ કલા! મ્હને મુકી તું ગઇ!" કહેતો રૂદન કરવા લાગ્યો એકજ ખાટલામાં મેના તથા કલા મૃત્યુ શૈયાપર બીરાજેલાં હતાં; એટલે સામે બેસી એક બાજુ મંગળા રાજીયા ગાઇ છાતી ચીરતી! અને બીજી બાજુ બેઠો પ્રેમિ વિનોદ ન્યાયાધિશ રોદણાં રડતો! વિનોદે ભાન ખોયું હતું તેની આંખો પણ ફાટતી હતી. ફાવે તેમ તે લવતો હતો.

"કલા! મેના! તમારો ઘેલો ગાડો યુગયુગથી પ્યાસો બનેલો વિનોદ તમારે માટે રૂદન કરે છે તો જરા તેની સાથે બેલો તો ખરા! હે પરમાત્મન્ મારી પ્રિયાઓને અમર કુપો પા! હું તેમને માટે મોટા મોટા સાગરોને કિનારે તૃષા છીપાવવા દોડયો! મ્હેં હવાઇ સંસારના કિલ્લાઓ આજ સવારેજ બાંધ્યા હતા. પણ હાય નસીબ! મારો સંસાર સાગરતો ખારો થઇ ગયો! નિરાશ બની ઓ કિરતાર! ઘણું ઘણું પસ્તાઇ હું વલોવાતે દીલે આ સખી દીલો સમક્ષ તેમને માટે સ્તબ્ધ બની તને અરજ કરું છું તો તે તું સ્વિકાર પ્રભુ આજે સવારમાંજ સર્વ દુનિયાના દરેક વિચારો મારા મનમાં લાવી, હું કુદરત તરફ નિહાળતો સમુદ્રને કિનારે મારાં વ્હાણ આવવાની રાહ જોતો ઉભો હતો, પણ અફસોસ એક નાવ ડુબી ગયું. અને બીજું

અત્યારે ડુબવાની તૈયારીમાં છે! હાય? જે પાઠ આ પાપી બંધન કારક સમાજે અને નિશાળો યા કોલેજોએ મને ન પઢાવ્યો તેજ પાઠ આજે કુદરતે મને શીખવાડયો! પ્રભુના ધામમાં પહોંચેલ મારી કલામાં પ્રભુતાનાં પડેલાં પગલાં હું જોઉં છું, અને એ પ્રભુતાનાં પગલાં જોતો જોતો અત્યારેજ ઓ સખી કલા! હું તારી પાછળ પાછળ આવું છું તો હવે જરા ધિરજ ધરા હવે આળસ કે માનિસિક નિંદ્રા સેવી આ જગતમાં રહેવાથી હું સુખી નહિજ બનું. આજે આજ સુધી અંતરના એકાન્ત વાસમાં જે સુર્યચંદ્રની દ્રષ્ટિ પહોંચી નહિ જ્યાં કોઇ અંતરંગ મનુષ્ય પણ પેસવા પામ્યો નહિ અને જ્યાં આગળ મારી સખીઓ સમાઇ રહી હતી તે દીલ ખાલી થતું જોઇ મારી વાસનાના દરવાજા ખુલ્લા થઇ ગયા છે! મારો સંસારના સહરાનો દિલો પ્રગટ થઇ ચૂકયો છે? આટલાં આટલાં દુઃખ વેઠી આજ સુધી બારણે બારણે ભટકયો; એ વિરહના દુઃખનું રહસ્ય એકજ મુહુર્તમાં હવે મારે માટે ખુલ્લુ બની ગયું છે પ્રભુ! હવે સમાજ રૂપી મૃગજળ પાછળ દોડી તેને વળગી રહી તૃષા છીપાવવાનું અશકય છે તેમ મને સમજાય છે! મારી ભૂલ પણ સમજાઇ ગઇ ઓ પ્રાણ પ્રિયાઓ! સમાજની દરકાર નહિ કરતા મારાં બનેલ બંન્ને દીલોને તેમાં જે કંઇ ખામી હતી તે સુધારી, અને ઉત્કૃષ્ટ બનાવી જો હું ચેત્યો હત તો પ્રભુ આ પરિણામ ન આવત! હાય પ્રભુ ગુલાબોના ઢગમાંથી હવે પરિમલ પૂર્ણ ગુલાબો મારે માટે દૂર જતાં રહી ફકત ત્યાં તો કંટક રહ્યા અફસોસ! અફસોસ! હાય? મારી સખીઓ! અફસોસ મારી ભૂલના પરિણામે તમારો ભોગ આપનાર સમાજને હજારો ફીટકાર હજો" કહી વિનોદે ખાટલામાં માથું પછાડયું.

પણ તેજ ક્ષણે એક યોગેશ્વર હાથમાં કમંડળ લઈ ત્યાં આવી પ્હોંચ્યા. વ્હાલા વાંચક ! આ યોગી તેજ કમળાના ગુરૂ ! અને તેમણેજ હરિલાલના હસ્તમાં જન્મ થતાંજ મેના સોંપી હતી. તેમણેજ વડોદરામાં જઈ હરિલાલને પ્રેમિ પંખીડાં સવિતા તથા ચંદ્રકાન્તના મૃત્યુ વખતે ઉપદેશ દીધો હતો અત્યારે વિનોદનો અપાટ શોક જોઇ તેમની આંખમાંથી પણ અશ્રુ સરતાં હતાં, ત્હેમણે વિનોદ પાસે જઇ તેનો હસ્ત પકડી કહ્યું.

"અસ્થી માંસ ત્વચા રૂધીરની ભરી, કાયા ખરે ગંદી આ,
કહે બાપુ બંધુ સ્નેહ કરવા, જેવું દીસે શું જ ત્યાં; !
અજ્ઞાની મમતા ધરી હું પદ કરે મિથ્યા બની આંધળો,
માટીની આ કાય માટીમાં મળી જશે, રોવું રહે આખરે."

"સાચો પ્રેમ ખલકમાં પ્રભુ તણો, ખાલી બધું છે બીજું,
સમજ્યો જે આ સુત્રને હૃદયથી. જાશે તરી ભવ સિંધુને,
ખાલી ખેલો ખેલતાં વહી જશે, વર્ષો ક્ષણું એકમાં,
ભાથા વીણ કીરતાર આગળ ખરે આપવા શું જવાબો.?"

"પણ પ્રભુ ! મારો પ્રેમ વાસનાનો નથી ! હુ તો દૈવી પ્રેમ નો તરસ્યો હતો; અને ખરેખર હાય તે મારી રાંકડી બાપડી સખીઓ પાસે તેવા પ્રેમનાં ઝરણું નિરંતર વહેતાં હતાં. હાય પરમાત્મન ! દુઃખિ ઉપર દુઃખો ખડકવામાં ત્હારો શો હેતુ હશે ! અફસોસ ! શું વિધાતાની પોથીમાં મારે માટે સુખનો એક પણ ફકરો નથી રહ્યો અને ઓ કીરતાર સારંગ પાણી ! જો હોય તો તેનો અલભ્ય અને અગમ્ય લાભ મને અત્યારેજ આપો ! હું સમુદ્રના બિન્દુ બિન્દુએ

તથા પર્વત માલાને કણે કણે મારી આશાઓ માટે રખડ્યો, પણ હાય અંતે નિરાશ બન્યો. લોકો કહે છે કે સાચો પ્રેમ ઇશ્વર ભકિતમાં સમાયો છે, તો એ પ્રયોગ પણ મેં કરી જોયો; પણ આ ચંચળ મનને તેમાંથીએ ઇચ્છિત વસ્તુ ન મળી તાત! મારી પ્રિયાઓ પાછળ હું બાવરો બની ગયો છું, અને દુઃખો નીચે આખરે કચડાઇ મુઓ છતાં હાય દૈવ! ત્હેં નિષ્ઠુરે એ મારી રંકની બે ધનરૂપ કુમારિકાઓને છીનવી લેવા પ્રયત્ન કરી એકને તો લઇ પણ લીધી; અને આ બીજી ઉપર ત્હેં તારો પંજો પાથરી દીધો છે. કુદરત જ્યારે કર કરે છે, ત્યારે શું આમ દયાહિન, અરે હૃદયહીન બની જાય છે પ્રભો! હાય! હવે આ સારી આલમમાં દમ ખેંચવાની જગા પણ મારે માટે ન રહી! પ્રભુ! આ તપેલા દીલોને વિશ્રાન્તિ લેવા તારા રાજ્યમાં કંઇ આરો ન રહ્યો! સર્વ ખાવા ધાતું હોય તેમ મને ભાસે છે! અરે! લોકોના પાર્થિવ આલિનશાહી મોજ વિલાસો જોઇ મારા મને ચંચળ વૃત્તિ પકડી હવાઇ કિલ્લા આજેજ બાંધ્યા હતા; પણ આખરે નસીબ સૌનું કારણભુત બની ગયું. પ્રભુ! શું તારો એવો નિયમ છે કે દુઃખિને દુઃખમાં અને સુખીને સુખી રાખવાં! જો એમજ હોય તો ઓ દયાસાગર તારી શકિતની કિમ્મત આ મારા સરખાં દેહધારી મનુષ્યો આંકીજ કેમ શકે? જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ કરવાની તારીશકિતનાં મુકત કંઠે મોટા મોટા વિર પુરૂષો તથા જટાધારી યોગીઓ વખાણજ કેમ કરે? તાત! તાત! તારી લીલાને પામવા તુંબી પાત્ર લઇ લાંબી દાઢી અને જટા વધારી પગ પર પગ ચઢાવી જંગલના એકાદ ખુણે આ પર્વતની કંદરમાં સમાધિ ચઢાવીને વર્ષોનાં વર્ષો સુધી રૂષિ

મુનીઓ શું કામ બેસી રહે? ગૌતમ જેવા રાજવીને ત્હારી લે લાગેજ કેમ? પ્રભો! આ સર્વ તારી અગાધ શકિતની પ્રતિતિ કરે તો એ દયાસાગર મને તારી પ્રસાદી પામવા આ ભિષણ અંધકારમાં તારક સમાન મારી સુંદર યા મેનાને આપ. કલાને લઇ ઓ દૈવ તું સંતોષ માનજે!

"પ્રભુ! તારી દયા હું યાચું છું તો એ દયાનો મને પાત્ર બનવા દે! તારી કૃપાથી દુઃખની પરાકાષ્ઠાએ પહોંચેલાને ઉપકૃત કર! રઝળી રખડી લોથ થઇ ગયો છું હાય! પ્રભો! મારી સર્વ શકિતઓ તથા આશાના ગઢો કુંઠિત થઇ ગયા છે. મારા સર્વ પ્રયત્નો તાત! આપની અમિ દ્રષ્ટિના અભાવે અફળિત બની જાય છે.–અરે બની ગયાજ–કૃપાનિધે! તું આટલો બધો નિષ્ઠુર, શા માટે હવે બને છે! જો આમજ પરિણામે મીઠું લાવવું હતું તો ઓ દયાસાગર અમારામાં પ્રણય બિજ ત્હેં શા માટે રોપ્યું હતું? અમારા તરફનું તારી દયાનું ઝરણું આજે શા માટે પ્રભો સુકાઈ જાય જે? આ દ્રવિત દલિલો સતાવવામાં કિરતાર શું આપને મજા પડે છે? જો ખરેખર એમ હોય તો તમારી મોજે અમારાં અંતરમાં દાવા નળ સળગે છે પ્રભો! ના! પણ એમ મનાયજ નહિ! કાળાન્તરે પણ આપ માટે તેમ મનાયજ નહિ! પ્રભો? તારી આટલી બધી મૂર્ખા શી? અમો નિર્દોષ હતાં? આ મારી કલા નિર્દોષ હતી, અને આ મેના પણ નિર્દોષ તેમ છતાં જો અમો તારી નજરમાં ગુન્હેગાર ઠરીયે તો પણ આવી સખત શિક્ષા તો પ્રભો! આપ નજ કરો? કિરતાર કરૂણા સાગર! ભિક્ષા અર્થે તારે દ્વારે તારા ગુણ ગાતાં અને ભિક્ષુક ખાલી હાંથે જાઇએ તે તો નજ બને! આમ રંક

ભિક્ષુકનાં પાત્રમાં સુકું પાકું જે કંઇ હોય તે નાંખો એ ફિરતાજી મારી આંતરડી સમાન કલાનો ભોગ લઇ આ બીજી આંતરડી મેના ગયાવી મારી આંતરડી ઠારજો ! ” આમ ગાંડા જેવો બની તે જેમ ફાવે તેમ લવવા લાગ્યો.

હવે હૃદયના શોકથી મેનાનો છેલ્લો શ્વાસ લેવાતો હતો. તેણે માથું કુટતાં વિનોદનો હસ્ત અપાર શારીરીક દુઃખ અને માનસિક આનંદ સહ પકડયો; અને પોતાની છાતી પર તે દબાવ્યો.

“ નાથ હું ! અભાગિણીના વિશ્વાસે આપ કલાને મુકી ગયા પણ તે મારી હૃદયની બ્હેન ચાલી ગઇ છે. તેજ પથે તે એકલીનો પંથ પકડી હું તેની સોબતી બનવા પરલોકમાં પણ સાથેસાથે જઉં છું તો હવે શોક ન કરશો ! દયાસાગર વિનોદ પ્રભુ અમોને ભૂલી જઇ હવે પ્રભુમાં ચિન્ત જોડજો, અગરતો કોઇ અમારા જેવી નો હસ્ત ગ્રહી તેને સુખી કરજો હાય ! મારૂં દીલ ફાટી જાય છે! પ્રભો ! હું જાઉં છું ! જતાં જતાં મારી એટલીજ ઇચ્છા છે કે અમે બંન્ને એકજ પ્રિયતમની બે પ્રિયાઓ એકજ ચિતામાં બળીયે; અને અમારા તે મંડાયેલા શ્મશાન ઉપર આપ “ સનમ શ્મશાન ” નામનું દેવળ ચણાવી તેમાં દરરોજ મધુરાં અમારા મનને ગમતાં હતાં તેવાં ગુલાબો તમારી નવી કોઇ ભાગ્યશાળી સખી સાથે વેરી અમ અભાગણીના ખોળે પ્રેમાંજલિ વરસાવજો ! એજ આપણી યાદ! આપને દગો દઇ અમો ચાલ્યાં જઇએ છીયે તો પ્રભુ વિનોદ અપ રા ધ—ક્ષ-મ ”

ખલાસ થઇ ગયો તેજ ક્ષણે એ બિચારી મેનાનો દીવો પણ ! વિનોદ ગાંડા જેવો બની ગયો ! સર્વત્ર રડારોળ થઇ ગયું.

"લાવો ! લાવો ! મારી સખીઓને કોણ મારે ! એ પાપીઓ નરાધમો લાવો ! શામાટે તમે સર્વે રડીને મને મારી સખીઓ જીવે છે છતાં રડાવો છો ! કોણ કહે છે કે તે મરી ગઇ છે ! આવ ! એ બદમાસ કાળ ! તું જ તેમને લેવા આવ્યો છે તો તારૂં કપાળ જરા જોઇ બેનાવું ! એ જગતમાં મિથ્યાવાદી પુરૂષો સ્ત્રીઓ ! તમો કોનો શોક કરોછો ! જો કલા તથા મેનાનો શોક કરતા હો તો હું કહું છું કે તમારી ભુલ થાયછે; કારણ તેઓ તો હજીયે જીવે છે; હાય ! તો શું તમો નથી માનતાં તો એ બન્ને સખીઓ ચાલી ગઈ ! કલા મેના ! ઉભાં રહો ! ત્યારે તો તમારો કેડો પકડવા હું આવુ છુ સમાજ ! તારા પાપે મારી સખીયો ગઇ છે તો એનો બદલો અવસ્ય ચાર હાથવાળો સારંગ પાણી આપશેજ. આવો ! આવો ! એ યમ દૂતો ! લો ઉપાડી જાવ મ્હને ! જે મારૂં હતું તે ચાલી જઇ પરાયુ બન્યુ તો પછી હવે હુ પણ મારો નહિ અને પરાયો બની આવું છું એ મારી દીલ રાચક સૌંદર્યતાની અને ઔદાર્ય-તાની મુર્તિઓ સમ મેના તથા કલા ! જરા તમો સબુર કરો !" આમ લવી તેજ ક્ષણે નેકી યાન્યાધિશે ગાંડાતુર બની પાસેજ ડ્રેસીંગ કરવાની એક ઝેરી દવા હતી તે ઉપાડી પોતાના ઉદરમાં સમાવી દીધા.

ડૉકટરો તથા અન્ય મનુષ્યો "હાં હાં વિનોદ" એમ કહે ન કહે તેટલામાં તો તે લાંબો છટ થઈ બન્ને પોતાની સખીઓ પર ઢળી પડયો એક મિનિટમાંજ તેનો અમરાત્મા પોતાનાં બે દાસોને મળવા ઉડી ગયો.

વ્હાલા વાંચક ! આવી રીતે આ પ્રેમાહુતિ પાછળ આજે સનમ સ્મશાન થઇ ગયું અને તેજ ક્ષણે મોટર નીચે ચગદાયેલો કાન્તિલાલ

પણ પોતાનો દીવડો ગુલ કરી ચાલ્યો ગયો ! કમળાની આંખમાંથી અપાર અશ્રુઓ સરવા લાગ્યાં; અને સૌભાગ્યચંદ્રની પાછળ તેણે સમાધી ચઢાવી દીધી તેમાંથી તે ફરી ઉઠીજ નહિ. ખલાસ થઇ ગયો તેનો અમરાત્મા ! કલા ગઇ અને હવે પુત્ર કેશવ મળ્યો; છતાં દિકરા સમાન લાડમાં ઉછેરેલી કલાના શોકે તેજ વખતે શશીકાન્તના હાથમાં કેશવનો (ચંપકનો) હાથ મુકી કોઇ ન જાણે તેમ પોતાનું કલંકિત મુખ હવે સગાં વ્હાલાંને નહિ બતાવવા ખાતર મંગળાએ ઓચિંતી એક ઝેરી કટાર હતી તે ખેંચી કહાડી પોતાની છાતીમાં હુલાવી દીધી. બિચારી ચંપા 'હાય' કરી મંગળાના દેહ પર ઢળી પડી અને મંગળાની મરણ નીપજાવનારી કટાર હતી તે ખેંચી કહાડી પોતાની છાતીમાં ખોસી દીધી. થઇ ગયું સમાપ્ત આવી રીતે આ રોળે મળેલું મંડળ ! પેલા યોગેશ્વરતો અવાકજ ત્યાં ઉભા રહ્યા. તેજ ક્ષણે બાલુભાઇએ એક પત્ર શશીકાન્તના હસ્તમાં મુકયો. શશીકાન્તે વાંચ્યા સિવાયજ તે પત્ર તેમને પાછો આપ્યો.

ત્યારબાદ કલા, મેના, મંગળા, તથા વિનોદને એકજ ચિતામાં અને કાન્તિલાલ કમળા તથા ચંપાને અન્ય ચિતામાં સાથે બાળવામાં આવ્યાં ! દેવલોકને વાસે ઉપડેલાંના દેહનું અગ્નિ દેવે જોત જોતામાં ભક્ષણ કરી દીધું, ! બાલુભાઈએ પેલા અણ ઉકેલ પત્રને પણ એ વેદીમાં હોમી દીધો.

સમાજ ! હજી તારી નિંદ્રા અને આળસમાં ગોથાં ખાતી આંખ ઉઘડશે ! તારા પાપેજ આ પ્રેમીઓ ઉડી ગયાં. સમાજની

અસરોએ સગાં વ્હાલાંમાં ઉતરી તેમના ખાસ વિચારો અને વાક્યોથી આ પ્રેમિઓને મુંઝાવી આખરે તેમના સનમનું સ્મશાન કર્યું ! સમજ ! સમજ ? ઓ પછાત પડેલા આર્ય પુત્રોના સમાજ ! તું હવે તો રુમજ ! એજ ભાવના ! અહેજ નિંદ્રાએ આવા કેટલાયે જીવો હોમાઇ જતા હશે !

---

# ઉપસંહાર !

---

પ્રેમિઓની બલીદાન વેદી થઇ રહયા બાદ અફાટ હ્રદય સહ શશીકાન્તે પ્રસન્નને કેશવના હસ્તમાં ટુંકમાંજ સોંપી દીધી તથા મોહનલાલનો વારસો તેને મળે તેવી ગોઠવણ પણ તેણે કરી આપી. ભાઇનો ભોગ તેની બે સખીઓ સાથે પોતાની ભુલથી થયો હતો. એ વાત તેને કંટક સમ જયાંને ત્યાં વેદના કરતી હતી.

દીયેરની બે મનોરમાના રૂધિરમાંસથી પોસાઇ કુમુદમાં નવચેતન આવી ગયું. પણ પોતે વિનોદને જે અન્યાય કર્યો હતો તે માટે તેને આ વખતે ઘણો પસ્તાવો થતો હતો. પોતાના સર્વ ગુન્હાઓ પતિને કહી તેણે વિનોદ ઉપર મુકેલા તોહમતો માટે ઘણો શોક કર્યો ઘેલાભાઇ તથા માંદગીમાં પીડાતી સરસ્વતિએ કુમુદને અપાય તેટલો ધીટકાર આપ્યો; અને એ બિચારીએ સર્વ ધીટકાર સજળ નયને ગ્રહી પણ લીધો.

નિર્ધન બનેલા હરિલાલ તથા વિજયાને શશીકાન્તે સારી રકમ આપી તેમનાં દુખ ટાળવા વિચાર જણાવ્યો પણ આખરે આ વિચારથી રહેલ ખાન દાન દંપતીએ તેનો હાથ સહર્ષ પાછો ધકેલ્યો અને બહુ આગ્રહના પરિણામે વાસદ શશીકાન્ત સાથે રહેવા સંમતિ આપી. વડોદરા સરકારે હરિલાલની સેવાઓની કદર કરી ત-

થા તેમના પર આવેલી અણધારી આફતોમાં સહાનુભૂતિ બતાવી દર માસે રૂપિઆ ૨૦૦ પેન્સન અલગ બાંધી આપ્યું. પણ તે સર્વ કલા; મેના તથા વિનોદના નામે ધર્માદા ફંડમાં તે નાંખી દેવા લાગ્યા.

ટ્રામના અકસ્માતથી કંચનને હોસ્પીટલમાં લઈ જવામાં આવી હતી. ત્યાં એક માસ સુધી પોતાનાં પાપની શીક્ષાએ અનહદ દુખ પામી તે બાકી રહેલી શિક્ષાએ: ભોગવવા આ ફાની દુનિયા તજી ચાલી ગઈ હતી. પોતે ટોળે કરેલું અખુટ ધન હતું; તે સર્વ તેની માંદગી દરમ્યાનજ તેના નોકર ચાકરો તથા રાખેલી નર્તકિઓ અને વેસ્યાઓ લુંટાય તેટલું લુંટી ભાગી ગઈ હતી. અને તેના મ્હોત વખતે તો જ્યારે પોલીસે તેના કહેવા મુજબ કલા, મંગળા તથા ચંપાના નામે તેના પઈસા સાર્વજનિક કાર્યમાં વાપરવા શોધ કરી ત્યારે તે અભાગિણીની મોટી મોટી તિજોરીઓમાં ઉંદર ફરતા માલુમ પડયા ફક્ત કેટલાક પણ અમૂલ્ય દાગીના પોલીસને પ્રાપ્ત થયા તેટલીજ મીલ્કત બાકી રહી હતી. તેના મ્હોતને વખતે પૂર્વ પરીચિત યોગેશ્વરે તેને વેદ વાંચ્યો સંભળાવી મુક્તિ આપવા બંદોબસ્ત કરી દીધો હતો. તદાનુંસાર તેને ઉપદેશ આપતાં આપતાં બંન્નેની અરસપરસ ઓળખાણ નીકળી ગઈ

બન્યું એમ હતું કે અમદાવાદના એક મીલ માલેકને ત્યાં શારદા નામની રૂપાળી કન્યા હતી. તેને તેની ઇચ્છા વિરૂદ્ધ એક વિલાવિલાસી યુવાન સાથે તેના માબાપે પરણાવી હતી. શારદાનો પતિ રમેશ બહુજ શાંત તથા ઉદાર દીલનો હતો. પોતે રંક હતો. છતાં ઉદારતા બતાવવા જ્યારે બેસતો ત્યારે આજુ બાજુમાં કંઈ

વિચાર પણ મનમાં લાવતો નહિ. દરરોજ બેથી ત્રણ કલાક તો ભજનમાં તે કહાડતો હતો ! સવારના પહોરની મીઠી માઝમ જેવી રાત્રે પોતાનો પતિ આમ વૈરાગ્ય ભાવ ધરતો; તે તેની શૈયા ભાગીની અર્ધાંગના શારદાને જરાયે ગમતું નહિ. પણ તેણે કંઇ સદશિક્ષણ મેળવ્યું હતુ એટલે સર્વ સહન કરી પોતાના દિવસો ગુજારવામાં આનંદ માન્યો. કિન્તુ અફશોસ એટલોજ કે અબળાનાં દીલ લાલચુ તથા ચંચળ પારા કરતાંયે પણ વધારે ચંચળ હોય છે ! તે મુજબ વખત જતા પતિને છેતરી શારદા જરા જરા તોફાને ચઢી. અને અમદાવાદના પાનકોર નાકે રહેતા એક કલકત્તાના તંબોળી સાથે તેણે દીલની લેવડ દેવડ પણ કરી દીધી. આખરે તે તંબોળી સાથે બરાબર સંકેત કરી એક દિવસ પોાતના પતિ રમેશને ચાની અંદર કાતિલ ઝેર આપી તે છાનીમાની અંધારી રાત્રે રાત્રિની ટ્રેનમાં કલકત્તા તરફ જવા ચાલી ગઇ ચાહિ એમ થયું કે પ્રભુ પ્રેરણાથી રમેશે તે ચા પીધી નહિ, અને ધાર્મિક પુસ્તકો લઇ પત્નિની રાહ જોતો બેઠો પણ અચાનક તેજ વખતે એક બિલાડીએ આવી પેસી ચા પીવા માંડયો કે તરતજ બે મિનિટમાંજ તેના રામ રમી ગયા.

તરતજ રમેશે હજી પણ શંકા સિવાયજ શારદાની શોધ કરી તો તેનો પત્તો મળ્યો નહિ. તેજ વખતે સગાંવ્હાલાં તથા સર્વ દુનિયાને સ્વાર્થિમાની ને ઘરબાર છોડી કયાંએ ચાલ્યો ગયો ! તેને દુનીયાની માયામાં ઝેરનો વાસ સમજાયો ! વ્હાલા વાંચક ! તેજ રમેશ તે આવી ભવ્ય પાદ વંદન કરવા લાયક પદવિ મેળવી શકયો હતો ! જયારે શારદા કંચનના નામે હત ભાગિણિ બની ગઇ હતી

આ પડદો ખુલ્લો થતાંજ પોતાના સરલ દીલના રમેશ યોગેશ્વરના પાદમાં પડી કંચનનો અમરાત્મા ચાલ્યો ગયો ?

બિચારા રમેશ યોગેશ્વરે હવે સર્વ માયા ત્યજી ચોપાટી પર જળ સમાધી લઇ લીધી હજારો લોકોએ તેમને ઉભરાતાં જળની ફિકર સિવાય બેઠેલો જોઇ પુષ્પહારો ચઢાવ્યા ? કુદરતની કેવી વિલક્ષણ ઘટના એકજ દંપતિને કેવી કેવી સ્થિતિમાં કુદરતના વાતા વરણે દોરી લીધાં હતાં ?

લીલાવતી તથા રમણલાલે પ્રેમિઓની સ્મરણાંજલિ માટે ગઝલો ઉપર ગઝલો જોડી પેપરમાં છપાવવા માંડી હતી. આલમે જ્યારે આ સર્વ ઘટના જાણી, ત્યારે સર્વ દયાવાળા મનુષ્યનાં દીલોમાં કંપારી છુટી.

નાગપુરની વિમળાએ જ્યારે પ્રસન્નનાં સગાંવ્હાલાં તથા યોગેશ્વર અને મા યોગિનીની હકીકત જાણી ત્યારે તેણે ચાર ચાર દિન સુધિ અપવાસ કર્યા; અને ઘણો શોક કર્યો આશ્વાસન પત્રો બંન્ને સખીયોએ એક બીજાને લખી દીધા હતા.

પવિત્ર જીવન ગાળનારી નર્તકિ રંભાએ સમાજથી કંટાળી પોતાનો ધંધો તજી કાશી ક્ષેત્રમાં વાસ કરવો યોગ્ય માની તેમ કર્યું અને ભવિષ્યની જીંદગી ગાળવા તે કાશીક્ષેત્રમાં રહી પ્રભુ જીવનમાં પોતાનો વખત વ્યતિત કરવા લાગી.

નેકવાળી ગુલાલનો બદમાસ પતિ એક તર્કટમાં સપડાઇ જવાથી જેલમાં જઇ ત્યાં આપઘાત કરી મરી ગયો; અને બિચારી ગુલાલ માયાળુ સાસુ સસરાની ઓથે વિધવા નિયમો પાળી રહેવા લાગી.

રસિકલાલ કમ્પાઉન્ડરને કલાનું મ્હોત જીવ લેણુ લાગ્યું હતું. પણ તુરતજ તેના ભાગ્યે એક દિવ્ય કન્યાનો યોગ સાધવાથી તે કલાને વિસરી ગયો.

ડીટેકટીવ ધીરજલાલ સરકારની વફાદાર નોકરી બજાવી પેન્શન ઉપર ગયો; અને ત્યાર બાદ તેની જગાએ નરેન્દ્રને જગ્યા મળી હતી પોતાની કાર્કિર્દિ નરેન્દ્રે યશસ્વિ બનાવી. તેના દીલમાં મિત્રનું ખૂન ધીરજલાલે કર્યું છે; એવો જે શક હતો તે તો કયારનોયે નષ્ટ થઇ ગયો હતો.

અને શશિકાન્તે ભાઈ તથા તેનાં સ્નેહિઓની પ્રેમાંજલિ તથા પ્રેમાહુતિના સ્મરણાર્થે મેનાની ઇચ્છાનુંસાર જે સ્થળે તેમનાં દેહોનું ભક્ષણ અગ્નિ દેવે કર્યું હતું ત્યાં દયાળુ સરકારની સંમતિ મેળવી એક ભવ્ય મકાન બંધાવ્યું. તેનું નામ "શનમ શ્મશાન મંદિર" પાડવામાં આવ્યું ઘણા વખત હરિલાલ, વિજયા, શશીકાન્ત તથા કુમુદ ત્યાં મુંબાઈ જઇ આંસુ સારતાં હતાં. પ્રસન્ન તથા કેશવ પણ તેમની સાથેજ જઇ રૂદન કરી દેતાં હતાં. જયારે બિચારી એકલી પડેલી રૂક્ષ્મણી કાયમ માટે તે સ્થળે અને તેજ મંદિરમાં રહી ઝુરી ઝુરી તેના દિવસો પસાર કરતી હતી. ઘણાય મુંબાઇના શહેરીઓ "સનમ શ્મશાન મંદિર" જોવા આવતા, તે સર્વને ગાંડી ઘેલી રૂક્ષ્મણી, વિનોદ, રમેશયોગી, મેના, કલા, મંગળા, કાન્તિલાલ, કમળા, ચંપા એ સર્વેની છબીઓ ત્યાં જડેલી હતી; તે બતાવી દરેકની ઓળખાણ અશ્રુસહ આપતી હતી. અને ત્યારબાદ પ્રેમિ વિનોદ તથા તેની બે મનોરમાં બાબતનો હૃદયભેદક લેખ ત્રણેની છબીઓ સાથે શશીકાન્તે જે સ્થળે કોતરાવ્યો હતો; તે બતાવી તેણી હતાશ

બની જતી હતી. જે કોઈ ખરેખર એ લેખ વાંચતું તેની આંખો-માંથી આપો આપ અશ્રુ સરી પડતાં હતાં. અને હજી પણ જે કોઈ તેને વાંચશે તે અવશ્યમેવ અશ્રુ વરસાવી સમાજને ફિટકાર આપશેજ કેવો હૃદયદ્રાવક તે લેખ ?

" કોલેજમાં ભણતો હતો, વિનોદ વિનોદિ બંધવો !
અભ્યાસ કરતો ખંતથી, ઉદધિ ફુલાવે પ્રેમનો !
આસક્ત હૃદયે ચાહનાની, લીટીઓ આલેખતો !
એ લીટીના શબ્દાક્ષરે, તે રંગ પુરતો પ્રેમનો !"

* * * *

" સાથિયાને પુષ્પથી, અંગ આંગણું ઓકપું કરી !
સત્કારવા કોઇ ગુલબદનને, મીટ માંડી નેહથી !
મેના મધુરી કન્યકા, ભણતી હતી તે વર્ગમાં !
શિષ્યા હતી તે બ્હાવરી, દષ્ટિ મીલી એકેકમાં !"

* * * *

" નિતંબ ભારે લચકતાં, નેપુર ચમકે જયાં જરી !
સિત્કાર શબ્દ સરી પડે, લાલી તરે અધરો પરે !
હળવે હુલે પયોધર જરી, નેત્રો વિકાસે કૂપ ઉદરી !
લઈ દંત વચ્ચે અધરને. ચિબુકે ધરે કર અંગુલી !"

* * * *

" કુણો હૃદય રસ છે રતિમય, ગાંભિર્યને ના ઓળખે !
સ્મિતાય છે એ ગૌર મુખડું, દગે દગે મિલન થયે !
પ્રેમગારે દિલડું વિનોદનું, લીંપીદી..................ધું !
કંઇ ભૂસિયું કંઇ ચિતર્યું, છે પત્ર ઉપર અવનવું !"

* * * *

" કુંજે નિલીને આવાસમાં, કિલ કિલ ધ્વનિ સંભળાય છે !
નિચોવી પ્રેમી દિલડાં, નિર્દોષ મસ્તિમાં ડુબે
કુણા બને મૃદુ ઓષ્ટને, હા ! ચુંબવા આશા ધરી !
એ સ્નિગ્ધ લેપન સ્થિર થાતાં, દિલડાં ઠર્યા તાં આપવાં !"

✤ ✤ ✤ ✤

" બહુ પ્રેમમાં ભિંજાઇને, સંસારની આશા કરી !
રે ! પ્રેમી ! ભોળાં એ અરેરે ! ના વિચાર્યું કંઇ જરી !
ચીલો અને રૂઢી ખરે છે, હા વિકટ નિજ ગોળમાં !
ભોકો તણા એ જુયને, ભૂલી કુવાં તે જોરમાં "!

✤ ✤ ✤ ✤

" વર્ષો વિત્યાં નિર્દોષ રીતે, પ્રેમીનાં તહીં ચાર તો !
વચ્ચે બને છે એવું કે, બન્ને ગ્રહે કર અન્યનો !
માયા હતી કંઇ નામ ગુણે, મોહમહિની નર્તકિ !
મેના સમી કન્યા કલ: ! તેની પડી એ વેદિમાં !"

✤ ✤ ✤ ✤

" એક દિલનાં ભાગીયાં બે, થાય છે આવી રીતે !
પણ હાય હિંદુ બેઠીએ, બે પ્રેમિ દરિયામાં પડે !
નિશ્વાસ કો'દિ નાંખીને, ઝુરતી કલા એ યાદિમાં !
ઉથલાવીને સ્મરણો જુનાં, એકાકી પડતાં સહેજમાં !'

✤ ✤ ✤ ✤

"પણ ભાગ્યવશાત્ એવું બને કે, યુવાન મેનઃ છે જીવ્યાં !
બહુ દોહલાં દુઃખો સહી, મેના કલા ભેગાં થયાં !
નિજ પ્રેમિની ફરજો ગણી, હા ! ધન્ય છે પોતા તણી !
મેના કલ એ હા દિધાં, નિજ માંસ રૂધિર પ્રેમથી !"

✤ ✤ ✤ ✤

"કાન્તા કુમુદ શશીકાન્તની, પોષાઇ છે એ ભોગથી !
પણ હાય ! પ્રેમિ ના જીવમાં, પરભવ તણા યોગથી !
ને તે ક્ષણે એ બંધવો, આહેશ ન્યાયાધિશ બની !
આવી ઉભો પ્રેમી પાસે, હાથ ધરતો દિલ મહિં !"

✤ ✤ ✤ ✤

"નિજ પ્રેમિબાળા ઉભયને, સ્વર્ગે જતી તે જોઇને !
હૃયે ઝુરંતો હાય ! પ્રેમી, છે ગયો તે જોઇને !
શશીકાન્ત બંધુ આજ ઝુરતો, હાય હવે હું એકિલો !
ક્યાંથી મળે એ ટેકિલો, ઉઠી ગયો જે નેકિલો !"

✤ ✤ ✤ ✤

"આત્મા અને આ દેહના, સંબંધને પુરા કરી !
નિજ બંધુની ભુલે અરે, બંધુ વરયો સ્વર્ગે જઇ !
એ પ્રેમિઓની ગોદમાં, સુખ માણજે ઓ ! વિરલા !
વરસાવજે કંઇ સ્નેહબિંદુ, શશીકાન્ત ઉપર વાહલા !"

✤ ✤ ✤ ✤

આવો હૃદયફાટ કોતરાવેલ લેખ, શશીકાન્ત વકીલે પ્રેમીઓના સ્મરણાર્થે બંધાવેલ એ મંદિરમાં જેને અને તેને રૂક્ષ્મણી બતાવી અશ્રુઓ પાડતી: દેખનાર અને વાંચક સર્વે તેને આશ્વાસન આપતાં પણ તે આશ્વાસન હવે તો મોડાં હતાં ! પોતાનાં માનેલ સ્વજન જેવાંની દશા કાને ન સાલે ! તે બિચારી તો પ્રેમિઓનાં અવાજને સાંભળી આલમમાં વહી જવા તે મંદિરમાંજ એકલી અને અટુલી ઝુરતી રહી ! એક દિનનો તેનો અજબ દોર પ્રભુની સોટી દ્વારા આમ ફેરવાઇ ગયો.

આજે પૂર્ણિમાનો દિન હતો રજનિએ પોતાનાં શણગારેલ વસ્ત્ર પરિધાન કરી કાન્ત ચંદ્રને રીઝવવા માંડયો હતો તેવે સમયે અગાસીમાં મહાલતી આપણી પુર્વ પરિચીત પ્રસન્ન તેના કરેલા ચંપક સાથે ગેલ ગમ્મત કરી રહી હતી, તેમાં શું હતું? ...

"વ્હાલા! આજની રજનિ વીતવી ખરેખર કલ્યાણ સ્મરણાર્થે આપણે કાલે મુંબાઇ જઇશું?" "શા માટે નહિ? વિનોદ પણ તારા બંધુજ હતાને?"

"આ સંસારનો એવો ટેકીલો ભાઇ જે શશીકાન્ત બંધુએ ગુમાવ્યો છે તેઓ હવે બિચારાં કુમુદ સાથે બોલતા પણ નથી! કુમુદ બ્હેનને શું આ ઓછું દુઃખ!"

"પ્રિયા! જો દેખ પેલી વાદળી!" કહી ગાંડા ચંપક ભાન ભૂલી પ્રસન્નને ખેંચવા લાગ્યો. પણ એટલામાં તો શશીકાન્ત ત્યાં આવી પહોંચ્યો.

"બ્હેન! આવતી કાલે મુંબાઇ જઇ બંધુ તથા મેના, કલા અને બીજાં સર્વને સ્મરણાંજલિ અર્પવા મારો વિચાર છે. તમો બન્ને આવશો?" શશીકાન્તે પ્રશ્ન કર્યો.

"હા શા માટે નહિ?" કહી બન્ને રડી પડયાં

વ્હાલા વાંચક! આખરે તું પ્રેમી હોય અગર પ્રેમ હીણ હોય દયાળુ હોય યા નિષ્ઠુર હોય, પુરૂષ હોય વા સ્ત્રી હોય, અગર તો યુવાન અગર યુવતિ ગમે તે હોય; તોપણ આજે ઉતાવળથી પરવારી લેજે! પરવારી લે! આજે તો પ્રેમિઓની બલિદાન ભુમિમાં તે જમાએ બંધાવેલ 'સનમ સ્મશાન મંદિરમાં' તેમને સ્મરણાંજલિ અને પ્રેમાંજલિ દેવા મેળો ભરાવાનો છે! તો સત્વર ચાલ્યો આવ ત્યાં! સમાજ સામે આજે વિનોદ, મેના તથા કલાના બલિદાન માટે હડતાળ પાડવાની છે! શોક છે! શોક છે! પ્રિય વાંચક!

આજે હડતાળ છે! આજે તો પ્રેમિઓની હડતાળમાં પ્રેમી જીવોની મેદની ઉભરાઇ જશે! તો પરવારી લે સત્વર! શોક અને હડતાળ બન્ને છે! આવ? આવ! અને આંસુ તો વરસાવ! હડતાળમાં તું અવશ્ય ભાગ લે! શોક છે! શોક છે! અરે શોક છે! સમાજ સામે હડતાળ છે! તો એ ડગ આગળ ભરી અશ્રુનો વરસાદ વરસાવવા પ્રેમિઓ પાછળ ઝુરતા ભાઇ શશીકાન્તે બંધાવેલ 'સનમ શ્મશાન મંદિર'ને આંગણે આવવા તને આમંત્રણ છે! નિમંત્રણ છે! લોહીનાં આંસુ તો આપોઆપ ત્હારી આંખમાંથી પડશે! તો આવ! આવ! વ્હાલા વાંચક આવ! અસ્તુ!

યાને સનમ

સમાપ્ત



